વડોદરા,
ધી લુહાણામિત્ર સ્ટીમ પ્રિ. પ્રેસમાં ઠક્કર વિઠ્ઠલભાઇ આશારામે
લખનારને માટે છાપી પ્રસિદ્ધ કર્યું.
તા. ૧-૮-૧૯૨૬.

# અર્પણ પત્રિકા.

શ્રીમંત સરકાર મહારાજ સાહેબ સયાજીરાવ
ગાયકવાડ, સેનાખાસખેલ સમશેર બહાદુર,

સરસ્વતીના ઉપાસક હોઇ જેમણે પોતાની સર્વ
જાતિની પ્રજાને કેળવણીનો પ્રસાદ આપવામાં
અગ્રેસરપણું બતાવ્યું છે, એટલુંજ નહીં,
પણ જેમણે દેશની ઉન્નતિ માટે અનેક
ઉપાય લીધા છે, તથા **સંસાર**
**સુધારા** માટે જેમણે રહેણી
કરણીવડે મથન કર્યું છે, એવા
નરેશનેજ યોગ્ય જાણી
આપ નામદાર સાહેબને
આ પુસ્તક હું સવિ-
નય સાદર
કરૂં છું.

આપ ના. સા. નો
અનેક રીતે આભારી સેવક,
હ. દ્વા. કાંટાવાળા.

# પ્રસ્તાવના

સુધરેલા દેશોમાં સંસાર તરફ વિદ્વાનોનું લક્ષ જતાં તેમણે એનું પણ એક શાસ્ત્ર બનાવ્યું છે. સંસાર-શાસ્ત્ર અથવા સંસારિક તત્વ-જ્ઞાન ઉપર ગ્રંથો પ્રકટ થાયછે. તેમાં સમાએલી બાબતો વાંચવા અને મનન કરવા યોગ્ય છે.

અંગ્રેજી ઢબની કેળવણી પામ્યા પછી આપણા સંસારની સ્થિતિ સુધારવા તરફ વિદ્વાનોનું ધ્યાન ખેંચાયું, અને તેમણે અનેક રીતે તેને માટે મથન કર્યું. સુધારવા લાયક બાબતો વિષે છૂટક છૂટક નિબંધો છપાયા, ભાષણો થયાં, અને વર્તમાન ચોપાનિયાંમાં તે સંબંધે ઘણું લખાયું, અને લખાયછે; તથાપિ સંસાર-સુધારા સંબંધે એક સ્વતંત્ર ગ્રંથ હજી સુધી બહાર પડેલો ન હોવાથી તેવું એક પુસ્તક લખવાનો વિચાર મને કેટલીક મુદ્દતથી થયો હતો, તે ઇશ્વર કૃપાએ હાલ પાર પડયો છે.

લાંબી મુદ્દતના સડાથી સંસારનું બંધારણ ડાલમડોલ થઇ રહ્યું છે, અને સંસાર સ્થિતિમાં અંધાધુંધી ચાલી રહી છે. જૂના વિચારના લોકને સુધારો બહુ પસંદ નથી, તેથી તેઓ સુધારકો સામા થાય છે. સુધારાવાળામાં અનેક મતભેદ છે. કોઇ અમુક હદ સુધી સુધારા કરવા ચાહેછે, કોઇ અમુક બાબતો છે તેમજ રહેવા દેવા ઇચ્છેછે, કોઇ તેમને નાપસંદ પડે એવી સર્વ બાબતો તોડી પાડવા માગે છે, કોઇ ધીમે ધીમે સુધારો કરવા ધારે છે, તો કોઇ એકદમ સુધારો કરી નાખવા મથેછે. આવી સ્થિતિને લીધે આ પુસ્તક માંહેલી સર્વ બાબતો બધાને રૂચવાનો સંભવ થોડો છે.

આ પુસ્તક તૈયાર કરવામાં હરબર્ટ સ્પેન્સરકૃત સોશિયોલોજી, દત્તકૃત પ્રાચીન ભારત, સોશિયલ કોન્ફરન્સના રિપોર્ટો, ઇશ્વરચંદ્ર વિદ્યાસાગરકૃત વિધવા વિવાહ, મનુસ્મૃતિ વગેરે ગ્રંથોની સહાયતા લીધી છે.

---

# આવૃત્તિ ત્રીજી

આ પુસ્તક પ્રસિદ્ધ કર્યાને કોઈ વર્ષ વીતી ગયાં છે, તે દરમિયાન મંદ ગતિવાળી હિંદુ પ્રજાએ સંસાર સુધારાની બાબતમાં વિશેષ ત્વરા દાખવી છે. સામાજિક સુધારણાની રાષ્ટ્રીય તથા પ્રાન્તિક પરિષદો ભરાતી રહી છે; ઘણી ખરી જ્ઞાતિઓ પોત પોતાની પરિષદો ભરવા લાગી છે, તથા પોતાનાં માસિક પત્રો પ્રગટ કરેછે; વર્ત્તમાન ચોપાનિયાંમાં સુધારણાના લેખો લખાય છે, અને સુધારકો ભાષણો આપતા રહ્યા છે; આ કારણોથી સુધારાના વિષયો ચર્ચાયા કરે છે, અને લોકોનું લક્ષ તે તરફ જવા પામે છે. પરિષદો અગત્યના ઠરાવ બહાર પાડે છે, અને જ્ઞાતિલાઓને તે અમલમાં મૂકવા આગ્રહ કરે છે. એમ છતાં સુધારાનું સંગીન કાર્ય ઘણું થતું નથી, તેનું કારણ એ છે કે એવા કાર્યમાં હજી નાતના આગેવાનો ભાગ લેતા થયા નથી, અને ભાગ લેનારા નાતમાં વગ વસીલો ધરાવતા નથી, તથા તેમની સંખ્યા જૂજ હોવાથી તેઓ કંઇ કરી શકતા નથી.

જેમાં વિશેષ પ્રગતિ થએલી જોવામાં આવે છે તે કેળવણી, બાળલગ્ન, પરદેશ ગમન, અને પાશ્ચાત્ય રીત રિવાજની આંધળી નકલ વગેરે છે. કેળવણી ઠીક વધી છે, પ્રાથમિક કેળવણી અમુક ઠેકાણે ફરજીઆત થઈ ચૂકી છે, ને બીજે ઠેકાણે તે વિષે મંજુરી અપાઈ છે. સ્ત્રી કેળવણીની વૃદ્ધિ પ્રમાણમાં સારી થઇ છે. કોઇ કોઇ કન્યાઓ ઉંચી કેળવણી લે છે અને પદ્વીધર થાય છે. સંસાર સુધારાનો મુખ્ય આધાર કેળવણી ઉપર અને ખાસ કરીને સ્ત્રી કેળવણી ઉપર છે, તેથી તેની વૃદ્ધિ આવકારદાયક છે, તથાપિ જે પ્રકારની કેળવણી અપાય છે, તે દેશને અનુકૂળ નથી. હમણાં હમણાં રાષ્ટ્રીય શાળાઓ ઉઘડતાં તેમાં સુધરાવટ થવા લાગી છે.

બાળલગ્ન ઘણે ભાગે બંધ થવા આવ્યાં છે. ખાસ કરીને કેળવણી પામેલાઓ મોટી વયે લગ્ન કરતા થયા છે. અજ્ઞાન ને ગરીબ

લોકો બાળ લગ્ન કે વૃદ્ધ લગ્ન કરે છે. કન્યા વિક્રય ચાલુ રહ્યો છે, તેનું એક કારણ તો કન્યાની અછત ને લોકોમાં અણુવિશ્વાસ છે.

પરદેશ ગમનનો પ્રસાર વધુ ને વધુ થતો જાય છે. જે નાતોમાં તે માટે શિક્ષા થાય છે તેની દરકાર કરવામાં આવતી નથી; અથવા દંડ ભરીને છૂટકો લોકો કરાવી લે છે. કેટલેક સ્થળે મહાજનશાઇ છૂટ મળી છે, કેટલીક નાતોવાળા છૂટ આપે છે, ને કેટલીક નાતો વાળાં જૂજ શિક્ષા કરીને તોડ લાવે છે.

અંગ્રેજી કેળવણીને પ્રતાપે, અને પાશ્ચાત્ય લોકોના સંસર્ગ વડે લોકો પરદેશીને સારૂં સમજીને તેમ જે આપણું તે ખરાબ જાણીને પરદેશી રીત રિવાજનું આંધળું અનુકરણ કરવા લાગ્યા અને તેમના પદાર્થો ને ઢબછબથી મોહ પામ્યા હતા; પરંતુ મહાત્મા ગાંધી જેવાના પ્રયાસથી તેમાં ઘણો ફેરફાર થવા પામ્યો છે.

આ પ્રમાણે આપણે ઉજળી બાજુ જોઇ, પણ તેની બીજી બાજુનો વિચાર કરીએ છીએ, તો હજી આપણે ઘણું કરવાનું બાકી રહ્યું છે. જ્ઞાતિઓ જેમ બને તેમ કમી થવી જોઇએ; રોટી વ્યવહાર ત્યાં બેટી વ્યવહાર થવો જોઇએ; કન્યાની અછત ટાળવા ઇલાજ લેવા જોઇએ, તે વગર કન્યાવિક્રય, સાટાં તેખડાં વગેરે દૂર થનાર નથી. વિધવાઓની સ્થિતિ સુધારવાના ને પુનર્લગ્નના પ્રચાર માટે ઇલાજ લેવાવા જોઇએ. જ્યારે પંજાબ તરફ પ્રતિ વર્ષ થતાં પુનર્લગ્નની સંખ્યા સેંકડોથી ગણાય છે, ત્યારે આપણે અહીં હજી તે ગણ્યાં ગાંઠયાં જ થાય છે. સ્વદેશી માલને ઉત્તેજન આપવું જોઇએ, સ્પર્શાસ્પર્શનો સવાલ હાથ પર લેવો જોઇએ, જમણ વગેરેમાં ખર્ચ કમી થવો જોઇએ, રોવા કૂટવાનો ચાલ નાબુદ થવો જોઇએ, આર્થિક સ્થિતિ સુધારવી જોઇએ, કારખાનદાર ને કામદારનો પ્રશ્ન ગંભીર થતો જાયછે, તે માટે કંઇ રસ્તો કાઢવો જોઇએ, કેફી પદાર્થોના ઉપયોગ વડે જે ભારે હાનિ થાય છે, તે નાબુદ થવો જોઇએ, જ્ઞાનનો વિશેષ પ્રચાર કરવાના ઉપાય યોજવા જોઇએ, અને વ્યક્તિ તથા રાષ્ટ્રીય સ્વાતંત્ર્યને માટે મથવું જોઇએ.

---

# સંસાર સુધારો.

---

## ઉપોદ્ઘાત.

સંસાર સુધારા વિષે વર્ણન કરતા અગાઉ સંસાર તે શું અને સુધારો તે શું તે વિષે વિચાર કરીએ.

સંસાર એવો સાધારણ શબ્દ છે કે તેના વિષે કંઇ વિચાર કરવાની જરૂર નથી એમ ઘણાને લાગે, પરંતુ તેનો ખરો અર્થ સમજવો એ સહેજ નથી. માર્ગ, જગત, જગતમાં ગાળવાની જીંદગી, જગતનો કાર્યવ્યવહાર, ફેરફાર વગેરે સંસાર શબ્દના અનેક અર્થ થાય છે. સંસાર માંડવો, એટલે જગતના કાર્યવ્યવહારમાં પડવું, એમ આપણે કહીએ છીએ. સંસારી રીતભાત એટલે દુનિયાદારીની રીતભાત, એમ આપણે બોલીએ છીએ. સંસાર ત્યાગ કરવો એટલે દુનિયાદારીના કામકાજથી છૂટા થવું, એમ કહેવાય છે. પરંતુ આ વડે પણ સંસાર સુધારામાં સંસાર શબ્દ છે, તેનો જોઇએ તેવો સ્પષ્ટ બોધ થતો નથી.

સૃષ્ટિની શરૂઆતમા પરમેશ્વરે સ્ત્રી પુરૂષની એક જોડ અથવા થોડીક જોડો ઉત્પન્ન કરી, એમ કહેવાયછે. કેટલાક વિદ્વાનો માનેછે કે પ્રથમ છેક નાનાં પ્રાણી થયાં, અને તેમાંથી ધીમે ધીમે મોટાં પ્રાણીઓ, અને છેવટ મનુષ્ય જાત પેદા થઇ. ગમે તેમ હો પણ શરૂઆતમાં માણસની સંખ્યા ઘણી થોડી હોવી જોઇએ, એમાં શક નથી. એ વખતે માણસની સ્થિતિ પશુ * જેવી હતી, અને તેનો પુરાવો

---

* ડારવિન વગેરે હાલના પશ્ચિમ તરફના વિદ્વાનો જે અનુમાન સૃષ્ટિક્રમ માટે બાંધે છે, તે શાસ્ત્રોમાં આપેલા ક્રમથી વિરૂદ્ધ જાય છે. મનુસ્મૃતિમા જણાવ્યું છે કે પ્રથમ બ્રહ્મા ઉત્પન્ન થયા. બ્રહ્માએ પોતાના પેટના બે ભાગ કરી સ્ત્રી પુરૂષ ઉત્પન્ન કર્યાં. બ્રહ્મદેવે તે સ્ત્રીથી વિરાટ્

હાલની કેટલીક જંગલી જાતો ઉપરથી મળી આવે છે. શરૂઆતમાં માણસ જનાવરની પેઠે નાગું ફરતું હશે, અને જનાવરના જેવી ખાસિયત તેનામાં હશે. જનાવરની પેઠે ખાવાં પીવાનીજ માત્ર તેને મોટી ફિકર હોવાથી શિકાર કરવામાં અને ફળફૂળાદિ મેળવવામાં તેનો ઘણો વખત જતો હશે. પોતે જ્યાં રહેતું હોય, ત્યાં બીજું માણસ રહેવા આવે, તો પોતાને ખોરાક મેળવવાનાં સાધનોમાં તે ભાગ પડાવે, અને તેથી પોતાને અડચણ થાય, માટે તે બીજા માણસને પોતાની પાસે રહેવા ન દે. આવનાર હઠ કરીને રહેવા માગે તો તે સામું થાય, અને જે બળવાન હોઇ બીજાને હરાવે તે તે જગાનો ધણી થાય, એટલે નબળાને અથવા જીતાએલાને તે સ્થળ છોડવું પડે. આથી એ ઠેકાણે ભેગાં રહેવામાં માત્ર એક પુરૂષ, તેની સ્ત્રી અને તેનાં છોકરાં છૈયાં હોય. પોતાનો પરિવાર વધે તેમ એક ઠેકાણે તે કુટુંબનાં ઘણાં માણસ ભેગાં થાય. આવી પશુતુલ્ય સ્થિતિમાં, લાગણીઓ અને બુદ્ધિની શક્તિઓ સ્ફુર્ણ થયા વગર, અને અન્ય કુટુંબોના સંસર્ગ વિના, નાગું રહેવું એ ખોટું છે, લગ્ન કરવાની જરૂર છે, બીજા પ્રત્યે આપણા ધર્મ શા છે, તે તેઓ સમજે નહીં એટલે વિવેક વિચાર, ધર્મ, નીતિ આદિનો તેમનામાં બહુધા અભાવજ હોય.

---

નામક પુરૂષ પેદા કર્યો. વિરાટ્ પુરૂષે તપશ્ચર્યા કરીને મનુને ઉત્પન્ન કર્યા. મનુએ તપ કરીને દશ મોટા ઋષિઓ—જેઓને પ્રજાપતિ કહે છે તે—પેદા કર્યા. તેમણે બીજા મોટા ઋષિઓ, યક્ષ, રાક્ષસ, પિશાચ, ગાંધર્વ, અપ્સરા, અસુર, નાગ, સર્પ, ગરૂડ આદિ પિત્રીઓના પ્રથક્ પ્રથક્ ગણ બનાવ્યા. કિન્નર, વાનર, મત્સ્ય, પક્ષી, પશુ, હરણ, મનુષ્ય, અને બે દાઢવાળાં ફાડી ખાનાર જાનવર તે પછી થયાં. કીડા, પતંગીઆં વગેરે જંતુઓ અને વૃક્ષાદિ તે પછી થયા. ભુસ્તરવેત્તાઓ અને ડારવિનનો ક્રમ આથી ઉલટો છે. આપણા શાસ્ત્ર પ્રમાણે પ્રથમ બ્રહ્માદિ જ્ઞાનવાન દેવ અને ઋષિઓ થયા, અને તેનણે મનુષ્યાદિ ઉત્પન્ન કર્યા; એટલે શરૂઆતની સ્થિતિ પશુના જેવી કહી શકાય નહીં. મચ્છ કચ્છ આદિ અવતાર ઉપર આધાર રાખીએ તો કદાચ ડારાવનનો તર્ક બંધબેસતો થાય.

ટાઢ તડકાથી પોતાનાં શરીરનું રક્ષણ કરવાની જરૂર પડે ત્યારે માત્ર તે ઉપર કંઇ લપેટવાની તેમને દરકાર લાગે. પાંદડાં, ઝાડની છાલ, કે વલ્કલ એ તેમનાં વસ્ત્રનાં સાધન. કુતરાં બિલાડાંની પેઠે તેઓ એક બીજા સાથે વર્તે. આવી અનાચાર ભરેલી રીત હજી પણ કેટલીક જંગલી જાતોમાં છે, એટલુંજ નહીં, પણ પાછળથી સારા સુધારા પર આવેલી એવી પણ કેટલીક જાતોમાં એ રિવાજ લાંબી મુદત સુધી ચાલુ રહ્યો હતો, એમ ઇતિહાસો ઉપરથી માલમ પડેછે. એક કુટુંબમાં ઘણાં માણસ થાય એટલે તે એક ટોળી કહેવાય. એક ટોળીને બીજી ટોળીથી રક્ષણ કરવા માટે લઢવાની તૈયારી રાખવી પડે. બધાજ લઢવામાં શું થાય, તો ખાવા પીવાનાં સાધન મેળવવાની અડચણ પડે, માટે તે ટોળીમાંથી અમુક સંખ્યા લઢવા માટે મુકરર કરવી પડે, અને તે ઉપર એક સરદાર નીમવો પડે. આ રીતે કંઇ રાજ્યવ્યવસ્થાનો વિચાર ઉત્પન્ન થાય. એકજ ટોળીમાં ઘણા માણસ થઇ જાય, અને ખોરાક વગેરેની હરકત થાય, તો તેના ભાગ પડે; અને દરેક ભાગ જ્યાં ખોરાક વગેરેનાં સાધન મળી શકે ત્યાં રહેવા જાય. કેટલીક વાર એમ પણ બનતું, કે સ્ત્રીજાતિ ખોરાક વગેરે મેળવવામાં જોઇએ તેવો ભાગ ન લેઇ શકવાથી નિરૂપયોગી થતાં, છોકરીઓને દૂધપીતી કરવામાં આવતી. આવી સ્થિતિમાં થોડી સ્ત્રીઓ હોય તે ઘણા પુરૂષોમાં વહેંચી લેવામાં આવતી. એથી અનેક ધણી કરવાની રીત ઉદ્ભવી, અને તે સિંહલદ્વીપ, નીલગિરિ (ટોડાજાતના લોકોમાં) અને ટિબેટમાં અદ્યાપિ ચાલેછે. એથી ઉલટું, લઢાઇના કે બીજા કારણોથી પુરૂષની સંખ્યા ઘટી જાય અને સ્ત્રીઓ વધી પડે, તો એક પુરૂષ અનેક સ્ત્રીને રાખે. આ રિવાજ અદ્યાપિ ઘણી જાતોમાં ચાલે છે. સ્ત્રીઓની ઘણી ખોટ પડે, ત્યારે બીજા ટોળામાંથી સ્ત્રીઓ ચોરી લાવવામાં આવે. આવે વખતે મોટા ઝગડા ઉત્પન્ન થાય, એ સ્વાભાવિક છે. લોકો જેમ સમજવા લાગ્યા, તેમ હરણ કરવાનું છોડી દેઇ બીજી ટોળીમાંથી તે ટોળીના આગેવાનની કે માબાપની સંમતિથી કન્યાઓ લાવવા લાગ્યા. નજીકની ટોળી સાથે સંબંધ બાંધવો, અને તેમની સાથે સંપીને રહેવામાં વિશેષ ફળ છે, એમ

તેમને જણાવા લાગ્યું. જેમ શિકારનાં સાધન ઘટ્યાં, અને વનમાંથી ફળફળાદિ પણ જોઇએ તેટલાં મળવા ન લાગ્યાં, તેમ તેમનું ધ્યાન ખેતીવાડી તરફ ગયું. પોતાને જોઇતા તમામ પદાર્થ પોતે મેળવવામાં ને પેદા કરવામાં વધારે હરકત જણાતાં તેમણે વ્યક્તિઓને કામ વહેંચી આપ્યાં. શત્રુઓથી રક્ષણ કરવા માટે અને માંહોમાંહેની તકરારો મટાડવા માટે તેમને રાજ્યબંધારણની જરૂર પડી. ટોળીમાં સૌથી મોટો, બળવાન કે સમજુ હોય તે તેમનો ઉપરી કે રાજા કહેવાય. જે જોરાવર થાય તે રાજ્યપદ છીનવી લે, અને બીજી ટોળીને જીતીને પોતાના તાબામાં આણે. આટલો સુધારો થવામાં પણ કાળના કાળ વીતી ગયા હશે.

આ રીતે કુટુંબના વિસ્તારથી થએલી ટોળી, કે તેવી અનેક ટોળીઓ ભેગી થવાથી થએલો સમુહ તે એક જાત, કોમ કે પ્રજા કહેવાવા લાગી. એ જાત, કોમ કે પ્રજાના માણસોએ એક બીજા સાથે કેમ વર્તવું તે સંબંધે જેમ જેમ જરૂર પડતી ગઇ તેમ તેમ નિયમ ઉત્પન્ન થતા ગયા.

એક ટોળીના વિભાગ પડયા તેમ અનેક ટોળીઓ મળી ગઇ, એ વિષે આપણે વાત કરી. આ ક્રિયા સૃષ્ટિની ઉત્પત્તિથીતે અદ્યાપિ સુધી ચાલુ છે, અને આગળ પણ ચાલુ રહેશે. જોરાવર રાજા નબળી પ્રજાને જીતીને પોતાના રાજ્યમાં સામેલ કરે, તે કાળે કરીને જોરાવર પ્રજામાં મિશ્ર થઇ જાય. વળી એકજ પ્રજામાથી કોઇ જોરાવર નીકળે, તો તેમાંના અમુક જથા ઉપર રાજ્ય કરે, અને તે કાળે કરીને મુખ્ય જથામાંથી જૂદો પડે. કોઇ ધર્મનો પ્રવર્તક અનેક પ્રજાને પોતાના ધર્મમાં લેઇએકત્ર કરે, કિંવા એક ધર્મની પ્રજામાંથી બીજો જૂદી જૂદી વ્યક્તિઓ કે ટોળીઓ સારા પ્રદેશમાં વસવા જાય, અને કાળે કરીને તેમની જૂદીજ પ્રજા થાય.

આપણે આર્ય કહેવાઇએ છીએ. આર્ય લોકોનું મૂળ સ્થાન એશિયા ખંડના મધ્ય ભાગમા હતુ, એમ કહેવાયછે. ત્યાંથી આર્ય લોકોની ટોળીઓ જૂદી જૂદી દિશાએ સારા પ્રદેશની શોધ માટે

નીકળી. કેટલાક આર્ય યુરોપ તરફ ગયા અને ત્યાંના જૂદા જૂદા પ્રદેશમાં જઇ વસ્યા. કાળે કરીને દરેક પ્રદેશમાં તેમની સંખ્યા વધી, અને તે બીજા પ્રદેશની પ્રજાથી છૂટી પડી. આજ રીતે જે લોકો એશિયાની દક્ષિણ ને પૂર્વ તરફ ગયા, તેઓની પણ કાળે કરીને એવીજ સ્થિતિ થઇ, એટલે જો કે અંગ્રેજ, ફ્રેન્ચ, જર્મન આદિ યુરોપના લોકો, અને મોગલ, પારસી, હિંદુ આદિ એશિયાના લોકો મૂળે એકજ બાપની પ્રજા અને જાતે આર્ય છતાં, તેમનામાં કેટલો અંતર પડી ગયોછે ? આપણે તેમને પિત્રાઇ કહેવાના નહીં, કે પિત્રાઇ તરીકે તેમની સાથે સંબંધ રાખનાર નહીં; તેમ તેઓ પણ કરવાના નહીં. બીજા આર્યો કરતાં આપણે અને પારસી લોકો બહુ મોડા છૂટા પડયા છીએ, તેથી આપણી ને તેમની મૂળ ભાષામાં અને ધર્મ સંબંધમાં મળતાપણું વિશેષ છે.

આર્ય પ્રજા સૌથી વધારે સુધરેલી, બુદ્ધિમાન અને સ્વરૂપવાન કહેવાયછે. હિંદુસ્તાનમાં પ્રવેશ કરતા અગાઉ પણ એ પ્રજા સુધરેલી સ્થિતિની હતી. હિંદુસ્તાનમાં આવ્યા પછી પોતાનો સુધારો, રીત રિવાજ વગેરે તેણે ચાલુ રાખ્યો. આ દેશના અસલી વતનીઓ, જેઓને તેણે જીતી લીધા, તેઓ રંગે કાળા અને અર્ધ સુધરેલી હાલતમાં હતા, તેથી તેમનાથી આર્યો અલગ રહ્યા.

કામકાજની અનુકૂળતા સારૂ આર્યો ત્રણ જાતમાં વહેચાયલા હતા; એટલે જેઓ ધર્માદિ કામ કરનારા તેઓ બ્રાહ્મણ, રાજકાજ ને લઢાઇ આદિનું કામ કરનારા તેઓ ક્ષત્રિય, અને વેપાર રોજગાર, ખેતીવાડી, હુન્નર કારીગરી આદિનું કામ કરનારા તેઓ વૈશ્ય કહેવાતા. એમ છતાં તેઓ એક જાતમાંથી નીકળી બીજી જાતમાં જઇ શકતા. ખાવાપીવામાં ભેદાભેદ રાખતા નહીં, અને એક બીજાની કન્યા પણ પરણી શકતા. સેવા ચાકરીનું કામ અનાર્ય એટલે આ દેશના અસલી વતનીઓને સોંપવામાં આવ્યું હતું. તેઓ શૂદ્ર કહેવાતા. આ રીતે છેવટે હિંદુસ્તાનમાં કુલ ચાર જાત થઇ, અને તે ઘણા કાળ સુધી રહી.

ઉપર આપણે જાત, કોમ કે પ્રજા કેમ થઇ તે વિષે કહ્યું છે. એ જાત, કોમ કે પ્રજા અથવા અંગ્રેજીમાં જેને સોસાઇટી ( Society ) કહેછે, તેજ **સંસાર** સમજવો. પરંતુ સંસાર વડે આપણે પોતાની કયી પ્રજા સમજવી એ વિષે વિચાર કરવાનો હજુ બાકી રહેછે. હમણાંજ આપણે જણાવ્યું કે આપણે આર્ય છીએ, માટે આપણી આર્ય પ્રજા કહેવાય; પણ બીજા દેશોના આર્યો સાથે આપણે કંઇ સંબંધ ન રાખતાં જૂદા પડેલા છીએ, માટે હિંદુસ્તાનના આર્યો એટલે હિંદુઓ એ આપણી પ્રજા–સંસાર કહેવાય. પરંતુ હિંદુઓનીજ એક પ્રજા કયાં છે? પંજાબી, બંગાળી, મદ્રાસી, દક્ષણી, ગૂજરાતી વગેરે દરેક પોતાને જૂદી પ્રજા ગણેછે, અને તે દરેક બીજી પ્રજા સાથે થોડોજ સંબંધ રાખેછે, તેથી આપણી પ્રજા એટલે ગૂજરાતી પ્રજા કહીએ તો ચાલશે? ના, તે પણ નહીં ચાલે; કેમકે ગૂજરાતી પ્રજામાં વળી "બાર પૂર્વીઆના તેર ચોકા" જેવું છે. કાઠિયાવાડી, સુરતી, અમદાવાદી એવા સ્થાનિક ભેદ જવા દઇએ, તથાપિ જ્ઞાતિપરત્વે આપણામાં એટલા બધા ભેદ પડી ગયાછે, કે દરેક જ્ઞાત કે તેનો વિભાગ જાણે સ્વતંત્ર પ્રજા હોઇને બીજી કોઇ પ્રજા સાથે સંબંધ ધરાવતી ન હોય એવું થઇ ગયું છે. અસલ આર્યોની ચાર જાતો તો કયાં એ બાજુએ રહી, અને બ્રાહ્મણ કહીએ તો તેમાં સેંકડો ભેદ પડયા, અને વાણિયા વગેરેમાં પણ તેટલાજ ભેદ પડયાછે, તેથી દરેક નાત કે તેનો વિભાગ (તડ), એ આપણો સંસાર, એ આપણી પ્રજા, અને એ આપણી દુનિયાં સમજવાની છે. એટલે પ્રજાની બાબતમાં આપણે સૃષ્ટિના આરંભમાં જેવી જંગલી લોકોની સ્થિતિ હતી, તેવી સ્થિતિમાં આવી પડયા છીએ, એમ કહીએ તો ચાલે.

પરંતુ આપણી પ્રજા એટલે હિંદુસ્તાનમાંના આર્યોની અથવા હિંદુની પ્રજા સમજવી જોઇએ. એકજ દેશમાં વસનારી, એકજ ધર્મ પાળનારી, એકજ રાજ્યમાં રહેનારી, એકજ બોલી બોલનારી કે એકજ તરેહની રીતભાતે વર્તનારી, અથવા એ બધાં કે તેમાંનાં

કેટલાંક વાનાં જેમાં સામાન્ય હોય, તે એક પ્રજા કહેવાય. આપણામાં એક દેશમાં વસવાપણું, એક ધર્મ પાળવાપણું, એક રાજ્યમાં રહેવાપણું અને એક રીતે વર્તવાપણું એ રીતે ચાર વાનાંનું થોડું કે ઘણું એકપણું છે; માટે આપણે સારી રીતે એક પ્રજા કહેવાઇ શકીએ. એ વાત ખરી છે, કે આપણો દેશ અતિ મોટો હોવાથી તેને એક ખંડ કહી શકાય, અને તેથી તેનો એક પ્રાંત, એક દેશ કહેવાય. એ માટે દરેક પ્રાંતમાં વસનાર કેટલીક બાબતોમાં જૂદા દેશનો વસનાર અથવા જાદી પ્રજાનો માણસ લાગે. ધર્મની બાબતમાં પણ, જો કે આપણે ધમે હિંદુ કહેવાઇએ છીએ, અને આપણો અસલ સનાતન ધર્મ એક છે, છતાં તેમાં એટલા ફાંટા પડયા છે, કે તેની સંખ્યા તારવવી પણ મુશ્કેલ પડે, અને તેથી એક પંથના લોક બીજા પંથથી જૂદા પડે, અને જૂદી પ્રજા જેવા લાગે. હિંદુસ્તાનમાં મુખ્ય રાજ્ય અંગ્રેજ સરકારનું છે; એ શિવાય બીજાં નાનાં સ્વતંત્ર કે ખંડીઆં રાજ્ય ઘણાં છે, તેમ છતાં સાર્વભૌમ્ય રાજ્ય એકજ છે, તેથી તે રાજ્યમાં વસનારી પ્રજા એક કહી શકાય. આપણા દેશમાં અનેક ભાષાઓ ચાલેછે, તેથી દરેક ભાષા બોલનારા લોકો જૂદી પ્રજા જેવા લાગેછે, તથાપિ ઘણી પ્રાકૃત ભાષાઓની માતા સંસ્કૃત, તે આખા હિંદુસ્તાનને માન્ય છે, અને ધર્મના અને બીજા અગત્યના ગ્રંથો તે ભાષામાં લખાએલા છે, જેનો લાભ હિંદુસ્તાનના જૂદા જૂદા પ્રાંતના લોકો સામાન્ય રીતે લેછે. વર્તનનો આધાર આપણે અહીં મુખ્યત્વે ધર્મ ઉપર છે. ધર્મ જો બહુધા સામાન્ય છે, તો વર્તન પણ બહુધા સામાન્યજ હોય. હિંદુસ્તાનના અસલી રહેવાસીઓ, જેઓ શૂદ્ર કહેવાય છે તે, અને તેમાંથી કે આર્ય તથા શૂદ્રના મિશ્રણથી થએલી હલકી કે અત્યંજ જાતો, પણ હિંદુજ કહેવાય છે. તેથી તે આપણી પ્રજાનો ભાગ છે. મુસલમાન, પારસી વગેરે જે વિદેશી લોકો ગમે તે કારણે આપણા દેશમાં આવી વસ્યા, અને જેમણે આ દેશનેજ પોતાનો દેશ માન્યો, તેઓ પણ હિંદુસ્તાનની પ્રજાજ ગણાય, પછી તેમની ભાષા, ધર્મ, અને વર્તન ભલે આપણાથી જૂદાં પડતાં હોય.

આ ઉપરથી સંસાર અથવા પ્રજા તે શું તે વાંચનારના ખ્યા-

લમાં આવ્યું હશે; પણ હજી એ વિષે કંઇ વધારે વિચાર કરવાનો રહે છે. દરેક માણસ જે વડે સંસાર બનેછે તેને વ્યક્તિ કહીશું; એટલે સંસાર એ વ્યક્તિઓનો સમુદાય છે, એમ કહી શકાય. આથી સંસાર એ સમુદાય અથવા ટોળા વાચક નામ થાયછે, પણ તે સજીવ કહેવાય કે નિર્જીવ? એક અર્થે તે સજીવ છે, અને બીજા અર્થમાં તે નિર્જીવ છે. જે કંઇ સજીવથી બને, અથવા સજીવનો સરવાળો થાય, તે સજીવ હોવો જોઇએ. સંસારમાંની સર્વ વ્યક્તિઓને ખસેડી લેઇએ, તો પછી સંસાર રહેતોજ નથી. ઇંટ, ચૂનો, કાટ વગેરેથી ઘર બનેછે; પણ તે દરેક ચીજને ખસેડી લેઇએ, તો ઘરનો નાશ થાયછે, તેમ સંસાર પણ વ્યક્તિઓ ખસેડી લેતાં નાશ પામેછે. સંસારના સામાન્ય નામમાં જીવ નથી, પણ તેની દરેક વ્યક્તિ જીવવંત હોવાથી સંસાર સમગ્રે કાર્યો કરી શકેછે. એક પ્રજા બીજી પ્રજા ઉપર હુમલો કરેછે ને જીત મેળવેછે. એમાં જો કે કાર્ય તો દરેક વ્યક્તિજ કરેછે, તથાપિ દરેક વ્યક્તિ એકલી એ કામ કરવા માંડે તો ફતેહ ન પામે. વ્યક્તિઓ મરણના કે બીજા કારણથી ખસેછે, તે છતાં અસાધારણ કારણ વગર સંસારનો નાશ થતો નથી. કેમકે જેમ વ્યક્તિઓ મરણ પામેછે, તેમ બીજી જન્મેછે, ને સંસારમાં તેમની જગા લેછે. વળી જેમ વ્યક્તિઓ એક પ્રજામાંથી નીકળી બીજી પ્રજામાં મળી જાયછે, તેમ બીજી પ્રજાની વ્યક્તિઓ તે પ્રજામાં પણ દાખલ થાયછે. આથી ઘણીજ થોડી પ્રજાઓનો અસાધારણ કારણથી વિનાશ થાયછે. બહુધા મરણ કરતાં જન્મની સંખ્યા વધારે હોયછે, તેથી ઘણુંકરીને પ્રજા ઘટવાને બદલે દિન પ્રતિદિન વૃદ્ધિ પામતી જાયછે. એક બળવાન પ્રજા નબળી પ્રજાનો કેવળ સંહાર કરે, કે પોતામાં ભેળી દે, અથવા તેને એવે સ્થળે હાંકી કાઢે કે જ્યાં નિર્વાહનાં સાધન વિના કે ખરાબ હવા પાણીને લીધે તે ધીમે ધીમે પાયમાલ થાય, અથવા દૈવ કોપથી તે મરી જાય, ત્યારેજ આખી પ્રજાનો નાશ થાયછે.

પ્રજા ટકી રહેઅથવા તેની વૃદ્ધિ થયા કરે એવા હેતુથી દરેક વ્યક્તિએ લગ્ન કરવું, અનેપ્રજોત્પત્તિ કરવી, એવુ ધર્મનું ફરમાન

કેટલીક પ્રજામાં અસલથી થએલું છે. જેમ સ્ત્રીઓની સંખ્યા કમી તેમ એક સ્ત્રી અનેક ધણી કરે. તેમજ સ્ત્રીઓની સંખ્યા વધી પડે તો એક પુરૂષ અનેક સ્ત્રીઓ કરે તેમાં હરકત નહીં, એવી સમજ પૂર્વે હતી અને આજ પણ ઘણી પ્રજામાં છે, એવું આપણે જણાવી ગયા છીએ. પ્રજોત્પત્તિ માટે વિધવા સ્ત્રી દિયરવટું (નિયોગ) કરી શકે, એવું ફરમાન આપણાં ધર્મશાસ્ત્રોમાં છે. પુત્ર વગરનાનો મોક્ષ થતો નથી, અથવા શ્રાદ્ધાદિ ક્રિયા વડે મરનારને સ્વર્ગમાં જે પહોંચવું જોઇએ તે પહોંચતું નથી, એવી સમજ પણ ઘણું કરીને પ્રજા ઉત્પત્તિને ઉદ્દેશીને હોવી જોઇએ. આથી માણુસજાત પોતાની પ્રજાની વૃદ્ધિ ઇચ્છેછે, એમ સાબીત થાયછે. વૃદ્ધિની સાથે પોતે સ્વતંત્ર રહે અને આબાદી ભોગવે એ પણ ઇચ્છા માણુસ જાતમાં સ્વાભાવિક હોયછે. આથીજ પરદેશીઓ ચઢી આવે તો પ્રજાનાં લઢી શકે એવાં સર્વ માણુસો સામાં થાયછે, કે લઢનારી રાજ્યશક્તિને મદત કરવા તૈયાર થાયછે; આથીજ તેઓ બીજી પ્રજાનો પગપેસારો પોતાના દેશમાં વધારે થએલો જોવા ઇચ્છતા નથી; આથીજ તેઓ જીતાયા છતાં પણ જીતનાર પ્રજામાં એકાએક મળી જવા ચહાતા નથી; આથીજ તેઓ પ્રજાનાં આબાદાનીનાં સાધન વધે તેને માટે રાજા કે મંડળીઓ મારફતે મથન કર્યા કરેછે, અને આથીજ તેઓ પોતાનું સ્વતંત્રપણું ટકાવી શકેછે કે ગએલું સંપાદન કરી શકેછે. હવે જુઓ કે પ્રજાની એકત્ર શક્તિ કેટલી જોરાવર છે; અને જો તેની દરેક વ્યક્તિ પ્રમાણમાં ટેકો ન આપી શકે તો એ શક્તિ ઘટે, અને આખરે આખી પ્રજાને તથા તે વ્યક્તિને નુકશાન થાય.

ખરૂં જોઇએ તો એકજ ઇશ્વરથી પેદા થએલાં સર્વ માણુસો એકજ કુટુંબનાં કહેવાય, માટે પૃથ્વી ઉપરના સર્વ લોકની એક પ્રજા ગણવી જોઇએ, પરંતુ આવા વિચાર તો યોગીઓ કે તત્વજ્ઞાનીઓના મનમાંજ આવેછે, અને તેઓજ સર્વને સમાન ગણી શકેછે. માણુસનો સ્વભાવ સ્વાર્થી છે, તેથી તે પ્રથમ પોતાના સુખ તરફ, પછીથી પોતાના કુટુંબના, નાતના, ગામના, દેશના કે આખી પૃથ્વીના સુખ

તરફ પ્રમાણમાં થોડી થોડી નજર કરેછે. તે જાણેછે, કે મને લાભ કુટુંબ, નાત, ગામ, દેશ ને આખી પૃથ્વી તરફથી ઉલટા પ્રમાણમાં થવાનો છે, માટે મારે પણ તે પ્રમાણે વલણ રાખવું જોઇએ. પ્રજાના લાભમાં જો વ્યક્તિનો લાભ ન સમાયો હોય, તો વ્યક્તિઓ પ્રજાનાં સામાન્ય કાર્યોમાં ભાગ લેવાની દરકાર ન કરે. નજીકનાં ઉપર વધારે અને દૂરનાં ઉપર ઓછો પ્રેમ થવો એ જન સ્વભાવ છે, અને તેથીજ જેમ વધારે દૂર જઇએ તેમ એ પ્રેમ ઘટતો જાયછે. જન્મભૂમિ ઉપર વહાલ દરેક મનુષ્યને હોયછે, તેથી તે ભૂમિમાં વસનારાઓ ઉપર તે સ્વાભાવિક રીતે વહાલ રાખેછે, અને તેમની બીડે મદત કરવા તૈયાર થાયછે, પ્રજાના હિતમાં પોતાનું હિત સમાયું છે, તેથી દરેક વ્યક્તિએ પ્રજાના કામમાં ભાગ લેવોજ જોઇએ.

પ્રજાના વિસ્તીર્ણ અર્થમાં તો પ્રજાને કામ આવતાં પશુપક્ષ્યાદિ પ્રાણીઓ અને સ્થાવર જંગમ વસ્તુઓનો પણ સમાવેશ થઇ શકે. લઢાઇમાં બળદ, ઘોડા, ઉંટ, હાથી વગેરે માણસને મદતગાર થાયછે, અને તે ન હોય તો જીત મેળવવી મુશ્કેલ થઇ પડે; માટે માણસની વ્યક્તિ જેમ આખી પ્રજાનો ભાગ છે, તેમ પ્રાણીઓની વ્યક્તિ પણ પ્રજાનો ભાગ ગણી શકાય. ગાય, ભેંસ આદિ પશુઓ ન હોય તો માણસોના બુરા હાલ થાય. બળદ, ઘોડા, વગેરે વિના ખેતીવાડીનું કામ થઇ ન શકે. દેશમાં ધાન્ય, ફળફળાદિ થતાં ન હોય, નદીઓ, સરોવરો, ડુંગરો ને જંગલોનો અભાવ હોય, અને અનેક જાતના ખનિજ પદાર્થો નીકળતા ન હોય, તો માણસોનો નિભાવજ ભાગ્યે થઇ શકે.

પ્રજા અને સંસાર આપણે એકજ અર્થમાં લેઇએ છીએ, પરંતુ તેમના કર્ત્તવ્ય ઉપર ધ્યાન આપતાં એ બેમાં થોડો ફેર રહેછે. પ્રજાના કર્ત્તવ્યમાં સંસારનાં કર્ત્તવ્ય આવી જાયછે, પરંતુ રાજકીય અને ધાર્મિક એ પ્રજાનાં વિશેષ કર્ત્તવ્ય છે ( જો કે સંસાર તેની સાથે પણ કેટલોક સંબંધ ધરાવેછે ). સંસારનાં કર્ત્તવ્ય કહ્યાં, એટલે સ્ત્રી પુરૂષનાં અન્યોઅન્ય, તેમનાં સગાં પ્રત્યે, નાતજાત પ્રત્યે, સ્વદેશના લોકો પ્રત્યે, અને મનુષ્ય માત્ર પ્રત્યેનાં કર્ત્તવ્ય સમજવાં. એ

કર્ત્તવ્યનો હેતુ સામાન્યપણે જનમંડળનું (જેને આપણે સાર્વજનિક કહીએ છીએ) નિશ્ચિંતપણું ને સુખ વધારવાનો છે.

સંસાર * અથવા પ્રજા વિષે આ પ્રમાણે વિચાર કર્યો પછી હવે આપણે સુધારા તરફ નજર કરીએ.

સુધારવું એટલે સારી સ્થિતિમાં લાવવું. આ શબ્દ વડેજ આપણે ગ્રહણ કરીએ છીએ કે જેને સુધારવું છે, તે સારી સ્થિતિમાં નથી, અથવા બગડેલી સ્થિતિમાં છે. સુધરેલું, બગડેલું અથવા સારૂં નરસું આપણે મુકાબલે કહીએ છીએ. આપણો સંસાર સુધારવા જેવો છે, અર્થાત્ તે જેવો જોઇએ તેવી સ્થિતિમાં નથી, અથવા બગડેલો છે. જો બગડેલો છે એમ કહીએ, તો તે પહેલાં સારો હતો, એવું સાબીત થાયછે. આપણો બગડેલો સંસાર સુધારવો છે, એટલે પેહેલાં તે જેવી સ્થિતિમાં હતો, તેવી સ્થિતિમાં લાવવો છે, કે તે ઉપરાંત કંઇ વિશેષ વિચાર કરવાનો છે, એ પ્રથમ જોવું જોઇએ. વળી પહેલાં આપણો સંસાર સુધરેલો હતો તે કયારે, સુધરેલો હતો તે કેવો, શાશા કારણથી તેમાં કેમ બિગાડ થયો, અને તે કેમ સુધરે, પૂર્વનો સુધારો એ ખરો સુધારો હતો, કે તેમાં પણ વળી સુધારો કરવાનો છે, આ વિષે આપણે વિચાર કરવો જોઇએ.

કાળક્રમ જોતાં જેમ પ્રજા વૃદ્ધિ પામતી ગઇ તેમ સુધરતી ગઇ એમ પ્રજાઓના ઇતિહાસ ઉપરથી માલમ પડે છે. દહાડે દહાડે માણસજાત બગડે છે કે સુધરે છે, એ વિષે હાલમાં બે મત છે. કેટલાકને મતે તે બગડતી જાયછે, ને કેટલાકને મતે તે સુધરતી જાયછે. આપણા લોકો યુગે યુગે દુનિયા (અર્થાત્ માણજાત) બગડતી ગઇછે એમ માનેછે, અને હાલ કળિયુગ ચાલેછે, તેમાં તો તેની છેક અધમ અવસ્થા થઇછે એમ કહે છે, માટે આપણો સંસાર બગડયો

---

* સંસારનો સાંકડો અર્થ લેઇએ તો જેઓમાં શરીર સંબંધ કરવાનો, ખાવા ખવડાવવાનો, ઘરગથું કે સામાજીક કામકાજે મદતે આવવાનો, અને મળવા હળવાનો વ્યવહાર હોય, એવા લોકોનો જથો તે તેમનો સંસાર કહેવાય.

છે એ વિષે આપણા લોકોને તો પુરાવાની અપેક્ષાજ નથી. ઇતિહાસો ઉપરથી એમ પણ જણાય છે કે એક પ્રજા સુધારાના શિખરે પહોંચ્યા પછી તે અધોગતિને પહોચી. મધ્યાન થયા પછી જેમ સૂર્ય નમવા માંડે છે તેમ અતિશય આગળ વધેલી પ્રજાની નમતી થવા માંડે છે. હિંદુસ્તાનના આર્યોનું આ પ્રમાણે બન્યું છે, એતો ઇતિહાસ ઉપરથી સ્પષ્ટ થાય છે. નમતીનું કારણ આપણા લોકો યુગને માથે મૂકે છે, કિંવા ભાવી મિથ્યા થતું નથી, એમ કહી લમણે હાથ દેછે, તે બરાબર નથી. દરેક પ્રજાની પડતી થાયછે તે, તે પ્રજાની કરણીનુંજ ફળ હોયછે. પ્રજા કરણી સુધારે તો તેની ચઢતી થાય એ નિઃસંદેહ વાત છેઃ પછી ભલે તે ગમે તે યુગમાં હોય. કળિયુગ જેમ આપણને લાગે છે, તેમ યૂરોપ અમેરિકાના ને જાપાનના લોકોને પણ લાગે છે, તે છતાં કળિયુગમાંજ તેઓ કેવી ચડતી સ્થિતિ ભોગવે છે, તે આપણે જોઇએ છીએ. પ્રજાની ચઢતી કહી, એટલે તેની રાજકીય, ધાર્મિક, નીતિની, જ્ઞાનની, હુન્નરકળાની, વેપાર રોજગારની અને સંસારિક ચઢતી સમજવી જોઇએ, કેમકે એકની ચઢતી વડે બીજી બાબતની ચઢતી થાય છે, તેમ એકમાં પડતી હોય તો બીજી બાબતોમાં અથવા સમગ્રે ચઢતી થવી મુશ્કેલ છે.

હિંદુસ્તાનમાં આવી અસલી વતનીઓને જીત્યા પછી આર્ય પ્રજાએ દેશના મોટા ભાગ ઉપર વિના ઉપદ્રવે ઘણાકાળ પર્યંત ઉપરીપણું ભોગવ્યું. મૂળથીજ એ પ્રજા સુધરેલી ને બુદ્ધિવાન હતી, અને હિંદુસ્તાનમાં આવ્યા પછી સેંકડો વર્ષ સુધી તેને શાન્તિનો ને સુખચૈનનો વખત મળ્યો, તેથી તેણે મનુષ્યજાતને લગતી ઘણીખરી બાબતો ઉપર લક્ષ આપ્યું. વિદ્યાવૃદ્ધિ ઘણી થઇ, અને તે વખતે જણાએલી સર્વે વિદ્યા ઉપર પુષ્કળ ગ્રંથો લખાયા. રાજાથી માંડીને સર્વ કોઇ વિદ્યાના વ્યસની હતા, અને વિદ્વાનને માન આપતા. વિદ્યા એ સુખનું ને સુધાગનું મૂળ છે એમ તેઓ માનતા, અને આજે પણ એજ વાત સત્ય માનવી જોઇએ. બીજા વિષયોની સાથે સંસારના નિયમો અથવા વ્યક્તિના સંસાર પ્રત્યે ધર્મો મહા

ઋષિઓએ બાંધ્યા, અને તે પ્રજાએ સ્વીકાર્યા. સ્મૃતિઓ, મહાભારત, રામાયણ અને કાવ્યના ને નાટકના ગ્રંથો જોવાથી તે વખતના સંસાર સુધારાની આપણને પ્રતીતિ થાય છે, અને તે પૂર્વે પણ આર્ય સંસાર કેટલો સુધરેલો હતો તેની ઝાંખી વેદ ઉપનિષદોથી થાય છે.

વૈદિક અને ભારત કાળમાં આર્યોની સામાજીક સ્થિતિ કેવી હતી તે વિષે મી. દત્તે પોતાના પ્રાચીન ભારત નામના પુસ્તકમાં જે વર્ણન કર્યું છે, તેમાંથી થોડા ઉતારા અહીં આપ્યા છે. તે લખે છે કે " જે પીડાકારી નિયમો અને બંધનો, તથા મનુષ્ય મનુષ્ય વચ્ચે કે જાતિ જાતિ વચ્ચેનો જે સ્પષ્ટ ભેદ પાછળના સમાજનું અનિષ્ટકર લક્ષણ છે, તેનો તદ્દન અભાવ હતો. વૈદિક સમયના મજબૂત હિંદુઓ ગાયનું માંસ વાપરવામાં કંઇ પણ બંધન રાખતા નહીં, અને દરિયા તરફ જતા વેપારીઓ વિષે ગર્વથી બોલતા. આપણે એમ પણ જોયું છે કે ઋષિઓ એ જૂદી અને મર્યાદિત જાતિ ન હતી, અને તેઓ વિરક્ત રહી પોતાની જીંદગી તપમાં કે ધ્યાનમાં ગાળતા નહતા. તેથી ઉલટું ઋષિઓ દુનિયાના વ્યવહારિક મનુષ્યો હતા, પશુઓનાં મોટાં ટોળાં રાખતા, યુદ્ધ સમયે મૂળવતની શત્રુઓની સાથે લડતા, અને ધન તથા પશુ માટે, યુદ્ધમાં વિજય માટે, અને પુત્ર કલત્રના શ્રેયને અર્થે દેવોની સ્તુતિ કરતા. દરેક કુટુંબનો વડીલ ખરૂં જોતાં અલ્પ શ્રેણી ઉપર ઋત્વિજ હતો, અને પોતાની નમ્ર પધ્ધતિ પ્રમાણે પોતાના ઘર માંજ દેવ–સ્તુતિ કરતો. સ્ત્રીઓ ભક્તિમાં ભાગ લેતી, અને ક્રિયા કરવામાં મદદ કરતી. અલબત આ સમુદાયમાંથી કેટલાએક સૂક્તો રચવામાં તથા મોટી યજ્ઞક્રિયા કરવામાં અગ્રણી હતા; અને રાજાઓ તથા શ્રીમંત લોકો મહાન્ પ્રસંગે તેમને બોલાવતા, અને અતિશય દાન કરતા. પણ આવા મહાન્ પ્રબંધકારો–ઋગ્વેદના આ મહાન્ ઋષિઓ–પણ પોતાની એક મર્યાદિત જાતિ બાંધી બેઠા ન હતા. તેઓ વ્યાવહારિક માણસો હતા, લોકોની સાથે મળી ગયા હતા, લોક સમૂહમાંજ પરણતા, લોકોની સાથે સમૃદ્ધિ વહેંચતા, લોકોના યુદ્ધમાં ભાગ લેતા, અને સામાન્ય લોકોમાંજ તેમની ગણના થતી.

દૃષ્ટાંત તરીકે એક યુદ્ધ–પરાયણ ઋષિ યુદ્ધમાં શત્રુઓને જીતે

તેવા એક પુત્રને માટે પ્રાર્થના કરેછે. બીજો ધન, અન્નનાં ક્ષેત્ર અને દુશ્મનોને જીતે તેવા પુત્રને માટે પ્રાર્થના કરેછે. * * * ઋષિઓ કે બ્રાહ્મણોની પોતાનીજ જાતિ યુદ્ધ-પરાયણ કે કૃષિકર્મ કરનારાથી કે ભિન્ન હતી, એવા પુરાવાનું એક પણ ચિન્હ નથી. × × × લોકોનાં રીત રિવાજ અને પધ્ધતિ સંબંધી, સૂચનોથી ભરપૂર અને કૃષિકર્મ, ચારા, અને હુન્નર સંબંધી, મૂળ વતનીઓની સાથે યુધ્ધ સંબંધી, લગ્નક્રિયા અને ગૃહસ્થાશ્રમના ધારા સંબંધી, સ્ત્રીના ધર્મ અને પ્રતિષ્ઠા સંબંધી, અને ધર્મક્રિયા અને તે વખતે જણાએલી બીજભૂત ખગોળ વિદ્યા સંબંધી સૂચનોથી પરિપૂર્ણ છસો કરતાં પણ વધારે વર્ષો સુધી ઘડાએલાં સૂક્તોનાં આ વિશાળ સમૂહમાં એક પણ સ્થાન એવું નહીં જડે કે જેમાં લોકસમૂહ કુળક્રમથી ઉતરતી જ્ઞાતિથી વિભક્ત થએલો દર્શાવ્યો હોય. × × × ઋગ્વેદનાં ઘણાં સ્થાનો દર્શાવેછે કે જ્ઞાતિ પધ્ધતિ ચાલતી ન હતી. વર્ણ એ શબ્દ, જે પાછળના સંસ્કૃતમાં જ્ઞાતિ એવો અર્થ સૂચવેછે, તે ઋગ્વેદમાં આર્ય અનાર્ય વચ્ચેનો ભેદ બતાવવાને વપરાયોછે, પણ આર્ય પ્રજાનાજ જૂદા ભાગ કોઇ પણ જગાએ તે બતાવતો નથી. ક્ષત્રિય, જેનો અર્થ પાછળના સંસ્કૃતમાં યુધ્ધ-પરાયણ જાતિ એવો થયોછે, તે વેદમાં માત્ર વિશેષણ તરીકે વપરાયોછે; તેનો અર્થ મજબૂત થાયછે, અને તે દેવોને લગાડાયછે. વિપ્ર શબ્દજ, જે પાછળના સંસ્કૃતમાં આચાર્યવાચક છે, તે ઋગ્વેદમાં પ્રજ્ઞ-વાચક વિશેષણ તરીકે વપરાયોછે, અને તે દેવોને લગાડાય છે; અને બ્રાહ્મણ શબ્દ જે ઉત્તરકાલીન સંસ્કૃતમાં આચાર્યવર્ગ વાચક છે, તે ઋગ્વેદમાં સેંકડો સ્થળે સૂક્તના પ્રણેતા શિવાય બીજો કંઇ પણ અર્થ બતાવતો નથી. એક ઋષિ પોતાને વિષે જુસ્સાબંધ બ્યાન કરેછે કે, જુઓ હું સૂક્ત પ્રણેતા છું, મારો પિતા વૈદ્ય છે, મારી માતા પથ્થર ઉપર અન્ન દળેછે. અમે બધાં જૂદા જૂદા ધંધામાં પ્રવૃત્ત છીએ. * * *

કુટુંબનો વડિલ તેજ પોતાનો આચાર્ય ગણાતો, અને તેનું ઘર તે તેનું દેવળ હતું. ઋગ્વેદમાં કોઇ મન્દિરનું, કે લોકો એકઠા થાય તેવા દેવળનું, કે પૂજાસ્થાનનું નામ પણ નથી. દરેક ગૃહસ્થના

ઘરમાં પવિત્ર અગ્નિ સળગાવવામાં આવતો; અને તે મનોહર, અને સાદાં સૂકતો, જે સર્વની સામાન્ય સંપત્તિ હતી તે, તે ગાતો. સ્ત્રીઓ આ હોમમાં મદદ કરતી, જોઇતી ચીજો મંગાવતી, ઉલૂખલ તથા મુસલથી તેને તૈયાર કરતી, સોમ-રસ કાઢતી, પોતાની સુંદર આંગળીઓ વડે તેને હલાવતી, અને ઉનના કપડાથી તેને ગાળતી. અનેક સ્થળે પોતાના ધણી સાથે મળી યજ્ઞક્રિયા કરતી પત્નીઓનું ધ્યાન આપણે વાંચીએ છીએ. * * *

એ વખતે તથા ભારત કાળમાં સ્ત્રીઓની સ્થિતિ અને પ્રતિષ્ઠા કેવી હતી તે વિષે યોગ્ય સ્થળે આગળ જણાવ્યું છે (જુઓ વિભાગ ૨).

જુના વખતના સર્વ દેશો, અને સર્વ પ્રજાઓની માફક વૈદિક કાળમાં પણ બહુ કલત્રનો રિવાજ રાજાઓમાં અને શ્રીમંત લોકોમાં પ્રચલિત હતો. આવે સ્થાને ગૃહ-કલહ એ તેનું સ્વાભાવિક પરિણામ હતું.

જે પિતાને દિકરો ન હોય, તે પુત્રોત્પત્તિમાં સમર્થ પોતાના જમાઇનો અનુગ્રહ કરેછે, અને પોતાના દૌહિત્ર પાસે જાયછે, એટલે પોતાની સંપત્તિ તેને આપેછે. ( પુત્ર હિન ) પિતા દૌહિત્ર ઉપર વિશ્વાસ લાવી સંતુષ્ટ થાયછે. પુત્ર પોતાના બાપની સંપત્તિ બેનને આપતો નથી; તે તેના સ્વામીને પત્ની તરીકે સોંપી દેછે. માતા પિતાથી પુત્ર અને પુત્રી બંનેની ઉત્પત્તિ થાય, તેમાં એક ( પુત્ર ) પોતાના પિતાના ધર્મ કર્મમાં પ્રવૃત્ત થાય છે, અને અન્ય ( પુત્રી ) સત્કાર મેળવેછે. ઋણ રહિત માણસ જેમ પૈસો મેળવે તેમ અમે પણ એક સહિષ્ણુ ખજાનો ( એટલે પુત્ર ) મેળવશું. હે અગ્નિ! અન્યથી ઉત્પન્ન થએલો છોકરો અમને ન મળો, અજ્ઞાનીના રસ્તાને ન અનુસરો, બીજાથી ઉત્પન્ન થએલો પુત્ર આપણુને સુખ આપી શકે, પણ તેને પોતાના તરીકે મનાય કે સ્વીકારાય નહીં; અને ખરૂં જોતાં, છેવટ તે પોતાને સ્થાને પાછો જાયછે. એટલા માટે અમારે એક નવા પુત્રનો પ્રસવ થાઓ, કે જે અમને અન્ન લાવી આપે, અને શત્રુઓનો વિનાશ કરે. + + + ઋગ્વેદમાં યમ નર્કનો દેવ નહીં, પણ સદાચારીના સ્વર્ગનો દેવ છે—મૃત્યુ પછી

સદ્‌ગુણી મનુષ્યને સુખમય પ્રદેશમાં બદલો આપનાર દેવ છે. + + + રે મૃત પ્રાણી! જે સ્થાનેથી આપણા વડીલો જે સ્થાને ગયા છે, તેજ રસ્તેથી તે સ્થાન તરફ જા. યમ અને વરૂણ બ ને રાજા બલિથી સંતુષ્ટ થયા છે, જા અને તેમને ભેટ, તે સુખી વર્ગમાં જા, અને પૂર્વજોની સાથે મળ. યમને ભેટ, અને સત્કર્મનાં ફળ ભોગવ. પાપને પાછળ રાખી તારા ગૃહમાં પ્રવેશ કર. + + + રે મૃત પ્રાણી! વિશાળ પૃથ્વી જે માતા રૂપછે, તેની પાસે જા. તે વિશાળ અને રમણીય છે, તે સ્પર્શ ઉનના કે સ્ત્રીના સ્પર્શ જેવો મૃદુ થાઓ, (તે વખતે દાટવાનો રિવાજ હતો, એવું આથી જણાય છે). + + + હે પૃથ્વી! તેના ઉપર ઢગલો થા, તેને દુ:ખ ન આપ, તેને સારી વસ્તુઓ આપ; તેને આશ્વાસન આપ; જેમ માતા પોતાના પુત્રને લુગડાના છેડા વડે ઢાંકે, તેમ તું શબને ઢાંક. (એ ભમે દહનક્રિયા પણ ચાલતી હતી, તે નીચેના વચનથી જણાશે). હે અગ્નિ! આ શબને ભસ્મસાત્ કર નહીં, તેને દુ:ખ આપ નહીં, તેની ત્વચા કે દેહને છેદ નહીં. હે વન્હિ! તેનું શરીર તારી ઉષ્મામાં બળી જાય, કે તરત અમારા પિતૃઓના સ્થાનમાં તેને મોકલ."

હવે ભારત કાળની સામાજીક સ્થિતિ વિષે મી. દત્ત શું કહેછે તે જોઇએ. "વૈદિક કાળના ને ભારત કાળના સમાજમાં મહાન્ ભેદ એજ કે વૈદિક કાળમાં વર્ણવ્યવસ્થા અજ્ઞાત હતી, અને તે પછીના કાળમાં તે વિકાસ પામી હતી. પણ તે સમયનું આજ એક લક્ષણ ન હતું. સેંકડો વર્ષો સુધીના વિદ્યા-સંસ્કાર અને વૃદ્ધિની જનમંડળ ઉપર અસર થઈ હતી, અને પેરિક્લીસની વખતના ગ્રીકો તથા એગેમેમ્નન અને યુલીસિસના વખતના ગ્રીકો વચ્ચે જેવો ભેદ હતો, તેવોજ ભેદ ભારત કાળના સંસ્કારવાળા હિંદુઓ અને વૈદિકકાળના યુદ્ધ-પરાયણ ખેડુતો વચ્ચે તેમના સામાજીક રિવાજમાં હતો.

જે સમય વિષે આપણે બોલીએ છીએ, તે સમયના હિંદુઓએ અતિ ઉચ્ચ સંસ્કાર અને સુધારો સંપાદન કર્યો હતો, અને તેમણે પોતાના ગૃહ સબંધી, તથા સામાજીક ધર્મની વ્યવસ્થા કરવાને સૂક્ષ્મ નિયમો ઘડ્યા. રાજ સભાઓ વિદ્યાનાંસ્થાન હતા, અને સર્વ પ્રજાના

વિદ્વાન અને ડાહ્યા પુરૂષોને ત્યાં આમંત્રણ થતું, માન મળતું, અને સંભાવના થતી. ન્યાય વિદ્વાન્ અમલદારોના હાથમાં હતો, અને કાયદા મનુષ્ય-જીવનના સર્વ ધર્મની વ્યવસ્થા કરતા. મજબૂત કિલ્લા અને સુંદર બુરજોવાળાં શહેરોની પ્રજામાં વૃદ્ધિ થતી, અને દરેક શહેરમાં ન્યાયાધિશ, કાર્યભારી, અને નગર-રક્ષકો રહેતા. કૃષિનું પોષણ થતું, અને રાજાના અમલદારો બધા વાંધાનું સમાધાન કરતા તથા કરનું ઉઘરાણું અને ખેડુતોના સુખનો વિચાર કરતા.

આપણે કહી ગયા છીએ કે તે સમયમાં વિદેહ, કાશી અને કુરૂ-પાંચાળ જેવા સંસ્કારવાળા અને વિદ્વાન રાજાઓની સભાઓ એજ વિદ્યાનાં મુખ્ય સ્થાન હતાં. વિદ્વાન આચાર્યોને, યજ્ઞક્રિયાને માટે તેમજ વિદ્યાની વૃધ્ધિને માટે, પણ આવી સભાઓમાં રાખવામાં આવતા; અને આપણને મળેલા ઘણા બ્રાહ્મણ-ગ્રંથો તથા ઉપનિષદો આવા આચાર્યોએ સ્થાપેલી શાળાઓમાં ઘણું કરીને રચાયા હતા. મહાન્ પ્રસંગો વખતે વિદ્વાન માણસો દૂરનાં નગર તથા ગામડાંઓમાંથી આવતા, અને યજ્ઞવિધિ બાબતજ નહીં, પણ મનુષ્યનાં મરણ, મરણ પછી જીવની દશા, પરલોક, દેવોના સ્વભાવ, પિતૃઓ, ભૂતપ્રાણીના જૂદા જૂદા વર્ગો, તથા જે સર્વ સૃષ્ટિ આપણે જોઇએ છીએ, તેમાં વ્યતીત થતો સર્વ વ્યાપી આત્મા, એવા એવા વિષયો ઉપર પણ ચરચા કરતા.

પણ વિદ્યા કેવળ રાજ-સભામાંજ પર્યાપ્ત થતી ન હતી. વિદ્યાની વૃદ્ધિને માટે યૂરોપની યુનિવર્સિટીઓને મળતી આવે તેવી પરિષદો અથવા બ્રાહ્મણ-શાળાઓ હતી, અને જુવાન માણસો આ પરિષદોમાં વિદ્યા પ્રાપ્ત કરવા જતા. આ પ્રમાણે બૃહદારણ્યક ઉપનિષદ્ (૯-૨) માં આપણે જોઇએ છીએ, કે શ્વેતકેતુ વિદ્યા-પ્રાપ્તિ અર્થે પાંચાલની પરિષદ્‌માં ગયો. મેકસ મૂલર પોતાના સંસ્કૃત સાહિત્યના ઇતિહાસમાં કેટલાંક પ્રમાણ આપે છે. તે એમ બતાવે છે, કે અર્વાચીન લેખકોના કહેવા પ્રમાણે એક પરિષદ્‌માં તત્વજ્ઞાન, અધ્યાત્મ-વિદ્યા અને કાયદામાં પ્રવીણ એવા એકવીશ બ્રાહ્મણો જોઇએ. પણ તેના

બતાવ્યા પ્રમાણે આ નિયમ ઉભયકાલીન સ્મૃતિઓમાં લખેલા છે, તેથી કાંઇ ભારતકાળની પરિષદોનું યથાર્થ લક્ષણ મળતું નથી. પરાશર કહેછે, કે એક ગામમાં ચાર, કે પછી ત્રણ નિપુણ બ્રાહ્મણો જે વેદ જાણતા હોય, અને હોમાગ્નિ રાખતા હોય, તે મળીને એક પરિષદ્ ગણાય.

આવી પરિષદો શિવાય પણ યૂરોપમાં જેને ખાનગી નિશાળો કહેછે, તેવી શાળાઓ ઘણા શિક્ષકો સ્થાપતા અને ઘણીવાર દેશના જૂદા જૂદા ભાગોમાંથી શિષ્યોનો જમાવ કરતા. આ વિદ્યાર્થીઓ પોતાના ગુરૂની સાથે રહેતા, પોતાની વિદ્યાર્થી–અવસ્થામાં ગુરૂઓનું દાસત્વ કરતા, અને બાર વર્ષે, કે તેથી પણ લાંબી મુદતે યોગ્ય દક્ષિણા આપી, તેમને ઘેર મળવાને આતુર થઇ રહેલાં સંબંધીઓ પાસે આવતા. ઘણીવાર વૃદ્ધાવસ્થાને લીધે અરણ્યમાં વાનપ્રસ્થ ભોગવતા વિદ્વાન બ્રાહ્મણો પોતાની પાસે શિષ્યોને એકઠા કરતા, અને ભારત કાળના અતિ પ્રકાશિત વિચારો, અને પવિત્રતા વિદ્યાવાળા આ એકાંત અરણ્ય–સ્થાનોમાંથી ઉદ્ભવ્યાં છે. હિંદુઓ માં–પ્રાચીન કે અર્વાચીન કળાની કોઇ પણ પ્રજા કરતાં વિદ્યા અને જ્ઞાનને કદાચ વધારે માન આપનારી આ પ્રજામાં–વિદ્યા હજારો વર્ષો સુધી ખેડાઇ અને જળવાઇ, તે આવીજ રીતે. હિંદુ મત પ્રમાણે સત્કર્મો અને ધર્મ–ક્રિયાઓ જીંદગીની સુખી સ્થિતિ લાવે, અને તેનો યોગ્ય બદલો મળે પણ અંતે ઇશ્વરની સાથે એકતા તો સત્ય જ્ઞાનજ કરાવી શકે.

જ્યારે શિષ્યો આ પ્રમાણે પરિષદોમાં, કે ખાનગી ગુરૂઓની પાસે પરંપરાગત વિદ્યા મેળવી રહેતા ત્યારે પોતાને ઘેર જઇ પરણતા, અને ગૃહસ્થ થઇ ઠેકાણે પડતા. લગ્નની સાથેજ તેમના ગૃહસ્થ તરીકેના ધર્મ શરૂ થતા, અને ગૃહસ્થનો પ્રથમ ધર્મ એ કે એક સુભગ નક્ષત્રને યોગે હોમાગ્નિ સળગાવવો, તેને સાંજે અને સવારે દૂધના અર્ઘ્ય આપવા, બીજા ધાર્મિક અને ગૃહ્ય વિધિ આચરવા, અને સર્વમાં મુખ્ય અભ્યાગતને આતિથ્ય આપવું, અને તેને

યોગ્ય સત્કાર પૂર્વક પૂજવો. હિંદુઓના ધર્મના સારનો ઉપદેશ નીચે આપીએ છીએ :—

સત્ય બોલ, ધર્મ આચર, વેદાભ્યાસમાં પ્રમાદ ન રાખ, આચાર્યને પ્રિય-ધન આપ, અને પ્રજાતંતુનું છેદન ન કર. સત્યથી ચલિત ન થવું, ધર્મથી ચલિત ન થવું, કુશલથી ચલિત ન થવું, વૈભવની અવગણના ન કરવી, વેદાધ્યયન અને વિદ્યાભ્યાસથી દૂર ન રહેવું, દેવ અને પિતૃ-કાર્યમાં પ્રમાદ ન રાખવો, માતાને દેવ ગણવી, પિતાને દેવ ગણવા, આચાર્યને દેવ ગણવા; જે નિર્દોષ કર્મ છે, તેજ આચરવાં, બીજાં નહીં; જે અમારાં સદાચરણ તેજ પાળવાં: બીજાં નહીં.

× × × આપણા રાજ્યના બ્રાહ્મણો ભક્તિમાન રહો, આપણા સુભટો શસ્ત્રમાં નિપુણ અને બળવાન થાઓ, ગાયો પુષ્કળ દૂધ આપો, બળદ ભાર વહન કરો અને અશ્વો વેગવાન્ થાઓ; આપણી સ્ત્રીઓ ગૃહનું રક્ષણ કરો, અને સુભટો વિજયવાન થાઓ; આપણા યુવકો સદાચારી થાઓ; પરજન્ય દરેક ગૃહમાં અને રાજ્યમાં વૃષ્ટિ કરો; આપણાં ક્ષેત્રો અન્ન આપો; અને આપણી ઇચ્છાઓ તૃપ્ત થાઓ તથા આપણને સુખ મળો ( શુકલ યજુર્વેદ ૨૨-૨૨ )

ધનવાન્ મનુષ્યોનું ધન સુવર્ણ, રૂપું, અને રત્નોમાં; ગાડી, ઘોડા, ગાયો, રાસભ અને દાસોમાં; ઇમારતો અને રસાળ ક્ષેત્રોમાં, અને હાથીમાં પણ ગણાતું. યજ્ઞમાં, સુવર્ણ એ યોગ્ય દક્ષિણા ગણાતી અને રૂપાનું દાન નિષિદ્ધ હતું. સુવર્ણ અને રૂપા શિવાય બીજી ધાતુઓ પણ જાણવામાં હતી, જેમ, કોઇ સુવર્ણને લવણથી ( ટંકણખારથી ) રૂપાને સુવર્ણથી, કલઇને રૂપાથી, સીસાને કલઇથી, લોહને સીસાથી, અને કાષ્ટને લોહથી, તેમજ ચર્મથી સાંધેછે (છાંદોગ્ય ઉપનિષદ્).

× × × વૈદિક સમયની માફક આ સમયમાં પણ લોકોના ખોરાકમાં ભિન્ન ભિન્ન જાતિનાં અનાજ, તેમજ પ્રાણીઓનું માંસ હતું. બૃહદારણ્યક ઉપનિષદ્‌માં દશ જાતનાં બીજ ગણાવેલાં છે: ચોખા અને યવ તલ, અડદ, જુવાર, બાજરી, ઘઉં, મસુર, દાળ તથા વટાણા. વળી

શુદ્ર, નીવાર, અને શ્યામકરનાં નામે પણ આવે છે. દાણા દળાતા અને તેમાં દધિ, મધ, તથા ઘી નાંખી જૂદી જૂદી જાતની રોટલી બનતી. દૂધ, અને તેમાંથી તૈયારથતા બીજા પદાર્થો, એ હિંદુસ્તાનમાં કાયમને માટે પ્રિય ભોજન છે. માંસ–ભોજન ભારત–કાળમાં ચાલતું અને ગાય તથા બળદ ઘણી વખત ઉપયોગમાં આવતા. × × ×

નગરોની ફરતા કિલ્લા હતા, તેમને હવેલીઓથી સુશોભિત કર્યા હતા, અને તેમાં વિશાળ રસ્તા પાડેલા હતા; જેનો મુકાબલો આધુનિક ઇમારતો અને રસ્તાઓની સાથે તો ન થઈ શકે, પણ પ્રાચીન સમયનાં મકાનોમાં તે શ્રેષ્ઠ હતાં. રાજાનો મહેલ ગામના મધ્ય ભાગમાંજ રહેતો, અને કોલાહલ કરતા અમીરો, તથા સ્થાનિક સેના, તેમજ પવિત્ર મહાત્માઓ, અને વિદ્વાન્ બ્રાહ્મણોની ત્યાં આવ જા થતી. લોકો પ્રત્યેક મહા પ્રસંગે મહેલમાં આવતા, રાજાને ચહાતા, તેને માન આપતા ને પૂજતા; તથા તેમને રાજભક્તિ કરતાં વધારે શ્રદ્ધા બીજા કશામાં ન હતી. ગૃહસ્થ અને નગરવાસીઓની દોલત સુવર્ણ, રૂપુ, રથ, ઘોડા, રાસભ, દાસ, અને આસપાસના ક્ષેત્રોમાં ગણાતી. તેઓમાં દરેક પૂજ્ય ઘેર પવિત્ર અગ્નિ રખાતો, તેઓ અતિથીને માન આપતા, રાજ્યના કાયદા પ્રમાણે વર્તતા, બ્રાહ્મણોની મદદથી યજ્ઞ કરતા, અને જ્ઞાનને માન આપતા. દરેક આર્ય પુત્રને યોગ્ય વયે શાળામાં મોકલવામાં આવતો. બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યને સાથે વિદ્યા મળતી. તેઓ એકના એકજ પાઠ અને એકજ ધર્મ શીખતા, અને ઘેર આવી લગ્ન કરતા, અને ગૃહસ્થ બની ઠેકાણે પડતા. આચાર્યો અને ક્ષત્રિયો લોક–સમૂહનોજ ભાગ ગણાતા, તેમની સાથે લગ્નવ્યવહાર રાખતા, અને તેમની સાથે ખાતાપીતા. ભિન્ન ભિન્ન વર્ગના કારીગરો સુધરેલા જનમંડળને ઉપયોગી વસ્તુઓ પૂરી પાડતા, અને પોતાના બાપનો ધંધો પરંપરાથી કરતા, પણ તેમાં ભેદ પડી જૂદી જ્ઞાતિઓ બંધાઇ ન હતી. ખેડુતો પોતાનાં ઢોર તથા હળ લેઇ શહેર બહાર ફરતા રહેતા, અને પવિત્ર મહાત્માઓ તથા વિદ્વાન્ માણસો પોતાનું જ્ઞાન, જે હિંદુ-

એનો પોષણ પામેલો વારસો છે, તેમાં પ્રતિદિવસ વૃદ્ધિ કરવા કોઇ કોઇ વાર અરણ્યમાં રહેતા. "

ઉપરના ઉતારાઓથી આપણા પૂર્વજો કેવા સુધારાના શિખર ઉપર હતા તે જણાઇ આવશે. તોપણ તે વખતનો સુધારો તે ખરો કે પૂર્ણ સુધારોજ હતો, અને તેમાં સારાને માટે પણ ફેરફાર થઇ ન શકે એમ કહી ન શકાય. તે કાળને, અને તે સ્થિતિને જે અનુકૂળ હોય તે સર્વ કાળમાં ને સર્વ સ્થિતિમાં અનુકૂળ આવે, એ ધારવુંજ સકારણ લાગતું નથી. જો એમજ હોત, તો શાસ્ત્રકારોએ દેશ, કાળ અને સ્થિતિને અનુસરીને ફેરફાર કરવાની ડહાપણ ભરેલી પરવાનગી આપીછે, તે આપીજ ન હોય. " જેવો દેશ તેવો વેષ " આપણેજ કહીએ છીએ, અને તે પ્રમાણે આપણે ફેરફાર પણ કરતા આવ્યા છીએ.

હિંદુસ્તાનના આર્યોની પડતી અનેક કારણે થતી ચાલી. તેમનામાં કુસંપે ઘર કર્યું. તેઓ માંહોમાંહે લડાઇઓ કરીને નષ્ટ થતા ગયા, તેમ વિદેશીઓ ફાવતા ગયા. વિદેશીઓએ આર્ય પ્રજાને લૂટફાટ વગેરેથી પાયમાલ કરવા માંડી, અને આખરે તેઓ વિજયી થઇ આર્યાવર્ત ઉપર રાજ્ય કરવા લાગ્યા. આર્ય સુધારો તે ઘણુંકરીને દોઢ, બે હજાર વર્ષ પૂર્વનો છે, તે પછી તેમાં સડો પડતો ગયો. આર્ય નીતિ રીતિ બગડતાં પ્રજા અધોગતિને પામવા લાગી, અને તે પછી પરતંત્રતા ( અને તે પણ અંગ્રેજ સરકાર જેવી સુધરેલી પ્રજાના હાથ હેઠળ નહીં ) વડે જે માઠું પરિણામ નીપજવું જોઇએ, તે નીપજતું ચાલ્યું. બ્રાહ્મણ આદિ દરેક જાત પોતાનું કર્ત્તવ્ય ચૂકી, તેથી કે વિદેશીઓના સંસર્ગ વડે, કે તેમની ધર્મની ઝનુન વડે, કે આપણા અનાચાર વડે, કે આપણા હતભાગ્યને લીધે, આપણે દરેક વાતમાં પાછળ પડયા. આપણે આપણું સારૂં હતું તે ખોયું, અથવા ઘટાડયું, કે બગાડયું; અને બીજાનું જે નરસું હતું તે સારૂં સમજીને કે નકલ કરવાની વૃત્તિને તાબે થઇને, કે બીજાઓને ખુશ કરવા માટે ગ્રહણ કર્યું. આથી બીજી બાબતોની પેઠે આપણો સંસાર-બગડતો

ગયો. સ્વતંત્રતાની સાથે વિદ્યા ખોઇ, તેથી અજ્ઞાન વધ્યું, અને અજ્ઞાનના અંગભૂત વહેમ આદિ જોર પર આવ્યા. ધર્મ અથવા શાસ્ત્રનું બળ હલકું થયું, અને રૂઢી બાઇ જોર પર આવ્યાં. કુસંપ વધ્યો, અને તેનું પરિણામ મૂળ જાતોમાં વિભાગ પડવામાં અને એક બીજા સાથે જે ભાઇચારાનો સંબંધ હતો તે તૂટવામાં આવ્યું. જીતાએલી પ્રજામાં દરિદ્રતા આવેછે, અને દરિદ્રતા એ અનેક દુર્ગુણોનું કારણ હોયછે. આ પ્રમાણે અનેક કારણોથી આપણો સંસાર બગડતો ચાલ્યો, અને તે હજુ સુધી પણ બગડયાજ કરેછે, એ કેટલું ખેદકારક છે ?

આ પ્રમાણે સેંકડો વર્ષોથી બગડેલો સંસાર આપણે સુધારવો છે. સર્વ સુધારામાં સંસાર સુધારાને પ્રથમ પદ આપવું જોઈએ. સારા ભાગ્યે અંગ્રેજ જેવી સુધરેલી, દયાળુ, સંસારના કામમાં હાથ ન ઘાલનારી, છતાં તે સુધારવા દિલસોજી બતાવનારી પ્રજા આપણા ઉપર રાજ્ય કરેછે. તેણે આપણને ઘોર નિદ્રામાંથી વિદ્યારૂપી દાન આપી જગાડવાનો યત્ન કર્યોછે. આપણે હવે કંઇ કંઈ દેખતા થયા છીએ. આપણા સંસારમાં શો બગાડો છે તે આપણે સમજી શકીએ છીએ, પછી ભલે તેની વિગતના સંબંધમાં, કે તે કેમ સુધારવો તેના માર્ગના સંબંધમાં, મતાંતર હોય.

નામદાર અંગ્રેજ સરકાર તરફથી પશ્ચિમ દેશોની ઢબની કેળવણી શરૂ થયાને પચાશ ઉપરાંત વર્ષ અથવા લગભગ બે જમાના વીતી ગયાછે. આ કેળવણી વડે આપણા વિચારમાં શા શા ફેરફાર થયા, અને આપણે સંસાર સુધારાની બાબતમાં શું શું કર્યું, તે જાણવું અવશ્યનું છે.

આપણે અહીંની સંસ્કૃત કેળવણીમાં ને પાશ્ચિમાત્ય દેશોની કેળવણીમાં મોટો તફાવત એ છે, કે આપણે અહીં વિદ્યા કારણ બતાવ્યા વગર શીખવાયછે, અને તે દેશોમાં હરેક વાતનું કારણ શીખવવામાં આવેછે. આથી હરેક બાબતનું કારણ શોધવાની જરૂર પડેછે, અને કારણ વડે માણસના મનનું વિશેષ સમાધાન થાયછે,

બીજો મોટો તફાવત એ છે, કે આપણું અહીંની કેળવણી તત્ત્વજ્ઞાન, ધર્મ, અને માનસિક બાબતોનેજ લગતી બહુધા હોયછે, ત્યારે પશ્ચિમ તરફની કેળવણીમાં ધર્મને બાદ કરીને, અને તત્ત્વજ્ઞાન તથા માનસિક બાબતો પર થોડું લક્ષ આપીને, પાદાર્થિક એટલે પદાર્થને લગતી બાબતો ઉપર વિશેષ લક્ષ આપવામાં આવેછે. આપણા દેશમાં જે કેળવણી શરૂ થઇ તે આપ્રકારની હોઇને પશ્ચિમ દેશોમાં ચાલતી ઢબે અપાઈ, અને આપણા દેશનું હજારો વર્ષથી એકઠું થએલું જ્ઞાન, જે સંસ્કૃત ભાષાના પુસ્તકોમાં હતું તે બાજુએ મુકવામાં આવ્યું. એનું પરિણામ એ થયું કે આપણા દેશના જ્ઞાનથી આપણે વિમુખ રહ્યા, અને પશ્ચિમ તરફનું જ્ઞાન આપણને મળવા લાગ્યું. પશ્ચિમ તરફની ઘણી ખરી બાબતો નવિન હોવાથી આપણને રૂચી; અને આપણા દેશની બાબતોની માહીતિ ન મળવાથી, અથવા આપણને એક તરફી જ્ઞાન મળવાથી તેજ જ્ઞાન સારૂં અને ખરૂં છે એમ ભાસવા લાગ્યું. નવી બાબત હમેશ સારી લાગેછે; તેથી પશ્ચિમ તરફનું તે સર્વ સારૂં, અને આપણા દેશનું સર્વ ખરાબ, એમ આપણને જણાવા લાગ્યું. બંને બાજુના સારા જ્ઞાન શિવાય મુકાબલો થઇ શક્તો નથી, અને તેથી બંને બાજુને ન્યાય આપી શકાતો નથી.

શરૂઆતના નવું જ્ઞાન પામેલા ઘણા લોકોમાં આપણા ધર્મશાસ્ત્રો, વિદ્યા, રીત રિવાજ, સંસારનું બંધારણ, આચાર વિચાર, નીતિ વગેરે સર્વ બાબતો ઉપર અરૂચી ઉત્પન્ન થઈ. ધર્મશાસ્ત્રોમાં કહ્યું છે માટે, અથવા ગુરૂનું વચન છે માટે, અમુક વાત માન્ય કરવી એમ નહીં, પણ જે વાતને આપણું અંતઃકરણ માન્ય કરે, અને જે વાત કારણ વડે સિદ્ધ થાય, તેજ માન્ય કરવી જોઇએ, એમ પાશ્ચિમાત્ય જ્ઞાન વડે તેમને ભાસ્યું. દરેક માણસ સ્વતંત્ર છે, માટે તે પોતાને જે વાજબી લાગે તે કરવાને મુખત્યાર છે, એમ તેઓ માનતા હતા. આવા વિચારના જે સુધારકો પ્રથમ થયા, તેમણે બીજી બાબતોની સાથે સંસારને સુધારવાનું મથન કર્યું. એ

સુધારકો બે મતના હતા. જેઓ વધારે આગળ પડતા હિમ્મતવાન અને સાહસિક હતા, તેમણે "યાહોમ કરીને પડો ફતેહ છે આગે" એ ધોરણે સુધારાનો ઝુંડો પકડી જે જે ખરાબ લાગ્યું, તેને એકદમ તોડી પાડવાનો યત્ન કર્યો. જાહેર ભાષણોમાં ને લખાણમાં તેમણે જબરી ઝનુન બતાવી. જેઓ ઠાવકા હતા, તેમણે યાહોમ કરીને ઝંપલાવવાથી ફળ નહીં થાય, એમ બતાવી સુધારો ધીમે ધીમે કરવા સૂચવ્યું, અને તે પ્રમાણે મથન કર્યું.

બંને પ્રકારના સુધારકોને યશ ઘટેછે, કેમકે તેમણે પોતાને જે રસ્તો યોગ્ય લાગ્યો, તે રસ્તે સંસારને સુધારવા માટે સારી મહેનત લીધી. બંને પક્ષનાં ભાષણો ને લખાણોની કંઇ પણ અસર થયા વગર રહી નહીં. બનતા સુધી ફેરફારજ ન કરવો, એવા વિચારના હિંદુઓમાંથી થોડાના પણ વિચાર જેઓ બદલી શકે, તેમણે ઘણું કર્યું, એમ કહી શકાય. જેમ વિદ્યાનો પ્રસાર થયો, અને ભણેલાની સંખ્યા વધતી ગઇ, તેમ લોકોના વિચાર બદલાવા લાગ્યા; કેમકે સારૂં શું ને ખોટું શું, તેનો વિચાર તેઓ પોતેજ કરવાને સમર્થ થયા. સુધારાવાળા એવા લોકો ઉપર વધારે અસર કરી શક્યા. અજ્ઞાન લોકમાં પણ સુધારાની અસર ધીમે ધીમે થવા લાગી, તેમ છતાં તેનો મોટો ભાગ વિરૂદ્ધ પક્ષમાં રહ્યો. સુધારાના કેટલાક વિચાર તેમને વિપરીત લાગ્યા, કેટલીક વાતો તેમને ધર્મ વિરૂદ્ધ જણાઇ, કેટલી વાતો "यद्यपि शुद्धं लोक विरुद्धं नाचरणीयं ना करणीयं" એ હાનિકારક પરંપરાથી અપાતા બોધ વડે તેઓએ નાપસંદ કરી. કોઇ કોઇ સુધારકોનાં આચરણ તેમને પસંદ ન આવવાથી તેમના સુધારાનો બોધ પણ તેમને ન રૂચ્યો, અને કંઇપણ નવી વાત ગ્રહણ કરી તે પ્રમાણે વર્તવામાં જે હિમ્મત જોઇએ, તે હિમ્મતને અભાવે પણ જેઓને સુધારાની કંઇ વાતો રૂચીઓ, તેનો પણ તેઓ અમલ કરી ન શક્યા.

ધર્મ વિરૂદ્ધની વાતોમાં અજ્ઞાન લોકોને ઉશ્કેરવાનું શાસ્ત્રી પુરાણી વર્ગને ઠીક ફાવ્યું. આપણા સંસારની ઘણી વાતોનો સંબંધ

ધર્મ સાથે હોવાથી તેમાં તેઓ ફાવી શકે એવું હતું. કાળું પાણી ઓળંગી વિલાયત જવું, એ શાસ્ત્ર વિરૂદ્ધ છે, પુનરલગ્ન કરવું, એ શાસ્ત્ર વિરૂદ્ધ છે, કન્યાઓને ભણાવવામાં શાસ્ત્રની સંમતિ નથી, કન્યાકાળ વીતી ગયા પછી કન્યાને પરણાવવાથી પાપ લાગેછે, વગેરે જે વાતો શાસ્ત્રીઓ કહે તે લોકો ખરી માને, અને સુધારકોના સામા થાય, એમાં નવાઇ નહીં; કેમકે જ્યાં સુધી જ્ઞાન પામીને ખરૂં ખોટું સમજવાની શક્તિ ન આવે, ત્યાં સુધી જેમને તેઓ જ્ઞાની માનતા હોય અને જેમના પર તેઓની આસ્થા હોય તેમનું કહેવુંજ તેમને ખરૂં લાગે.

એમ છતાં કેટલાક સ્વદેશ હિતેચ્છુઓના સતત પ્રયાસથી સુધારો કેટલાંક વર્ષ સુધી ઠીક ઝળકયો, અને સંસારનાં કેટલાંક કાર્યોમાં થોડે ઘણે દરજ્જે તે ફાવી પણ શકયો; પરંતુ તેના આગળ વધવામાં વળી એક અણધારી અડચણ આવી પડી. પાઠશાળાઓમાં સંસ્કૃત દાખલ થવાથી ઘણાનું ધારવું એમ હતું, કે બંને બાજુનું જ્ઞાન પામી વિદ્વાનો સુધારો કરવાને વધારે યોગ્ય થશે; પણ કેટલાકમાં તેથી ઉલટી અસર થઈ. મોટા સુધારકોમાંથી પણ કેટલાકના વિચાર બદલાઇ ગયા. દયાનંદ સરસ્વતિ જેવા સમર્થ મહાત્મા, અને થિઓસોફિસ્ટ જેવી જોરાવર સંસ્થાના પ્રયાસ વડે વિદ્વાનોના વિચારમાં ફેરફાર થયો. એ ફેરફારની જરૂર હતી, અને તેટલા માટે જેમણે એ ફેરફાર કર્યો, તેમણે દેશની સેવા બજાવીછે, અને તેથી તેમને ધન્યવાદ ઘટે છે. પશ્ચિમ તરફનું તે સઘળું સારૂં, અને આપણે અહીંનું સઘળુંજ ખરાબ, એ મત ભયંકર હતું. એમ છતાં કેટલાક ભણેલાઓ સુધારકોથી ઉલટુંજ મત લેઇ બેઠા. તેઓ એમ કહેવા લાગ્યા, કે આપણુંજ સર્વોત્કૃષ્ટ છે, માટે તેમાં ફેરફાર કરવાની જરૂર નથી. આ મતવાળા સુધારકોની નિંદા કરવા લાગ્યા અને તેમની વિરૂદ્ધ થયા. સુધારકો ઢોંગી–વેષધારી છે. તેઓ માત્ર જીભ હલાવી જાણે છે, બોલ્યા પ્રમાણે તેઓ કરતા નથી, બીજાના છોકરાને જતિ કરવા સારૂ "ચઢ જાઓ બેટા શળીએ" એમ કહી ઉભા રહે છે, એવું તેઓ કહેવા લાગ્યા. જો કે આમાં કંઇ સત્ય

હતું તોપણ જેઓ કંઇ પણ કરતા હોય તેમની નિંદા કરવી, અને પોતે સમજતાં છતાં કંઇ પણ ન કરવું, એ વિદ્વાનને ન છાજે. સુધારકોની કહેણી કરણી જૂદી હતી, તો તેમણે કહેણી કરણી સરખી રાખીને પ્રજાને સારૂં ઉદાહરણ આપવું જોઇતું હતું.

કહેણી કરણી એક રાખવી એ ઉત્તમ માર્ગ છે એમાં શક નથી, પણ એ રીતે વર્તવું એ વિરલ પુરૂષથીજ બની શકે છે. "ગુરૂ કહે તેમ કરવું, પણ ગુરૂ કરે તેમ ન કરવું," એવી કહેવત ઉપરથીજ કહેણી રહેણી એક રાખવી વિષમ છે, એમ જણાશે. બોધ, ભાષણો ને લખાણો એ સુધારાનું પહેલું પગથીઉં છે. એની અસર ઘણી થાય છે, માટે એટલું પણ જેઓ કરે, તે દેશના ઉપકારને પાત્ર થાય છે. જો એમ ન હોત, તો બોધદાયક પુસ્તકોની, આચાર્યોની, કથા કહેનારાઓની, ને ભજન કીર્તનની જરૂરજ ન પડત. સુધરેલા દેશોમાં વર્ત્તમાન ચોપાનિયાં જબરી અસર કરી શકે છે; અને આપણા દેશમાં પણ તેની કેટલીક અસર તો થાય છેજ.

જેઓ ધીરે ધીરે સુધારો કરવાની ભલામણ કરે છે, તે પણ ખોટા નથી. અજ્ઞાન બાળકને શીખવતી વખતે તેના જ્ઞાન ઉપર આધાર રાખીને તેને રૂચતું ને ખમી શકાય તેટલું શીખવીએ છીએ. એકદમ વધારે શીખવવા જઇએ તો તેનું સારૂં પરિણામ ન આવે. વળી આ મત ધરાવનારા પોતાની નાત જાતમાં રહીને, તેમની રૂચીને અનુસરીને કંઇ કંઇ સુધારો કરવા મથે છે. એમાં ભય એટલો કે લોકોની રૂચી ઉપર આધાર રાખીએ, તો વખતે આપણે આગળજ વધી ન શકીએ. તેમના મતને મળવું, એટલે કેટલીક વાર જૂઠી કે ખોટી વાતને ટેકો આપવો પડે, અને તેની અસર માઠી થાય તથા જે પ્રમાણમાં આપણે તેના મતથી વિરૂદ્ધ પડી નવો માર્ગ બતાવીએ તે પ્રમાણમાં એ તો આપણા સામા થાય.

આ રીતે વિદ્વાનોમાં મતામત છે. આવી મતામત અસલથી ચાલી આવી છે. શ્રુતિ સ્મૃતિમાં ભિન્ન મતો છે અને ઋષિઓના મત પણ ભિન્ન ભિન્ન છે, તેમ છતાં આપણે એટલુંજ કહીશું કે જે જે

માર્ગે સુધારો કરી શકાય, તે સર્વ માર્ગો ચલાવવા. જૂદે જૂદે અનેક માર્ગે કરેલા યત્નનું પરિણામ સરવાળે વધારે થવાની આશા છે. એક માર્ગે નિષ્ફળ થયા, તો કદાચ બીજે માર્ગ સફળ થશે. કહેવાનું તાત્પર્ય એટલુંજ કે જેઓ પ્રજાને ખરચે વિદ્યા સંપાદન કરેછે, તેઓએ પ્રજાના હિત માટે મથન કરવું, એ તેમનું કર્ત્તવ્ય છે.

સુધારાનો માર્ગ લેવામાં કેટલીક બાબતો વિચારની છે.લોકોને સુધારો રૂચે તો તેઓ તે વહેલો ગ્રહણ કરે, અને ઓછા સામા થાય. જે વાત ધર્મ વિરૂદ્ધ હોય, તે લોકો એકાએક માન્ય કરવાના નહીં; માટે જે વાતો ધર્મ વિરૂદ્ધ ન હોય, તે અથવા જે વાતો ધર્મ વિરૂદ્ધ નથી એમ ધર્મશાસ્ત્રો વડે સાબીત કરી શકાય, તે પ્રથમ લેવી. ઉદાહરણ તરીકે, છોકરીઓને વિદ્યા ન ભણાવવી એવું શાસ્ત્રકારોએ કહ્યું નથી, અથવા કહ્યું હોય તો તેનું ખંડન બીજાં શાસ્ત્રો વડે તથા પાછલાં દૃષ્ટાંતો વડે કરી શકાયછે. જ્યાં શાસ્ત્રોમાં મતામત હોય ત્યાં લાભકારક મતો આગળ ધરી સામા પક્ષનું સમાધાન કરી શકાયછે. જે વાત રૂઢીને અનુસરીને ચાલતી હોય, પણ શાસ્ત્ર વિરૂદ્ધ હોય, તે વાતમાં જય વહેલો મેળવી શકાયછેઃ જેમકે, અઘરણીનું જમવું ને પ્રેતાન્ન ખાવું એ શાસ્ત્ર વિરૂદ્ધ છે, માટે તે બંધ કરી શકાય. જે કરવામાં નાત જાતની શિક્ષાનો ભય નથી, તે સરળતાથી કરી શકાયછેઃ દાખલા તરીકે આપણે દીકરીને એક વર્ષ મોડી પરણાવીએ, અથવા એ વર્ષ મોડી સાસરે વળાવીએ, તો તે વાત નાત પકડતી નથી. જે વાત પોતાના સ્વાર્થની છતાં નિંદાના ભયથી લોકો કરતા નથી, તે વાત જો ઘણા બોધથી દૃઢતા ને ધીરજ મળે, તો લોકો અમલમાં લાવી શકે. ઉદાહરણ તરીકે જ્ઞાતિની ફરજ થાય, તો કદાપી નાતવરો કરવો પડે, પણ તેમાં કુલણજી થવાનું છોડી દેવાય. વળી બાપદાદાઓએ મોટા વરઘોડા કાઢેલા તેવો વરઘોડો હું નહીં કાઢું, તો મારી નિંદા થશે, એ ભય સારી સલાહથી ટળી શકે. સંસારની ઘણી વાતોમાં બિગાડો વહેમથી ને બૈરક શાસ્ત્રથી થયોછે. વહેમ અજ્ઞાનનું પરિણામ હોવાથી જ્ઞાન વડે દૂર થઇ શકેછે. ભણવાથી તથા સુધારકોના

બોધથી વહેમ ટાળી શકાય, ઘણી વાતોમાં હાલ ધર્મશાસ્ત્ર કરતાં ગેરક શાસ્ત્ર બળવત્તર થઇ પડયું છે. બૈરાં વહેમી ને હઠીલાં હોવાથી તેઓ પોતાની જક છોડતાં નથી, એટલા માટે સ્ત્રી કેળવણીની ખાસ જરૂર છે. સ્ત્રીઓ સુશિક્ષિત થાય નહીં ત્યાં સુધી એકલા પુરૂષો સંસાર સુધારામાં અને ખરૂં પૂછાવો તો કોઇ પણ સુધારામાં પૂર્ણ રીતે ફતેહ પામી શકનાર નથી.

સંસાર સુધારવો એટલે તેને પૂર્વની સ્થિતિમાં આણી મૂકવો છે કે કેમ, તે વિષે વિચાર કરીએ. પૂર્વે એટલે ઘણા કાળ ઉપર આપણો સંસાર સુધરેલો હતો, એ વાત આપણે કહી ગયા છીએ. તે વખતનો સુધારો તે કાળને તથા સ્થિતિને અનુકૂળ હતો, અને તે હાલના કાળને તથા સ્થિતિને અનુકૂળ થશે કે કેમ, તે જોવું જોઇએ, અલબત તે સમયનો જે સુધારો હાલ અનુકૂળ થાય, તે ગ્રહણ કરવોજ જોઇએ માટે તે ઉપર સુધારકોને પ્રથમ લક્ષ આપવું ઘટેછે. પરંતુ તે કાળનો જે સુધારો હાલ માફક ન આવે, તે છોડી દેવો ઉચિત છે. વેદ કાળમાં નિયોગ ચાલતો હતો, તે આપણને ભુંડો લાગશે. તે પછીના સુધરેલા કાળમાં એક સ્ત્રી અનેક પુરૂષોને વરેલી, તે વાત આપણને રૂચશે નહિ. તે સમયમાં દ્વિજો માંસાહારી હતા, અને પિતૃઓને માંસના પિંડ આપતા, તે આપણને પસંદ નહીં પડે. યજ્ઞમાં માણસ, ઘોડા આદિ હોમવાનું, અને સોમપાન કરવાનું આપણને રૂચવાનું નથી. ક્ષત્રિઓ કન્યાઓનું હરણ કરી લાવતા, તે હાલ ઠીક નહીં લાગે. તે વખતના ખરા સુધારા, જે વડે દેશ ઉન્નતિ ભોગવતો હતો, તે લોકોને રૂચતા ન આવે તેમ છતાં ગ્રહણ કરવા સરખા છે. તે વખતે જે છૂટ સ્ત્રીઓ ભોગવતી હતી, તે તેમને મળવી જોઇએ. તે વખતે તે સ્ત્રીઓ ભણીને વિદુષી થતી હતી, તે ચાલ પાછો દાખલ થવો જોઇએ. તે સમયે દ્વિજો એક બીજાનું ખાધાથી વટલાતા નહોતા, એટલે તેઓમાં ભાણાઅંતર નહોતું, તે વાત ગ્રહણ કરવા જેવી છે. તે કાળે દ્વિજો માંહોમાંહે બેટી વ્યવહાર પણ રાખી શકતા હતા, તે વાત ફાયદાકારક છે. તે વખતે ધંધાને લઇને આર્યોના ત્રણ વર્ગ

હતા. અને એક વર્ગમાંથી માણસ બીજા વર્ગમાં જઈ શકતો તે રિવાજ ખોટો હતો, એમ આપણાથી કહેવાશે નહીં; અને તે વાત સ્વીકારવાથી હાલનું જ્ઞાતિબંધન તૂટવાની જરૂર સમજાશે. તે સમયે વિદેશમાં લોકો ગમે ત્યાં ગમન કરતા, અને દરિયાપર જતા, છતાં તેમને પ્રાયશ્ચિત કરવું પડતું નહીં, કે જ્ઞાતિ બહાર થવું પડતું નહીં, હાલમાં સુધરેલા દેશોમાં જવાની ખાસ જરૂર ઉત્પન્ન થઈછે, તો આપણા જ્ઞાની ને સુધરેલા બાપદાદાઓએ લીધેલી છૂટ આપણે શા માટે ન લેવી ? આ વિચારો લોકોને ભારી પડશે, તથાપિ તે ધર્મ કે પૂર્વજોની રૂઢિ વિરૂદ્ધ ન છતાં હાલના સમયને અનુકૂળ અને લાભકારક છે. દેશ, કાળ અને સ્થિતિને અનુસરીને વર્તન કરવાની છૂટ આપણા દૂરંદેશી મહા ઋષિઓ આપી ગયાછે, તેથી જરૂર પડે ત્યાં તેનો લાભ લેવો જોઈએ. જૂદી જૂદી રાજ કરતી પ્રજાઓના સંસર્ગ વડે, આપણે આપણા રીત રિવાજોમાં ફેરફાર કરતા આવ્યા છીએ, અને કેટલાક તો એવા ગાંડા ફેરફાર કર્યાછે, કે જેનાં માઠાં ફળ હાલ આપણે ભોગવવાં પડેછે. માટે જે ફેરફાર જરૂરના ને લાભકારક હોય તે કરવા. માત્ર રાજ કરનાર વર્ગને ખુશ કરવા, કે કેવળ તેમની નકલ કરવાની ખાતર જે ફેરફાર આપણને લાભકારક ન હોય, તે કરવા ન જોઈએ; કેમકે એવા ફેરફાર કરવાથી આપણે આપણું પ્રજાપણું ખોઈએ છીએ અને લાભ કંઈ મેળવતા નથી.

પ્રસ્તુતનો વિષય મુખ્ય ચાર ભાગમાં વહેંચીને તેના પેટામાં બીજી અનેક બાબતોનો સમાવેશ કરવામાં આવ્યોછે. એટલે પહેલા ભાગમાં સંસારનું બંધારણ, બીજામાં સંસાર પ્રત્યે આપણાં કર્ત્તવ્ય, ત્રીજામાં સંસાર સ્થિતિના ફેરફાર-સુધારાનાં સાધન, અને ચોથા ભાગમાં સંસાર સુધારાની બાબતો આપીછે.

---

# સંસાર સુધારો.

---

## ભાગ ૧

### સંસારનું બંધારણ.

ઉપોદ્ઘાતમાં જણાવ્યા પ્રમાણે સંસાર વ્યક્તિઓથી બને છે. વ્યક્તિમાં સ્ત્રી અને પુરૂષ આવે છે. સ્ત્રી અને પુરૂષના સંબંધથી છોકરાં પેદા થાય છે, અને છોકરાંનાં સ્ત્રી પુરૂષ માબાપ કહેવાય છે. છોકરામાં ભાઈ બહેન હોય. માબાપ અને છોકરાં વડે કુટુંબ થાય છે. ઘણીવાર સગા ભાઈઓની પ્રજા એક કુંટુંબમાં ગણાય છે, અને કેટલીક વાર પિત્રાઈઓના સમુદાયને પણ કુટુંબ સંજ્ઞા આપવામાં આવે છે. ઘણાખરા દેશોમાં કુટુંબોના સમુદાયથી પ્રજા કે સંસાર બને છે, પરંતુ આપણા દેશમાં તેમ નથી; કેમકે આપણે અહીં વચ્ચે બીજાં બંધારણ છે, એટલે એકજ જાતના ઘણા કુટુંબના જથાને આપણે નાત કહીએ છીએ. જે નાતોમાં ફાંટા અથવા તડ પડેલાં હોય, તેમાં વળી કુટુંબોના જથાવડે તડ, અને તડોના સમુદાયથી નાત થાય છે. વેપારી નાતોના સમુદાયથી મહાજન થાયછે. તેમ બીજી કેટલીક જાતોના સમુદાય હોય છે, અને તે જૂદા જૂદા નામથી ઓળખાય છે. કેટલીક વાર નાતોના એવા વિભાગ પડેલા હોય છે, તે તડ ન કહેવાય, અને જાણે જૂદીજ નાતો હોય એમ ગણાય; જેમકે નાગર કહ્યા તો તે છ જાતના છેઃ વડનગરા, વિશનગરા, સાઠોદરા, પ્રશ્નોરા, કૃષ્ણોરા, અને ચિત્રોડા. આ છએ જાતો અથવા નાતો અલગ છે. તેમનામાં બેટી વ્યવહાર નથી, અને રોટી વ્યવહાર પણ કેટલાક રાખતા નથી. વળી વડનગરા નાગરમાં ત્રણ ભેદ છેઃ બ્રાહ્મણ, ગૃહસ્થ અને ડુંગરપુરા. આ ત્રણ વર્ગમાં રોટી વ્યવહાર છે, પણ બેટી વ્યવહાર કવચિતજ હોય છે. એકજ નાત

વળી ગામ વાર, કે ખૂમ વાર જૂદી પડેલી હોય છે, તેમાં રોટી વ્યવહાર છતાં બેટી વ્યવહાર કોઇમાં કવચિત અને કોઇમાં બિલકુલ હોતો નથી; જેમકે, શ્રીમાળી પોરવાળ વગેરે વાણીઆ જરૂર પડે તો ગમે ત્યાંથી કન્યા મેળવી શકે છે. ખડાયતા, મોઢ વગેરેમાં એવા બનાવ કવચિત બને છે. જુનાગઢના ને પેટલાદ સંભાના વડનગરા નાગર એક બીજાને કન્યા ન આપે. કેટલીક વાર અંતરના કારણે દિકરી લાવવા મોકલવામાં અડચણ નડે તેથી, તથા ઓળખાણ પિછાન વગર ઘરની જોઇએ તેવી માહીતી ન મળે તેથી, કે કુળવાન અકુળવાનને કારણે આવો સંબંધ બહુ થઇ ન શકે; તથાપિ નવાઇ જેવું એ છે કે જ્યારે આગગાડી વગેરેનાં સાધન નહોતાં, અને પ્રવાસ જોઇએ તેવો સલામત નહોતો, તે વખતે આવા સંબંધ ઘણા બંધાતા. તે એક બે જમાનાની અંદર કમી થયા છે, કે બંધ પડયા છે. કેટલીક નાતોમાં અનેક ધર્મ પાળનારાં કુટુંબો છતાં તેઓ માંહોમાંહે લગ્નાદિ સંબંધ રાખે છે, ત્યારે કેટલીક નાતોવાળા પરધર્મીને કન્યા આપતા નથી. શ્રીમાળી વાણીઆમાં મેશ્રી ને શ્રાવક ધર્મ પાળનારના મુખ્ય બે જથા છે. તેમ પોરવાળ વગેરે બીજી જાતોમાં પણ છે. પહેલાં ધર્મના કારણનો બાધ બિલકુલ લેવાતો નહીં. શ્રાવક મેશ્રીની કન્યા લાવે તેની કંઠી તોડાવે, અને મેશ્રી શ્રાવકની કન્યા લાવે તેને કંઠી બંધાવે, એટલે 'બસ થતું'; પરંતુ હમણાં હમણાં તેઓ ધર્મના કારણથી આ રિવાજ કમી કરતા જાય છે; એટલે મેશ્રી શ્રીમાળીની નાત જૂદી, અને શ્રાવક શ્રીમાળીની નાત જૂદી, એમ થઇ જાય છે. કેટલીક વાર સ્થાનને લીધે એકજ જાતના લોકો પરસ્પર રોટી વ્યવહાર પણ રાખતા નથી. હાલારી સંભાના ઔદિચ્ય સહસ્ર ઝાલાવાડી સંભાના ઔદિચ્ય સહસ્રનું ખાય નહીં. ઘણી નાતોમાં દશા વીશાનો ભેદ હોય છે, તેમનો રોટી વ્યવહાર ખરો પણ બેટી વ્યવહાર હોતો નથી: જેમકે દશા શ્રીમાળી વીશા શ્રીમાળી સાથે, દશા નાગર (વાણીઆ) વીશા નાગર સાથે, દશા મોઢ વીશા મોઢ સાથે બેટી વ્યવહાર રાખતા નથી.

ગુજરાતની ઉજળી વર્ણમાં બ્રાહ્મણ, વાણીઆ ને પાટીદાર એ મુખ્ય ગણાય છે. ઉજળી વર્ણમાં ક્ષત્રી, રજપુત, કાયસ્થ, સોની, સતાર આદિ ઘણી વૈશ્ય જાતોનો સમાવેશ થાય છે. બ્રાહ્મણ અનેક જાતના હોયછે, તેમાંથી કેટલીક જાતો બીજા બ્રાહ્મણો સાથે ખાવા પીવાનો વ્યવહાર રાખતી નથી; જેમકે નાગર, શ્રીમાળી ( કેટલાક ) ગિરનારા, ગુગળી વગેરે બીજા બ્રાહ્મણો ભેગા જમે છે. લોકો ચોરાશી જમાડે છે ત્યારે આ સર્વ બ્રાહ્મણો ભેગા બેશીને જમે છે. મૂળ બ્રાહ્મણની ૮૪ જાતો કહેવાતી, તેથી તેમના સમુદાયના જમણને ચોરાશી કહે છે. વાણીઆમાં કેટલાક નાગર શિવાય બીજા એક પંગતે જમી શકેછે. કેટલેક ઠેકાણે મેશ્રી અને શ્રાવક ભેગા જમેછે, કેટલેક ઠેકાણે તે માટે સહેજ વાંધો લેવાયછે એટલે ઘરમાં ભેગા જમે અને બાહેર રીતે જ્ઞાતિ ભોજનની પંગતમાં ભેગા ન બેસે, અને કેટલેક ઠેકાણે તેઓ પાણીનો પણ આંટોછાંટો રાખતા નથી. પાટીદારમાં આંજણા શિવાય સર્વ પાટીદાર ભેગા જમી શકે છે.

નાતોના સમુદાયને આપણે જાત કહીશું. એટલે શ્રીમાળી, નાગર, મોઢ, ઓદિચ્ય વગેરે નાતોથી જે સમુદાય અથવા જાત થાય, તે બ્રાહ્મણઃ શ્રીમાળી, નાગર, મોઢ, દેશાવાળ, લાડ વગેરે નાતોથી જે સમુદાય અથવા જાત થાય, તે વાણીઆ. આ ઠેકાણે એક વાત એ જોવાની છે, કે બ્રાહ્મણ વાણીઆની ઘણીખરી નાતો એકજ નામની હોય છે. બહુધા જે નાતનો વાણીઓ તેજ નાતનો બ્રાહ્મણ તેનો ગોર હોયછે, અને તેઓની ઉત્પત્તિ એકજ સ્થળેથી અથવા એકજ પુરૂષથી થયેલી કહેવાયછે.

વેપારીની નાતોના સમુદાયને મહાજન એવી સંજ્ઞા અપાયછે. મહાજનનું બંધારણ ગુજરાત શિવાય હિંદુસ્તાનના બીજા ભાગોમાં જોવામાં આવતું નથી. મહાજન એ પહેલાં રાજકીય સત્તાધારી સંસ્થા હતી, પણ દિવસે દિવસે તેનું જોર કમી થતું ચાલ્યું છે. કચ્છ કાઠિયાવાડનાં કેટલાંક દેશી રાજ્યોમાં હજી તે સારી સત્તા ભોગવેછે. મહાજન એ વેપારી જૂદી જૂદી નાતોનું એકત્ર બળ છે, અને તે મંસારના કામમાં જબરો ભાગ લેઇ શકે છે. એક રીતે નાતની એ

અપીલ કોર્ટ (વરિષ્ઠ ન્યાયાધિશી) છે. મહાજનના ઠરાવ ઉપર કોઇ ઠેકાણે ફરિયાદ ચાલી શકતી નથી. નાતના કરતાં મહાજનની સજા માણસને વધારે ભારે પડે છે; કેમકે તે જો મહાજન બહાર થાય, તો મહાજનની બધી નાતો તેની સાથે સંબંધ રાખે નહીં. કોઇ વાત નાતે ન પકડી હોય, તો તે મહાજન પકડી શકે છે. કોઇને નાતથી દાદ મળતી ન હોય, તો તે મહાજનને ફરિયાદ કરી દાદ મેળવેછે. કેટલીક વાર મહાજન આખી નાતને પણ મહાજન બહાર મૂકી શકેછે. મહાજન એ વેપારીની નાતોનો સમુદાય હોવાથી ખાસ કરીને વેપાર વણજની બાબતમાં તેની અંદર વાણીઆ શિવાય બીજા હિંદુ મુસલમાન વેપારીઓ પણ સામેલ હોય છે.

ગુજરાતમાં નાતોનો પાર નથી. વસ્તીપત્રક કરનારાઓએ પણ એ કામની પૂરી તપાસ કરવાનું કંટાળીને છોડી દીધું હોય, એમ જણાય છે. વડોદરાનું રાજ્ય ગુજરાતમાં વિખરાયલું હોવાથી એ રાજ્યના વસ્તી પત્રકમાં આપેલી નાતો વડે ગુજરાતની નાતો વિષે સામાન્ય વિચાર બાંધી શકાશે.

વડોદરા રાજ્યના, સન ૧૮૯૧ ના વસ્તીપત્રકમાં હિંદુઓને કુલ ૯૬ જાતોમાં વહેંચીને દરેકની નાતો–પેટા નાતો આપેલી છે. તેનો સરવાળો કરતાં કુલ સંખ્યા ૨૨૬૮ થાયછે! એમાં બ્રાહ્મણ ૧૧૧ નાતના, વાણીઆ ૧૨૭ નાતના, કણબી ૨૦૦ નાતના, ભરવાડ ૧૧૫ નાતના, ને કોળી ૧૯૮ નાતના જણાવ્યા છે. બીજી જાતોમાં ૧ થી ૧૦૦ સુધી નાતો છે. આ સર્વ નાતને છેડે "અને બીજા" એમ લખી વસ્તીનો આંકડો આપ્યો છે તે ઉપરથી બીજી નાતો છોડી દીધી એમ લાગે છે. મુસલમાન કોમ ૬૪ જાતોમાં વહેંચીને તેની નાતોની સંખ્યા ૧૨૧૨ આપીછે! મુસલમાનોમાં આટલી બધી નાતો હોય એ તો પ્રથમ દરજ્જે માનવામાં પણ ન આવે. આ શિવાય કાળી પરજના લોકોની ૨૦ નાતો ગણાવી છે. આ ઉપરથી ગુજરાતની કુલ નાતોની સંખ્યા ૩૫૦૦ અથવા તે ઉપરાંત થાય છે.

જેમ ગુજરાતમાં છે, તેમ હિંદુસ્તાનના બીજા ભાગોમાં પણ નાતો ઘણી છે. ગયા વસ્તીપત્રક ઉપરથી મદ્રાસ ઈલાકામાં બ્રાહ્મ-

ણની ૫૮૪ નાતો, અને બ્રાહ્મણ શિવાયની જાતોમાં ૨૩૦૦ નાતો ગણાઈ હતી !

મી. જે. કિટ્સના જણાવ્યા પ્રમાણે હિંદુસ્તાનમાં કુલ ૧૯૨૯ જૂદી જૂદી નાતો છે. તેમાંની ૮૦૩ માં ૧૦૦૦ અથવા વધારે, ૪૭૨ માં ૧૦૦૦૦ ઉપર, ૨૦૧ માં ૧૦૦૦૦૦ ઉપર, ૪૭ માં ૧૦૦૦૦૦૦ ઉપર, અને ૨૧ માં ૨૦૦૦૦૦૦ ઉપર માણસની સંખ્યા છે. બ્રાહ્મણ કણબી અને ચમાર એ દરેક જાતની સંખ્યા ૧૦૦૦૦૦૦૦ ઉપરાંત છે. મી. કિટ્સે નાતોના પેટા ભાગ પોતાની ગણત્રીમાંથી છોડી દીધા હશે, એમ લાગે છે.

આટલી બધી નાતો કેમ ઉત્પન્ન થઇ તેનો ઇતિહાસ રમુજી થઇ પડે. નાતોનાં નામ જોતાં, ઘણીક સ્થાનને લઇને થઇ છે. જેમ વડનગરા તે વડનગરના, વિસનગરા તે વિસનગરના, સાઠોદરા તે સાઠોદના, મોઢ તે મુઢેરાના, દેશાવાળ તે ડીસાના, ખેરસદા તે ખેરસદના, શ્રીગોડ તે ગૌડ-બંગાળાના, શ્રીમાળી તે માળવાના. આ ઉપરથી અનુમાન થાય છે, કે પ્રથમ એકજ જાતના કે જથાના છતાં તેમની ટોળીઓ વેપારવણજ કે બીજા કારણે જૂદે જૂદે સ્થળે જઇ રહી, તેથી તેમનો સંબંધ તૂટી ગયો, અને સ્થળ ઉપરથી દરેક જૂદી નાત થઈ. એકજ નાત ઘણે ઠેકાણે વસે, અને દૂર દેશાવરના કારણે તેમની વચ્ચે સંબંધ ન રહે, તેથી દરેક ગામની કે નજીકના ગામોના સમુદાયની એક નાત બંધાય, અને દીકરીઓ લેવા દેવાનો સંબંધ તેમાંજ રહે. વળી એક ગામમાં પણ કંઇ તકરાર ઉપસ્થિત થાય કે નાતના ફાંટા પડે. આગેવાનોની હઠ અને સ્વાર્થ વડે કે મતભેદ પડવાથી આવા બનાવ હજી પણ બન્યા કરે છે. કેટલીકવાર લોકો એવા મમત પર આવે છે, કે એક ફાંટાવાળા બીજા ફાંટા-તડ સાથેના સંબંધ તોડી નાંખે છે, એટલે જમવા જમાડવાનો વ્યવહાર રાખતા નથી, એટલુંજ નહી પણ કન્યા પણ દેતા નથી. કોઇ વાર તપેલામાં રાંધી શકાય એટલી નાની નાત આવા તડથી થઇ જાય છે, તેથી કન્યા આપવા લેવામાં લોકોને મહા વિપત્તિ ભોગવવી પડે છે. કોઈ વાર આવાં તડ ભેગાં થઇ જાય છે, પણ ઘણીવાર લાંબી મુદત

જૂદાંજ રહે છે. કેટલીકવાર આગેવાનોના જુલમથી પણ બીજા લોકો વછૂટા પડી જૂદું તડ બાંધે છે. આ એક સ્વતંત્રતાની નિશાની છે. અને કેટલાકને મતે પ્રજા સુધારા ઉપર આવવા માટે તે છેકજ બગડવી જોઈએ, માટે પુષ્કળ તડો પડીને લોક ખુવાર થશે, ત્યારેજ તેમની આંખો ઉઘડશે. એક બે જમાના અગાઉ આવા બનાવ ઓછા બનતા હતા, એમ જણાય છે. કદાચ તે વખતે લોકો અજ્ઞાનતાને લીધે આગેવાનોની મરજી વિરૂદ્ધ જતા નહી હોય, અથવા આગેવાનો આજના કરતાં વધારે ન્યાયી ને મોટા મનના હશે. આજે સહેજ કારણથી લોકોને દંડવા કે નાતબહાર મૂકવામાં આવે છે, અને નાતમાં મતામત ને કુસંપ વધારે જણાય છે. પેહેલાંનો એક દાખલો એવો છે, કે એક વાણીઆએ કોળણ રાખી અને તેની સાથે સંબંધ બાંધી ઘણાં વર્ષ સુધી તેની સાથે તેણે ખાધું-પીધું. તે કોળણ મરી ગયા પછી તેણે પોતાની નાત ભેગી કરી પોતાને પાવન કરી લેવા કહ્યું. નાતે ઠરાવ કર્યો કે તેણે નાત જમાડવી અને સૌએ તેને ઘેર જમી જવું. ( દંડ વગેરે કંઇ બીજી સજા ન કરી. ) પેલા વાણીઆએ કહ્યું જો હાથેળીમાં વાળ હોય, તો મારી પાસે પૈસો હોય. નાતે વધારે વિચાર કરી જણાવ્યું, કે બહુ સારૂં, એમ છે તો તારે પાણીઆરેથી પાણીનો ઘડો લઇ આવ. પેલાએ ઘડો આણ્યો, એટલે નાતના સર્વ લોકોએ તેમાંથી ચાંગળું ચાંગળું પાણી પીને તેને પાવન કર્યો ! આવું મોટું મન રાખી કોઈ ઠેકાણે નાત આ પ્રમાણે તકસીરવાળાને હાલ પાવન કરે, એમ લાગતું નથી. આ કરતાં હલકા ગુન્હાને માટે એજ નાતે હાલ એક માણસને નાત બહાર કરી હજારો રૂપીઆનો દંડ લીધો ત્યારેજ તેને નાતમાં દાખલ કર્યો.

કેટલીક નાતો એટલી નાની થઇ ગઈ છે, કે જો તે બીજી સાથે ભળી ન જાય, કે તેની સાથે બેટીવ્યવહાર ન કરી શકે, તો તે કેટલેક કાળે નાબુદ થઈ જશે. ઘણી નાતોમાં કન્યાની અછત છે, તેથી તેમનો પણ બીજા ઇલાજ નહીં લેવામાં આવે તો ઘણે કાળે નાશ થવાનો. ઘણી નાતોવાળાને આપણે બોલતા સાંભળીએ છીએ

કે અમારી નાતમાં પહેલાં ૨૫ મણુનો લાડુ વરતો, તેને બદલે હવે ૭-૮ મણ ઉપર આવી રહ્યું છે; એમ છતાં આવી આપત્તિ માંથી કેમ નીકળવું, તે વિષે નથી કરતું કોઇ વિચાર, કે નથી લેતું કોઇ ઇલાજ.

પ્રજાનું બંધારણ રાજકીય રીતે લેઇએ, તો ઘણી નાતના સમુદાયથી એક ગામની વસ્તી થાય છે. સારાં ગામમાં એક બીજાને જરૂર પડે એવી સર્વ નાતોના લોકો વસેછે. વેપાર રોજગાર અને ધીરધાર કરવા માટે વેપારી-વાણીઆ, મારવાડી કે બીજા-હોયછે; ધાન્ય આદિ પકવવાને જૂદી જૂદી જાતના ખેડુત-કણબી, કાછીઆ, કોળી, ભીલ, મુસલમાન, વગેરે; કારીગરીના કામ માટે સુતાર, લુહાર, દરજી, સોની, વણકર, મોચી, ઘાંચી વગેરે હોયછે. મહેનત મજુરીનું કામ હલકી વર્ણના ગરીબ લોકો કરેછે. હલકી જાતના કામ માટે ભંગીઆ વગેરે હોયછે. વણવાનું કામ વાંઝા, ખત્રી, સાળવી, ઢેડ, મુસલમાન વગેરે લોક કરેછે. રાજકાજના કામ માટે ગામની વસ્તી પૈકી મુખી, મતાદાર, રાવણીઆ-વળાતણીઆ આદિ બહુ કરીને વંશપરંપરાને માટે હોયછે. તેમને મહેનતના બદલામાં પસાયતાં મળેછે, અને વખતે કંઇ રોકડ પણ મળેછે. માત્ર પગારદાર નોકર તરીકે એક કે અનેક ગામ માટે સરકાર તરફથી તલાટી રાખવામાં આવેછે. છેક નાનાં ને ટેરીઆં ગામોમાં સર્વ જાતની ઉપયોગી નાતો ન હોવાથી ત્યાંના લોકને ઘણુંક કામ માટે નજીકના મોટા ગામ સાથે સંબંધ રાખવો પડેછે. પૂર્વે દરેક ગામ જાણે એક પ્રજાસત્તાક રાજ્ય હોય એવું હતું; એટલે લોકોની ફરિયાદો વગેરેનો નિકાલ પંચ કે ગામ-નોકરો કરતા. સરકાર માત્ર ગામનો વેરો લે, અને મોટા ઝઘડામાં વચ્ચે પડે.

ઘણાં ગામ મળીને એક તાલુકો, પરગણું અથવા મહાલ થાયછે. પાસે પાસેના કેટલાક તાલુકા મળીને એક જીલ્લો, કેટલાક જીલ્લા મળીને એક પ્રાંત, કેટલાક પ્રાંત મળીને એક ઇલાકો અને કેટલાક ઇલાકા મળીને દેશ થાયછે. આમાં દેશી

રાજ્યોનો સમાવેશ થઇ જાયછે. ઈલાકાનું બંધારણ અંગ્રેજ સરકારે બાંધેલું છે. હાલ જેને એજન્સી ( દેશી નાનાં રાજ્યોનો સમુદાય ) કહેછે, તેને પેહેલાં ઇલાકો કહેતાઃ જેમ, કાઠિયાવાડ ઈલાકો, પાલણપુર ઇલાકો વગેરે. મુલકના વિભાગ પ્રથમ જમીનની ખાસિયત વગેરેને અવલંબીને હતા, તે હજી પણ લોકો બોલવામાં વાપરેછેઃ જેમ કાળી જમીનવાળો પ્રદેશ તે કાનમ ( કૃષ્ણ ), પાદરા તરફનો રેતાળ પ્રદેશ તે વાકળ ( વેકુર ), ચડતી જાતની જમીન તે ચરોતર (ચારૂતર), સારો મુલક તે સૌરાષ્ટ્ર ઇ. એજ રીતે ચોરાશી ગામોના સમુદાયથી થયેલો પ્રદેશ તે ચોરાશી (વડોદરા ને અમદાવાદની આસપાસ), અમદાવાદ ફરતો દશ ગાઉનો મુલક તે દશકોશી–દસક્રોઇ, પાટણની આસપાસનો મુલક તે પાટણવાડો. કાઠિયાવાડના દશ ભાગ સ્થાનિક જાતોને લઇને કે બીજા કારણથી પડેલા છેઃ જેમ ઝાલાવાડ ( ઝાલા લોકોનો મુલક), ગોહિલવાડ (ગોહિલ લોકોનો મુલક ). નળકાંઠો, ભાલ, વઢિઆર, ચુંવાળ, લાટય વગેરે પ્રદેશનાં નામ અર્થવાચક છે. હ લ જેની પ્રાંત સંજ્ઞા છે, તે પહેલાં દેશ કહેવાતાઃ જેમ, ગુજરાત દેશ, મહારાષ્ટ્ર દેશ વગેરે.

ધર્મને આધારે પ્રજાનું બંધારણ તપાસીએ, તો શરૂઆત વ્યક્તિથી કરવી પડશે; કેમકે વખતે ધણી ધણીઆણીજ જૂદા ધર્મનાં હોયછે! કેટલીક વાર એકજ કુટુંબમાં અનેક ધર્મ પળાય-છે. ધર્મ એટલે પંથ સમજવો. કેટલીક વાર એક કુટુંબ તો શું પણ આખી નાત કે મહાજન એકજ પંથનું હોયછે, અને તેમાંની કોઇ પણ વ્યક્તિથી જાહેર રીતે બીજો પંથ પાળી શકાતો નથી. જો કોઇ પાળવાની હિંમત ધરે, તો તેને નાત બહાર કે મહાજન બહાર થવું પડે. એક ગામ એકજ પંથનું હોય એવું તો કવચિતજ જોવામાં આવેછે. એથી ઉલટું એકજ ગામમાં ૩૨ પંથની ગણત્રી થઇ છે! કોઈ પંથ વિશાળ હોય છે, જેમકે શિવમાર્ગી ( સ્માર્ત ), વૈષ્ણવી સંપ્રદાય વગેરે. શિવમાર્ગીઓ જૂદા જૂદા મઠના અનુયાયી હોયછે, તેમ તેમાં કેટલાક ભેદ પણ હોયછે. વૈષ્ણવી પંથમાં અનેક

ભેદછે: વલ્લભી સંપ્રદાય, સ્વામીનારાયણ વગેરે. કેટલાક પંથ નાના એટલે તે માનનારાનો જથો નાનો હોયછે: જેમ કુબેરભક્ત, દાનાભક્ત, સંતરામ વગેરેને માનનારા. આપણા દેશમાં નાતોની પેઠે પંથોની સંખ્યા પણ વિશાળ છે.

આ બધા ધર્મ, સંપ્રદાય કે પંથો હિંદુ ધર્મના ફાંટા છે, ને તેથી તે માનનારા સર્વ હિંદુ કે બ્રાહ્મ્યધર્મી ગણી શકાય. વસ્તીપત્રકવાળા જીન ( શ્રાવક ) લોકોને હિંદુ ધર્મથી અલગ ગણે છે, પરંતુ તેની ઉત્પત્તિ બ્રાહ્મ્ય ધર્મથી છે, એમ મનાયછે, અને એજ રીતે બૌદ્ધ ધર્મની ઉત્પત્તિ પણ બ્રાહમ્યધર્મથી થએલી ગણવામાં આવેછે. માટે હિંદુસ્તાનમાં વસતા જીન કે બૌદ્ધ તે હિંદુજ ગણાય. બ્રાહમ્ય ધર્મ માનનારી પ્રજામાંથી જૈન અને બૌદ્ધના આચાર્યોએ લોકોને પોતાના ધર્મમાં લીધા હતા; અને શંકર, વલ્લભ આદિએ વળી તેમના ધર્મના લોકોને પોતાના પંથમાં ખેંચી લીધા હતા. આજ પણ કેટલીક નાતોમાં એક ભાગ શ્રાવક ધર્મ માનનારો તો બીજો ભાગ કંઠીબંધો ( વૈષ્ણવ ) હોયછે, વળી એક પંથમાંથી બીજા પંથમાં જા આવ થયા કરેછે, અને લગ્નાદિ સંબંધ પણ થાયછે. જૈન ધર્મમાં દિગંબરી અને શ્વેતાંબરી એવા બે પંથછે. શ્વેતાંબરીનો એક ફાંટો તે ઢુંઢીઆ કહેવાયછે; તેઓ મુર્તિને માનતા નથી. બૌધ ધર્મ પ્રથમ ભરતખંડમાં ઉત્પન્ન થયો, અને એક વખતે ઘણા પ્રસારને પામ્યો, તે છતાં હાલ એ ધર્મના અનુયાયીની સંખ્યા હિંદુસ્થાનમાં ઘણી થોડી છે. એ ધર્મ ટિબેટ, લંકા, ચીન, જાપાન અને બીજા પૂર્વના દેશોમાં ને બેટોમાં ઘણો પ્રસરેલો છે.

હિંદુઓ શિવાય આપણા દેશોમાં બીજા ધર્મો માનનારા લોકોની સંખ્યા પણ ઘણી છે. મુસલમાન લઇએ તો તે હિંદુસ્તાનની વસ્તીનો લગભગ ⅕ થાયછે. મુસલમાનોમાં સુન્ની અને શિયા એવા મુખ્ય બે પંથ છે; તે શિવાય બીજા કેટલાક ફાંટા પણ છે. જે અસલના મુસલમાનો પોતાના રાજા કે સરદારો સાથે આ દેશ પર ચઢી આવ્યા, અને તેમનું રાજ્ય સ્થાપન થયા પછી અહીંજ

રહ્યા, તેમને આપણે શુદ્ધ મુસલમાન કહીશું. તેમાં કેટલીક જાતો છેઃ જેમકે, મોગલ, પઠાણ, સૈયદ વગેરે. હિંદુમાંથી મુસલમાન થયા, તેમાંના કેટલાકને મોલેસલામ કહેછે, અને વહોરા, ખોજા વગેરે કેટલીક જાતો જૂદી છે. મોલેસલામમાં હજી બંને ધર્મનાં નિશાનો જોવામા આવેછે, એટલે તેઓ ઘણાંખરાં નામ હિંદુનાં રાખેછે, તેમનાં ઘેરાં હિંદુનો પોષાક પહેરેછે, અને લગ્ન પ્રસંગે કાજી અને ગોર–બ્રાહ્મણ બંને ક્રિયા કરાવેછે. વહોરા વગેરેની અડકો જોતાંજ તેઓ હિંદુ હતા, એમ ખાત્રી થાય છે. વળી તેઓ ભાષા પણ હિંદુની વાપરે છે. મુસલમાનોએ કેટલાક હિંદુ રિવાજ અને હિંદુઓએ કેટલાક મુસલમાન રિવાજ ગ્રહણ કર્યાછે, એટલુંજ નહીં પણ કેટલીક વાર મુસલમાન હિંદુ દેવની અને હિંદુઓ મુસલમાન પીર પેગંબરની માનતા સુદ્ધાં રાખેછે. મુસલમાનો બહુ કરીને ઉરદુ એટલે હિંદુસ્તાની ભાષા બોલનારા છે, તથાપિ જે પ્રાંતમાં તેઓ વસતા હોય, તે પ્રાંતની ભાષાના શબ્દોના વાપરથી પ્રાંતવાર તેમની ભાષામા કંઈ અંતર પડેછે. વળી વટલેલા હિંદુઓએ તો ઘણુંકરીને પોતાની અસલ ભાષા કાયમ રાખી છે. વહોરા, ખોજા, મેમણ એ જાતોની ભાષા ગુજરાતી છે.

જરતોસ્ત અથવા ઝોરોઆસ્ટર ધર્મ માનનારા પારસી લોકો ૧૨૦૦–૧૩૦૦ વર્ષ ઉપર પોતાની સ્વભૂમિ–ઈરાન દેશને, ધર્મભ્રષ્ટ થવાના જોખમમાંથી બચવા સારૂ તજીને, આ દેશ તરફ નીકળી આવ્યા, અને ગુજરાતના દક્ષિણ ભાગમાં સંજાણ આગળ ઉતર્યા. તે વખતે તેમની સંખ્યા ઘણી થોડી હતી. સંજાણના રાણાએ તેમને પોતાના મુલકમાં ઉતરવાની ને રહેવાની પરવાનગી આપી, અને તેમના ધર્માચરણમાં કંઈ ખલેલ થશે નહીં, એવું અભિવચન આપ્યું. માત્ર હિંદુઓની કેટલીક રીતભાત તેમણે સ્વીકારવી એવી શરત કરી. તેમણે હિંદુઓના જેવો પહેરવેશ પહેરવો શરૂ કર્યો, અને ગુજરાતી ભાષાને પોતાની માતૃભાષા તરીકે સ્વીકારી. હિંદુ લોકોમાં ચાલતા બીજા ઘણા રિવાજ તેમણે દાખલ

કર્યો. જેમ જેમ તેમની સંતતિ વધતી ગઈ, તેમ તેમ તેઓ ઉત્તર તરફ એટલે સુરત ભણી આવતા ગયા. ધીમે ધીમે તેઓ સારી આબાદાની ભોગવતા થયા. હિંદુસ્તાનમાં હાલ તેમની સંખ્યા એક લાખની અંદર છે, તથાપિ વેપાર રોજગારના સાહસ વડે અને વિદ્યાના બળ વડે હિંદુસ્તાનમાં પારસીઓ એક અગત્યની કોમ થઈ પડીછે.

યાહુદી એટલે જ્યુ અથવા હિબ્રુ પ્રજાની સંખ્યા હિંદુસ્તાનમાં મોટી નથી, પણ મોઝીસનો ધર્મ માનનારી આ પ્રજા પણ સાહસિક અને બુદ્ધિમાન છે. દુનિયાના સર્વ ભાગોમાં તે પ્રસરેલી છે, અને નાણાવટ ને ધીરધાર કરવાના કામમાં તેની ખ્યાતિ વિશેષ છે. હિંદુસ્તાનમાં વસતા યાહુદીઓ ઘણુંકરીને જે તે પ્રાંતની ભાષા કે ઉરદુ ભાષા પોતાના કાર્યવ્યવહારમાં વાપરેછે.

પરદેશથી હમેશને માટે આવી રહેલા એવા ઇસુખ્રિસ્ત (ક્રાઇસ્ટ) નો ધર્મ માનનારા લોકોની સંખ્યા ઘણી નથી, પરંતુ હિંદુ વગેરે આ દેશના લોકો જેમણે ખ્રિસ્તી ધર્મ સ્વીકાર્યો તેમની સંખ્યા મોટી છે. એ ધર્મની પ્રથમ શરૂઆત મલબાર કાંઠાના દક્ષિણ ભાગમાં થઇ, અને તે પછી પોર્ટુગીઝ અને બીજી પ્રજાઓ જેમ જેમ આવતી ગઇ, તેમ તેમ તેમના ઉપદેશકોએ હિંદુ લોકોને ખ્રિસ્તી કર્યા. હલકી અને અંત્યજ વર્ગમાંથી થએલા ખ્રિસ્તીની સંખ્યા ઘણી મોટી છે. ખ્રિસ્તી થએલા હિંદુઓએ પોતાની અસલ ભાષા અને ઘણોખરો પહેરવેશ કાયમ રાખ્યો છે, એટલુંજ નહીં પણ કેટલેક ઠેકાણે તો તે લગ્નાદિ પ્રસંગે તેમના દેવળમાં પણ જાય, અને માતાને વધામણાં પણ દેવા જાય. વળી માબાપના મિશ્રણથી થયેલી ખ્રિસ્તી પ્રજા છે, તેને યુરેઝિઅન કહેછે. ખ્રિસ્તી ધર્મના મુખ્ય ભાગ ત્રણ અને તેના પેટા ભાગ ઘણા છે. પ્રોટેસ્ટંટ, રોમન કેથોલિક અને ગ્રીક ચર્ચ (દેવળ) એ ત્રણ મુખ્ય ભાગ છે, અને ચર્ચ ઓફ ઇંગ્લંડ, ચર્ચ ઓફ સ્કોટલાંડ,

પ્રેસબિટેરિઅન, લ્યુથરન, મેથોડિસ્ટ, બાપ્ટિસ્ટ વગેરે તેના વિભાગ અથવા પંથ છે.

આ શિવાય પરદેશી ઇતર ધર્મની સંખ્યા થોડી છે; પરંતુ હિંદુસ્તાનના અસલ રહેવાસીઓ જેમને અનાર્ય કે શૂદ્ર કહેછે, તેમના વિષે ધર્મ સંબંધે કંઈ કહેવાનું રહેછે. કેટલાક વિદ્વાનો એમ ધારેછે, કે આર્યો આવ્યા તેની પેહેલાં ઘણાં વર્ષ અગાઉ એ લોકો હિંદુસ્તાનમાં આવી વસેલા, અને તે તુરાનિઅન અથવા સિથિઅન જાતના છે. રાસ્તી પ્રદેશમાં વસનારા કોળી ભીલ અનાર્ય છે, પણ તે તેમાં વસનારી બીજી જાતોની પેઠે હિંદુજ ગણાયછે. જે લોકો ડુંગરોમાં ને જંગલોમાં વસેછે, તેમને કાળી પરજના લોક કહેછે. તેમાં પણ ઘણા ભેદ છે, જેમકે કોળી, ભીલ, નાયકડા, ધાણુકા, ચોધરા, ગામીતા, કોકણા, વસાવા, સાન્થલ, ગોન્ડ વગેરે. આખો હિંદુસ્તાન લઇએ તો આ જાતની સંખ્યા મોટી થાયછે. એ લોકો વાઘેશ્વરી માતા વગેરેને પૂજનારા, અજ્ઞાન અને વહેમી છે, અને તેમના લગ્નનું બંધન ધર્મક્રિયા સાથેનું કે જોરાવર નથી. તેઓના આચારવિચાર વિચિત્ર છે, અને તેમની ભાષા જે જે પ્રાંત નજીક તેઓ રહેતા હોય, તેને અનુસરતી છતાં, તેઓ ઘણા દેશ્ય શબ્દો વાપરેછે. એમ છતાં પણ તેમની ગણના હિંદુમાંજ થાયછે, કેમકે તેમનો કોઇ ખાસ ધર્મ નથી, અને તેઓ હિંદુઓની જૂદીજૂદી દેવીઓ કે દેવને માનેછે.

---

# ભાગ ૨

## સંસાર પ્રત્યે આપણું કર્તવ્ય.

જો દરેક વ્યક્તિ પોતાનાં સંસાર પ્રત્યેનાં કર્ત્તવ્ય (ફરજો) સમજે, અને તે પ્રમાણે વર્તે, તો સંસાર આપોઆપ સુધરે અને સુખરૂપ થઇ પડે.

સંસારનાં કર્ત્તવ્યને લૌકિકધર્મ કહે છે, અને તે નીતિશાસ્ત્રનો પેટા ભાગ છે. જે ધર્મ વ્યક્તિના પોતા પ્રત્યે અને ઇશ્વર પ્રત્યે છે, તે નીતિશાસ્ત્રમાં આવે છે, ને ધર્મનો વિષય ગણાય છે. આ શિવાયના ધર્મ તે ખાસ લૌકિક ધર્મ છે. એના મુખ્ય બે ભાગ છે. ૧ સગાં, વહાલાં ને સંબંધી પ્રત્યેના ધર્મ, અને ૨ લોકો પ્રત્યેના અથવા સાર્વજનિક ધર્મ.

સગાં, વહાલાં ને સંબંધી પ્રત્યેના ધર્મમાં સ્ત્રી પુરૂષોનાં અન્યોઅન્ય ધર્મ એટલે દંપતી ધર્મ; માબાપના છોકરાં પ્રત્યે, અને છોકરાંના માબાપ પ્રત્યે ધર્મ, એટલે વાત્સલ્ય અને સંતાન ધર્મ, ભાઇ બહેન અને તેવા સંબંધનાં માણસોના અન્યો અન્ય ધર્મ તે ભાંડુ ધર્મ, સ્વામીના નોકર ચાકર પ્રત્યે, અને નોકરચાકરના સ્વામી શેઠ પ્રત્યે ધર્મ, તે સેવ્ય સેવક ધર્મ; અને ગુરૂના શિષ્ય પ્રત્યે તથા શિષ્યના ગુરૂ પ્રત્યે ધર્મ, તે ગુરૂશિષ્ય ધર્મ. સાર્વજનિક ધર્મમાં, આજ્ઞામાં રહેવું, સ્વદેશ હિતેચ્છા, કૃતજ્ઞતા, સભ્યતા, પરોપકાર બુદ્ધિ, નિષ્કપટ (સત્યશીલતા), ચોખવટ (પ્રમાણીકપણું), નમ્રતા (સૌમ્યતા), મોટું મન અને ન્યાય, એમનો સમાવેશ થાય છે.

---

### સ્ત્રી પુરૂષના અન્યોઅન્ય એટલે દંપતી ધર્મ.

લગ્નની પવિત્ર ગાંઠ વડે બંધાએલું સ્ત્રી પુરૂષનું જોડું અન્યોઅન્યના સારા નરસા કર્ત્તવ્યવડે જન્મ પર્યંત સુખી કે દુઃખી થાય છે. લગ્ન એ એવો વિચિત્ર સંબંધ છે, કે જે વડે સ્ત્રી પુરૂષનું એકપણું સદાને માટે થાય છે. બંને સારાં હોય, તો તેમનામાં અલૌકિક પ્રેમ

ઉત્પન્ન થાય છે. એ પ્રેમ ઇશ્વર પ્રત્યેના અખંડ અને અપ્રતીમ પ્રેમથીજ ઉતરે છે. સંસારનું બંધારણ, અને સુખનું ( કે દુઃખનું ) મૂળજ સ્ત્રી પુરૂષછે. બંનેએ પોતાનું શિયળ સાચવવું, એ તેમની પહેલી ફરજ છે. બેમાંથી એક અનીતિવાન થવાથી બીજાને મહા કષ્ટ થાય છે, અને બંનેનો સંસાર ધૂળ મળી જાય છે. ઉદર નિર્વાહનાં સાધન મેળવી, પુરૂષ જેમ સ્ત્રીને પોષવા બંધાએલો છે, તેમ પુરૂષે મેળવેલા સાધનનો સારો ઉપયોગ કરી પુરૂષને સુખી કરવા સ્ત્રી બંધાએલી છે. પુરૂષ સ્ત્રીને ગુલામડી, કે મજુરણ તરીકે ગણે અને પોતાની અર્ધાંગના ન સમજે, તથા તે પ્રમાણે તેને માનપાન ન આપે તો તે પોતાનું કર્ત્તવ્ય ચૂકે છે; અને તેની માઠી અસર સ્ત્રી ઉપર અને છોકરાં છૈયાં ઉપર થાય છે. એથી જે પ્રેમની આશા સ્ત્રી તરફથી રાખવામાં આવે તે કયાંથી મળે ? એથી ઉલટું, સ્ત્રી જો ધણીને પોતાનો સ્વામી ન ગણે, તેની ઇચ્છા પ્રમાણે ન વર્તે, અને તેને તુચ્છકારે, તો તેણે પુરૂષનો પ્રેમ મેળવવાની આશા રાખવીજ નિરર્થક છે. જનસ્વભાવ વિચિત્ર છે. કોઇમાં કાંઇ અપલક્ષણ તો કોઇમાં કાંઇ અપલક્ષણ હોય છે. કેટલીક કુટેવો એવી હોય છે, કે તે એકાએક ટળી શકતી નથી, માટે સ્ત્રી પુરૂષે એક બીજાનાં લક્ષણ જાણી લઇ યુક્તિથી અને મોટા મનથી વર્તવું જોઇએ. બંને હઠીલાં થાય ને બાકરી બાંધી બેસે, તો તેથી કજીયા કંકાસનું મૂળ રોપાય અને લોકમાં ફજેતી થાય. સંસારમાં ઘણી વાર ઘરછોડ કરવી પડે છે, અને આપણો મમત છોડી દેવો પડે છે. જો એમ ન કરીએ, તો દુઃખ વેઠવું પડેછે. શાસ્ત્રમાં કહેલા સ્ત્રી ધર્મ તો કોઇ સાધવીજ પાળી શકે, તથાપિ તેમાંના જે અવશ્યના ધર્મ આ સમયને અનુકૂળ છે, તે દરેક સ્ત્રીએ પાળવા જોઇએ. એજ રીતે પુરૂષે પણ સ્ત્રી પ્રત્યેનું વર્તન હમેશ ઉંચી જાતનું રાખવું જોઇએ. એક સુખી તો બીજું સુખી અને એક દુઃખી તો બીજું દુઃખી સમજી દરેકના સુખ દુઃખમાં દંપતીએ ભાગ લેવાનો છે, અને દરેકની ભીડે ભોગ પડવાનું છે. તેમણે મેહેણાંટૂણાંથી, તુચ્છકારવાથી, કજીઆ કંકાસથી હમેશ દૂર રહેવું. મોટું

મન રાખી બીજાના અવગુણ, કે કુટેવો વિષે અમુક હદ સુધી આંખ આડા કાન કરવા, અને તે સુધારવા યુક્તિથી યત્ન કરવો. વિનય એ સ્ત્રીઓનું વશિકરણ કહેવાયછે. મીઠી જીભ હમેશ બીજાને વશ કરે છે. કામ કરવું, એ કામણ કરવા બરાબર છે. એથી પોતાનું શરીર સારૂં રહેછે, અને ઘરની સ્થિતિ સુધરે છે. સ્વચ્છતા અને સુઘડતા વડે પુરૂષને ઘરમાં આવતાંજ આનંદ થાયછે. પુરૂષ ઘરથી કંટાળેછે, ત્યારેજ તે ધંધો ન છતાં બહાર રખડવા જાયછે. સ્ત્રીને જોઇતાં સુખનાં સાધન જો પુરૂષ પૂરાં ન પાડે, તો તે તેનાથી બેદરકાર રહેછે. એક બીજાને સુધારવા ને સુખી કરવા માટે દંપતીએ યત્ન કરવો જોઇએ. માબાપના સદ્ગુણ કે દુર્ગુણ છોકરાંમાં દાખલ થાયછે, એ વાત લક્ષમાં રાખીને દંપતીએ વર્તન કરવું જોઇએ. વળી દુર્ગુણનો ચેપ સગાં વહાલાંમાં, પડોશીઓમાં, ને નાત જાતમાં પ્રસરેછે, એ વાત ધ્યાનમાં રાખવી. સદ્ગુણી સુખી કુટુંબોના સરવાળાથીજ સદ્ગુણી ને સુખી સંસાર બનેછે, એમ સમજવું.

---

## વાત્સલ્ય અને સંતાન ધર્મ

માબાપના છોકરાં પ્રત્યેના ધર્મને વાત્સલ્ય ધર્મ કહેછે. વાત્સલ્ય. પ્રેમ સ્વભાવસિદ્ધ છે. પક્ષીને ઇંડાં મૂકવાનો વખત આવે તે અગાઉ, તે માળો બાંધવા મંડી જાયછે. માળો બાંધવામાં માદાને નર મદત કરે છે. ઇંડાં મૂકયા પછી તેમને સેવવામાં અને સંભાળવામાં માદા કેટલી કાળજી રાખેછે, તે સૌના જાણવામાં છે. બિલાડી પોતાના બચ્ચાંને મોમાં ઘાલે, અને ઉંદરને મોમાં ઘાલે, એમાં કેટલો તફાવત છે? વાંદરી પોતાના નાના બચ્ચાને બગલમાં લઇને કેવી કુદકા મારે છે, તે આપણે જાણીએ છીએ. કુતરી બોડ કરે છે, અને રખેને કોઇ મારાં બચ્ચાને ઇજા કરે, કે ઉપાડી જાય, તે માટે કોઇ નજીક આવે તો તેને કરડવા ધાયછે. નિર્દય દોહનાર ઘણું ખરૂં દૂધ દોહી લઇ પોતાના બચ્ચા માટે પૂરતું દૂધ રાખશે નહીં જાણી ઢોર દૂધ ચોરેછે. આ સૌ સ્વાભાવિક પ્રેમ બતાવેછે. અતિ દુઃખ, કે અતિ

દુર્ગુણમાં ગરક થએલાં કોઇકજ માબાપ છોકરાં પ્રત્યેનો પ્યાર તજે છે; પરંતુ સામાન્યપણે સર્વ કોઇ પોતાના સંતાન ઉપર પ્યાર રાખે છે; અને પ્યાર વડે તેમના પ્રત્યેનાં પોતાનાં કર્ત્તવ્ય કરવાની પ્રવૃત્તિ થાયછે. એમ છતાં ઘણી વાર અજ્ઞાનથી ને નિષ્કાળજીથી માબાપ પોતાનાં કર્ત્તવ્ય પૂર્ણપણે બજાવી શકતાં નથી. છોકરાંને સંભાળથી ને પૂર્ણ રીતે પાળવાં ને ઉછેરવાં એ માબાપની પહેલી ફરજ છે. વધારે ઓછું ખવડાવવાથી, કે કપડાં લત્તાં વગેરે જોઇએ તે પ્રમાણે પૂરાં ન પાડવાથી છોકરાં માંદાં પડેછે કે મરણ પામેછે. મંદવાડ વખતે સંભાળ પૂર્વક ચાકરી ને ઓસડવેસડ ન કરવાથી તેઓ વધારે રિબાય છે, કે મૃત્યુ પામેછે. અતિ લાડથી છોકરાં બગડેછે. તેમને વિવેકી ને સદ્ગુણી કરવાં, એ માબાપની બીજી ફરજ છે. છોકરાં અસભ્ય ને દુર્ગુણી નીકળવાથી તેમનો જન્મારો ખરાબ થાયછે, ને માબાપને મરતા સુધી દુઃખનું કારણ થઇ પડેછે. તેમને સારી કેળવણી આપવી, એ માબાપની ત્રીજી ફરજ છે. બચપણમાં ઘેર સારૂં શિક્ષણ આપી શકાય, માટે માબાપ, અને ખાસ કરીને માતા સુશિક્ષિત હોવી જોઇએ. જો તેમ ન હોય, તો શિક્ષક રાખીને પણ છોકરાંને ભણાવવાં, અને નિશાળે જવા લાયક થાય ત્યારે નિશાળે મોકલવાં. સૌ સુખનું મૂળ કેળવણી છે, માટે પોતાથી બને તે પ્રમાણે વધારેમાં વધારે કેળવણી આપી, માબાપે પોતાની મોટી ને અગત્યની ફરજમાંથી મુક્ત થવું. કેળવણીની સાથે ધર્મ અને નીતિની છાપ છોકરાના મન પર નાનપણથીજ પડે, એમ તેમણે કરવું. કેટલાં થોડાં માબાપ આ ફરજ અદા કરેછે, અને પાછળથી છોકરાં નાસ્તિક ને અનીતિવાન નીવડવાથી તેમને કેટલું પસ્તાવું પડેછે, તે આપણા જાણવામાં છે. માબાપ નાનપણથી છોકરાંને પરણાવવા પસ્તાવવાની કાળજીમાં પડે, અને તે પાછળ પૈસા ટકા ખરચી નાખે, તે કરતાં તેમને ભણાવવા ને સુધારવા પાછળ કાળજી રાખે, ને પૈસા ખરચે, તો કેવું સારૂં? ઘણી વાર છોકરાંને માબાપ ચાવળાં કરેછે, ને ગાળો દેતાં શીખવેછે, તે બહુ ખોટું છે. સર્વ વાતમાં છોકરાં માબાપની નકલ કરેછે; માટે માબાપનું વર્તન અનુકરણીય હોવું

જોઈએ. વાત્સલ્ય ધર્મ માબાપમાં મરણપર્યંત રહેવો જોઈએ; અને છોકરાંનું હમેશ ક્ષેમ, કુશળ અને સુખ તેમણે ચહાવું જોઈએ. છોકરાંના માબાપ પ્રત્યેના ધર્મને આપણે સંતાન ધર્મ કહીશું. છોકરાં ઉપર માબાપના અથાગ ઉપકાર છે, અને તે ઇશ્વરના ઉપકારથીજ ઉતરે છે. જેમણે જન્મ આપ્યો, જેમણે તેમને દુઃખ વેઠીને ઉછેર્યાં, જેમણે સુખના સાધન ને વિદ્યાનાં દાન આપ્યાં, તેમના પ્રત્યે છોકરાંનો પ્રેમ રહે, એ સ્વાભાવિક છે; એમ છતાં કેટલાંક છોકરાં માબાપ સાથે અસભ્યતાથી વર્તે છે, તેમને ઘણીવાર પજવે છે અને તેમની લાગણી, કે સુખશાન્તિ તરફ લક્ષ આપતાં નથી. માબાપ ઉપર પૂજ્યભાવ રાખી તેમને માન સન્માન આપવું, એ છોકરાંની પહેલી ફરજ છે. પોતાને માટે વિના કારણ તેમને દુઃખ પડવા ન દેવું, તેમની લાગણી દુખાય એવું કામ કદી ન કરવું, તેમનો હુકમ ઉઠાવવો, એ છોકરાંની બીજી ફરજ છે. તેઓ જે કહે તે કરવું, અને તેમની ઇચ્છાને આધીન થઇ છોકરાંએ વર્તવું. માબાપની સેવા ચાકરી કરવી, એ છોકરાની ત્રીજી ફરજ છે. આ ફરજ જેમ માબાપના ભેગાં હોય, તે વખતે છોકરાંએ અદા કરવાની છે, તેમ તેમનાથી છુટાં પડચા પછી પણ તે અદા કરવાની છે. માબાપ જેમ ઉમરે પહોંચતાં જાય, તેમ આ ફરજ ઉપર વધારે લક્ષ આપવાની જરૂર છે; કેમકે માબાપના જેમ કર રહે, તેમ તેમને બીજા પર વધારે આધાર રાખવો પડે છે. બચપણમાં જેવી છોકરાંની અવસ્થા તેવી વૃદ્ધપણમાં માબાપની અવસ્થા થાય છે; તેથી છોકરાંના બચપણમાં જે ફરજ માબાપે બજાવી, તે ફરજ માબાપની વૃદ્ધાવસ્થામાં છોકરાંએ અદા કરવાની છે. છોકરાં સપુત ઉઠવાથી માબાપને અતિ આનંદ થાય છે. તેમના વિષે લોકો સારૂં બોલે, તેઓ પોતાની રહેણી કરણી વડે સંસારમાં વખણાય, ઉદ્યમ ધંધા વડે આબાદી ભોગવે અને ઘરસંસારમાં સુખ મેળવે; એ જોઇ માબાપને જેટલો આનંદ થાય છે, તેટલો આનંદ તેમને બીજા કશાથી થતો નથી; કેમકે એથી તેઓ જગતમાં જન્મીને કૃતાર્થ થયાં એમ સમજે છે.

## ભાંડુ ધર્મ.

ભાંડુ એટલે ભાઈ બહેન. એકજ માબાપનાં છોકરાંના પરસ્પર ધર્મ તે ભાંડુ ધર્મ. એકજ માબાપથી ઉત્પન્ન થએલાં છોકરાનું સગપણ અને સંબંધ નિકટનાં છે, તેથી તેમનામાં સ્વાભાવિક પ્રેમ હોય છે. એકજ કુટુંબમાં રહેવાથી તેમને વારે વારે એક બીજાના સંબંધમાં આવવાનું થાય છે. તેમના વર્તન વડે માબાપને સુખ દુઃખ મળે છે, અને પોતે પણ એથી સુખી કે દુઃખી થાય છે. માટે તેમણે એક બીજા સાથે માયા મમતાથી વર્તવું, એક બીજાની મદતમાં આવવું અને એક બીજાના સુખ દુઃખમાં ભાગ લેવો, એ તેમની ફરજ છે. ઘરસંસાર ખમવાથી ને માફ કરવાથી ચાલેછે. એટલે કોઇ વાર બીજાના વાંકને માટે, કે તે ગમે તેમ બોલી જાય તેને માટે ગમ ખાવી પડેછે, અને તેને માફી આપવી પડેછે, જો એમ ન કરીએ તો કલેશ ઉત્પન્ન થાય, અને આપણી સાથે માબાપને પણ દુઃખી કરવાં પડે. દરેક જણે પોતાના સુખ તરફ નહીં પણ બીજાના સુખ તરફ જોવું. મોટાં ભાંડુએ નાનાં ભાંડુને પોતાનાં છોકરાં જેવાં ગણી તેમની સંભાળ રાખવી, ને તેઓ સારો માર્ગ પકડે, ને સુખી થાય, એમ કરવું. નાનાં એ મોટાં ભાંડુને પોતાના માબાપ તુલ્યગણી તેમની સાથે તે પ્રમાણેનું વર્તન રાખવું. કુસંપ અને અણબનાવથી ઘરમાં કજીઆ કંકાસનું બીજ રોપાયછે, અને લોકોમાં કુટુંબની ફજેતી થાયછે, એ વાત યાદ રાખવી. સંપ અને માયા વડે કુટુંબ સુખમાં રહેછે. દરેક પોતાનું કર્તવ્ય સારી રીતે કરી શકેછે, સંસારી લાભ વધેછે, લોકોમાં માન મળેછે, અને ઇશ્વર પણ રાજી થાયછે. કોઇ ભાંડુમાં કંઇ ખોડખાંપણ હોય, તો તે ઉપર દુર્લક્ષ રાખવું, તે પ્રસિદ્ધ કરવાથી અલગ રહેવું, અને તે સુધારવા માટે ધીમેથી ને એકાંતમાં શીખામણ દેવી. બીજાને રીસ ચડે, કે માઠું લાગે, એવું વર્તન ન રાખવું; અને કોઇની અદેખાઇ ન કરવી. ભોજાઇની ગણના પણ ભાંડુમાંજ થાયછે, માટે તેમની સાથે પણ બીજાં ભાંડુની પેઠે વર્તવું; અને ભોજાઇઓએ પણ તેવુંજ વર્તન રાખવું.

---

## સેવ્ય સેવક ધર્મ.

સારી સ્થિતિના લોકો સર્વ કામ પોતાને હાથે કરી શકતા નથી, ત્યારે તેમને નોકર ચાકર રાખવા પડે છે. નોકર ચાકરો પગાર કે બીજો બદલો લઇ શેઃનું મુકરર કરેલું કામ કરવા બંધાય છે. તેઓ દાસ કે ગુલામ નથી; તેઓ પણ પોતાની પેઠે મનુષ્ય જાત છે, અને ઇશ્વરની નજરમાં સર્વ માણુસ સરખાંજ છે, એ વાત શેઠે અને તેના ઘરનાં માણુસોએ હમેશ યાદ રાખવી. સારા ચાકર કુટુંબના માણુસ જેવા થઇ રહે છે, અને કુટુંબનું સુખ વધારવામાં ઉપયોગી થઇ પડે છે; માટે તેમની સાથે માયાથી ચાલવું, નરમાશ ને વિવેકથી બોલવું, ચાલતા સુધી તેમને વધારે મહેનત ન આપવી, અને ગુલામગિરીની બેડી જેમ તેમને ઓછી દુઃખકારક લાગે તેમ કરવું. તેઓ વિશેષ કામ કરીને ઉપકાર કરે, કે નિમકહલાલીથી સારૂં કામ કરે ત્યારે તેમને યોગ્ય બદલો આપવો. ઘરનાં માણુસોએ સારાં કામ કરીને તેમને દાખલો આપવો. જ્યારે તેઓ ખોટું કામ કરે, ત્યારે માયાથી તેમને ઠપકો ને શીખામણુ દેવાં. માંદે સાજે તેમની ખરદાસ લેવી, અને બીજે વખતે તેઓ દુઃખ ન પામે એમ કરવું. વિનાકારણુ કે તુચ્છ કારણુ માટે તેમને ધમકાવવા નહીં, કે તેમની હાડછેડ કરવી નહીં. એથી ઉલટું, બોલવા ચાલવામાં તેમની સાથે હદથી જાદે હળી જવું નહી. તેઓ ચાકર છે, ભાઇબંધ નથી; એ વાત યાદ રાખી, પોતાની હલકાશ બતાવી તેમને તેમની ખરી મરજાદાથી બહાર જવા ન દેવા; તથા મળેલા હુકમની અવગણુના કરવાનું મન થાય, એવો લાભ તેમને કદી ન આપવો.

ચાકર જે કામ કરવા બંધાય છે, તે તેણે સારી રીતે ને ખરા મનથી કરવું. પોતાના સદ્‌વર્તન વડે તેણે કુટુંબનું એક માણુસ થઇ જવું જોઇએ . એથી તેને પોતાને લાભ થવાનો છે. શેઠ અને શેઠના કુટુંબના માણુસો સાથે તેણે અદબથી ને વિવેકથી વર્તવું, ઉપડતે સાદે કદી જવાબ ન આપવો, અને નાનાં છોકરાંને ધમકાવવાં કે તેમને ખોટે માર્ગે ચઢાવવાં નહીં. નિમકહલાલી એ ચાકરનો મુખ્ય

ધર્મ છે, એટલે શેઠના કુટુંબ પ્રત્યે વફાદાર થવું, અને લુણ ખાઈને કદી પણ હરામ ન કરવું. કામથી ઘસાઈ જવાતું નથી, માટે વધારે કામ સોંપવામાં આવે, તો તે માથે ચઢાવી કરવા માંડવું, કેમકે આજ્ઞા માનવી, અથવા હુકમ ઉઠાવવો, એ તેની ફરજ છે. કદી કામ ગજા ઉપરાંત સોંપવામાં આવે તો તે વિષે લાગ જોઈને સભ્યતાથી વાત કરવી. સારા વર્તનથી ચાકરો લાંબી મુદત કે મરણ પર્યંત શેઠને ત્યાં રહી શકે છે, અને સુખી થાય છે.

---

## ગુરૂ શિષ્ય ધર્મ.

ગુરૂ શિષ્યના ધર્મ વિષે શાસ્ત્રોમાં ઘણું કહ્યું છે, પરંતુ તે વખતના બંધારણમાં ને હાલના બંધારણમાં ફેર પડી ગયો છે, અને તેને અનુસરીને લોકોના વિચાર પણ બદલાય છે. તે વખતે ગુરૂને ઘેર રહી વિદ્યા ભણવી પડતી, અને ગુરૂ વિદ્યાર્થીને મફત ભણાવતા, તેથી તેના બદલામાં એક સેવક કે સંતાન તરીકે ગુરૂનું ઘણું કામ-કાજ વિદ્યાર્થીને કરવું પડતું. ગુરૂ પણ વિદ્યાર્થીને પોતાના પેટના છોકરા માફક ગણી તેના પર માયા મમતા રાખતા, ને ખરા ભાવથી વિદ્યાનું દાન દેતા. હાલ શિક્ષકવર્ગ પગાર ખાઈ કામ કરનારો હોવાથી તેના ને શિષ્યવર્ગ વચ્ચેના ભાવમાં ફેર પડે, એ સ્વાભાવિક છે.

પગાર મળો અથવા ન મળો, કે વિદ્યાર્થી પાસેથી બદલો મળો અથવા ન મળો, પરંતુ ગુરૂને માથે અગત્યની સેવા બજાવવાનું જોખમ રહે છે. માબાપના કર્તવ્ય કરતાં પણ ગુરૂનું કર્તવ્ય વધારે મહત્વનું ને જોખમકારી છે. માબાપે બાળકને ઉછેરી મોટું કર્યું, પણ ગુરૂએ તેને વિદ્યા રૂપી મહાદાન આપી માણસની ઓળમાં આણવાનું છે. ગુરૂને એક રીતે માબાપ ગણવામાં આવે છે, તેનું કારણ એજ છે. પ્રજા સારી અથવા નરસી નિવડવી, તેનો મોટો આધાર ગુરૂ ઉપર છે; માટે જો તે પોતાના કર્ત્તવ્યમાં ચૂકે, તો પ્રજા પ્રત્યેનો પોતાનો ધર્મ તે હારે છે, એટલુંજ નહીં, પણ જે પ્રજાના

પૈસા ખાઇ તે કામ કરે છે, તે પ્રજાની તેણે નિમકહરામી કરી એમ કરેછે. વિદ્યાર્થી સાથે માયા મમતાથી વર્તી તેનાં વલણ અને શક્તિ જોઇ યુક્તિસર ને કાળજીપૂર્વક શીખવવું, એ તેની પહેલી ફરજ છે. શિક્ષકની ભણનાર નકલ કરેછે, માટે શિક્ષકની રહેણી કરણી ઉત્તમ પ્રકારની અને અનુકરણીય હોવી જોઇએ. છોકરાં આડે રસ્તે જતાં હોય, તો તેમને ટોકીને તથા બોધ આપીને સુધારવાં. છોકરાં સમજ સાથે જ્ઞાન મેળવી બુદ્ધિવાન થાય, ઉત્તમ પ્રકારની નીતિની છાપ તેમનાં કુમળાં મગજ પર પડે, અને તેમનાં નાજુક શરીર કેળવાઇને તેઓ શરીરસંપત્તિ ભોગવે, એ ઉપર શિક્ષકે ખાસ લક્ષ આપવાનું છે.

ગુરૂ આપણા માબાપ તુલ્ય છે, એમ માની માબાપ પ્રત્યેના જે ધર્મ તે ગુરૂ પ્રત્યે શિષ્યે પાળવા જોઇએ. એટલે તેમના હુકમને માન આપવું, તેમની સલાહ-શીખામણ ઉપર ધ્યાન આપવું, તેમનું માન સન્માન રાખવું, તેમના પર હેત રાખવું, તેમની સાથે અદબથી બોલવું, તેમના વિષે વાતચિત માનપૂર્વક કરવી, અને નિશાળ છોડ્યા પછી તેમણે લીધેલી સંભાળ ને ફિકરના બદલામાં આપણાથી બને તેટલી તેમની સેવા કરવી, તથા આપણા તે હિતસ્વી, ને ભલું કરનાર છે, એવું આપણા મનમાં હમેશાં રાખી તેમને સંભાર્યા કરવા. તેમની સાથે ઉદ્ધતાઇથી વર્તતાં, નાનપણથી પડેલી એ કુટેવ જારી રહી મોટપણે નુકસાનકારી થઈ પડેછે.

---

## સાર્વજનિક ધર્મ.

### આજ્ઞામાં રહેવું.

માબાપ, સ્વામી અને ગુરૂની આજ્ઞામાં રહેવા વિષે આપણે કહી ગયા છીએ. માબાપના વર્ગમાં દાદા, આજા, મોટી મા, દાદી ને બીજાં વડીલ તથા વાલી-પાલકનો સમાવેશ થઈ જાયછે. અહીં જે વિશેષ કહેવાનું છે, તે કાયદા અને રાજ્યકર્ત્તા સંબંધે છે.

પાંચમી ચોપડીમાં પાટવી કુંવરની વાત આવી છે, તે કાયદા પાળવાનો સારો નમુનો છે. દરેક સુધરેલી પ્રજા કાયદાને બહુ માન આપેછે, કેમકે કાયદા એ સૌના ભલાને માટે છે. તે તોડવાથી જેમ પોતાને નુકસાન થાયછે, તેમ તેની માઠી અસર પ્રજા ઉપર થાયછે. કાયદા કહ્યા એટલે એકલા રાજ્યનાજ કાયદા ન સમજવા, પરંતુ ધર્મના, નીતિના, અને ઘણાના અથવા સાર્વજનિક સુખને માટે કોઈપણ સંસ્થાએ બાંધેલા અને લોકોએ માન્ય કરેલા એવા કાયદા–કાનુન–ધારા–નિયમ એમનો પણ તેમાં સમાવેશ થાયછે. સર્વ દેશોમાં ને બધા જુગોમાં સૌથી સારા ને ડાહ્યા માણસોએ કાયદા બાંધેલા હોયછે, તેથી તેઓ સંભાળવા, માન આપવા, ને પાળવા લાયક ગણાય. દેશ, કાળ ને સ્થિતિને અનુસરીને જે ફેરફાર પ્રજાને કે ડાહ્યા માણસોને રૂચે તે સાંપ્રત કાળમાં કે હવે પછીના યુગોમાં થવાનો, એ કહેવાની જરૂર નથી. પરંતુ જે વખતે જે કાયદા માન્ય રહ્યા હોય, તે પાળવાની ફરજ સૌને માથે રહેછે. ધર્મશાસ્ત્રમાં કાયદા પાળવાનું કહ્યું છે, અને આપણી કારણશક્તિ પણ તે પાળવાનું કહેછે; માટે જે કાયદાનું ઉલ્લંઘન કરેછે, તે પોતાનાજ પગ પર કુહાડી મારેછે, અને તે ખરાબ સ્વદેશી ગણાયછે. કાયદા સૌના લાભ માટે છે. જૂદી જૂદી જાતો–નાતોને ભેગી રાખનાર કાયદા છે, અને પ્રજા માત્રની જીંદગી, તનદુરસ્તી, રક્ષણ ને આરામ એનનો આધાર કાયદા ઉપરજ છે. બેકાયદે કંઇ કામ થતું નથી. ઘરખટલાને માટે નિયમની જરૂર પડેછે. માણસના વર્તનને માટે કાયદા જોઇએ. વેપાર રોજગારનું, સભાઓનું ને શહેર–સુંદરાઈનું તંત્ર કાયદાથી ચાલેછે. રાજ્યકારભારનું કામ કાયદા વિના ચાલી ન શકે. કાયદાની અવગણનાથી દેશની સુખશાંતિ નાશ પામે.

જ્યાં પ્રજાસત્તાક રાજ્ય હોયછે, ત્યાં કાયદો એજ રાજા, અને કાયદો એજ સર્વોપરી વસ્તુ ગણાયછે. જ્યાં રાજાનું રાજ્ય હોયછે, ત્યાં રાજા એ મોટામાં મોટી સત્તા છે. કાયદા બાંધવા ને પળાવવાનું

તેના હાથમાં છે; પ્રજાને સુખી કરવાની કે રંજાડવાની દોરી તેને હસ્તક છે; માટે જે સભ્યતા, માન ને પ્યાર આપણે આપણાં ખરાં માબાપ પ્રત્યે રાખીએ, તે સભ્યતા, માન, ને પ્યાર રૈયતના પિતા તરીકે રાજા પ્રત્યે રાખવાં જોઇએ. કાયદાના ઉપરી તરીકે આપણે તેની આજ્ઞામાં રહેવું જોઇએ, તથા તેના પ્રત્યે રાજ્યભક્તિ ને નિમકહલાલી રાખવી જોઇએ.

---

## સ્વદેશહિતેચ્છા (દેશાભિમાન).

આપણા લોકોની સ્વદેશ ઉપર પ્રીતિ થોડી નથી. જે લોકો પરદેશ વેપાર રોજગાર માટે જાયછે, તેઓ ઘણાં વર્ષ ત્યાં ગાળીને પાછા પોતાના વતનમાં આવેછે. સંસારી અને બીજી ઘણી અડચણો તેમને પરદેશમાં વેઠવી પડે છે; તે છતાં તેઓ પોતાનો કુટુંબકબીલો સ્વદેશમાં રાખેછે, અને છેવટે પાછા આવી વતનમાં વાસ કરેછે. "ઉંટ મરે તોએ મારવાડ સામું જુએ" એવી કહેવત ચાલેછે,અને તેને અનુસરીને દરેક માણસ વિદેશમાં છતાં, તેની નજર પોતાના દેશ ભણી હમેશાં રહેછે. સ્વદેશી માણસ મળી આવે, તો તેને સ્વાભાવિક રીતે આનંદ થાયછે. પોતાના દેશનું કલ્યાણ સર્વ કોઈ ઇચ્છે છે, તથાપિ આપણે એ કરતાં વિશેષ કરવાનું છે. સ્વદેશ ભૂમિ એટલે આખા ભરતખંડની ભૂમિ સમજી તે ઉપર પ્રેમ રાખવાનોછે. ભૂમિની સાથે તે માંહેલાં સ્થાનકો, કાયદા, રાજ્ય, તથા આપણી પેઠે જેમને સ્વદેશે જન્મ આપ્યો હોય, તે સર્વ લોકો ઉપર આપણે પ્રેમ રાખવાનો છે, અને તેમના ભલાને માટે યત્ન કરવાનો છે; એટલે આપણા દેશનાં સ્થાનકોને આશ્રય આપવો, કાયદાને પાળવા, દેશી ભાઈઓને તથા દેશાભિમાની વીર પુરૂષોને મદદ કરવી,અને આપણા પોતાના કલ્યાણ ને સુખશાતા કરતાં દેશના કલ્યાણ ને સુખશાતા વધારે પસંદ કરવાં. આ અગત્યની ફરજ કેટલા થોડા અદા કરેછે ! વ્યક્તિ સમગ્રના દેશાભિમાનથીજ પ્રજા ટકી રહેછે, તથા આબાદાની ને સુખશાંતિ ભોગવી શકેછે. જે સ્વાર્થી બની પ્રજાને ઉપયોગી ન થાય, તે કૃતઘ્ન ધિક્કારને

પાત્ર છે. વિપત્તિની અંદર સ્વભૂમિની સાથે જોડી રાખનાર દેશાભિમાન છે; રાજ્યકારભારીઓને તેમની જંજાળમાં ટેકો આપનાર દેશાભિમાન છે; ધર્મના ઉપદેશકોને, વેપારીઓને, ખેડુતોને નિરાશા વખતે આશરો આપનાર દેશાભિમાન છે; લડાયક સિપાઇઓને ભય રહિત ને મરણીઆ કરનાર દેશાભિમાન છે; અને સ્વાભાવિક રીતે કે ઇશ્વરથી મળેલી સ્થિતિમાં દરેક માણસને રૂઢ રાખનાર દેશાભિમાન છે. દેશાભિમાનની આગળ સ્વમાન, નાત્યાભિમાન, જાત્યાભિમાન, પંથાભિમાન અને સર્વ પ્રકારનાં સ્થાનિક અભિમાન નષ્ટ થવાં જોઇએ. જ્યાં સુધી એ પ્રમાણે ન થાય, ત્યાં સુધી પ્રજા સુધરવાની ને ઉન્નતિમાં આવવાની આશા ફોકટ છે.

---

## કૃતજ્ઞતા.

કૃતજ્ઞતા એટલે આપણા ઉપર થએલા ઉપકારનો બદલો વાળવાની ઈચ્છા. આ ઈચ્છા એવી સ્વાભાવિક છે, કે તે પ્રાણીઓમાં પણ જોવામાં આવેછે. સિંહ જેવાં વિકરાળ જનાવર પણ કૃતજ્ઞતામાં સમજે છે. આપણા ઉપર જગતનિયંતા ઈશ્વરના ઉપકાર સૌથી મોટા અને નિરંતર છે, તેથી તેનો પાડ માનવો અતિ અવશ્યનો છે. તેથી ઉતરતા ઉપકાર માબાપ, ગુરૂ, સ્વામી, સગાંસહોદર, મિત્ર, પડોશી, ઓળખાણવાળા, નાતજાત અને સામાન્યપણે જનમંડળમાંથી ઘણાના થાયછે. માણુસ જેમ એકલું રહી શકતું નથી, તેમ તેને બીજાનો ખપ વારે વારે પડેછે. માણુસ જેમ બીજાને કામ આવવા તૈયાર હોયછે, તેમ જે કામ લાગ્યું હોય, તેનો બદલો વાળવા પણ તેણે તૈયાર રહેવું જોઇએ. કૃતજ્ઞતાનું પહેલું પગથીઉં મદદગારનો ઉપકાર માનવો એ છે; અને બીજું પગથીઉં તે ઉપકારનો બદલો વાળવો એ છે. કેટલીક વાર આપણા ઉપર કોઈના એવા ઉપકાર થાયછે, કે જેનો પૂરો બદલો આપણે જન્મ પર્યંત કોઇ પણ રીતે વાળી ન શકીએ. કેટલાક એવા ઉપકાર કરનારા છે, કે જેઓ બદલાની આશાજ

રાખતા નથી, અને બદલો વાળવા જતાં તેઓ નારાજ થાયછે. એવે પ્રસંગે ઉપકાર કરનારની ઇચ્છા પ્રમાણે વર્તવું, તેની આજ્ઞા માનવી, તેનું સન્માન રાખવું, અને તેના ભલાને માટે ખરા મનથી પ્રાર્થના કરવી. વળી સમય આવે ત્યારે તેની બને તેટલી સેવા બજાવવી, અને તેની ચાલચલકત તથા માલમિલ્કત ઉપર થતા હુમલાથી બચાવ કરવાનો યત્ન કરવો. તેને કોઇ પણ પ્રકારે કયારે કામમાં આવું, એવું વલણ હમેશાં રાખવું.

કૃતજ્ઞતા એ એક માયાળુ મનોવૃત્તિ છે. એ વૃત્તિ જેનામાં ન હોય, તે કૃતઘ્ની કહેવાયછે. કૃતઘ્નીમાં ધર્મની અને નીતિની લાગણીઓ હોઇ શકે નહીં, અને તે ઇશ્વરથી પણ વિમુખ રહે છે; કેમકે તે સઘળી સારી વસ્તુના આપનાર ઇશ્વરને જુલમગાર ગણી ધીક્કારે છે. એજ રીતે જગતમાં તેના ઉપર જેઓ ઉપકાર કરે, તેમને તે દુશ્મન જેવા ને ધિક્કારવા લાયક સમજે છે. પોતાનો સ્વાર્થ સધાયો, એટલે "ગુણના ભાઇ દોષ" ની માફક ઉપકાર કરનારને અપકાર કરે છે. દૂધ પાઇને ઉછેરેલો સાપ ધણીને કરડવા ઉભો થાય, એવાં વર્તન કૃતઘ્નીનાં હોય છે.

---

### સભ્યતા.

સભ્યતા એટલે બીજા સાથે માયા મમતા અને સલુકાઇથી બોલવું ચાલવું. સભ્યતા બહારની અને ભીંતરની હોય છે. બહારની સભ્યતાને આપણે વિવેક કહીએ છીએ. બીજાને તેની યોગ્યતા પ્રમાણે માન આવકાર આપવો, અભિવંદન કરવું, અને તેની સાથે મીઠાશથી બોલવું, એને વિવેક કહેછે. બીજા ઉપર માયા રાખવી, અને તેના સુખ માટે આપણી પોતાની ઇચ્છા છોડી દેવી, એને ભીંતરની સભ્યતા કહે છે. બીજા સાથે કેમ વર્તવું, એ ઘણા માણસ સમજતા નથી, તેથી તેઓ પોતાના અવિવેક વડે બીજાને માઠું લગાડેછે. ઘણી વાર તેઓ અસભ્ય, કચોભીતાં, જડસાં કે અપ્રીતિ ભરેલાં વેણ ઉચ્ચારે છે; તેથી પોતાની હલકાઇ પ્રકટ થાય છે. વિવેક બતાવવામાં પૈસા

બેસતા નથી. તું તાં કરવામાં કે તુચ્છકારવામાં આપણુને લાભ થતો નથી. "આપણે વેંત નમીએ તો બીજો હાથ નમે" એવી કહેવત છે. છોકરાં છૈયાંને અને ચાકર નોકરને તુંકારવાથી તેવી ટેવ પડી જાય છે, અને તે પ્રમાણે વખતે મોટા માણસ સાથે પણ વર્તી જવાય છે. બીજાના સુખની ઇચ્છા રાખવામાં વખતે આપણું પોતાનું સુખ તજવું પડે છે, તેથી મન મારવાનો મોટો સદ્‍ગુણ પ્રાપ્ત થાય છે, અને આથીજ સભ્યતાને ઉદાર સદ્‍ગુણ કહેવામાં આવે છે. સભ્યતા એ કુલીનપણાની નિશાની છે. એ વડે લોકો આપણા વિષે સારો વિચાર બાંધે છે, અને આપણું વિશેષ માન રાખે છે. એથી સંસાર સુખરૂપ થાય છે. સારો સ્વભાવ રાખવાથી અને જુદા જુદા પક્ષમાં મિત્રાચારી વધારવાથી નીતિધર્મને પુષ્ટી મળે છે, તથા નાત જાતના લોકોને તેમજ જનમંડળને લાભ થાય છે.

---

## પરોપકારબુદ્ધિ.

માણસ જાતનું સારૂં કરવાની લાગણીને તથા તેમનાં સુખ વધારવાની તથા તેમની તંગીઓ દૂર કરવાની ઇચ્છાને પરોપકારબુદ્ધિ કહે છે. આ સદ્‍ગુણનું મૂળ પરમેશ્વર ઉપરના ભાવમાં છે, કેમકે માણસો ઉપરની સદ્‍ભાવના ત્યાંથીજ ઉત્પન્ન થાય છે. માણસ માત્રનો બનાવનાર એક ઇશ્વર છે, માટે દુઃખી માણસને મદત કરવાથી તે મહા પિતા ખુશી થાય છે. વળી આપણે સર્વેને તંગીઓ આવી પડે છે, અને બીજાનો ખપ પડે છે. બીજાની મદત સૌને થોડી કે ઘણી લેવી પડે છે, માટે આપણી કરણી તેમજ વિચારમાં પરોપકારવૃત્તિ હમેશ રહેવી જોઇએ.

બીજાની તંગીઓ દૂર કરવામાં આપણી પાસે જે હોય તેનો બને તેટલો ભાગ મોકળે હાથે ને મોકળા મનથી વાપરવો જોઇએ. દયા અને પરોપકાર વૃત્તિનો કેટલી વાર સમાન અર્થ થાય છે. એવાં કઠોર માણસ કવચિતજ જોવામાં આવશે, કે જેઓ બીજાને ભુખમ-

શથી ટાંટીઓ ઘસતાં જુઓ તેની દરકાર કર્યા વગર પોતે તેની આગળ ખાવા પીવામાં મોજ માણે. ભૂખ્યાને અન્ન, તરસ્યાને જળ, તાપથી દુઃખી થતાને જોડા અને ટાઢથી ઠુઠવાતાને વસ્ત્ર આપવાનું શાસ્ત્રમાં કહ્યું છે, અને તે પ્રમાણે લોકો યથા શક્તિ આપેછે. આંગણે આવે તેને વિમુખ ન કાઢતાં ચપટી-ચાંગળું જે મળે તે આપવું, એવી લોકોની સમજ હોય છે. અતિથિને આદરસત્કાર સાથે ભોજન આપવા વિષે શાસ્ત્રમાં બહુ કહ્યું છે. આપણા જૂનાં પુસ્તકોમાંથી ઘણાના દાખલા મળી આવે છે, કે જેમણે માગનારને મરજી પસંદ આપ્યું, અને પોતાનું સર્વસ્વ તજ્યું. એમ છતાં લોકમાંથી આ લાગણી કંઇ કમી થવા લાગી હોય એમ જણાય છે. તેની સાથે સુપાત્રે દાન ન અપાવાથી તેની માઠી અસર થાયછે. ભીખારીઓની સંખ્યા એટલી વધી ગઇ છે, કે તે આપણા સંસાર ઉપર મોટો બોજો થઇ પડયોછે. બોજો જ્યારે ત્યારે ભયંકર સ્વરૂપ પકડશે, અને આપણી માયાળુ વૃત્તિઓને કઠોર કરી નાખશે. આથી કહેવાનો એવો હેતુ નથી, કે આપણે આ ધર્મ છોડી દેવો; કેમકે જ્યાં સુધી સંસારનો સંબંધ જારી છે, અને જ્યાં સુધી જગતમાં દરિદ્રતા ને જુલમ છે, ત્યાં સુધી આ ધર્મ પાળવોજ જોઇએ. માત્ર જેને ખરી તંગી હોય, તેને મદત કરવી, અને જેઓ કામકાજ કરી નિર્વાહ કરી શકે એવા હોય, તેમને ધંધે લગાડવાની તજવીજ કરવી. મહેનત મજુરી કરી શકે, એવાને ભીખ આપવાથી, તેઓ આળસુ બની પ્રજાને બોજારૂપ થઇ પડેછે.

વિચારમાં પરોપકારની જરૂર છે, એમ ઘણી વાર લાગતું નથી. બીજાનાં કામ ખોટાં છે, એવું પરોપકાર બુદ્ધિવાળો માણસ પોતાના મનમાં આવવા દેતો નથી; તો પછી તેમણે પોતાનાં કામ ખોટા હેતુથી કર્યાં છે, એવો વિચાર તો તેના મનમાં આવેજ કયાંથી? ઘણાને બીજાના કામકાજ વિષે ટીકા કરવાની અને તેમાં ખોડખાંપણ કાઢવાની ટેવ હોયછે. તે જે કરેછે તે કંઈ ખોટા હેતુથી, કે સ્વાર્થને માટે કરેછે, એમ તેઓ કહેછે. મોટા મનના માણસો આવો અ-

વળો અર્થ લેતા નથી, પણ સવળો અર્થ લેછે. બીજાના મનને ખોટું લાગે એવી વૃત્તિ તે રાખતા નથી, તેમ બીજાનું પોતા પ્રત્યે ખોટું લાગે એવું વર્તન હોય તે પણ તેઓ હશેમાં ગણી મનમાંથી કાઢી નાખેછે. જો સર્વ માણસો આવા ઉદાર દિલના ને પરોપકારી હોય, તો સંસાર સુખરૂપ થાય એમાં શક શો ?

---

## નિષ્કપટ અથવા સત્યશીલતા.

પ્રમાણિકપણે અને ચોખવટથી ચાલવું, એટલે દરેક જાતની ઠગાઇને તથા ઢોંગને ધિક્કારવાં તેનું નામ નિષ્કપટ. જે ખુલ્લાદિલનો નિષ્કપટી હોયછે, જેને પોતાની રહેણી કરણીમાં કંઈ છુપાવવા જેવું હોતું નથી, અને જે પાપકર્મોથી લલચાતો નથી તે લોકોમાં પોતાની ઉચી યોગ્યતા જાળવી શકેછે, અને તેને સઘળા લોકો માન આપે છે. તે ખૂણેખોચરે પડી રહેનારો હશે, તોપણ સ્વતંત્ર, નિર્મળ અને મહાન્ ગણાશે. સત્ય વડે જગત્ ટકી રહ્યું છે. સત્યનો બેલી ઈશ્વર થાયછે. સત્ય વડેજ જય છે. સંસારનો વ્યવહાર સુખરૂપ સત્યથીજ નિવડેછે. વેપાર રોજગાર અને સાર્વજનિક કામો એ વિના ચાલી ન શકે. સત્ય ન હોય, તો માણસના વેણુ-બોલ-કોલ ઉપર કોઇ વિશ્વાસ ન રાખે. કેટલાકની સમજ એવી છે, કે વેપાર-રોજગાર, છળ, કપટ અને જૂઠ વગર ચાલી ન શકે; પણ એ માનવું ભૂલ ભરેલું છે. કેટલાક એમ સમજેછે, કે બીજા આપણા પ્રત્યે દગો કરે છે, માટે આપણે તેમના પ્રત્યે દગો કેમ ન કરવો ? આ વિચાર સંસારના કાર્યવ્યવહારને તથા સુખને બહુ હાનિકારક છે. સત્યશીલતા જાળવવી હોય, તો બોલતા પહેલાં વિચાર કરવો, બીજા ઉપરની હદથી જ્યાદે ચાહના કે કંટાળાને કબજામાં રાખવો, આપણી તર્કશક્તિને લગામમાં રાખવી, અને જે કથન મુખ્યકરીને આપણને લાગુ પડતું હોય, અથવા જે બીજાને લાગુ પડતું હોય, તે કહેતાં ખૂબ સંભાળ રાખવી. વળી જૂઠાં વખાણ કરવાની ટેવથી અલગ રહેવું, કેમકે એથી બીજા છેતરાયછે, અને તેમની આત્મ-

શ્લાઘા તથા ખોટી વડાઇ સાંભળવાની હોંસને ખોટી પુષ્ટી મળેછે; અને તેઓ જો પોતાની ભૂલો ને ખોડખાંપણ વિષે લોકોથી ખરૂં જાણી ન શકે તો તેમને તે સુધારવાનો લાગ મળતો નથી.

સત્યશીલતાથી ઉલટો ગુણ—દુર્ગુણ જૂઠ છે. જૂઠ એ સઘળા દુર્ગુણોમાં અધમ છે. ઈશ્વરની નજરમાં તે સૌથી વધારે ધિક્કારવા જોગ છે. એથી બીકણો ને સ્વાર્થી સ્વભાવ માલમ પડે છે, અને તેમાંથી હરેક દુર્ગુણ પેદા થાય છે. જૂઠું બોલનાર સાચું બોલે, તો પણ તેનું કોઇ માનતું નથી, કેમકે તેના ઉપરથી પતિયાર ઉઠી ગયો હોયછે. જૂઠમાં હરેક જાતની છેતરપંડી—પછી તે ઈશારાથી. વાણીથી કે આચરણથી થતી હોય—દ્વીઅર્થો બોલવું, બોલવામાં મરી મશાલો ભભરાવવો કે કંઈ પણ છટ મારવી, એનો પણ સમાવેશ થાયછે.

---

## ચોખવટ અથવા પ્રમાણિકપણું.

નિષ્કપટ અને ચોખવટ ઘણી વાર ભેળસેળ થઇ જાયછે, અને કેટલાક તેમને એકજ સમજેછે. ચોખવટ એટલે પારકી મિલકત તરફ વ્યાજબી ને પ્રમાણિક નજરે જોવું અને પોતાના કામકાજમાં હલકા ને સ્વાર્થી ઘાટ ન ઘડવા તે. એનું ઉલ્લંઘન અતિ લોભી સ્વભાવથી, ઉડાઉપણાથી, સ્વછંદથી, એદીપણાથી અને સુધર્યા વગરની સમજશક્તિથી થાયછે. બીજાનાં ચઢિઆતાં સુખસંપત્તિ અદેખાઇની નજરે જોવાથી, આપણી આશા તૃષ્ણાને આપણાં સાધનોની હદ બહાર બેહકાવવાથી, આપણા ધંધા રોજગારમાં મહેનતથી મચ્યા ન રહેવાથી, અને એમ કરવું એ અધમ ને નીચ છે, એવું મનમાં નિરંતર ન રાખવાથી અપ્રમાણિક થવાયછે. ઉઘાડી લૂટફાટ અને જુલમથીજ પ્રમાણિકપણાનું ઉલ્લંઘન થાયછે એમ નહીં, પણ દરેક જાતની ઠગાઇ અને છેતરપંડીથી, વાળી ન શકીએ એવું દેવું કરવાથી, નોકર ચાકરની વ્યાજબી રોજીમાં કે સરકારી નોકરોના પગારમાં ભૂલથાપ દેવાથી, પાછું ન આપવાને ઈરાદે ઉછીનું લાવવાથી, અને બીજાનો માલ ઓછે પડાવી લેવાનો

યત્ન કરવાથી પણ પ્રમાણિકપણાનું ઉલ્લંઘન થાયછે. આથી સં-સાર અવ્યવસ્થામાં આવી પડેછે, વેપાર રોજગાર સારી રીતે ચાલે નહીં, અને સુધરેલા પ્રદેશ પણ ચોર અને ખૂનીઓનું રહેઠાણ થઇ પડે.

વ્યાજખી દેવું વાળવાની પોતામાં તાકાદ નથી, એ જાણવાથી પ્રમાણિક માણસને સૌથી વધારે લાગેછે; એટલા માટે કોઇ વાર કરજની આપદામાં આવી પડવાની કમબખ્તી ન લાગે, તેને માટે લાંબી નજરથી ને સંયમથી સારી પેઠે મહેનત કરવી. આપણા મોજ શોખ ખાતર કરજ કરવું કે ઉધાર ઉછીનું લાવવું, તે કરતાં દુઃખ વેઠવું, એ વધારૂ સારૂં છે; કેમકે તાત્કાલિક મોજ શોખ માટે કાઢેલું કરજ કે ઉપાડેલું ઉધાર ઉછીનું પાછળથી વધારે દુઃખદાયક થઇ પડેછે. કદાચ ઉધાર ઉછીનું કરવાની ખાસ કારણે જરૂર પડી હોય તો તે પાછું વાળવાની પહેલી નક સાધવી. તે પાછું વળતા સુધી પોતાનો ખરચ કમી કરવો, એ વધારે સારૂં છે. જેને માથે ઋણ છે તે કદી સુખી થતો નથી; માટે લપડાક મારીને મોં રાતું રાખનારાઓએ અને પુલણજીઓએ આ વાત સદાય લક્ષમાં રાખવી જોઇએ.

---

## નમ્રતા અથવા સૌમ્યતા.

દાન, દયા ને દીનતા એ તરવાના ઉપાય તુળસીદાસે કહ્યા છે. દીનતા એટલે ગરીબાઇ—નમ્રપણું. અહંકાર તજવો, અને નમ્ર થવું, એ ધર્મનો મોટો માર્ગ શાસ્ત્રકારોએ બતાવ્યોછે. જેની સાથે આ-પણો કોઇપણ તરેહનો સંબંધ હોય, અથવા જેના ઉપર આપણો અધિકાર હોય, તેની સાથે બોલવા ચાલવામાં મીઠાશ રાખવી, તેને સાધારણપણે નમ્રતા કહેવામાં આવેછે. એથી લોકોના સુખમાં તથા વખતે તેમના લાભમાં પણ વધારો થાયછે; અને પાપ કરવાની ઘણી લાલચો એથી તજાયછે. જે માણસ નરમાશ વાપરેછે, તે સર્વનો પ્યાર મેળવેછે; અને જેમની સાથે તે નરમાશ વાપરેછે,

તેમની દુઃખદાયક કે હલકી અવસ્થા ને ધંધો પણ મીઠાં થઇ પડે છે. એથી આપણા જાતિભાઇઓની દિલગીરીમાં આપણે ભાગ લેતા થઇએ છીએ, અને તેમની ખોડ ખાંપણ માટે સખતાઇ રાખતા નથી. એથી કરેલા ઉપકાર લોકો બમણા ખુશી થઇ કબૂલ કરેછે, અને ઉપકારના બોજાનો સખત ભાર પણ તેમને લાગતો નથી. ઉતાવળમાં અમર્યાદ વેણ બોલાતાં એથી અટકેછે, અને ગુસ્સામાં ઝાંઝ ચઢી હોય તે નરમ પડેછે. નમ્રપણું એ શાંતિનો સાથી અને તેને વધારનાર છે. એથી હઠીલાઇ, નિર્દયપણું, બીજા વિષે મત બાંધવામાં સખતાઇ, અને બીજાને માફ ન કરવાની વૃત્તિ એ દુર્ગુણો દૂર થાયછે.

દેશ કલ્યાણનાં, દેશ સુધારાનાં, શુરવીરપણાનાં કે મન મારવાનાં મહત્ કાર્યો કરવાની જોગવાઇ કવચિતજ મળેછે; પરંતુ નમ્રપણાનું કામ નિરંતર પડેછે, અને તે આચરવાનાં સાધન હમેશાં આપણી નજીકજ હોય છે. મહાન્ થવાની શક્તિ થોડામાંજ હોય છે, પરંતુ નમ્ર થવાની શક્તિ સર્વમાં હોય છે; સંસારમાં લોકોની આપદાઓ થોડાકજ દૂર કરી શકે છે; પરંતુ સઘળા તેવી આપદાઓ ઓછી કરી શકે. આખી પ્રજા ઉપર અમલ મેળવી તેમનાં સુખ દુઃખ ફેરવવાનું ઘણાથી બનતું નથી, પરંતુ દરેક જણ કોઇ અભાગીઆ માણસની હાલત સુધારી શકે, કે તેની આપદા ઓછી કરી શકે.

નમ્રતા જેમ માણસો પ્રત્યે આચરવાની છે, તેમ તે ઢોર અને જેમાં જીવ છે, તે સર્વ પ્રત્યે આચરવાની છે. પ્રાણી ઉપર માયા રાખવી એ દયાળુ સ્વભાવની નિશાની છે. જેઓ પ્રાણી ઉપર ઘાતકીપણું ગુજરે છે, તેમનામાં સદ્ગુણ અને ન્યાયી સ્વભાવ બતાવનાર ઉમદા ગુણોની ખામી છે એમ સમજવું.

---

## મોટું મન

કાગડાની પેઠે ચાંદાં ખોળવાની ટેવ ઘણાને હોય છેઃ એટલે તેઓ સામાના સદ્ગુણ તરફ નહીં પણ તેના દુર્ગુણ તરફજ નજર કરે છે,

અને તેની ખોડખાંપણુ કાઢવા તત્પર રહે છે. આ સાંકડા અથવા નીચ મનની નિશાની છે. સામાનાં કૃત્યો અને તે કરવાનાં કારણો વિષે માયા મહેરબાનીથી મત બાંધવાનો જે સ્વભાવ તેને મોટું મન અથવા ઉદારવૃત્તિ કહે છે. એ વગર ઘણી વાર સામાને ઇનસાફ આપી શકાતો નથી, અને સત્ય ખોળી કઢાતું નથી. ઘણીવાર આપણા અપૂર્ણ જ્ઞાનને લીધે કિંવા અણમાહિતીને લીધે આપણા મનુષ્યભાઇઓનાં કૃત્યો કે તેનાં કારણો નિર્દોષ ને વખાણવા જોગ છતાં તે આપણને દુષિત ને ઠપકો આપવા જોગ જણાય છે. આપણે વારે વારે છેતરાવ વાનો સંભવ છે, માટે પૂર્વે કહ્યું છે, તે પ્રમાણે દરેક બાબત વિષે બનતા સુધી સવળો અર્થ લેઇને મત બાંધવો; કેમકે તેમ કર્યા વગર આપણે નિષ્પક્ષપાતી થઈ ન્યાય આપી શકીશું નહીં. બીજા વિષે તુલના સારા અનુભવ વગર યથાર્થ થઇ શકતી નથી; કેમકે કેટલાક દેખીતા ઉમાડા જેવા હોય, તો પણ અનુભવ અંતે તે ખરેખરા સારા માલમ પડી આવે છે; અને કોઈના કહેવા ઉપરથી કે થોડા અનુભવથી બાંધેલું મત આખરે ખોટું પડે છે. કોઇ માણસમાં ખરેખરા દુર્ગુણ હોય, તો પણ આપણું મોટું મન હશે તો તે સદ્‌ગુણ શૂન્ય છે, એમ આપણે નહીં માનીએ, અને ખરૂં જોઇએ, તો દરેક માણસમાં કંઇ પણ સદ્‌ગુણ હોય છેજ. ઉદાર દિલથી બાંધેલું મત સામો માણસ સમજી જાય છે, અને તે પોતાની ભૂલ કબુલ કરી તે સુધારવા યત્ન કરે છે. બીજાના વિષે મત બાંધતી વખતે આપણે યાદ રાખવું જોઇએ, કે આપણાથી પણ ભૂલ થાય છે; માટે આપણો જાતિભાઈ ભૂલ કરે, તો તે આપણા તિરસ્કાર કરતાં દયાને વધારે પાત્ર છે. જેઓ પોતા વિષે ઉંચું મત ધરાવે છે, તેઓ સાંકડા મનના હોય છે, જેઓ પોતાનું અજ્ઞાન અને ખોડો જાણે છે, તે હમેશ નમ્ર હોય છે, અને જે નમ્ર હોય તે હમેશ બીજા પ્રત્યે નરમાશ–મોટું મન રાખે છે. જે બીજાની નિંદા કરવા તત્પર રહે છે, તે જાણે પોતાની જ છબી આરસીમાં દેખાડતો હોય, એવું થાય છે: એટલે તે ઉપરથી તેનું પોતાનું અંતઃકરણ કેવું છે, તે જણાઇ આવે છે.

---

## ન્યાય.

બીજા સાથેની વર્તણુંકમાં ખરૂં અને વાજબી કરવાનો જે નિયમ તેને ન્યાય કહે છે. આ ધર્મ સૌથી વધારે અગત્યનો ને પ્રતાપી છે, કેમકે તે ઘણા સદ્ગુણોનું મૂળ છે, અને એના વગર સંસાર લાંબી મુદત નભી શકે નહીં.

સરકારી અમલદારો ન્યાયી ન હોય તો શું પરિણામ થાય તે સૌના જાણવામાં છે. દરેક માણસ અન્યાયી થાય, એટલે વાજબી ગેરવાજબીપણું નેવે મૂકાય, તો જોરજુલમ, નિર્દયપણું, અને અસ્વસ્થતા દેશમાં પ્રસરે, અને સર્વ પ્રજા દુઃખી થાય. ન્યાયનો તથા સર્વ લૌકિક ધર્મનો આધાર ગીતામાં કહેલાં નીચેનાં મહા વાકયો ઉપર છે.

"હે અર્જુન, પોતાને સુખ દુઃખ જેમ લાગે છે, તેમ જ સર્વ પ્રાણીઓને સુખ દુઃખ લાગે છે એમ જે જુએ છે, તે પુરૂષને શ્રેષ્ટ જાણવો."[1] વળી " સર્વ મનુષ્યને જે પોતાના જેવા જુએ છે, તેજ ખરેખરૂં જુએ છે. "[2] અર્થાત્ " બીજાઓ પ્રત્યે આપણે એવી વર્તણુંક રાખવી કે જેવી વર્તણુંક આપણે તેમના તરફથી ઇચ્છીએ " ( ખ્રિસ્તી ધર્મના બાઇબલનું આ મહાવાકય છે ).

આ ધર્મ જેમ મનુષ્ય પ્રત્યે આચરવાનો છે, તેમ સર્વ પ્રાણી પ્રત્યે પણ આચરવાનો છે, કેમકે તેમના ઉપર પણ અન્યાયી થઈ જોર જુલમ કે ઘાતકીપણું કરીએ તો તેના આપણે ઇશ્વરને ત્યાં જવાબદાર થઇએ છીએ.

જેઓ લોભી હોય છે, તેઓ ખચુસ અન્યાયી હોય છે; કેમકે લોભને માટે તેમને અન્યાય કરવો પડે છે. એજ પ્રમાણે વ્યભિચારી, ચાડીઆ, ખુશામતીઆ, બેવચની, કપટી અને જુલમી માણસ અન્યાયી હોય છે. જેઓ ઇશ્વર પ્રત્યે, પોતા પ્રત્યે, અને લોકો પ્રત્યેના ધર્મ ઇમાનથી પાળે છે, તેઓજ ખરેખરા મહાન અને ન્યાયી પુરૂષ નિવડે છે.

---

१. आत्मौपम्येन सर्वत्र समपश्यति योर्जुन ।
सुखं वा यदि वा दुःखं स योगी परमो मतः ॥

२. आत्मवत् सर्वभूतेषु यःपश्यति स पश्यति ।

# ભાગ ૩

## સંસાર સ્થિતિના ફેરફારઃ સુધારાનાં સાધન.

બીજી બાબતોની પેઠે સંસારની સ્થિતિ અચળ રહેતી નથીઃ તેમાં ફેરફાર થયાજ કરે છે. તેથી જેઓ એમ ઇચ્છતા હોય કે અમારા સંસારની સ્થિતિ અસલ પ્રમાણે કાયમ રહેવી જોઇએ, તેઓ સૃષ્ટિના નિયમથી ઉલટી આશા રાખે છે એમ સમજવું. કેળવણી, રાજ્ય અને ધર્મની ઉથલ પાથલ, એ સંસારની સ્થિતિ સારાને કે નરસાને માટે ફેરવનાર મહા યંત્રો છે. પ્રાચીન કાળના સુધરેલા આર્યોની સંસાર સ્થિતિમાં અને હાલના તેમના વંશજોની સંસાર સ્થિતિમાં આશમાન જમીનનો અંતર પડી ગયો છે. અસલના કરતાં હાલની સ્થિતિ માઠી–બગડેલી છે, એમાં તો શક નથી. એ સ્થિતિ બગડવાનાં કારણ ખોળવા જઇશું, તો ઉપર કહેલી ત્રણ પ્રકારની ઉથલ પાથલ માલમ પડશે. જે સત્તા બિગાડો કરવાને કારણભૂત થાય છે, તેજ સત્તા અથવા તેની વ્યુતક્રમ સ્થિતિ સુધારો કરવાને પણ કારણભૂત થઈ શકે. માટે સંસાર સુધારાનાં મુખ્ય સાધન કેળવણી, રાજ્ય અને ધર્મ છે. એ શિવાય આબાદી, પ્રવાસ ને સંસર્ગ, વ્યક્તિ ને મંડળના પ્રયત્ન, એ ત્રણ બીજાં સાધન છે. એ સાધનો એક બીજામાં સેળભેળ થાય છે, અથવા એકના પેટામાં બીજાં અનેક સાધન આવે છે.

---

### પ્રકરણ ૧.

### કેળવણી.

સંસાર સુધારાનું મૂળ અથવા મુખ્ય સાધન વિદ્યા છે. અસલના આર્યોનો સંસાર સુધરેલો હતો, તેનું કારણ તે વખતનું જ્ઞાન હતું. જેમ વિદ્યા ઘટી તેમ સંસાર બગડયો. અંગ્રેજ સરકારનું રાજ્ય થયું તે અગાઉ દેશમાં અજ્ઞાન પસરેલું હતું એમ કહીએ, તો તે ખોટું નહીં કહેવાય, કેમકે એ અંધકાર યુગમાં કેટલાક ગુરૂ પાસેથી

ખપ પુરતું સંસ્કૃત માહેલું જ્ઞાન મેળવતા, અને તેમાં વિદ્વાન તો થોડાજ થતા.બાકીના લોકોમાંથી જેમને વેપાર વણજ સાથે સંબંધ, તેઓ માત્ર આંક, કક્કો, તેનાં પદ, નામાં, વ્યાજવટંતર અને ખત કાગળનું જ્ઞાન મેળવતા, ને બહુ તો કોયડા ને લીલાવતીના કેટલાક દાખલા શીખતા; અને એટલું શીખીને તેઓ ભણી ઉતર્યા, એમ સમજતા. આ શિવાય તમામ પ્રજા અજ્ઞાનરૂપી અંધારામાં ગોથાં ખાતી હતી.

પ્રતાપી ને પરોપકારી અંગ્રેજ રાજ્યે લોકોને કેળવણી આપવાની યોજના કરી. શરૂઆતમાં લોકોએ તેનો બહુ થોડો લાભ લીધો, પણ જેમ જેમ તેના ફાયદા સમજાતા ગયા, તેમ તેમ કેળવણી માટે તેમની અભિરૂચી વધી, અને હાલમાં હજારો લાખો વિદ્યાર્થીઓને આપણે શાળાઓમાં ને પાઠશાળાઓમાં ભણતા જોઈએ છીએ. સંસાર સુધારાનું અને આપણા દેશની ઉન્નતિનું આ શુભ ચિન્હ છે.

પરંતુ, જ્યારે આપણે પ્રજાનો એકંદર વિચાર કરીએ છીએ, ત્યારે પચાશ કરતાં વધારે વર્ષ થયાં યત્ન ચાલુ છતાં પણ પરિણામ સમાધાનકારક જણાતું નથી; કેમકે પુરૂષ વર્ગમાં વસ્તીના સેંકડે ૯૦ ઉપરાંત અને સ્ત્રી વર્ગમાં ૯૭ ઉપરાંત હજી અક્ષરશૂન્ય છે! એટલે બંને જાતિને ભેગી લઈએ તો ૧૫ આની અભણ અને ૧ આની ભણેલ નીકળે છે. એક આની ભણેલમાં પણ મોટો ભાગ માત્ર સહી કરી જાણે એવો કે સહેજ વાંચી લખી જાણે એવો છે. દેશી ભાષાની કેળવણીના ઉંચાં ધોરણોમાં ઉત્તીર્ણ થઈ જેમણે પ્રમાણપત્ર મેળવ્યાં હોય, એવાની સંખ્યા સેંકડે એક પણ નીકળવી મુસ્કેલ છે. અંગ્રેજી સારૂં સમજી શકે એવાની સંખ્યા હજારે એક, અને મહા પાઠશાળામાં શીખીને પદ્વી પામેલાની સંખ્યા દશ હજારે એક ભાગ્યે નીકળી શકશે. એ માટે કેળવણીના વિસ્તાર વૃદ્ધિ માટે ખાસ લક્ષ આપવાની હજી બહુ જરૂર છે.

કેળવણીમાં મનની, તનની ને હૃદયની કેળવણીનો સમાવેશ

થાય છે. હાલ અપાતી કેળવણી બહુધા માનસિક છે. માનસિક કેળવણીનો મુખ્ય હેતુ મનશક્તિઓને કેળવવાનો છે, તેથી પ્રથમ લેખન વાંચન શીખવી સામાન્ય જ્ઞાન અથવા વિદ્યાનાં મૂળતત્વોનું જ્ઞાન અપાય છે. એ પછી ચઢતી કેળવણી શરૂ થાય છે, અને તેનો પણ મુખ્ય હેતુ બુદ્ધિને ખીલવવાનો છે. હુન્નર કેળવણી આપી માણસને વ્યવહારમાં ઉપયોગી કરવા તરફ હજી ઘણું થોડું લક્ષ અપાયું છે, પરંતુ તે ઉપર ખાસ ધ્યાન આપવાની જરૂર છે. દેશની આબાદીનો મુખ્ય આધાર હુન્નર કારીગરી, વેપારવણજ અને ખેતીવાડી ઉપર છે, એ વાત કેળવણીના પ્રચારકોએ અને દેશ હિતેચ્છુઓએ મન પર લેવી ઘટે છે. એકલું માનસિક જ્ઞાન હાલના જમાનામાં, જ્યાં વેપારની ચડસાચડસીનો પાર રહ્યો નથી, ત્યાં બહુ કામમાં આવે એમ નથી. માનસિક જ્ઞાનવાળાની સંખ્યા વધી, અને તેઓ એકલી નોકરી ઉપરજ આધાર રાખવાવાળા હોવાથી તેમાં પગપેસારો પરાકાષ્ટાએ થાય છે, તેથી બીજાં દ્વાર ખુલવાં જોઇએ, એમ લોકોને સમજવા લાગ્યું છે, અને દેશની દુર્બળતા વધતી જોઇને સરકાર પણ એ બાબતના વિચારમાં પડી છે. આથી એમ સમજવાનું નથી, કે માનસિક ઉંચી કેળવણી લેનારની સંખ્યા જોઇએ તે કરતાં વધી પડી છે, અથવા એવી કેળવણીની દેશને વધારે જરૂર નથી. દેશને તારનાર વિદ્યા છે. વિદ્વાનો જેમ વધારે, તેમ દેશની સ્થિતિ જલદી સુધરવાની. રાજા સર માધવરાવ કહેતા, કે દેશને ઉચકી ઉંચે લાવનાર વિદ્વાનો એ મોટું ઉચ્ચાલન છે, અને એ વાત ખરેખરી છે.

તનની કેળવણી ઉપર ઘણું દુર્લક્ષ છે. લોકોમાં જે અખાડા વગેરેની સંસ્થાઓ હતી, તે બંધ પડી છે. મરદાની અને અંગને કસે એવી રમતોનો ઉપયોગ કમી થતો ચાલ્યો છે. વાહનો અથવા મુસાફરી જલદી ને સુગમતાથી થવાનાં સાધન વધી પડવાથી પગે ચાલવાનું થોડું થાય છે. માબાપ છોકરાંને ખેલતાં જુએ તો ખીજવા માંડે છે, ને આખો દિવસ ભણ ભણ કરે, તો તેઓ ખુશી થાય છે. એકલો મન પર બોજો પડે, અને તે પણ હદથી જાદે

હોય, તો તેથી શરીર ઉપર માઠી અસર થાય છે. ઘણું ભણેલા શરીરે નબળા હોય છે, અને તેઓ બેસી રહેવાની ટેવથી પોતાનું આયુષ્ય ટુંકું કરેછે. સ્ત્રીઓની બાબત લઇએ, તો તેમની સ્થિતિ વધારે શોચનીય લાગે છે, કેમકે તેમને ઘરકામ વડે મળતી કસરત બંધ થઇ છે. પુરૂષને કમાઇમાં કંઇ પણ મદત કરવી, પુરૂષ સઘળું સંપાદન કરે, તો સ્ત્રીએ નિદાન તેલ દિવેલના ખરચ જેટલું પણ પેદા કરવું જોઇએ, તેથી તેઓ રેંટીઆ કાંતતી, કપાસ લોઢતી, કાલાં કે દાળ ચોખા વીણતી, શીવતી કે ભરત ભરતી. આવા કમાઇના ને તે સાથે કસરતના રસ્તા બંધ થયા. અંગ્રેજી માલ ને સંચાએ કરીને કેટલુંક કામ બંધ પડયું, અને સ્થિતિ બદલાતાં આવાં કામ માણસને હલકાં પણ લાગવા માંડયાં. આ શિવાય બનતા સુધી ઘરનાં સર્વ કામ સ્ત્રીઓ હાથેજ કરતી; એટલે પાણી લાવવું કે કાઢવું, ખાંડવું, એંઠવાડ અબોટ ને પુંજા વાસીદાં વાળવાં વગેરે. જ્યાં જ્યાં નળ થયાછે, ત્યાં ત્યાં પાણી લાવવાનું ને કુવા ટાંકામાંથી ખેંચવાનું બંધ પડયુંછે. મિસ મેરી કારપેન્ટર જણાવે છે, કે પાણી ખેંચવાથી ને માથે ભરી લાવવાથી ઘણી સારી કસરત મળે છે. જ્યાં દળવાના ને ખાંડવાના સાંચા આવ્યા છે, અથવા સાંચા વડે તૈયાર થએલો સામાન મળે છે, ત્યાં દળવા ખાંડવાનું વહીતરૂં પણ જતું રહેવા લાગ્યું છે. નિર્વાહનાં સહેજ સાધન મળે, કે એંઠવાડ અબોટ વગેરેના કામ સારૂ ધણી ચાકર-ચાકરડી રાખે; અને ધણીઆણી પગ પર પગ ચઢાવી બેસી રહે, કે ઘોર્યા કરે, અને બહુ તો હાથમાં સોય લઇ કાંઇ શીવે ભરે. દેવદર્શનને મિષે ગામ બહાર દૂર સુધી પગે ચાલીને જવાનું પણ ભણેલા વર્ગમાંથી નીકળી જવા આવ્યું છે, એથી ધર્મ નિમિત્તે વ્યાયામ અને હવા ખાવાનું મળતું, તે બંધ થયું છે. દિલગીરીની વાત એ છે કે આપણે કેટલીક સંસ્થા કે રીતભાતને તોડી પાડીએ છીએ, પણ તેને બદલે બીજી દાખલ કરવાનો યત્ન કરતા નથી. કસરત પુરૂષવર્ગનેજ અકારી લાગે છે, તો સ્ત્રી વર્ગની શી વાત કરવી ? તનની કેળવણી માટે, અંગ કસાય એવું કામ, વ્યાયામ અને કસરતની જરૂરછે; અને એ ત્રણે ઉપર સ્ત્રીઓના

સંબંધમાં આપણું દુર્લક્ષ છે, તેનાં માઠાં પરિણામ હાલ આપણે ભોગવીએ છીએ, અને હવે પછી વધારે ભોગવીશું. ભણેલા પુરૂષ-વર્ગ પણ શું કરે છે? નોકરી કે એવા બેઠા ધંધામાં જરૂર પુરતો વખત ગાળ્યા પછી ઘેર આવીને કાંતો વાંચે છે, બીજા સાથે ગપાટા મારે છે, અથવા શેતરંજ, ગંજીફો કે ચોપાટ જેવી રમત રમે છે. બહુ તો કોઇ થોડું ફરવા જાય છે. મૂળતો ભણવામાં શરીર ઘસી નાખેલું, અને પછીથી આ પ્રમાણે કાળક્ષેપ ન થાય તો પરિણામ સારૂં નજ આવે, એ સ્પષ્ટ છે. "પહેલું સુખ તે જાતે નર્યાં" એમ સૌ કહે છે, પણ તેને માટે ઉપાય કેટલા થોડા લે છે? શરીરે નિર્માલ્ય હોય તેની સંતતિ પણ નિર્માલ્યજ પેદા થાય, અને પરિણામે આખી પ્રજા નબળી, બીકણ ને બાયલી બને, એમાં શું આશ્ચર્ય? આવી પ્રજા સંસાર સુખની ને દેશની ઉન્નતિની આશા રાખે, તે કેમ ફળીભૂત થાય? વળી આપણે જોઇએ છીએ, કે આખા કુટુંબનો આધાર એકાદા પુરૂષની કમાણી ઉપર રહેછે. ઘરમાં ખાનાર દશ બાર માણસ હોય, ને કમાનારો એકલો હોય, તેની કમાઇ થોડી હોય, તો આખા કુટુંબને દુઃખ ભોગવવું પડે છે, અને પુરૂષને અતિશય મહેનત કરવી પડે છે, તથા ચિંતા ફિકરમાં દહાડા કાઢવા પડે છે. એવી સ્થિતિમાં પણ સ્ત્રીઓ ને મોટાં છોકરાં ઉદ્યમમાં ભાગ શામાટે ન લે, તે સમજાતું નથી. ઉંચ વર્ણમાં જે ધંધા સ્ત્રીઓથી કરી શકાય એવા છે, તે ઉતરતા—હલકા ગણાય છે, તેથી તે કરી શકાતા નથી; અને તેમને માટે યોગ્ય ધંધા ખોળી કાઢવાની પેરવી થતી નથી. એક મિત્રે મને સુરતનો એક દાખલો આપ્યો, કે ત્યાંના ઘાંચીઓ પ્રથમ કંગાલ સ્થિતિમાં હતા, અને તેમની સ્ત્રીઓ વાણીઆને ત્યાં વહીતરાં કરતી; પરંતુ ઘાંચીના ઘરનાં સર્વ માણસ જેઓ કામ કરી શકે એવાં હોય, તે દરેક જાતની મહેનત મજુરી કરતાં, અને વાણી-આઓમાં માત્ર પુરૂષ હોય, તે વેપાર વણજ કરે, અને ઘરનાં સર્વ મનુષ્ય તેની કમાણી પર આધાર રાખે. પરિણામ એ થયું, કે ઘાંચીઓ તર્યા, અને વાણીઆ ગરીબ સ્થિતિમાં આવ્યા. મહેનતુ જાતોને મુકાબલે ઉજળી વર્ણના ખરચાળ ને આબરૂમાંથી હાથ નહીં કાઢ-

નાર લોકોની હાલત ઉતરતી થવીજ જોઇએ. સુધરેલા દેશોમાં પણ ઊંચાં અનેક ધંધા કરેછે. ધંધા કરવામાં નાનમ નથી, એમ લોકો કહે છે ખરા, પણ તે પ્રમાણે વર્તતા નથી, એ માઠા ભાગ્યની નિશાની છે.

હૃદયની કેળવણીનો તો આપણા દેશમાં હાલ અભાવ છે, એમ કહીએ તો ચાલે. એ કેળવણીમાં ધર્મની અને નીતિની કેળવણીનો સમાવેશ થાય છે. પરદેશી અને પરધર્મી સરકાર પોતાની નિશાળોમાં ધર્મની કેળવણી દાખલ કરતી નથી, એ ડહાપણભરેલું કામ છે. કદાપિ કોઇ દેશી રાજ્યમાં એ કેળવણી દાખલ કરવાનો વિચાર થાય, તોપણ તે સધે તેમ નથી, કેમકે સરકાર ધર્મની એટલે કયા ધર્મની કેળવણી આપે ? આપણે અહીં એક ધર્મ નથી, દરેક શાળામાં અનેક પંથના અને સાથે મુસલમાન, પારસી વગેરે અન્ય ધર્મનાં છોકરાં આવતાં હોય; તેથી સામાન્ય રીતે એક ધર્મની કેળવણી સર્વને આપી ન શકાય, અને દરેક પંથ કે ધર્મને માટે જૂદી કેળવણી આપવાનું અશક્ય થાય. કેટલાક એમ ધારે છે, કે સામાન્ય–ધર્મની કેળવણી આપવી. સામાન્ય ધર્મ એટલે જે નિયમો–તત્વો સર્વ ધર્મને માન્ય હોય તે. આવા નિયમ–તત્વો થોડાંછે અને તે શીખવવાથી ધર્મની કેળવણી અપાઇ, એમ કહી પણ ન શકાય. ત્યારે ધર્મની કેળવણી માટે શું કરવું ? કેટલાક એમ કહેછે કે એ કેળવણી માબાપે છોકરાંને ઘેર આપવી જોઇએ. તેઓ માની લે છે, કે માબાપ ધર્મનું સારૂં જ્ઞાન ધરાવતાં હશે. પરંતુ આપણે અહીં પ્રજાનો ઘણોખરો ભાગ ધર્મની બાબતમાં પણ અજ્ઞાનજ છે. માબાપ પોતે ધર્મની બાબતમાં કંઇ જાણતાં નથી, અને ખરો ધર્મ આચરતાં નથી, તો તેઓ પોતાનાં છોકરાંને શું શીખવવાનાં ? આ પણે જોઇએ છીએ, કે તેઓ પોતે ધર્મ સંબંધી જ્ઞાન મેળવવાની કે છોકરાંને આપવા અપાવવાની કંઈ દરકાર રાખતાં નથી.

ધર્મ સંબંધી જ્ઞાન આપવાની ખરી ફરજ આચાર્યો–ગુરૂઓની છે. પોતાનો પંથ જાળવી રાખવા માટે અને પોતાના સેવકો પોતાના પંથનું રહસ્ય સમજે, તથા તે પ્રમાણે વર્તે તેને માટે તેમણે

ઇલાજ લેવા જોઇએ. પણ આપણા આચાર્યો–ગુરૂઓને નથી પડી પોતાના પંથની, કે નથી પડી પોતાના સેવકોની. તેઓ પોતેજ ધર્મનું સારૂં જ્ઞાન ધરાવનારા ક્વચિતજ હોયછે. પોતાથી ન બને, તો શાસ્ત્રીઓ–પંડિતો રાખી તેમણે ધર્મનું જ્ઞાન આપવા યત્ન કરવો જોઇએ. ઘણાખરા આચાર્યો પૈસાવાળા હોય છે, અથવા તેઓ ધારે, તો કોઇ કાર્યને માટે જોઇએ તેટલા પૈસા સેવકો પાસેથી મેળવી શકે છે. તેઓ પોતાને ખરચે કે પૈસા ભેગા કરીને તેમાંથી શાળાઓ સ્થાપન કરે, અને તેમાં સરકારી ધોરણોની ચાલુ કેળવણી સાથે ધર્મની કેળવણી આપવાની યોજના કરે, તો તે ફતેહ પામવા સરખી છે. જો આચાર્યો આ વાત ન ઉપાડી લે તો તે શ્રીમંતો પણ ઉપાડી શકે એમ છે.

ધર્મ એ પ્રજાની ચઢતી પડતીનું મોટું કારણ છે. ધર્મની ઐક્યતા અને ધર્મની ઝનુન શું કરી નથી શકતી ? અનેક ધર્મ અને તે પણ અધમ સ્થિતિમાં આવી ગયા હોય, ત્યાં પ્રજાને પ્રજા કહેવીજ છાજતી નથી. ધર્મ વડે હૃદયની ઉન્નતિ થાયછે. જે સ્વદેશ હિતેચ્છુઓ સંસાર સુધારાને માટે મથન કરેછે, તેમણે ધર્મના સુધારા માટે પણ ખાસ વિચાર અને ખાસ યત્ન કરવા જોઇએ, કેમકે આપણા સંસારનું બંધારણજ ધર્મ ઉપર આધાર રાખે છે, તો ધર્મને યથાર્થ સમજ્યા વગર સંસારના લોકો કેમ સુધરશે? દેશ હિતેચ્છુઓને માથે મહાભારત કામની જવાબદારી છે. તેમને એ વિષય ઉપરજ નહીં પણ લગભગ સઘળા વિષયો માટે ભગીરથ પ્રયત્ન કરવાનો છે. જેમ રાજકાજની, સંસારની, અને વેપાર રોજગારની બાબતોમાં લક્ષ આપવાની અગત્ય છે, તેમ ધર્મની બાબતમાં પણ ખાસ ધ્યાન આપવાની જરૂર છે.

નીતિ એ ધર્મનો ભાગ ગણાય છે, તથાપિ તેને સ્વતંત્ર વિષય લેખી શકાય. દુનિયામાં ધર્મ અને પંથ ઘણા છે, પરંતુ સર્વ ધર્મ અને પંથોની નીતિ બહુધા એક છે, માટે નીતિની કેળવણી શાળાઓમાં દાખલ કરી શકાય છે. આપણે વાંચનમાળાઓમાં નીતિના

પાઠ જોઇએ છીએ, પરંતુ નીતિ સંબંધે એ પાઠોના વાંચન શિવાય વિશેષ કરવામાં આવતું નથી. સ્વતંત્ર વિષય તરીકે નીતિ શીખવાતી નથી. જો ભૂગોળ ને લેખાવળી જેવા વિષયો સ્વતંત્ર રીતે શીખવવામાં આવેછે, તો નીતિને સ્વતંત્ર રીતે શા માટે ન શીખવાય ? કેટલાક કહે છે, કે ધર્મની પેઠે નીતિની કેળવણી ઘેરથી મળવી જોઇએ, પરંતુ ધર્મના સંબંધે ઘરકેળવણી માટે આપણે જે કહ્યું, તે નીતિની કેળવણીને પણ લાગુ થાય છે. કોઇ કહે છે કે નીતિની કેળવણીની કંઇ જરૂર નથી. નીતિ અનુકરણથી અને તે ઉપર બાળકનું વારે વારે ધ્યાન ખેંચનાથી શીખાય છે. શિક્ષકો પોતે દાખલો લેવા લાયક વર્તણુંકથી ચાલે, તો છોકરાં તેમનું અનુકરણ કરશે, ને નીતિવાન થશે. આ વાત સારી છે. અનુકરણથી ઘણું થાય છે.શિક્ષકોની વર્તણુંક નિષ્કલંક અને હમેશ અનુકરણ કરવા જેવી હોવી જોઇએ; પરંતુ એવા શિક્ષક કેટલા થોડા મળી આવશે, તે જોવાનું છે. છોકરાં આડે રસ્તે જાય, તો તેમને ટોકવાથી ને ઠપકો દેવાથી તે સુધરેછે, પરંતુ શિક્ષકના સંગમાં તે કેટલાં થોડાં રહેછે, વર્ગમાં આડે માર્ગે જવાના પ્રસંગ કેટલા થોડા આવે છે, અને તેમની નીતિ રીતિ ઉપર વારે વારે ધ્યાન આપનાર શિક્ષક કેટલા કમી જોવામાં આવે છે ? કેટલાક ધારે છે, કે વાંચનમાળામાં આપેલા નીતિના પાઠ સમજ સાથે શીખવવાથી બસ થશે. પરિણામે આપણે જોઇએ છીએ કે તે બસ થતા નથી. ચોપડીઓમાં નીતિના સઘળા વિષયો સમાયા છે, એમ કહી શકાતું નથી.વાંચનને માટે લખેલા પાઠ નીતિતત્વોનું ખરૂં ને પૂરૂં સ્વરૂપ બતાવી શકે નહીં. કોઇનું માનવું એવું છે, કે અનુકરણની પેઠે નીતિ દૃષ્ટાંતથી સારી શીખવાય છે, માટે વાંચનમાળામાં આપેલી વાતો–દૃષ્ટાંતો અને ઇતિહાસ એ છોકરાંને નીતિનું જ્ઞાન આપી શકશે. વાંચનમાળા માંહેલી વાતો–દૃષ્ટાંતો નીતિબોધક હોયછે અને તેથી સારો લાભ થાયછે. પરંતુ આપણે જેટલો ચાહીએ તેટલો લાભ તેથી થતો નથી. ઇતિહાસ વડે નીતિ શીખાય છે, પણ જો તેવે ઇરાદે સારા ઈતિહાસ લખાયા હોય તો. હાલમાં ચાલતા ઇતિહાસ સુનીતિનું સારૂં જ્ઞાન આપી શકે એ વિષે મોટી

શંકા છે. ઇતિહાસમાં ભાગ જેમણે લીધેલો એવા સર્વ પુરૂષોનાં આચરણ નીતિ ભરેલાં હોતાં નથી. કપટ કાવત્રાં કરનાર અને દુરાચારે વર્તનારને તેમના કર્મનું બુરૂં ફળ ન મળ્યું હોય, તો તેવા પુરૂષોનાં ચરિત્રની ભણનાર ઉપર સારી અસર કેમ થશે, એ સમજાતું નથી. નીતિનું સ્વતંત્ર પુસ્તક શાળાઓમાં ચલાવવા વિષે પણ વિદ્વાનોમાં મતભેદ છે. કોઇ કહે છે, તેથી કંઇ અર્થ સરવાનો નથી, અને કોઇ કહે છે, તેથી કંઇપણ લાભ થશે. નીતિનાં તત્વો વિષે છોકરાંના કુમળાં મન પર છાપ પાડી હોય, તો તે જાથુને માટે ટકી રહેછે. જેમ ધર્મની આજ્ઞાઓ નાના બાળકને શીખવવામાં આવેછે, તેમ નીતિની આજ્ઞાઓ નાના બાળકને શીખવી હોય તો તેથી કંઇ પણ લાભ થવાનો સંભવ છે. એ તત્વો છોકરાંની ગ્રહણશક્તિ ઉપર લક્ષ રાખીને સમજ સાથે શીખવાય, અને દાખલા દ્દષ્ટાંતથી દઢ કરાય, તો તેથી કેમ ન લાભ થાય, તે સમજાતું નથી.

નીતિ ધર્મના ત્રણ ભાગ છેઃ ૧ પવિત્ર અથવા ઇશ્વર પ્રત્યેના ધર્મ, ૨ આપણા પોતા પ્રત્યેના અથવા સ્વધર્મ, ૩ બીજા પ્રત્યેના અથવા લૌકિક કે સાંસારિક કે સાર્વજનિક ધર્મ, જેમાં કુટુંબ ધર્મ આવી જાય છે. લૌકિક ધર્મ સંબંધે આપણે પાછળ વિસ્તારથી કહી ગયા છીએ. પવિત્ર ધર્મમાં જગત્‌ની નીતિનો નિયંતા અને સર્વ બનાવની વ્યવસ્થા કરનાર એક ઇશ્વર છે, એમ માનવું, તેનો ભય રાખવો, તેના પર ભાવ રાખવો, તેના પર શ્રદ્ધા અથવા આસ્થા રાખવી, તેને શરણે રહેવું, તેની આજ્ઞા માનવી, અને તેની ભકિત કરવી એટલીબાબતો આવેછે. સ્વધર્મમાં મુખ્યત્વે સ્વચ્છતા, ઉદ્યોગ, પરહેજી, કરકસર, ધૈર્ય, સંતોષ, વિવેક ( અગમબુદ્ધિ ), સહનશીલતા ( સબુરી ), સમતા, વ્યવસ્થા, સ્વપરીક્ષા, સ્વસુધારો, જીતેંદ્રિયપણું અને મન મારવું (સંયમ) એ સદ્‌ગુણો આવેછે. આ નીતિ ધર્મોનો પ્રસ્તુતના વિષય સાથે નિકટનો સંબંધ નથી, માટે તેમનું વર્ણન છોડી દઇશું.

નીતિ એ ધર્મની સાથે સંબંધ રાખેછે, અને ધર્મનો મુખ્ય હેતુ

આત્માની ઉન્નતિ કરવાનો છે, તેથી જે સદ્ગુણો અથવા કર્ત્તવ્યો નિવૃત્તિને વધારે તે સદ્ગુણોનો સમાવેશ બહુધા નીતિશાસ્ત્રમાં થાય છે. આપણે અહંકાર–અહમ્પદ–હુંપદને દુર્ગુણ કહીએ છીએ. કેમકે એથી પ્રમાદ થાયછે અને મન પ્રવૃત્તિમાં પ્રેરાય છે. આપણે ધૈર્ય (ધીરજ) ને સદ્ગુણ કહીએ છીએ, પણ શૌર્યની ગણના સદ્ગુણમાં કરતા નથી. પરંતુ પ્રવૃત્તિના કેટલાક સદ્ધર્મ છે, તેની ગણના નીતિમાં થવી જોઇએ. તેમનો સંસારમાં ઉપયોગ વધારે છે, માટે એ વિષે કંઇ વિચાર આપણે આ ઠેકાણે કરીશું; અહંકાર દુર્ગુણ છે ખરો, પણ કેટલીક હદ સુધી તેની સંસારમાં જરૂર પડે છે, અને તેટલી હદ સુધી તે સદ્ગુણ કહી શકાય. સ્વમાન અથવા અંગ્રેજીમાં જેને (self-respect) સેલ્ફ–રિસ્પેકટ કહે છે, તેની ગણના સદ્ગુણમાં થાયછે. ઇશ્વરથી સરજાએલા માણસ તરીકે આપણને કેટલાક હક સ્વભાવિક રીતે મળેલા છે, તે જાળવી રાખવા, એ આપણું કર્તવ્ય છે. આપણી સ્થિતિ પ્રમાણે જે માન–આવકાર બીજા તરફથી આપણને મળવાં જોઇએ, તે ન મળે, તો પ્રજાની એક વ્યક્તિ તરીકે આપણી કીમત ઘટેછે. માણસ સ્વતંત્ર છે, માટે યોગ્ય હદ સુધી તેને મરજીમાં આવે તેમ વર્તવાની, ને બોલવા લખવાની છૂટ છે, તેમાં કોઇ હાથ ઘાલે, તો તેણે મુંગે મોઢે બેશી રેહવું ન જોઇએ. "આપણને કોઇ પગરખું મારે તો તે ખંખેરીને પાછું આપવું," એવા બાયલા બોધથી આપણે બાયલા અને નિર્માલ્ય થઇએ છીએ. આપણને કોઇ એક ગાલમાં તમાચો મારે, તો તેને બીજો ગાલ (ફરી તમાચો મારવા માટે) ધરવો, એ ભલે કોઈ ધર્મશાસ્ત્રની નીતિ હોય, પણ તે સંસારમાં નુકસાનકારક છે. જેને સત્તા છે, તે આપણને તકસીરના પ્રમાણમાં સજા કરે, એ વાત જૂદી છે; પણ વિના કારણ કે નજીવા વાંક માટે ગમે તેના ધપ્પા ખાવા, એ નામર્દાઇની નિશાની છેઃ એથી જેમ વ્યક્તિ બાયલી થાયછે, તેમ પ્રજામાં બાયલાપણું આવેછે. જેમ તે ખામોશ રાખેછે, તેમ તેને વધારે ખમવું પડેછે. બીજી મર્દાની કે ઝનુની પ્રજા તેને જેર કરેછે, અને દાસત્વ સ્થિતિમાં આણી મુકેછે. સ્વમાનને આપણે ટેક કહીશું

સો ચાલશે. જેઓ ટેક છોડતા નથી, તેઓ વધારે સદ્દગુણી નિવડેછે, અને પોતાને તથા પ્રજાને વધારે લાભકારી થાયછે. ટેક અને ટેઠા પણ વડેજ ક્ષત્રીઓએ ઇતિહાસોમાં નામના કરીછે, અને હિંદુઓને વધારે અધમ સ્થિતિમાં પડતા અટકાવ્યા છે.

આપણે ધૈર્યને સદ્દગુણ કહીએ છીએ, અને શૌર્યને સદ્દગુણમાં ગણતા નથી, પણ સંકટ વખતે જેવી ધૈર્યની જરૂરછે, તેવી અથવા તેથી વધારે શૌર્યની જરૂરછે. શૂરવીર સ્વર્ગમાં જાયછે, અને તેમને ઇંદ્રના ઘરની પરીઓ વરમાળ આરોપેછે, એવું વર્ણન મહા ભારત આદિ મહા યુદ્ધોમાં કરેલું આપણે વાંચીએ છીએ. એક શૂરવીર હજારો માણસને ભારે પડેછે, એવું ઇતિહાસો ઉપરથી જણાઇ આવશે. રાજકન્યાઓ શૂરવીરને પસંદ કરતી હતી. શૂરી પ્રજાઓજ સ્વતંત્રતા ભોગવી શકેછે. નાની પણ શૂરી પ્રજા મોટી નબળી પ્રજાને જીતીને વશ કરી શકેછે, એવા દાખલા ઇતિહાસોમાંથી પુષ્કળ મળી આવશે. દરેક વ્યક્તિમાં આ સદ્દગુણ હોય, તોજ પ્રજા ઉન્નતિમાં આવેછે, અને પોતાની મોટાઈ ટકાવી શકેછે. એક હિંદુસ્તાની કવિ કહેછે, કે 'સ્ત્રી જો તું જણે તો દાતા કે શૂર જણજે, નહિ તો વાંઝણી રહેજે: તારૂં નુર ગુમાવીશ નહીં." સ્પાર્ટન લોકો બાયલા સ્વભાવનાં ને નિર્માલ્ય માલમ પડે તેવાં છોકરાંને નાનપણમાંજ મારી નાખતા, અને સ્ત્રીઓને કસરત કરાવતા, તે આવી મતલબથી કે તેમના પેટની પ્રજા થાય, તે જોરાવર નિવડે. મુઠીભર સ્પાર્ટનોએ લાખો ઇરાનીઓને હરાવ્યા હતા, તે તેમના બાહુબળ ને શૂરાતનનું પરિણામ હતું. વાઘેરના બંડ વખતે જ્યારે તેમનો ઘણો ઘાણ વળવા લાગ્યો, ત્યારે વાઘેર સ્ત્રીઓ કહેતી, કે કંઇ ફિકર નહીં, અમે ગમે તેનાથી પ્રજા ઉત્પન્ન કરીશું તો, પણ અમારી કુખે તો વાઘેરજ પેદા થશે! રાણી જાયા કે બીબી જાયા શૂરાજ હોય, એમ કહેવાયછે; કેમકે તેમને પેટ પાણીદાર રત્નજ પાકેછે. પણ આ કહેણીઓ દહાડે દહાડે ખોટી પડતી જાયછે, કેમકે તેમનામાંથી પણ શૂરાતન ઘટી ગયુંછે. બીજી જાતોમાંથી ઘણીક તો શૌર્યહીન થઇ ગઇ છે. તેઓ સામા આવતા જાનવરથી પણ પોતાનો બચાવ કરવાને સમર્થ નથી! ધસી આવતા

મારકણા સાંઢના શીંગડાં પકડીને તેને બે ડગલાં પાછો હઠાવ્યો, કે પાડીના ચાર પગ પકડી તેને ઉંચકી ચોતરા પર મૂકી દીધી, એવા બળવાન, ધૈર્યવાન ને શૂરા લોકો હવે કેમ જોવામાં આવતા નથી? આપણે તેમના જેટલું ખાતા નથી, તેમના જેટલી કસરત કરતા નથી, તેમના જેટલા પ્રવૃત્તિના સદ્ગુણ આપણે કેળવતા નથી, અને તેમના જેટલો દમ પણ ધરાવતા નથી, માટે.

આપણે સંતોષથી ઉલટા લોભને દુર્ગુણ ના કહીએ છીએ પણ ખરૂં જોઇએ તો અતિ લોભને અથવા અઘટિત લોભને દુર્ગુણ વર્ગમાં મૂકવો જોઇએ. જગત્ સૌ આશાએ જીવેછે. જો તે લોભ ન રાખે, તો આગળ વધવા ન પામે. છોકરાં જો પરીક્ષામાં પાસ થવાનો, અને છેવટ કીર્ત્તિ ને લાભ મેળવવાનો લોભ ન રાખે, તો તેમને ભણવાનું મનજ કેમ થાય? બીજા સાથે સ્પર્ધા કરવી, બીજાથી આગળ વધવાની હોંસ રાખવી, નાનાને કે ઉતરતાને તાબે કરી તેના ઉપર અખત્યાર ચલાવવો, એ જનસ્વભાવ છે. "અતિ લોભ એ પાપનું મૂળ છે", એ કહેવત ઉપરથીજ હદમાં રાખેલો કે ઘટિત લોભ એ પાપ નથી એવો અર્થ એમાંથી નીકળે છે. જે મળે તેમાં અથવા ઇશ્વરે આપણને જે સ્થિતિમાં મૂકયા છે તે સ્થિતિમાં સંતોષ માની બેસી રહેવું એવી ઇશ્વરની આજ્ઞા ન હોય. જે મળે છે તેને માટે મહેનત કરવી પડે છે, તો તેથી વધારે મેળવવા મહેનત શા માટે ન કરવી? આપણે જે સ્થિતિમાં છીએ, તે સ્થિતિમાં આપણને ઇશ્વરે કયારે મૂકયા છે? એ સ્થિતિ આપણને આપણા માબાપે આપી છે, અથવા આપણે હાથે મેળવી છે. એ સ્થિતિ સારી ન હોય, તો તે સુધરે એવી આપણા મહા પિતાની ઇચ્છા હોવીજ જોઇએ. હિંદુઓએ ઘણું ખરૂં અતિ સંતોષથી ગુમાવ્યું છે. અતિ લોભ જેમ દુર્ગુણ છે, તેમ કદાશ અતિ સંતોષ પણ દુર્ગુણમાંજ ગણાય. આપણો સ્વભાવ નિવૃત્તિનો છે; આપણને ઉપદેશ પણ તેવોજ મળેછે, અને માઠાં ભાગ્યે આપણને સંધાન પણ તેવાંજ મળ્યાં છે. મહત્વાકાંક્ષા—ચઢતા થવાની, નામના કરવાની ઇચ્છા—વગર માણસ પોતાનો જન્મ એળે ગુમાવે છે, એમ

સમજવું. પોતાની શક્તિ અને સાધનો પ્રમાણે વધવાની આતુરતા સર્વેએ રાખવી જોઇએ. શક્તિ અને સાધનો પણ એવી ઇચ્છા રાખનારને મળી આવે છે.

ઉદ્યોગની ગણના જેમ નીતિ ધર્મમાં થાય છે, તેમ મંડયા રહેવાની ગણના પણ સદ્ગુણમાં થવી જોઇએ. ધારેલું કાર્ય પરિપુર્ણ થાય ત્યાં સુધી ઉદ્યોગ કર્યા કરવો, તેનેજ મંડયા રહેવું કહે છે.આગ્રહ વડે મંડયા રહેવાય છે, માટે મંડયા રહેવાના મૂળ સદ્ગુણને આપણે આગ્રહ કહીશું. આપણા લોકો ઉદ્યમી છે, પણ તેમનામાં મોટી ખામી એ છે, કે ધારેલા કામમાં એક બે વાર નિષ્ફળ થતાં તે છોડી દે છે. અંગ્રેજ અને પશ્ચિમ તરફના બીજા લોકોમાં આગ્રહ એ મોટો સદ્ગુણ જોવામાં આવે છે. એ વડેજ તેઓ ઘણા આગળ વધ્યા છે, અને વધારે સત્તા ને સંપત્તિ ભોગવે છે. હિંદુસ્તાનનોજ ઇતિહાસ બતાવી આપે છે, કે શરૂઆતમાં અંગ્રેજ લોકોને કંટાળવાના ઘણા પ્રસંગ આવ્યા હતા. તેમણે કાયર થઇને યત્ન છોડી દીધો હોત, તો તેઓ હિંદના સાર્વભૌમ્ય રાજા થવા ન પામત. નવિન શોધ કરનારાઓને એક સપાટે યશ મળે, એવું કવચિતજ બને છે. તેમને ઘણી વાર નિરાશ થવું પડે છે, પરંતુ તેઓ જ્યાં સુધી કાર્યસિદ્ધિ ન થાય ત્યાં સુધી મંડયાજ રહે છે. ઘણાકને લાખો રૂપીઆ ગુમાવવા પડે છે, અને જીંદગી પર્યંત ખરાબ થવું પડે છે. એમ છતાં તેઓ આગ્રહથી અને ખંતથી ધારેલું કામ આખરે પાર પાડી શકે છે. આપણે અહીં કેટલાક ભણનાર હરકતો નડતાં કે નાસિપાસી થતાં પોતાનો અભ્યાસ છોડી દેછે, ને ધંધા વિના ભટકતા ફરે છે! વેપારીઓને કારીગરો એકાદ વાર નિષ્ફળ થતાં પોતાનું કામ પડયું મૂકે છે. સુધારાવાળા અને દેશ હિતેચ્છુઓ પણ કંટાળીને પોતાનું કર્ત્તવ્ય છોડી દેછે. આપણે આરંભશૂર છીએ. કંઇ કંઇ જાતની ઉઠાવણીઓ આદરીએ છીએ, પણ ધીમે ધીમે આપણા આગ્રહ કમી થાય છે, તેથી ઉઠાવેલાં કામ બંધ પડી જાય છે.

આગ્રહની સાથે ઉત્સાહ જોઇએ. ઉત્સાહ વિના આગ્રહ ટકી

શકતો નથી. નિરૂત્સાહી થવાથી કાર્યસિદ્ધિ થતી નથી. " જેનું મન ભાગ્યું, તેનું સૌભાગ્યું" સમજવું. જેમ આપણે શરીર નબળા ને દમ વગરના છીએ, તેમ આપણો ઉત્સાહ મંદ છે. કામ સૌને કરવું પડે છે, પણ જેઓ ઉત્સાહથી કામ કરનારા છે, તેઓ વેઠીઆવાડ જેવું બોજારૂપ કામ સમજીને મહેનત કરનારા છે તેમના કરતાં જલદી ને વધારે લાભ મેળવી શકે છે. હોંસ એ કામ કરવાની શક્તિને જબરો ટેકો આપે છે. હોંસથી કામ પ્યારૂં ને મીઠું લાગે છે. જે ઉત્સાહ આપણે પશ્ચિમ તરફના દેશોમાં જોઇએ છીએ, તે આપણામાં કયાં છે ? આપણી આખી પ્રજા નિરૂત્સાહી છે, એમ કહીએ તો તે ખોટું નથી. સેંકડો વર્ષથી પરતંત્રાથી, મહત્ કાર્યો કરવાના પ્રસંગ ન મળવાથી, અને નિવૃત્તિના વલણથી આપણે ઉત્સાહ ખોઇ બેઠા છીએ. " અર્ધો રોટલો મળે, તો આખાને ન ધાવું " એવું ધારી બેઠેલાઓ ઉત્સાહી કેમ થાય ? જગતમાં જન્મીને શું કરવાનું છે, એની જેમને સમજ નથી, તેમનામાં ઉત્સાહાદિ આવેજ શી રીતે ?

સાહસ એ પ્રવૃત્તિ માર્ગનો મોટો ગુણ છે. સામળ ભટે જેને ધિક્કાર્યો છે, તે અર્થે સાહસ શબ્દ અહીં વાપર્યો નથી. સાહસના બે અર્થ હોવાથી ઘણી વાર તે ગુણ અવગુણનું સ્વરૂપ પકડેછે. વગર વિચાર્યું એકાએક કામ કરી બેસવું એ સાહસનો એક અર્થ અને તે વ ખોડવા લાયકછે. વિચાર પૂર્વક નિર્ણય કર્યા પછી નિડરપણે કોઈ મોટું કામ માથે લેવું, એ સાહસ સદ્ગુણ છે. હરેક મોટું કામ સાહસ વગર ઉપાડી શકાતું નથી, અને તેમાં ફતેહ મેળવી શકાતી નથી. હરેક કામમાં જોખમ હોય છે. નિષ્ફળ થવાનો કે નુકસાન વેઠવાનો તેમાં સંભવ રહેછે, એથી જેઓ ડરેછે, તેઓ કંઇ કરી શકતા નથી. કોલંબસ જેવાના સાહસથીજ અમેરિકા જેવો વિશાળ ને ફળદ્રુપ ખંડ યૂરોપને હાથ લાગ્યો. વાસ્કોડિગામા જેવો સાહસિક વહાણવટી ન હોત, તો જળમાર્ગે હિંદુસ્તાન આવવાનો રસ્તો યૂરોપી લોકોને પ્રાપ્તજ થયો ન હોત. સાહસવિના આપણા વેપારીઓ જંગબહારને જાવા સુધી પહોંચી ગયા ન હોત. પારસીઓની સાથેજ હિંદુ વેપારીઓને સરખાવશો, તો જણાશે, કે પોતાના સાહસ અને પરાક્રમ-

થી પારસીઓ આગળ પડયાછે, અને હિંદુઓ એ ગુણોને અભાવે પાછા પડયાછે. દહાડે દહાડે આપણે વધારે ડરકુ થતા જઇએ છીએ. આપણને ઘરબાર છોડવું ગમતું નથી. જ્યાં ને ત્યાં જોખમ ને ભય દેખીએ છીએ. એક ઉતારૂ ને વહાણનો ખલાસી વાતો કરતા હતા. ઉતારૂએ પૂછયું, "તમારા બાપ શી રીતે મરણ પામ્યા હતા ? ખલાસીએ કહ્યું, વહાણ ખેડતાં વહાણ ભાગ્યું, ને તે દરિયામાં ડુબી મુઆ. ઉતારૂએ ખલાસીના દાદા, દાદાના બાપ વગેરે સંબંધી એવાજ પ્રશ્ન પૂછયા, અને ખલાસીએ કહ્યું; કે તે સઘળા વહાણમાં મરી ગયા. ઉતારૂ બોલ્યો, વહાણમાં આવો ભય છે, ત્યારે તમે એ ધંધો શા માટે કરોછો ? ખલાસીએ કંઇ ઉત્તર ન દેતાં તેને પૂછયું, તમારા બાપ કયાં મરી ગયેલા ? ઉતારૂ બોલ્યો, મારા બાપ તો ખાટલાપર મરી ગએલા. વારૂ તમારા દાદા વગેરે શા ઉપર મરી ગએલા ? ઉતારૂ કહે, તે સર્વ ખાસી રીતે પોતાને ઘેર ખાટલા ઉપર મરણ પામ્યા હતા. ખલાસી બોલ્યો, જો તમારા બાપ દાદા ખાટલા ઉપર મુઆ હતા, તો તમે ખાટલા પર શા માટે સુઓ છો ? તમને ખાટલા પર સુવામાં ભય કેમ નથી લાગતો ? ભલા માણસ ! મરવું તો હક છે. જ્યાં જેનો આવરદા ખૂટયો, ત્યાં તે મરે છે. મરણનો ભય રાખીએ તો કોઇ ધંધો થઇ શકેજ નહીં." લાભ જોખમના પ્રમાણમાં થાય છે. "ગાદી તકિયા કે દોરી લોટા" નો વિચાર રાખ્યા વિના મોટાઇ મળતી નથી. અને નામના થતી નથી.

---

## પ્રકરણ ૨ જું.

### રાજ્યસત્તા.

આર્ય લોકોએ હિંદુસ્તાનમાં આવીને ધીમે ધીમે તેનો ઘણો ભાગ પોતાને હસ્તગત કરી તે ઉપર રાજ્યસત્તા ભોગવી. પોતે સુધરેલા હતા, અને સત્તાધીશ થયા, તેથી તેમના સંસારના બંધારણમાં કોઇની આડ નડે, એમ નહોતું. માત્ર શૂદ્રોના સંસર્ગથી કાળે

કરીને તેમાં થોડો ફેરફાર થયો હતો. તેમની સુધરેલી સ્થિતિનાં પશ્ચિમ દેશના સંસ્કૃત પંડિતો ઘણાં વખાણ કરેછે. આપણા પોતાના ગ્રંથોમાંથી તેનો ઘણો પુરાવો મળી આવે છે. આર્યોનું રાજ્ય જ્યાં સુધી અવિચ્છિન્ન રહ્યું, ત્યાં સુધી તેમનો સંસાર સુખરૂપ ચાલ્યો. જ્યાં સુધી તેમનામાં સંપ અને સદ્દગુણ ટકયા, ત્યાં સુધી તેઓ સુખ શાન્તિમાં અને ઉંચી સ્થિતિમાં રહ્યા. સંસારના રીત રિવાજમાં બીગાડો થાય, તો રાજાઓ તે વાત મન પર લઇ ઉપાય યોજે.-સ્વરાજ હોય ત્યાં એમ કરવામાં અડચણ ન પડે. " યથા રાજા તથા પ્રજા" એટલે જેવો રાજા તેવી પ્રજા, એવી કહેવત આપણામાં ચાલે છે. રાજાઓ અને સત્તાધારીઓનું અનુકરણ પ્રજા કરે છે. સુધરેલા દેશના લોકો કહે છે, કે કહેવત એથી ઉલટી જોઇએઃ એટલે " યથા પ્રજા તથા રાજા, " એમ હોવું જોઇએ. પ્રજાસત્તાક રાજ્યના હીમાયતીઓ ઉલટી કહેવત ઇચ્છે, એમાં નવાઇ નથી; પણ જે જે દેશોમાં ખરેખરી રાજ્યસત્તા છે, તે તે દેશોમાં રાજા અને સત્તાધારીઓની રહેણી કરણીને પ્રજા અનુસરે છે. પ્રતાપી અને સદ્દગુણી રાજાની પ્રજા પ્રતાપી અને સદ્દગુણી થાય છે. પ્રજાના દુરાચાર દૂર કરવા રાજ્ય તરફથી ઇલાજ લેવાય છે. તેને સુખ શાન્તિમાં રાખવા અને સુખી કરવા રાજ્ય યત્ન કરે છે. દગા, ફટકા, લૂટફાટ, બંડખોડા સારા રાજ્યમાં થવા પામતા નથી. " રામરાજ્ય " શબ્દ કહેવત રૂપ થઇ પડયો છે. અસલના વારામાં લોકો બારણાં ઉઘાડાં મૂકીને નિરાંતે સુઈ રહેતા હતા, એમ કહેવાય છે. જ્યાં નિર્ભયપણું છે, ત્યાં શાન્તિ છે. જ્યાં શાન્તિ છે, ત્યાં આબાદી છે. એવે વખતે વિદ્યા હુન્નરને ઉત્તેજન મળે, અને તેની શોધ થાય, એ સહજ છે. વિદ્યા હુન્નર એ આબાદીનું મૂળ છે, અને આબાદી હોય, ત્યાં સંસાર સુધારાને શિખરે પહોંચી શકે છે. રામાયણ મહાભારત જેવા ગ્રંથોમાંથી તે સમયના સુધારા અને લોક સ્થિતિ વિષે ઘણું મળી આવે છે.

એ સમયમાં હાલના જેવું જ્ઞાતિબંધન નહોતું. જે દ્વિજ જાતો કહેવાતી તેમાં પણ જમવા ખાવાની ને વખતે કન્યા લેવા આપવાની છૂટ હતી એટલુજ નહિં, પણ મહાત્મા વસિષ્ટ ચંડાળણીને

પરણ્યા હતા, એ સાંભળી આશ્ચર્ય લાગશે. મહાશય વાલ્મિકિ જાતે દ્વિજ ન છતાં મહર્ષિનું પદ પામી શકયા હતા. ગમે ત્યાં પ્રવાસ કરવાથી પતિત થવાતું નહીં. કાબૂલ, કંદહાર, બ્રહ્મદેશ, રૂમશામ સુધી આર્ય લોકો વિદ્યા મેળવવા કે બીજા કાર્ય માટે સુખે થી જતા હતા. એક જ્યોતિષી ઇટાલી દેશના રોમમાં મરણ પામ્યાનો દાખલો છે. રૂશિયામાં હિંદુઓની વસ્તી તથા હિંદુઓનું દેવાલય છે- માંધાતા બ્રહ્મદેશ, ચીન, અને સૈબીરીયા સુધી જીત મેળવતો ગયો હતો, એવું વર્ણન કવિ પ્રેમાનંદે કર્યું છે. ધણી મરી ગયા પછી સ્ત્રીને પુત્ર પ્રાપ્તિની ઇચ્છા થાય, તો તે દિયરથી કે ગમે તેથી ઉત્પન્ન કરી લેતી. સ્ત્રીઓ ઉંચી સ્થિતિ ભોગવતી, અને તેમને ઘણું માન અને છૂટ મળતાં. ઢીંગલા ઢીગલીનાં તે વખતે લગ્ન થતાં નહીં. સ્વયંવર ને ઇચ્છાવરની તે સમયે છૂટ હતી. કન્યાવિક્રયમાં ને સાટાં તેખડામાં કોઇ સમજતું નહીં. છોકરો વેદાભ્યાસ વગેરે કરી રહ્યા પછી, બ્રહ્મચર્ય અવસ્થા પૂરી થયા પછીજ પરણી શકતો. વેદાદિ અભ્યાસમાં વખતે ૩૬ વર્ષની ઉમર થતા સુધી બ્રહ્મચર્ય પાળવું પડતું. તે વખતે લોકો દીર્ઘાયુષી, એટલે ૧૦૦ વર્ષ સુધી જીવતા હતા; તેથી જીંદગીની દરેક અવસ્થા ૨૫ વર્ષની ગણી શકાય અને વેદાભ્યાસ ટુંકી મુદતમાં થઇ શકતો નહીં, તેથી છોકરા ૨૦ વર્ષની ઉમર થતા અગાઉ કન્યા પરણી ઘરબારી થતા હશે, એમ સંભવતું નથી. કન્યાપણ સમજમાં આવ્યા પછી વરવાની ઇચ્છા કરતી, એટલે તે ૧૨ વર્ષ કરતાં નાની તો નજ હોવી જોઇએ; તેથી બાળલગ્નને કજોડાંનાં દુઃખ ભાગ્યેજ ભોગવવાં પડતાં, અને નાન પણમાં વિધવા થવાના પ્રસંગ ઘણુ કવચિતજ આવતા. સુધરેલા ને ભણેલા લોકો આચાર વિચારમાં સુઘડ હોય, તેમાં નવાઇ નહીં. જ્યાં દેશ આબાદ હોય, ત્યાં સંસારનાં સુખ ભોગવવાનાં સાધન પણ સારાંજ હોય.

એ વખતમાં આખા હિંદુસ્તાન ઉપર એકજ રાજાનું રાજ્ય થયું હોય એમ જણાતું નથી. રામાયણના અને મહાભારતના કાળમાં હિંદુસ્તાનમાં અનેક રાજ્ય હતાં, એમ જણાય છે. મહાભારતના

યુદ્ધમાં પાંડવ કૌરવના પક્ષમાં હિંદુસ્તાનના અનેક રાજાઓ ભેગા થયા હતા. ધર્મરાજાએ અશ્વમેધ કર્યો, તે વખતે ઘણા રાજાઓ સાથે યુદ્ધ થયાનું વર્ણન મહાભારતમાં છે. અશ્વમેધ કરનાર ચક્રવર્તી એટલે સાર્વભૌમ્ય રાજા ગણાય છે, અને દેશ માંહેલાં બીજાં રાજ્ય તેનાં ખંડીઆં મનાય છે. ચક્રવર્તી રાજાઓ થોડાજ થયા છે. જ્યારે જ્યારે લાગ ફાવતો, ત્યારે ત્યારે બીજા રાજાઓ સ્વતંત્ર થતા. રાજાઓ માંહોમાંહે લઢવા લાગ્યા, કુસંપ દાખલ થયો, અને તેથી એકસત્તા નષ્ટ થવા લાગી: આ જ આપણાં માઠા ભાગ્યની શરૂઆત.

રામ સરખા પિતૃભક્તિવાળા, ન્યાયી, એકવચની, અને એક પત્નીવ્રતવાળા રાજાધિરાજ, સીતા સરખી સાધ્વી, સદાચરણી, સુઘડ અને પતિ એજ પોતાનું સર્વસ્વ સમજનારી મહારાણી, લક્ષ્મણ અને ભરત સરખા ભ્રાતૃભાવ એજ પોતાનું કર્તવ્ય સમજનારા બંધુઓ જે રાજ્ય કુટુંબમાં હતા, તે રાજ્ય કુટુંબને અનુસરનારી પ્રજા તેવાજ ગુણની થાય, તેમાં શું આશ્ચર્ય ? ધર્મ રાજા જેવા સત્યવાદી અને મોટા મનના મહેશ્વર; પાંચ પતિ છતાં સતિમાં ખપેલી એવી સદ્ગુણ સંપન્ન દ્રૌપદી મહારાણી; અર્જુન ને ભીમ જેવા શૂરવીર અને પ્રાણથકી પણ અધિક ભાઇને ચાહનાર એવા બાંધવો; તથા માતાના વચનની ખાતરજ જેમને પાંચ વચ્ચે એક સ્ત્રી કબુલ કરવી પડેલી એવા રાજ્યપુત્રો, જે રાજ્યકુટુંબને શોભાવતા હોય, તે રાજ્યની રૈયત સદ્ગુણી ને સદાચરણી હોય, એમાં શી નવાઇ ? પ્રમાણિક, ટેકી અને એકવચની હરિશ્ચન્દ્ર, દાનેશ્વરી કર્ણ, પરદુઃખ ભંજન વિક્રમ, અને વિદ્યાવિલાસી ભોજ જેવા રાજ્યકર્ત્તાઓએ પ્રજાના લક્ષણમાં ભારે અસર કરી હશે, અને તેમના સદ્ગુણથી અને સારા રાજ્યતંત્રથી પ્રજા સુખી થઈ હશે.

પરંતુ, કાળે કરીને જેમ રાજ્ય કર્ત્તાઓમાં કુસંપ, વ્યસન અને બીજા દુર્ગુણોએ પ્રવેશ કર્યો, તેમ પ્રજાની નીતિરીતિ પણ બગડવા માંડી. રાજાઓના દુર્ગુણ દરબારીઓમાં દાખલ થયા, અને ત્યાંથી રૈયતમાં પ્રસર્યા. રાજ્ય દરબારોમાં કેવી ખટપટો દાખલ

11

થઇ, તેનું વર્ણન કાસ્મીરના ઇતિહાસમાંથી મળી આવે છે. પરદેશીઓએ આ દેશ ઉપર હુમલા કરવા શરૂ કર્યા, તે વખતે દેશમાં ક્લેશ, કજીઆ અને કુસંપે ઉંડુ મૂળ ઘાલ્યું હતું. એથીજ પરદેશીઓ ફાવી શકયા અને આખરે તેઓ ભરત ભૂમિના ધણી થઇ બેઠા.

મુસલમાની રાજ્ય સાતસેં ઉપરાંત વર્ષ ચાલ્યું. તેમનામાં ધર્મની ઝનુન ભારે હતી, તેથી તેઓ હિંદુ વગેરે કાફર લોકોને હરેક રીતે મુસલમાન કરવાનો યત્ન કરતા હતા. કાફરોનાં દેવળો અપવિત્ર કરવાં કે તોડવાં, મૂર્ત્તિઓ ખંડિત કરવી, અને જોરજુલમથી પણ તેમને વટાળવા, એ તેઓ પોતાનું કર્તવ્ય સમજતા. હિંદુઓ તેથી મોટા સંકટમાં આવી પડયા, તથાપિ મુસલમાનોના સેંકડો વર્ષના પ્રયત્ન છતાં હિંદુ ધર્મનો નાશ થયો નહીં. એજ તેમની ધર્મ ઉપરની નિષ્ઠા, અને તેને વળગી રહેવાનો આગ્રહ બતાવી આપે છે. જીતનારા મુસલમાનોએ પોતાનું અસલ વતન છોડી દીધું, અને હિંદુસ્તાનનેજ સ્વદેશ ગણી તેમાં હમેશને માટે નિવાસ કર્યો, તેથી દેશને કેટલાક લાભ પણ થયા. અકબર જેવા પ્રતાપી બાદશાહોએ હિંદુઓને ધર્મની બાબતમાં હેરાન ન કરવા, તેમને ઉંચા દરજ્જાની નોકરીઓ આપવા, તેમની સાથે લગ્નાદિનો સંબંધ બાંધવા, અને તેમનામાં ચાલતા કેટલાક ખરાબ રિવાજ બંધ કરવા સારી મહેનત લીધી, જમીનની માપણી કરાવી, તથા મહેસુલ કમી કરી ખેડુત વર્ગને આબાદ કરવાની યોજના કરી. પતિની પાછળ સ્ત્રીને સતિ થવાનો દુષ્ટ ચાલ બંધ કરવાનું માન મહાપ્રતાપી અકબર બાદશાહને ઘટે છે.

મુસલમાનોના જુલમને લીધેજ કંઠે પ્રાણ જાય તોપણ યાવની ભાષા ન બોલવી, મ્લેચ્છના દેશોમાં ગમન ન કરવું, તેમના સંસર્ગમાં ન અવાય, માટે તેમનો સ્પર્શ થાય તોપણ નહાવું, સ્ત્રીઓને ફરતી હરતી બંધ કરી પડદામાં રાખવી, વગેરે રિવાજ હિંદુઓમાં ધીમે ધીમે દાખલ થયા. એ અંધકારના સમયમાં વિદ્યાનું બળ ઘટયું, અને તેથી ઘણા પ્રકારના વહેમ દાખલ થયા.

મુસલમાનોના લાંબા સંબંધ વડે હિંદુઓના આચાર વિચારમાં પણ કેટલોક ફેર પડયો. જેઓ નોકરી ચાકરીને લીધે રાજ્યના વધારે સંબંધમાં આવ્યા, તેમને યાવની ભાષા શીખ્યા વગર કે પોતાના ઉપરીઓના જેવો પોષાક પહેર્યા વગર છૂટકો નહીં. એમનું અનુકરણ ધીમે ધીમે બીજા લોકોએ કરવા માંડયું. વરઘોડા વખતે જામા પહેરવાનો અને વરને પણ જામો પહેરાવવાનો રિવાજ ચાલુ થયો, તે અદ્યાપિ કેટલેક ઠેકાણે જારી રહ્યો છે.

અંગ્રેજી રાજ્યના આગમન પછી સંસારે નવું સ્વરૂપ ધારણ કર્યું. પશ્ચિમની ઢબની વિદ્યાદેવીએ દેખાવ દીધો. રાજકર્તા પ્રજા સુધરેલી હોવાથી, જોરજુલમથી વટાળવાનું તે ગેરવાજબી ધારે, એટલુંજ નહીં, પણ પ્રજાના ધર્મ અને સંસારના કાર્યમાં હાથ ઘાલવાનો આપણને હક્ક નથી, એમ સમજે, એ સ્વાભાવિક છે. બોલવા લખવાની અને સ્વતંત્ર રીતે વર્તવાની અમુક હદ સુધી દરેક માણસને છૂટ છે, એવું સુધરેલા દેશોમાં સ્વીકારાએલું તત્વ ઘણે દરજ્જે આ દેશમાં પ્રવેશ થયું. વિદ્યાના પ્રસાર વડે લોકોની આંખો ઉઘડી, અને તેઓ સારા નરસાનો વિચાર કરવાને શક્તિમાન થયા. તેનીજ સાથે તેમને પરકીય રીતરિવાજ વધારે પસંદ પડયા. અંગ્રેજોની નકલ ઘણી બાબતમાં થવા લાગી. આગળ પડતા ને ઉતાવળીઆ કેટલાક તરૂણોએ મોરના પીછાં ઘાલ્યાં. આપણું સર્વજ ખરાબ છે, માટે જો સંસાર સુધારવો હોય, તો અંગ્રેજોની નકલ કરવી એમ પણ કહેનારાઓ નીકળ્યા. આથી વળી સંસારના ચાલુ બંધારણમા ઉથલપાથલ થવા માંડી.

રાજ્ય સત્તાના કારણથી સંસારમાં કેવી ઉથલપાથલ થાય છે, તે આપણે જોયું. સંસારી બાબતોમાં અંગ્રેજ સરકાર વચ્ચે પડતી નથી, એમ છતાં જેથી મોટા અનાચર થાય, તેમાં તેને વચ્ચે પડવું પડે છે.સતિ થવાનો, દૂધ પીતી કરવાનો, અને કાચી વયમાં સ્ત્રી સાથે શરીર સંબંધ કરવાનો રિવાજ બંધ કરવાની, અને પુનર્લગ્નથી થએલી પ્રજાને વારસાનો હક્ક આપવાની માયાળુ સરકારને જરૂર પડી હતી. જો અમુક રિવાજ બંધ કરવા, કે તેમાં સુધારો કરવા,

લોકો ઠરાવ કરી તેનો અમલ કરવામાં સરકાર દરમિયાનગીરીની માગણી કરે, તો સરકાર તેમને તેવી મદત કરેછે. ચરોતરના લેઉવા પાટીદારોએ લગ્ન વખતની પહેરામણી ને બીજો ભારે ખરચ કમી કરવાનો ઠરાવ કરી, તે પળાવવાના કામમાં સરકારની મદત માગતાં તે આપવામાં આવી. મલબાર કાંઠાના નેર લોકોમાં યથાવિધિ લગ્ન કરવાનો મૂળ સંપ્રદાય ન હોવાથી તેનાં માઠાં ફળ લોકોને ભોગવવાં પડતાં હતાં. તે સંબંધમાં મદ્રાસની સરકાર કાયદો કરનાર છે.

આપણા દેશમાં દેશી રાજ્યો ઘણાં છે. સંસાર સુધારાની બાબતમાં દેશી રાજ્યો ધારે, તો ઘણું કરી શકે એમ છે. મહીસુરના મહારાજાએ કન્યાના લગ્નની ઉમર મુકરર કરી, તે અગાઉ કોઇ કન્યાનું લગ્ન કરે, તો ગુન્હેગાર થાય એમ ઠરાવ્યું છે. વડોદરાના સુધરેલા મહારાજા સાહેબની ઇચ્છાથી આવીજ બાબતનો વિચાર તળ વડોદરાના મહાજને કરી સરકારની મદદ માંગી છે; તથા પુનર્લગ્નના સંબંધમાં એક નિબંધ કરવાનો ખરડો સરકારી આજ્ઞાપત્રિકામાં છપાઇ ચૂકયો છે. દેશી રાજાની અને તેના દેશી અધિકારીઓની સત્તા પ્રજા ઉપર ઘણી છે, તેમનું સકારણ કહેવું પ્રજા માન્ય કરે, અને જે નાત જાતના ને લોકોના ભયથી કે તેમની ટીકાથી ડરીને લોકો કરી શકતા નથી, તે રાજ્યની સહાયતાથી કે રાજ્યે પીઠ ઠોકવાથી તેઓ કરવાની હિંમત ધરે, એમાં શક નથી.

---

## પ્રકરણ ૩ જું.

## ધર્મની સત્તા.

પૂર્વે કહ્યું તેમ આપણા સંસાર ઉપર ધર્મની સત્તા સૌથી મોટી છે, કેમકે તેના ચલન વલનનો મુખ્ય આધાર ધર્મ ઉપર છે. મનુ આદિના ધર્મશાસ્ત્રોમાં દરેક જાતના લોકોએ દરેક આશ્રમમાં કેમ વર્તવું તેના નિયમ બાંધ્યા છે. એ નિયમોને આધારે સંસારનું બંધા-

રણુ બંધાયું છે, તથાપિ તે સર્વ નિયમો હાલ પળાતા નથી. સ્થિતિ રીતિમાં અનેક કારણે ફેર પડવાથી કેટલાક નિયમો બંધ પડ્યા, અને કેટલાકમાં ફેરફાર થયો, તેમ કેટલાક નવા ઉમેરાયા. રામાયણ, મહાભારત આદિ ઇતિહાસનાં પુસ્તકો, કાવ્યો, નાટકો, પુરાણો વગેરેમાં બતાવેલી નીતિરીતિ પણ કંઇ કંઇ પ્રચારમાં આવી.

સર્વત્ર મનાતા બ્રાહ્મ્ય ધર્મમાં જ્યારથી ફાંટા પડવાનો અને અસલની ચાર જ્ઞાતિ તૂટી વધારે જ્ઞાતિઓ થવાનો પ્રસંગ આવ્યો, ત્યારથી સંસારના બંધારણમાં વધારે ફેર પડતો ગયો. બૌદ્ધ અને જૈન ધર્મની સ્થાપના થતાં "અહિંસા" મુખ્ય ધર્મ મનાયો, તેથી માંસાહાર બંધ પડવા લાગ્યો. અશોક જેવા મહાન્ રાજા બૌદ્ધ ધર્મી થતાં તેમણે પોતે હિંસા તજી, એટલુંજ નહીં, પણ પોતાની પ્રજા તે તજે, તેને માટે અતિશય યત્ન કર્યો. ગુજરાતમાં જૈનોનું પ્રબળ થતાં કુમારપાળ જેવા રાજાઓ તે ધર્મના અનુયાયી થયા, અને તેમણે તે ધર્મને ઘણો આશરો આપ્યો. એક સમય એવો આવ્યો, કે "દીન કે જીન" એ બેજ ધર્મ જગત્‌માં ( હિંદમાં ) હયાતી ભોગવશે, એમ ભાસવા લાગ્યું. અંગ્રેજો જેમ ધર્મના ફેલાવા માટે પાદરીઓને વિદેશમાં મોકલે છે, તેમ બૌદ્ધ ધર્મના આચાર્યો વિદેશમાં ગયા, અને તેમણે મોટા મોટા દેશો પોતાના ધર્મમાં આણ્યા. એશિયા ખંડના પૂર્વ દેશો ઘણુખરા અદ્યાપિ બૌદ્ધધર્મી છે. વિના જુલમે ઉપદેશથી માત્ર ચીન જેવી મોટી ને પુરાતન પ્રજા પરધર્મ અંગીકાર કરે, એ બૌદ્ધ ધર્મની મહત્તા અને ઉપદેશકોની કુશળતા બતાવી આપે છે. પણ નવાઇ સરખું એ છે, કે આવો મહાન્ ધર્મ, જે દુનિયાના લગભગ ત્રીજા ભાગના લોક પાળે છે, અને જે આપણા દેશમાં પ્રથમ ઉત્પન્ન થયો ને પ્રસર્યો તેનો આપણા દેશમાંથી લગભગ નાશ થએલો છે. બૌદ્ધ અને જીન જગત્‌ના કર્ત્તા તરીકે ઇશ્વરને માનતા નથી, અને હિંદુ દેવોને કબુલ કરતા નથી, તેથી તેમના સામા બ્રાહ્મ્ય ધર્મ માનનાર થયા વગર રહે નહીં; પરંતુ જ્યાં સુધી બ્રાહ્મ્ય ધર્મના આચાર્યો ધર્મ અને તત્વજ્ઞાનમાં સામાવાળાના આચાર્યોને હંફાવી ન શકે ત્યાં

સુધી તેમનું કંઇ વળે એમ નહોતું. વળી આ વાત પણ જણાવવી જોઇએ, કે એ વખતે બ્રાહ્મણ્ય ધર્મનું ઐકય પણ નહોતું. દ્વૈત અને અદ્વૈત વાદનો મોટો ઝઘડો ચાલતો હતો. ન્યાયની જૂદી જૂદી શાખાઓમાં વિદ્વાનો વહેંચાયા હતા. જ્યાં જ્યાં ધર્મના વાદ થાય, ત્યાં ત્યાં બૌદ્ધ અને જીનના પંડિતો બીજાઓને બાધ કરવા લાગ્યા. તેમના ઉપર એવા પણ આરોપ મૂકવા લાગ્યા, કે બૌદ્ધ અને જૈન ધર્મના આચાર્યો પાખંડી અને મેલી વિદ્યાના જાણનારા છે. એક જણે મહેલ નજીક અગાશી સુધી દરિયો દેખાડયો હતો, અને બીજાએ રાતનો દિવસ કરી સુર્ય બતાવ્યો હતો, તે કંઇ નહીં પણ તર્કટ અને મેલી વિદ્યાનું પરિણામ છે, એમ કહેવાવા લાગ્યું; પરંતુ તેમનું બળ વધતું ગયું. બ્રાહ્મણ, વાણિયા વગેરે લોકો જનોઇ તોડી એ ધર્મમાં દાખલ થયા, અને તેમાં જણાવેલા આચાર વિચાર પાળવા લાગ્યા. એથી સંસારને કેટલાક લાભ થયા, અને કેટલાક ગેરલાભ પણ થયા. કાળે કરીને એ ધર્મમાં જ્ઞાન ઘટવા લાગ્યું, તેથી સમર્થ ઉપદેશકોની ખોટ પડતી ગઇ.

એવામાં બ્રાહ્મણ્ય ધર્મનું રક્ષણ કરનાર શ્રીમત્ શંકરાચાર્ય પેદા થયા. તેમણે સામા પક્ષને હંફાવ્યો, અને દિગ્વિજય કર્યો. ધર્મને કારણે એ વખતે પણ મારામારી ને કતલ ચાલી હતી. કેટલાક રાજા બૌદ્ધ કે જૈનધર્મી રહ્યા, ને કેટલાક શિવમાર્ગી થયા. વળી કેટલાક સમય પછી શ્રીમત્ વલ્લભાચાર્ય પ્રકટ થયા, તેમણે જૈન ધર્મ સામે મોટી ટક્કર લીધી, અને ઘણાંકને વૈષ્ણવ કરી પોતાની કંઠી બંધાવી. જૈનધર્મ આખા હિંદુસ્તાનમાં થોડો ઘણો છે, પણ તેનું જોર હાલ ગૂજરાત મારવાડમાં સૌથી વધારે છે. એમ છતાં મેશ્રી અથવા વૈષ્ણવી સંપ્રદાય પણ એ દેશોમાં ઓછા જોર પર નથી. આ શિવાય રામાનુજ, નાનક, ચૈતન્ય, લિંગાયત વગેરે કેટલાક પંથ હિંદુસ્તાનમાં મોટા છે, અને નાના પંથોનો પાર નથી. દરેક પંથે પોતાની પરનાળિકા જૂદી બાંધી, તેથી તેના અનુયાયીઓના આચાર વિચારમાં ફેર પડયો. જેમ નાતોએ સંસારના ટુકડા કરી નાખ્યા, તેમ પંથોએ પણ તેના ટુકડે ટુકડા કરી નાખ્યા; તેથી પ્રજાનું ઐકય નાશ પામ્યું.

નાનક, કબીર વગેરે મોટા મનના અને દીર્ઘ દૃષ્ટિવાળાએ હિંદુ મુસલમાન વચ્ચે ભેદ ન રાખતાં, બંને વર્ગના લોકોને ઉપદેશ કરવા માંડયો, અને બંને વર્ગના લોકો તેમના શિષ્ય પણ થયા. ગૂજરાતમા પિરાણાનો ધર્મ છે, તેના આચાર્ય મુસલમાન છતાં તેઓ હિંદુઓને પોતાના પંથમાં લેછે ! હિંદુઓને તેઓ હિંદુની રીતે તેમના ધર્મશાસ્ત્રને અનુસરી બોધ આપે છે. એ ધર્મમાં હિંદુ મુસલમાન બંને જાતના સેવકો છે, પરંતુ તેઓ પોતપોતાના આચાર વિચાર જૂદા પાળે છે, એટલે એક બીજાનું ખાતા નથી, કે બીજી રીતે ભેળસેળ થતા નથી. સંતરામ આદિ કેટલાક પંથવાળા અંત્યજ વર્ગને પણ પોતાના સેવક કરેછે, અને દર્શન માટે તેમને સારૂ ખાસ ગોઠવણ રાખે છે.

સ્વામીનારાયણ જેવા નવા પંથવાળાના સાધુઓ લોકોને ઉપદેશ કરેછે. બીજા પંથોમાં આચાર્યો જ્ઞાની હોય, તો તેઓ પોતે કે ઉપદેશક રાખી વ્યાખ્યાનો કરે કરાવે. કેટલાક પંથોવાળા સાંજ સવાર ભજન કીર્તન કરેછે. પરંતુ ઘણા પંથોમાં ધર્મનો ખરો ઉપદેશ અપાતો નથી, અને કેટલાકમાં તો સેવકોના કલ્યાણ માટે કંઇજ કરવામાં આવતું નથી. પોતાનું ખરૂં કર્તવ્ય ન બજાવવાથી તેમના સેવકો ધર્મથી અજ્ઞાત રહેછે, અને જો કે તેઓ વંશપરંપરા પ્રમાણે બાપાદાદાનો ધર્મ બાહેરથી પાળેછે, તથાપિ તેઓની આસ્થા દૃઢ રહેતી નથી. ઘણાક પંથનાં બાહ્ય ચિન્હ ધારણ કરેછે, અને અંતરથી ધર્મ માનેછે બીજો; નવી વિદ્યાના પ્રસાદથી વળી ઘણાક બાપદાદાના ધર્મની કંઇજ પરવા રાખતા નથી, અથવા તેઓ કોઇ બીજો ધર્મ માનેછે, કે નાસ્તિક કિંવા સંશયી રહે છે.

ઉપર જે ધર્મ અથવા પંથોનો ટુંકામાં ઇતિહાસ કહ્યો, તે શું બતાવે છે ? મૂળ ધર્મમાં સારાને માટે ફેરફાર કરવાની, કે તેમાં થએલો બિગાડો સુધારવાની જે મહાત્માઓને જરૂર લાગી, તે મહાત્માઓએ તેને માટે મોટા યત્ન કર્યા. આ પ્રમાણે સર્વ દેશોમાં બનતું આવ્યું છે. વેદમાં હિંસા ન કરવી એ મોટો ધર્મ છે, એમ સ્પષ્ટ જણાવ્યા છતાં લોકો માંસાહાર કરતા, અને યજ્ઞાદિમાં ધર્મને બહા-

ને પશુઓને હોમતા, તે અયોગ્ય લાગવાથીજ બુદ્ધે નવા ધર્મની સ્થાપના કરી. બૌદ્ધ અને જૈન ધર્મવાળા જગત્‌ના કર્ત્તા તરીકે ઇશ્વરને માનતા નહીં, તેથી અને બીજાં કારણોથી શંકરાચાર્યે તેમની સામે ઝુંડો ઉઠાવ્યો, અને સ્માર્ત ધર્મની સ્થાપના કરી. સંસારમાં રહીને પણ મોક્ષ મેળવી શકાયછે, અને મુખ્ય માર્ગ ભક્તિ (પ્રેમ) છે, એવું સિદ્ધ કરીને વલ્લભાચાર્યે પુષ્ટીમાર્ગ સ્થાપ્યો. જૈનમાં મૂર્ત્તિઓ પૂજાતી જોઇ કેટલાક વિરૂદ્ધ થઇ ઢુંઢીઆ થયા. બ્રાહ્મણ્ય ધર્મમાં મૂર્ત્તિપૂજા અને અનેક દેવની ઉપાસના થતી જોઇ રાજા રામમોહનરાયે નિરાકાર ઇશ્વરને માનનાર બ્રહ્મ સમાજ સ્થાપી. અંગ્રેજી શીખેલાઓ અવળે માર્ગે ચઢતા હતા, તેમને અટકાવવા તથા નિરાકાર પરબ્રહ્મની ઉપાસના કરવા, તથા વેદને ઇશ્વરપ્રણિત મનાવવા માટે સ્વામી દયાનંદ સરવસ્તીએ આર્ય સમાજની સ્થાપના કરી. એક નિરાકાર પરમેશ્વરનેજ માનવા અને તેની ભક્તિ કરવા માટે રા. બા. ભોળાનાથના પ્રમુખપણા નીચે પ્રાર્થના સમાજનો પાયો નંખાયો. સંસાર સુધારાનો મોટો આધાર ધર્મ ઉપર હોવાથી તેમાં પણ સુધારો થવાની અગત્ય છે.

ધર્મની સત્તા જોરાવર છે. ભાવે કુભાવે, જાણીને કે અજ્ઞાનપણે લોકો ધર્મને વળગી રહે છે. જો એમ નહોત, તો સેંકડો વર્ષ સુધી મુસલમાનની ધોંસરી તળે રહેવાથી, ધર્મસંબંધે મુસલમાનોના અસહ્ય જુલમને લીધે, અને પરધર્મ સ્વીકારવાની અનેક લાલચો મળવાથી હિંદુઓ કયારનાએ મુસલમાન થઇ ગયા હોત, અને હિંદુ તરીકે તેઓ જુદી પ્રજા લેખાતી પણ નહોત. ધર્મની સત્તા વડેજ આપણે હિંદુ રહ્યા છીએ, માટે તે સત્તાને રંગ ઘટે છે. હિંદુ ધર્મમાં ગમે તેટલું નાપસંદ કરવા લાયક હશે, તેમાં ગમે તેટલા પંથ અને મત મતાંતર હશે,તેથી ગમે તેટલા ગેરફાયદા દેશને થયા હશે તોપણ એ ધર્મ વડેજ આપણે ટકી રહ્યા છીએ. એ ધર્મેજ આપણી દેશાંતર નામના કરીછે, અને હજી પણ જે કંઇ સારૂં આપણા દેશમાં રહ્યું છે, તે એ ધર્મનોજ પ્રતાપ છે.

ધર્મ-સત્તા જો તેના પૂરા જ્ઞાન વિના, કે તેના અસંખ્ય ફાંટા પડવાથી, કે તેમાં અનેક જાતનું વહેમી ને નુકસાનકારી ઉમેરણુ થવાથી સંસારને કેટલીક રીતે બગાડવાને કારણભૂત થઇ, તો એજ સત્તા તેના સારા જ્ઞાન વડે, કે ફાંટાઓ કમી થવાથી, કે તેઓમાં એક સંપ થવાથી, કે તેમાં જે કંઈ સુધારવાનું કે ફેરફાર કરવાનું હોય, તે સુધારવા ને ફેરવવાથી સંસારને સુધારવામાં સહાયભૂત થઇ શકશે. પરંતુ આ પ્રમાણે કરવું કોના હાથમાં છે ? બહુ ભાગે તે આચાર્યો કરી શકે, અને જો સેવકો ધારે તો આચાર્યો પાસે કરાવી શકે. પ્રજામત ઘણું કરી શકે છે. તે આચાર્યો અને રાજાઓ પાસે ધારે તે ફેરફાર કરાવી શકેછે, પ્રજામત એટલે આખી પ્રજાનું કે તેના ઘણા ભાગનું એકમત. પણ "ઓ દિન કહાં કે મિયાંકે પાઉમેં જૂતી," એ કહેવત પ્રમાણે આપણી પ્રજાનું એકમત થાય કેમ ? આપણે ખરેખરી એક પ્રજા છીએ, એમ ગણુતા નથી, તેથી આપણું એક મત ઘણી બાબતોમાં થઇ શકતું નથી; પરંતુ જેઓ એક પંથના અનુયાયી છે, તેઓની એક પ્રજા લઇએ, તો કદાચ ધર્મની બાબતમાં તેનું એકમત થઇ શકે. તેનું પણ એકમત ઘણી બાબતોના સંયોગો વિના થતું નથી, એ સંયોગોમાં જ્ઞાન મુખ્ય છે. જ્ઞાનવડે લોકો સમજના ઘરમાં આવે, તો એકમત વહેલું થાય. ધર્મના જ્ઞાનને અભાવે, શાળાઓમાં મળતા વિદ્યાના જ્ઞાન વડે પણ સારા નરસાની સમજ આવેછે, અને તેનું જ્ઞાન જેમ વધારેને મળે, તેમ વધારે વ્યક્તિઓનું એકમત થાય. એવું બને ત્યારે તેઓ પોતાના પંથમાં પણ સુધારો કરી શકે, અથવા તે ન સુધરે એવો હોય, તો તે બીજા પંથનો અંગિકાર કરે. આવો બનાવ બનવાને ઘણો કાળ જોઇએ, એ દેખીતું છે.

ધર્મના આચાર્યો પોતાના સેવકો ઉપર કેટલી સત્તા ભોગવે છે, તે આપણે જાણીએ છીએ. ભાવિક ને ભોળા સેવકો તન મન અને ધન સુદ્ધાં ગુરૂઓને અર્પણ કરવા તત્પર થાય છે. ઘણાક પોતાની ઉપજનો અમુક અંશ આચાર્યોને અર્પણ કરેછે. ગુરૂ ગામમાં પધારે

ત્યારે પોતાને ત્યાં પધરામણી-પધરાઇ કરાવી યથાશક્તિ રકમ અર્પે છે, અને તેમને દેવ સમાન માની તેમની પૂજા આરતિ કરેછે. તેમની સેવા ચાકરી કરવા તેઓ હમેશ તૈયાર હોયછે. રાજાઓ કરતાં પણ તેમને વધારે માન આપે છે, અને તેમના ઉપર અલૌકિક પૂજ્યભાવ રાખેછે. તેમનાં નરસાં કર્ત્તવ્ય તરફ તેઓ જોતા નથી, અને તેમની ખોડ ખાંપણો તેઓ કાને સાંભળતા નથી ! તેમની ઇચ્છાને તેઓ હમેશ આધિન રહે છે.

આચાર્યોની આવડી મોટી સત્તાનો ઉપયોગ સંસાર સુધારાના કામમાં થઇ શકે એમ છે. ઘણી વાર આચાર્યોને નાત જાતના બખેડાઓમાં પડતા આપણે જોઇએ છીએ. નાત જાતના અને ધર્મની સાથે પરોક્ષ સંબંધ ધરાવનાર વિષયોના તેઓ ચુકાદા કરે છે. તેમના ચુકાદા છેવટના ગણાય છે; પછી તેઓ ભલે લાંચ લઇને કે પક્ષ કરીને અન્યાય આપે. સારા આચાર્યો કોઇનો પક્ષ ન રાખતાં ન્યાય આપે છે, અને સુધારાને મદદ પણ કરે છે. વિલાયત જઇ આવેલાને નાતમાં લેવાનો શાસ્ત્રાર્થ એક શંકરાચાર્યે આપ્યો હતો. આવી જાતના સારા વિચાર બધા આચાર્યો રાખે, તો દેશસુધારાના કામને ઘણી પુષ્ટી મળે એમ છે. કેટલાક અનાચાર તેઓ ધારે તો સહજમાં બંધ કરી શકે. ઇશ્વર તેમને સદ્‌બુદ્ધિ આપો, અને તેમને હાથે દેશહિતનાં શુભકાર્યો કરાવો, એવું આપણે ઇચ્છીશું.

ધર્મની બાબતમાં શાસ્ત્રીઓ, પુરાણીઓ, માણભટો, ટહેલિયા, જતિઓ, જોષીઓ, સંત, સાધુ વગેરે ઘણો ભાગ લે છે. આચાર્યો માત્ર પોતાના ધર્મ પૂરતું કંઇ કરે છે, ત્યારે આ લોકો સંસારના ચલન વલનમાં ઘણો ફેરફાર કરી શકે છે. લોકો ડગલે ડગલે તેમની સલાહ લે છે, અને તેમના કહેવા પ્રમાણે વર્તેછે. સમગ્ર બ્રાહ્મણોનું જોર બીજી જાતો ઉપર ઘણું છે. બ્રાહ્મણો ભૂદેવો કહેવાય છે, અને તેઓ સંસાર રૂપી સાગરમાં તરાવનાર તુમડા ગણાય છે. દાન આપવું હોય તો બ્રાહ્મણજ સુપાત્ર છે, માટે તેમને આપવું એવું લોકો સમજે છે. દેવ પણ બ્રાહ્મણને આધિન છે, કેમકે કોઇ પણ મૂર્તિની બ્રાહ્મણ

પ્રતિષ્ટા ન કરે ત્યાં સુધી તેમાં દેવાતન આવતું નથી, એવું બ્રાહ્મણો કહ્યા કરે છે. વ્રત કરવાનું, બાધાઆખડી રાખવાનું, જપજાપ કરવાનું, દોરાધાગા, છુમંત્ર, ભુવાજાગરિયા વગેરે અનેક જાતની વહેમી બાબતોનું શિક્ષણ લોકોને તેમનાથી ને બીજાઓથી મળે છે. આવી બાબતોમાં પરિણામે લાભ બ્રાહ્મણોનેજ બહુ કરીને થાય છે, તેથી તેઓ એવી સલાહ આપે, એમાં નવાઈ પણ નથી. ગમે તેવું શુદ્ધ હોય, પણ લોક વિરૂદ્ધ કંઇ પણ ન કરવું, એવી હાનિકારક સલાહ આપનાર આ લોકો છે. ગમે તેમ થાય, પણ દેશાચાર, લોકાચાર ન છોડવા, એમ તેઓ સમજાવે છે. "દેશ છોડીએ પણ વેશ ન છોડીએ," એવું તેઓ કહે છે. વૈદ્ય વૈદ્યનું કહે, જોષી જોષીનું કહે અને ભુવા ભુવાનું બતાવે, એમ લોકો કહેછે ખરા, પણ તેઓ બધાનું માનેછે, અને બધા માર્ગ પકડેછે. માનતા માનવી હોય, તો અનેક દેવ દેવીની માનેછે. તેઓ ઘણી વાર કહે છે, કે એક દેવને વળગી રહેવું સારૂં, પણ તેમનું વર્તન તે પ્રમાણે થતું નથી. પુરાણીઓ અને માણભટો ઘણી ગપ્પો મારે છે. વડાદરા જેવા ધુર્ત ટહેલિયા વિશેષે કરીને બૈરાંને બહુ છેતરે છે. તેઓ ભૂત ભવિષ્ય જાણવાનું ડોળ કરે છે, અને બૈરાંને વિશ્વાસ બેસે, એવી વાતો કરે છે. તેઓ શરીરમાં માતા લાવી ચુંદડી, નાળિયેર અને નાડાછડી કાઢે છે, અને ભોળા જોનાર માને છે, કે ખરેખર તેના અંગમાં માતાએ વાસ કર્યો છે, તથા માતાએ એ ચીજો કાઢી અદ્દભૂત ચમત્કાર દેખાડયો છે. લોકો કેટલા વહેમી અને અજ્ઞાન છે, તેનો એકાદ દાખલો બસ થશે. એક વડાદરો ભીખવા ગયો. તેની પાસે બીજું કંઈ સાધન નહોતું, તેથી એક લુગડાં ધોવાનો પાયો પડેલો હતો, તેને ચુંદડી વીંટાળી ટહેલવા નીકળ્યો, ને ફળિયામાં જઈ બોલ્યો કે "આવો રે બાઇઓ ને પૂજો રે પાઇઓ, આવ્યો રિખવદેવનો નાનેરો ભાઇઓ!" એ પણ કોઇ દેવ હશે, એમ સમજી લોકો તે પાયાને પણ પૂજવા લાગ્યા ! કોઈ ટીખળીએ એક ઝાડ ઉપર ચીથરૂં મૂકયું, તેની સાથનાએ બીજું મૂકયું, અને બે ચાર જણે એ પ્રમાણે કર્યું એટલે જે જાય તે એ ઝાડ ઉપર લુગડાનો કડકો નાખે, અને એ ચીથરિયા દેવ

છે, એમ માને ! કોઇ ઝાડ કે પથરાને કોઇએ સિંદુર લગાડયું, કે તે દેવ બની જાયછે, અને લોકો તેની પૂજા કરે છે ! ભેરાં બિચારાં કહેછે, કે "મેં પથરા એટલા દેવ કર્યા પણ બાઇ, મારૂં કંઇ વળ્યું નહીં."

જોષીની સલાહ વગર સંસારનું કંઈ કાર્ય થઇ શકતું નથી. તે જો લગ્ન મુહૂર્ત ન આપે, તો પરણવાનું પણ બાજુએ રહે. જે જે સંસ્કાર આપવાના, તેમાં જોષીની સલાહ જોઇએ. કંઈ પણ કામ આદરવું હોય, તો પ્રથમ સારો વાર ને શુભ ચોઘડિયું જોષી પાસેથી નક્કી કરી લેવું જોઇએ. શુકન મુહૂર્તનું શાસ્ત્ર એવડું મોટું છે, કે જો તે ઉપરજ માણસ આધાર રાખે, તો ભાગ્યેજ તેને કંઇ કામ કરવાનો વારો આવી શકે. મંદવાડમાં પણ જોષીનું લાગે. ગ્રહપીડાની શાન્તિ વગર રોગ મટે નહીં, તેને સારૂં ઈલાજ લેવા જોઇએ. મંત્રજંત્રવાળા આવે, તે વળી કંઈ ઝપટ લાગીછે, કે કંઇ વળગાડ છે, એમ કહે, અને ટાળવાના ઉપાય બતાવે. તે ડાખલું મંડાવે, મંત્રીને દોરો બાંધે, અને મેલડી ને બીજી માતાનેબળિદાન અપાવે. આ સિવાય ભૈરક શાસ્ત્ર તો બાકીજ રહે છે. નજર બાંધવાનું, અનેક દેવ દેવીઓની માનતા રાખવાનું, અને મટતા સુધી અમુક ન ખાવાની બાધા રાખવાનું ભૈરાં પોતા તરફથી ચલાવે. કેટલા વહેમ ને કેટલી રીતે વેડાવું !

---

## પ્રકરણ ૪ થું.

### આબાદી.

ગરીબી બુરી ચીજ છે. તે જેમ વ્યક્તિને દુઃખી કરે છે, તેમ પ્રજાને આપત્તિમાં નાખે છે. ગરીબથી શું થઇ શકે ? વિદ્વાન ગરીબ હોય, તો તેને કોઇ ગણકારતું નથી; પણ શ્રીમંત મૂર્ખ હોય, તોપણ તેની પ્રસંશા થાયછે. "જર ચાહે સો કર;" "ખેલ સબ પૈસેકા," "જેના હાથમાં પૈસો તેનો છોકરો ઘુઘરે રમે;" "પૈસા-

દારનો સાળો થવા આવે, પણ નિર્ધનનો કોઇ બનેવી પણ ન થાય;" "પૈસો મારો પરમેશ્વર ને બૈરી મારી ગુરૂ, છૈયાં છોકરાં સંત સાધુ તો સેવા કોની કરૂં ?" આવી કહેવતો લોકોમાં ચાલે છે, તે ઘણે ભાગે ખરી છે. સંસારનાં એવાં થોડાંજ કાર્યો છે, કે જે પૈસા વગર થઇ શકે.

ગરીબ પ્રજા જંગલીમાં ખપેછે, કેમકે પેસા વગર તે સુધરેલી સ્થિતિમાં આવી શકતી નથી. જેટલી જંગલી પ્રજાઓ પૃથ્વી ઉપર હાલ છે, અને પહેલાં હતી, તે સર્વની માઠી સ્થિતિનું મુખ્ય કારણ નિર્ધનતા સમજવું. આબાદીનો આધાર આવડત ઉપર છે, અને આવડતનું મૂળ વિદ્યા છે; તેથી વિદ્યાનો જ્યાં અભાવ છે, ત્યાં જંગલીપણુંજ છે. વિદ્યા મેળવવામાં પેસાનો ખપ પડે છે. સારાં ઘરબાર ને વસ્ત્રાભૂષણ પૈસા વિના મળતાં નથી. લગ્નાદિ કાર્યો અને સંસારના બીજા આચાર વિચારમાં થોડા કે ઘણા પૈસાની જરૂર પડે છે. દેશની ચઢતી માટે જે જે ઉપાય લેવાના, તે નાણાં વગર લઇ શકાતા નથી. રાજ્યસત્તા ટકાવી રાખવા અને દેશના રક્ષણાર્થે લશ્કરાદિ રોકવા ધન જોઇએ.

ગરીબાઇ લોકોની નીતિ રીતિમાં ઘણો બગાડ કરે છે. ભૂખે મરતા લોકો ચોરી કરે, ખાતર પાડે, ધાડ કે લૂટફાટ ચલાવે એમાં શું આશ્ચર્ય ? હરેક ઉપાયે પેટનું પૂરૂં કરવુંજ જોઇએ, માટે મનુષ્ય તેને માટે ન કરવાનાં કાર્ય કરે છે. આના પ્રત્યક્ષ દાખલા આપણે દુકાળ વખતે જોયાઃ માબાપ છોકરાંને વહેતાં મૂકે, કે થોડા પેસા સારૂ વેચી દે, આબરૂદાર લોકો ભીખ માગે, સારાં માણસ દુઃખ નિવારણનાં કામો ઉપર મજૂરીએ જાય, સગાં સહોદરને ગમે ત્યાં તજી દે, અને તેમનાં મુડદાંને રખડતાં મૂકે, કૂતરાંને માટે ચાટમાં નાખેલું, કે ગાયની ગમાનકમાં મૂકેલું અનાજ ખાવા માંડે, અને કૂતરાં કે ગાયના મોંમાંથી પણ વખતે ઝુંટાવી લે, એઠું જુઠું ઓસામણ, કે ઉતરેલું ને ગંધાતું પણ ખાવા તત્પર થાય, ભક્ષ્યાભક્ષ્યનો કે રોગરાઇનો વિચાર ન કરતાં મુએલાં મુડદાંનું માંસ સુદ્ધાં

પણ ખાવા ન ચૂકે. ગરીબી બદદાનત કરાવે છે, તેમ વ્યભિચારનો વધારો પણ એથી થાય છે.

જે પ્રમાણમાં હિંદુસ્તાન આબાદ હતો, તે પ્રમાણમાં તે સુધરેલી સ્થિતિ ભોગવતો હતો. હાલ તે ગરીબ સ્થિતિમાં આવી પડયો છે. ગરીબીની સાથે તેની સર્વ બાબતોમાં પડતી થઇ છે. એ માટે તેની ઉન્નતિ ઇચ્છવી હોય, તો તે આબાદ થાય, એવા યત્ન કરવા જોઇએ.

આબાદીનો આધાર ખેતીવાડી, હુન્નરકળા, અને વેપાર રોજગાર ઉપર છે. જમીને કસ ચોયોછે, એમ લોકો કહેછે; કેમકે તેમાં પહેલાં જેટલું પાકતું હતું, તેટલું હાલ પાકતું નથી. જમીનમાંથી કસ ઘટે, એમાં નવાઇ પણ શી ? પાક જેટલાં તત્વો જમીનમાંથી ખેંચી લે, તેટલાં તત્વો તેમાંથી ઓછાં થાય. તે તત્વો જમીનમાં મૂકવા સારૂ ખાતર વગેરે ચીજો જોઇએ તેટલી નાખવામાં આવતી નથી. ખેડુતો બિચારા મહેનત બહુ છે. ટાઢ, તડકામાં ને વર્ષાદની ઝડીઓમાં તેઓ મહેનત મજુરી કરેછે, તે છતાં તેમને પેટ પૂરતુ ખાવાનું પણ મળતું નથી. પાક ઓછો થાય છે, કર વધારે આપવો પડે છે, કરજ અદા કરવું પડે છે, અને વળી ઇશ્વર રૂઠે છે, ત્યારે જોઇએ તેટલો કે બિલકુલ વર્ષાદ ન પડવાથી ખેડુતોની પાયમાલી થાય છે. પ્રજાનો મોટો ભાગ ખેડુ વર્ગ અથવા ખેતી ઉપર આધાર રાખનારો છે. એવા લોકો આપણા દેશમાં સેંકડે ૮૦ ઉપરાંત છે, એમ માનવામાં આવે છે. તેથી વસ્તીનો મોટો ભાગ ગરીબ છે, એમ ખેતીવાડીના ધંધાદારીઓથી સિદ્ધ થાય છે.

જે દેશ ખેતી ઉપરજ મુખ્ય આધાર રાખે છે, તે આબાદ થાય નહીં, એમ અર્થશાસ્ત્રીઓ કહે છે.. આબાદીનો આધાર હુન્નર કળા ઉપર વધારે છે, કેમકે તે વડે ધનની પ્રાપ્તિ વધારે થાય છે. આપણે અહીં જ્યારે સર્વ ધાતુઓ જમીનમાંથી કાઢવામાં આવતી, અને તેનો સામાન તૈયાર થતો; જ્યારે હીરા માણેક આદિ રત્નોની ખાણો જોર પર હતીઃ જ્યારે ઉંચાંમાં ઉંચાં ને બારીક વસ્ત્રો તૈયાર થતાં:

જ્યારે વાસણકુસણ, રાચરચીલું, ઓજાર, હથિયાર અને જરૂરનાં તથા શોભાનાં કામ ચિત્તાકર્ષક થતાં: જ્યારે નકશી, કોતરકામ, અને ચિત્રકામ બીજા લોકોને હેરત પમાડે એવાં થતાં હતાં: જ્યારે ઠેઠ યૂરોપ સુધીના દૂર દેશાવરના લોકો અહીંનો માલ મેળવવા આતુર હતા: અને જ્યારે અહીંના લોકો દેશમાં જોઇએ તે ઉપરાંત અનેક પદાર્થ ઉત્પન્ન કરી પરદેશ મોકલતા, કે જાતે 'વહાણુ કમાવા' જતા; ત્યારે આપણા દેશની આબાદી કેટલી હશે, તેનો હાલ ખ્યાલ પણ થઇ શકતો નથી. તે વખતે આપણો સંસાર સુખરૂપ, અને સુધારાના શિખર ઉપર ચઢયો હતો. એજ આબાદી આપણા દુઃખનું કારણું થઇ પડયું, એ વાત પણ ખરી છે; કેમકે આબાદી સાથે કેટલાક દુર્ગુણો લોકોમાં આવે છે, અને તે તેની પડતીનાં કારણ થાય છે. વળી લક્ષ્મીથી પરદેશના લોકો લલચાઇને ચઢી આવે છે. તેઓ લૂટફાટ કરી પુષ્કળ પૈસા લઇ જાય છે, અને લોકો ઉપર જીત મેળવી પોતાની સત્તા બેસાડેછે. સેમિરામિસ રાણીથી માંડીને આપણા દેશ ઉપર કેટલી પ્રજાઓએ આજ સુધી હુમલા કર્યા, અને તેનું પરિણામ શું નીપજ્યું, તે ઇતિહાસ કહી આપે છે. આબાદીના વખતમાં રાજ્યદરબારમાં વૈભવ અને શ્રીમાન લોકોના ઠાઠ અલૌકિક હતા.

હાલ તેથી ઉલટું શા માટે જોવામાં આવે છે? આપણે ગરીબ સ્થિતિમાં કેમ આવી પડયા? વેપાર રોજગારનું પડી ભાગવું, એ આપણી કંગાલ હાલતનું કારણ છે. પહેલાં ઘણા દેશોને હિંદુસ્તાન ઉપર આધાર રાખવો પડતો હતો, તેને બદલે હાલ હિંદુસ્તાનને બીજા ઉપર આધાર રાખવો પડે છે. જો પરદેશના લોકો માલ મોકલવો બંધ કરે, તો આપણો નિભાવજ ન થઇ શકે, એવી આપણી સ્થિતિ થઇ પડીછે, કેમકે આપણે જે કંઇ વાપરીએ છીએ, તેમાંનું ઘણુંખરૂં પરદેશી છે. અંગ ઉપરનાં લુગડાં તપાસો, મેજ ઉપરનાં લખવાનાં સાધન જુઓ, ઘરનો સરસામાન લ્યો, દીવા બત્તીનાં સાધન નિહાળો, ઓજાર ને હથિયાર દેખો, અને રંગ રોગાન તરફ નજર કરો, તો તમને જણાશે, કે તેમાંની ઘણીખરી વસ્તુઓ પરદેશીજ છે. લુગડું ફાટે તો શીવવાના દોરા ને સોયજ તમારાં કયાં છે? અનેક

જાતના ખાવાના પીવાના પદાર્થ સુદ્ધાં વિલાયતી વપરાય, ત્યારે આપણું ગાડું ચાલે. આપણે અહીં થતા પદાર્થ જાડા ને જડસા લાગે છે. વિલાયતી કહેવાતા સસ્તા, નાજુક કે દેખાવડા પદાર્થોનો આપણુને મોહ લાગે છે. આપણા કારીગરો તેવા પદાર્થ કરવા જાય, તો તે શરૂઆતમાં મોંઘા પડે; અને ઉત્તેજન વગર તે લોક કરે પણ શું ? સંચાના મોં આગળ હસ્તક્રિયા મોંઘી પડે, એ પણ ખરૂં છે. રસાયન, યંત્રશાસ્ત્ર આદિ શાસ્ત્રીય વિષયો તરફ આપણું વલણ થતું નથી. તેનો અનુભવ લેવા માટે પરદેશ જવું જોઇએ, પણ તે તરફ ભાગ્યેજ કોઇનું લક્ષ જાય છે. જથાબંધ, સસ્તો ને દેખાવડો માલ ઉત્પન્ન કરવા માટે મોટાં કારખાનાં કાઢવાં જોઇએ, તેને માટે દેશમાં ધન નથીઃ થોડું ધન હશે, તો ભેગા મળી મંડળીઓ (કંપનીઓ) કાઢવાની રીત નથી; અથવા મોટા પાયા પર કામ કરવાની આવડત અને સાહસ બંને નથી.

લોકોએ ભણવા માંડયું, તો તેમણે એકજ દિશા પકડી. લખવા વાંચવા આદિના સામાન્ય જ્ઞાનની માણસ માત્રને જરૂર છે, પરંતુ તે ઉપરાંતનું એવું જ્ઞાન સર્વ લોકો મેળવવાની ઇચ્છા રાખે, અને બીજી જાતનું જ્ઞાન ન મેળવે, તો તેથી દેશને વિશેષ લાભ નથી. ઉંચુ જ્ઞાન પામેલા ઘણા લોક હોય એમ સારૂં છે, પરંતુ બીજી જાતનું એટલે ઉદ્યમ વેપારનું જ્ઞાન મેળવનારા પણ ઘણા જોઇએ. હાલ આપણે જોઇએ છીએ, કે પાંચ સાત રૂપીઆની ઉપશિક્ષકની જગાને માટે પચીશ ઉમેદવારો ઉભા થાય છે, અને દશ બાર રૂપીઆની નોકરીમાં જન્મ પર્યંત ગુંથાએલા લોકોની સંખ્યા થોડી નથી. એ દશ–બારની આવક ઉપર આખા કુટુંબનો આધાર રહે છે. ઘરમાં પાંચ માણસ હોય, તો માથા દીઠ મહિને સરેરાશ બે રૂપરડી પડી. બે રૂપીઆમાં ઉંચ વર્ણે ગુજરાન ચલાવવું, એના કરતાં બીજી માઠી હાલત કયી? શાળાઓમાં શીખનારને બીજા ધંધા સુઝતા નથી, કેમકે તેમનામાં બીજા ધંધા કરવાનું જ્ઞાન કે આવડત નથી, બીજા ધંધાને માટે જોઇએ તેટલા પૈસા નથી, અને બીજા ધંધા ઉપર તેમને અભાવ હોયછે. ગાડરિયા પ્રવાહની પેઠે વળી કોઇ ધંધામાં કંઇ લાભ

દીઠો, તો તે ઉપર હજારો લોક તૂટી પડે છે, તેથી તેમાં પણ કસ રહેતો નથી. આપણે અહીં રૂ કાંતવાના ને કાપડ વણવાના સંચા નીકળ્યા, ને તેમાં લાભ દીઠો, તો પૈસાદાર લોકો તે પાછળજ મંડયા, તેથી એ ધંધો જોઇએ તેવો આકર્ષક રહ્યો નહીં.

પરદેશના માલ વડે આપણે અહીં થતા માલનો ભાવ પૂછાવા ન લાગ્યો. તેનું પરિણામ એ થયું, કે આપણા કારીગરોએ કાંતો ગરીબોને માફક આવે એવો જાડો માલ તૈયાર કરવા માંડયો, તેથી તેમની કારીગરીની ખૂબી ઘટી; અથવા તેઓએ પોતાનો ધંધો છોડી દઇ ખેતીવાડીનો કે એવો કોઇ ધંધો પકડયો. કેટલાકે પોતાના છોકરાને ભણાવવા માંડયા, તો તેઓ વળી બાપદાદાના ધંધાને ધિક્કારવા ને નોકરી માટે રખડવા લાગ્યા. ઉંચ વર્ણને નોકરી જોઇએ, બેડુને નોકરી કરવી, અને વસવાયાં પણ નોકરી ચાહે; તેથી હાલ તો મોટા ઉદ્યમ બેજ રહ્યાછેઃ ખેતી અને નોકરી. નોકરી નફટ કહેવાય છે, ને બ્રાહ્મણને તો તે વર્જ્ય છે, છતાં સૌ નોકરીને માટે વલખાં મારે છે.

આ સ્થિતિ સુધારવાના માર્ગ લઇ શકાય એમ છે. દેશી કારીગરોને ઉત્તેજન લોકો તરફથી તથા સરકાર તરફથી મળવું જોઇએ. લોકો પરદેશી, સસ્તા ને દેખાવડા માલથી લોભાયાછે, અને અર્થશાસ્ત્રના નિયમ પ્રમાણે લોકો સસ્તો ને સારો માલ પસંદ કરે, એ વાસ્તવિક છે; પરંતુ વિચાર કરતાં ઘણી વાર પરદેશી માલ ખરેખરો સસ્તો ને સારો નથી, એમ તેમની ખાત્રી થશે. દેશી માલ કદિ સહજ ઉતરતો કે મોંઘો હોય, તોપણ તેને ઉત્તેજન આપવાની જરૂર છે. પ્રજાની આબાદી થવા સારૂ પૂર્વે રાજ્યો તરફથી ઇલાજો લેવામાં આવતા. સિદ્ધરાજ જયસિંહની સ્વારી જ્યારે દક્ષિણમાં ગઇ, ત્યારે પેઠના કારીગરોને અનેક લાભકારી શરતો કબૂલ કરીને મહારાજા પાટણ લઇ આવ્યા. પાટણ ભાગ્યું, ત્યારે તેમાંના ઘણાક અમદાવાદ જઇ વસ્યા. કિનખાબ, ભરગચ્છી, અતલસ, મશરૂ વગેરે વણનાર હાલના કારીગરો એ લોકના વંશજ છે. વડોદરાના મોટા સયાજીરાવે કેટલાક લાભ આપીને અમદાવાદના કારીગરો વડોદરે

આણ્યા હતા. રાવપુરામાં અમદાવાદી વગેરે ચાર પોળો છે તે એ લોકને મહારાજાએ બાંધી આપી હતી. મહારાજા ખંડેરાવ દશેરા ઉપર લોકોને કિનખાબ ભરગચ્છીના પોષાક આપતા, તેથી લાખો રૂપીઆનો અમદાવાદથી માલ આવતો, અને ત્યાંના કારીગરોને ઉત્તેજન મળતું. જોધપુરવાળા રાજા પ્રતાપસિંહ વિષે એવી વાત ચાલે છે, કે એક કારીગર ઉંચી જાતનું નવી તરેહનું કાપડ તૈયાર કરીને તેમની પાસે લાવ્યો. કાપડ જોઇ તેઓ ખુશ થયા, અને કારીગરને અમુક રકમ બક્ષીસ તરીકે આપવા માંડી. કારીગરે કહ્યું, મહારાજ, મારે બક્ષીસ નથી જોઇતી, પણ જો આપ કૃપા કરી એ કપડાનો પોષાક બનાવી પહેરશો, તો મને મોટી બક્ષીસ મળી, એમ હું સમજીશ. પ્રતાપસિંહે તે પ્રમાણે કર્યું, અને દરબારમાં કપડાનાં વખાણ કરવા માંડયાં, એટલે સઘળા દરબારીઓ એ કપડાનો પોષાક પહેરવા લાગ્યા, અને બીજા લોકો પણ તેનું અનુકરણ કરવા લાગ્યા, તેથી કારીગરના હજારો રૂપીઆના માલનો ઉઠાવ થયો. જયપુરના રાજાઓ અને નવાનગરના જામ દેશી કારીગરોને ઉત્તેજન આપવામાં મશહુર છે. સરકાર તરફથી હુન્નર કળાની કેળવણી આપવાની શરૂઆત થઇછે, તથા દેશી માલ ખરીદવાના ઠરાવ થયાછે. ગાયકવાડ સરકાર તરફથી પણ આ કામ માટે સ્તુતિપાત્ર યત્ન થયાછે, તથાપિ આ બાબતમાં હજી કરવાનું ઘણું છે. નામદાર અંગ્રેજ સરકાર તેમજ દેશી રાજ્યો તરફથી ઘણું થઇ શકે એમ છે. વ્યક્તિઓ અને મંડળોએ યત્ન કરવા જોઇએ. સાહસિક વેપારીઓનું એ તરફ લક્ષ ખેંચાયું છે, અને જે વસ્તુઓ આજથી પચીશ વર્ષ ઉપર આપણે અહીં થતી નહોતી, તે હાલ થવા લાગી છે. એમાં નિરંતર અને ઘણો વધારો થયા કરે, એવું આપણે ઇચ્છીશું.

· આપણે અહીં બે ત્રણ આને મજુર મળેછે. મુંબઇ જેવા મોટા શહેરમાં મજુરને ચાર પાંચ આના મળેછે, ત્યારે વિલાયતમાં મજુરો એક રૂપીઓ અથવા વધારે રોજ મેળવેછે.તે ઉપરથી આપણી અને વિલાયતની આબાદીનો વિચાર સહજ થઇશકશે. આખા દેશની સરેરાશ કાઢીએ તો આપણા દેશમાં દરેક માણસને મહિને

૧ાા–૨ રૂપીઆમાં ગુજરાન ચલાવવું પડેછે, ત્યારે વિલાયતના લોકો મહિને લગભગ એટલો સરકારમાં કર ભરે છે ! એક વર્ષના દુકાળ વડે લાખો માણસનો નાશ થાયછે, એથી દેશની દરિદ્રતા સાબિત થાયછે. એક વર્ષ પણ પહોંચી શકે, એટલો જે લોકોમાં સંચયથઇ શકતો નથી, તેમની કંગાલિયતથી પરિસીમા છે.

જેમને પહેરવાને લંગોટી કે એકાદ ધાગો હોય, તેઓ ટાઢ તડકાથી ને શરદીથી પોતાની દેહનું રક્ષણ કેમ કરી શકે, અને લાજ મર્જાદા શી રીતે જાળવી શકે ? જેમને કાચું, હવાયું કે હલકું પાતળું અનાજ પણ પેટ પૂરતું મળી શકતું નથી, તેઓ શરીરસંપત્તિ કેમ જાળવી શકે, તથા બળવાન અને જુસ્સાવાળા શી રીતે થઇ શકે ? પેટની વેઠ કરવામાં જેમને અહોરાત કાયાકષ્ટી કરવી પડે, અને તે છતાં પણ ભુખમરો વેઠવો પડે, તેઓ છોકરાંને ભણાવવાનો, પોતાની અને દેશની ઉન્નતિ કરવાનો કે સંસાર સુધારાનો વિચાર કેવી રીતે કરી શકે ? તેમ તેમનું વલણ ધર્મ અને નીતિ તરફ શી રીતે થઇ શકે ? જે પ્રજાનો મોટો ભાગ આવા લોકથી બન્યો હોય, તે પ્રજાના હરકોઇ જાતના સુધારાની આશા ફોકટ છે. માટેજ લોકોની આબાદી એ સંસાર સુધારાને માટે તેમજ હરેક જાતના સુધારાને માટે જરૂરની છે.

---

## પ્રકરણ ૫ મું.

### પ્રવાસ અને સંસર્ગ.

ધર્મ નિમિત્તે પણ પ્રવાસ કરવાનું બની આવે, એ માટે આપણા પૂર્વજોએ કેવી સારી ગોઠવણ કરેલી છે ! મહાયાત્રાનાં મુખ્ય ધામ હિંદુસ્તાનની ચાર છેડે યોજેલાં છે. એટલે ઉત્તરે બદ્રીનાથ કેદારનાથ, પૂર્વે જગન્નાથ, દક્ષિણે શ્વેતબિંદુ રામેશ્વર, અને પશ્ચિમે દ્વારકા. વળી બીજાં જે યાત્રાનાં સ્થળ છે, તે બહુ કરીને પર્વત ઉપર, મોટી નદીને કાંઠે, કે જોવા લાયક પ્રદેશમાં દૂર દૂર છે. દરેક માણસે નાની કે મોટી યાત્રા જીંદગીમાં એક વાર કરવી જોઇએ, એવી હોય

ની સમજ છે. દેશાટણ કર્યા વગર હોંશિયારી આવતી નથી, એવું પંડિતો કહી ગયા છે, એટલુંજ નહિ, પણ પૃથ્વીની પ્રદક્ષિણા એ સૌથી મોટી યાત્રા, અને સૌથી વધારે પુણ્યનું કારણ છે, એમ પણ શાસ્ત્રકારો કહી ગયાછે. પૃથ્વી પ્રદક્ષિણા એ ધાર્મિક કર્ત્તવ્યછે, એવું બીજા કોઇ ધર્મમાં કહ્યું નથી. આથી આપણા પૂર્વજો પ્રવાસના લાભ સારી પેઠે સમજતા હતા, એ સાબિત થાયછે.

યાત્રા એ ધાર્મિક ફરજ આપણા લોકો કેવી રીતે અદા કરેછે, તે જોઇએ. દરેક માણસ ઘણુંકરીને એકાદ નાની મોટી યાત્રા કરેછે, પણ તેમાંથી તે જોઇએ તેટલો લાભ મેળવી શકતું નથી. તીર્થસ્થાને જઇ દેવ દર્શન કરવાં, ગંગાસ્નાન કરવું અને કોઇ જાતનો નેમ ( નિયમ-પણ-પચખાન ) લેવો, એટલે યાત્રાનું કામ પરિપૂર્ણ થયું, એમ તે સમજેછે. મોટાં ધામોમાં સારા યોગીઓ, કુશળ પંડિતો કે આચાર્યો વસતા હોયછે. તેમની પાસેથી ધર્મનું જ્ઞાન મેળવવાની ઇચ્છા કોઇકજ રાખેછે. ત્યાંના ગોર વિગેરે નદી કાંઠે સ્નાન કરાવીને જળ મૂકાવેછે, કે તમે શું વર્જ્ય કરોછો? યાત્રાળુ કહેછે કે, હું આજથી લસણ, ડુંગળી, હીંગ, મૂળા, ગાજર, ઉમરડા કે અમુક ચીજ ખાઇશ નહીં! પણ કોઇ જૂઠું ન બોલવાનું, પ્રમાણિકપણે વર્તવાનું, અનીતિ ન આચરવાનું કે ધર્મકાર્યમાં અમુક વખત રોજ ગાળવાનું પણ લેતું નથી! પોતાની શક્તિ પ્રમાણે દરેક યાત્રાળુ દાનધર્મમાં એટલે બ્રાહ્મણો જમાડવામાં, મંદિરને કંઇ અર્પણ કરવામાં, શ્રાદ્ધાદિ કર્મમાં, અને ભયો કરાવવામાં પૈસા ખરચેછે. વળી સગાંસહોદરને આપવા માટે કેટલીક ચીજો ખરીદી લાવેછે. જૂદા જૂદા લોકોની રીતભાત, જૂદા જૂદા સ્થળની હુન્નર કારીગરી, જૂદા જૂદા પ્રદેશની ઉપજ ને વેપાર રોજગાર, જૂદાં જૂદાં દેવાલયો, મકાનો વગેરેની બાંધણી,અને જૂદાં જૂદાં સ્થળનું સૃષ્ટિસૌંદર્ય એ તરફ યાત્રાળુનું ભાગ્યેજ લક્ષ જાયછે. પાછા આવ્યા પછી તેમને પૂછીએ, તો તેઓ મોટાં મોટાં ગામનાં નામ સુદ્ધાં ગણાવી શકતા નથી, તો બીજી હકીકતની તો આપણે આશાજ શી રાખવી. કરકસર કરવા માટે ટાઢુંશીળું કે કાચું કોરૂં ખાઇ શરીર બગાડે; નવું નવું જાણવા-

ની ઈચ્છા ન હોય તેથી તેમની મનશક્તિઓને લાભ ન થાય, કે તેમના ઉદ્યમ રોજગારને ફાયદો ન મળે; ધર્મ અને નીતિના જ્ઞાનમાં વધારો ન થાય, કે તે સુધારવા યત્ન ન થાય; એટલે યાત્રાનો ફેરો નિષ્ફળ થયો, એમ સમજવું જોઈએ. કેટલીક વાર તે ઉલટા વધારે ચટિયા, વધારે વહેમી ને વધારે અનીતિવાન થઈ આવેછે. તીર્થને ઠેકાણે અનીતિ ઘણી ચાલેછે, તેના ભોગ યાત્રાળુ થઈ પડેછે; અથવા કેટલાક તો, અનીતિ આચરવા માટેજ યાત્રાએ જાયછે ! જ્યાં સર્વ જગત્‌ના સ્વામી જગન્નાથ વસેછે, ત્યાં વર્ણાવર્ણનો ભેદ નથી, માટે ગમે તેના હાથનો ખીચડો ખાવાની ફરજ પડેછે ! જે દેવ મંદિરે અન્નકૂટ લૂટાયછે, ત્યાં કોળીના ખોળામાંથી પડેલી સુખડી વાણીઆ બ્રાહ્મણ પ્રસાદ સમજી ઉપાડી લેછે, ને મોંમાં મૂકેછે ! આનો ભેદ કોઇ યાત્રાળુને પૂછીએ, તો તે જવાબ દઇ શકતો નથી.

કુવામાંનો દેડકો કુવાનેજ આખું જગત્ સમજે છે. તેથી જેઓ પોતાનું વતન છોડી બહાર જતા નથી, તેમને બહારનું કંઇ જ્ઞાન થતું નથી. તેઓ પોતાનું તે સર્વ સારૂં, પોતાનો દેશ સૌથી ફળદ્રુપ ને આબાદ, પોતાનું ખાણું ઉત્તમ, અને પોતાની રીતભાત સર્વોપરી સમજેછે. તેમનાં મન સાંકડાં રહે છે, અને તેમના વિચાર પણ સાંકડાજ હોય છે. અજ્ઞાન અને ભોળપણ વડે આગગાડીના યંત્રને પ્રથમ જોઇ તેને હાર ચઢાવે, ને નારીએળ વધેરે, કે આગબોટમાં બેસવાનું નાપસંદ કરે, એમાં શી નવાઇ ? કેટલાક એવા પ્રશ્ન કરે છે, કે વિલયાત તે કેવડું હશે ( જાણે ગામ હોયની, ) કે આટલા આટલા સાહેબ લોકો મરે છે, પીટે છે, તોપણ ત્યાંથી નવા નવા આવ્યાજ કરે છે ? વિલાયતમાં મઢમો છોકરાંને ધવડાવતી હશે ખરી કે ? શઢ વગર આગબોટો ચાલે છે, ત્યારે તે ચલાવવા સારૂ આગગાડીની પેઠે દરિયા પર લોઢાના પાટા નાખ્યા હશે કે નહીં ? રોગ ન મટે તો દાકતર લોકો મારી નાખે છે, એ ખરૂં કે ? દવાખાનાઓમાં સૌ ઓસડની અંદર વટાળવાની ખાતર દારૂ નાખવામાં આવે છે કે નહીં ? વિલાયતમાં હિંદુઓને વટાળવા માટે કુવામાં હાડકાં નાખે છે ખરા કે ? સતી સીતાએ ત્રિજટાને વર

આપ્યો હતો કે કળિયુગમાં તું યવનને ત્યાં અવતાર લઇશ, માટે મહારાણી વિકટોરિયા એ તેનો અવતાર સાચો કે નહીં ?

ઘરકુકડા લોકો પોતાનું સર્વ સારૂં સમજે છે, પરંતુ સારૂં નરસું મુકાબલા વગર કેમ સમજાય ? મુકાબલા માટે બીજા દેશમાં જવું જોઇએ, અને ત્યાંની તપાસ કરવી જોઇએ. મુકાબલો કરવાથી માલમ પડશે, કે આપણું સર્વજ સારૂં છે એમ નથી. આપણા દેશ કરતાં વધારે ફળદ્રુપ ને આબાદ દેશ બીજા ઘણા છે. ફળદ્રુપતાની વાત લઇએ, તો ગૂજરાત કરતાં કાશ્મીર ચઢે છે, અને હિંદુસ્તાન કરતાં અમેરિકા ચઢે છે. આબાદીની વાત લઇએ, તો ગરીબ હિંદુસ્તાન સુધરેલા દેશોને મુકાબલે કંઇ હિસાબમાં નથી, હિંદુસ્તાનથી રીસાઇને લક્ષ્મીએ યૂરોપ અમેરિકામાં વાસ કર્યો છે. ત્યાં કોટીધ્વજ શાહુકારો પડયા છે, કે જેઓ રાજ્યનાં રાજ્ય ખરીદી લેવાને સમર્થ છે. ત્યાંના સરદારો એવા છે, કે જેમની ઉપજ અહીંના પહેલા વર્ગના રાજાઓની બરાબર છે. ત્યાંના એક એક ગજ્યની ઉપજ એટલી છે, કે પ્રતાપી અકબર અને ઔરંગજેબના વખતની બાદશાહતની ઉપજ તેના કંઇ લેખામાં નથી. પારીસના એક શોખીને અમેરિકાની એક જાણીતી ગાનારીને તાર કરીને બોલાવી તેને એક રાતના રૂ. ૫૦૦૦૦ આપવા ઠરાવ્યા, અને જવા આવવાનું તથા ખાધા ખરચ જૂદું. જે દેશમાં બૂટે ખરાં મોતી ટાંકવામાં આવે, તે દેશના ધન આગળ અવધીજ સમજવી જોઇએ. ખાણાની વાત લઇએ, તો સાદાઇ ને સસ્તાઇ શિવાય બીજું ઉત્તમપણું આપણા ખાણામાં શું છે ? કેટલી થોડી વાનીઓ આપણે જાણીએ છીએ. મોગલાઈ રસોઇ લ્યો, તો વર્ષના ત્રણસેં પાંસટે દિવસ નવી નવી અનેક વાનીઓ મળી શકે, એવડું મોટું તેનું પાકશાસ્ત્ર છે. અંગ્રેજી મોટા પાકશાસ્ત્રમાં ૧૦૦૦૦ વાનીઓ બતાવી છે ! સ્વાદ અને પૌષ્ટિકપણું લઇએ, તો મોગલાઈ ખોરાક હિંદુઓના ખોરાકથી ચઢે છે. આપણી રીતભાત સઘળી ચઢીઆતી છે, એમ નથી; પરંતુ એ વિષે આગળ યોગ્ય સ્થળે વિચાર કરીશું.

બાર મહિને બસેં પાંચસેં કે હજાર બે હજાર રૂપીઆ કમાઈને આપણે સુખ ભોગવીએ છીએ, એવી આપણી સમજ છે. પણ ખરૂં સુખ તે શું, તે આપણે જાણુતાજ નથી, એમ કહીએ તો ચાલે. આપણે તો વૈતરાની પેઠે, મહેનત મજુરી કરવામાં તથા કુટુંબ પરિવારને પોષવામાં આપણી જીંદગી પૂરી કરીએ છીએ. જે મોજ સુધરેલા દેશના લોકો માણે છે, તેનો આપણા દેશમાં લગભગ અભાવ છે. અહીંઆંજ સાહેબ લોકો નોકરી ચાકરીને માટે કે ધંધા રોજગારને માટે આવે છે, તેઓ કેવી રીતે રહે છે, તેની બારીક તપાસ કરશો, તો તમારી ખાતરી થશે, કે તેમને મુકાબલે આપણે કંઇજ સુખ ભોગવતા નથી. તેઓ આપણા કરતાં ઓછું કામ કરે છે, એમ નથી, પણ કામને વખતે કામ, અને બીજે વખતે આનંદ. મોટો અધિકારી હશે, પણ કચેરીનો વખત પૂરો થયો, કે તે હવા ખાવા પગે ચાલતો, કે ઘોડે બેસીને, કે ગાડી લઇને નીકળી પડશે, દહાઓની રમતમાં નાનાં છોકરાંની મિસાલે સામેલ થશે, બીજા રમનારા પોતાના હાથ નીચેના હશે, તોપણ તેમની સાથે રમતમાં શરમાશે નહીં, એટલુંજ નહીં, પણ તે વખતે તેમને પોતાની બરોબરીના ગણશે. ચાર સાહેબ ભેગા થયા, કે રમત, ગમતને ઠઠ્ઠાબાજી જોસથી ચાલશે. ખાનપાન ઉંચી જાતનાં વાપરશે, અને તે પાછળ કલાકના કલાક ગાળશે. હવાશીર ને સારી સગવડ ભરેલા બંગલા ગમે તેટલું ભાડું આપીને રાકશે, બાગ બગીચા બનાવશે, કપડાં ધોવા માટે આગવો ધોબી, માળી, બબરચી, ભંગી, આયા વગેરે અનેક નોકર સારો પગાર આપીને રાખશે, મડમોના ને છોકરાં છૈયાંના પોષાક પાછળ પુષ્કળ પૈસા ખરચશે, અને તેમના સુખચેનને માટે નાણાં ખરચવામાં પાછી પાની નહીં કાઢે. તમે કહેશો, કે તેમને મોટો પગાર મળે છે, તેથી તેઓ એ પ્રમાણે ખરચ કરી શકે; પણ તેમના જેટલી ઉપજવાળા દેશી અધિકારી કે શાહુકાર લો, અને બંનેનો મુકાબલો કરો, એટલે કોણ કેટલું સુખ ભોગવે છે, તે સમજાશે. વળી તમે કહેશો, કે એ પ્રમાણે ખરચ કરવો, તે ઉડાઉપણું કહેવાય. જેઓ આવક કરતાં વધારે કે ગજા ઉપરાંત

ખરચ કરે, તે અલબત ઉડાઉ સમજવા. ભવિષ્યને માટે જોઇએ તેટલો સંગ્રહ કરવા માટે જેઓ કમાઇમાંથી ઉગારો પાડતા નથી, તેઓને ઉડાઉના ભાઇ સમજવા. પણ ઘણાખરા અંગ્રેજ લોકો ઉડાઉ નથી; તેઓ ખરચી જાણે છે, અને સંગ્રહ પણ કરી જાણે છે. તેઓ સુખમાં સમજે છે, અને પૈસાની કીંમતમાં પણ સમજે છે. કદાચ તમે એમ કહેશો, કે તેમને કયાં અમારી પેઠે નાતો જમાડવી છે, કે વરઘોડા કાઢવા છે, કે દરદાગીના કરાવવા છે ? પેટે પાટા બાંધીને નાતો જમાડો, તેમાં સુખ શું ? નાતો જમાડવામાં, વરઘોડા કાઢવામાં, ને દરદાગીના કરાવવામાં આપણી ખુવારી થઇ નથી. તેમને પણ લગ્નાદિ પ્રસંગે ખરચ કરવો પડે છે. તમે દાગીના પાછળ ખરચ કરો છો, ત્યારે તે કપડાંલત્તાં વગેરે શરીરના સુખના સાધન પાછળ ખરચ કરે છે. તમે છોકરાને ટાઢે ઠુઠવતો નાગો રાખો, કે એક પોતડી પહેરાવી, ગળામાં સોનાની કંઠી નાખો, તેમાં છોકરાને શું સુખ ?

સુધરેલા દેશના લોકોની કમાઇ આગળ આપણી કમાઇ કંઇ ગણતીમાં નથી. તે દેશો જોયા વગર ત્યાંની કમાઇનો ખ્યાલજ આવી શકે એમ નથી. ત્યાંના લોક આપણા કરતાં વધારે મહેનતુ સાહસિક ને આવડતવાળા છે. ત્યાંના કારખાનાં જોઇનેજ છક થવાય એવું છે. કેટલાંક એવાં માતબર કારખાનાં છે, કે જેમાંથી તૈયાર થતો માલ લઇ જવા સારૂ કારખાનાંવાળા પોતાની આગગાડી વખારથી સ્ટેશન સુધી ચલાવે છે. માલની વાત તો રહી, પણ "લંડન ટાઇમ્સ" જેવા વર્તમાન પત્રને માટે પણ એવી ગોઠવણ કરેલી છે. આ ઉપરથીજ એ પત્રની કેટલી નકલો રોજ ( દિવસમાં બે વાર ) છપાતી હશે, તેનો કંઇ ખ્યાલ તમારા મનમાં આવી શકશે. વિલાયતનો માલ આખી દુનિયાના બજારમાં જાયછે, તે ઉપરથીજ ત્યાં કેટલો માલ થતો હશે, અને તેથી લોકો શું કમાતા હશે, તે તમે ધારી શકશો. વિદ્યાનું બળ ત્યાં કેટલું છે, મહા વિદ્વાનો ને તત્વજ્ઞાનીઓ કેટલા છે, નવા નવા શોધમાં રોકાયલા માણસો કેટલા છે, નવી નવી જાતનાં કેટલાં કારખાનાં ચાલે છે, મજુરથી માંડીને

ધનાઢ્ય સુદ્ધાં રાજકીય કામમાં કેટલો ભાગ લે છે, તે વિલાયતમાં ગયા શિવાય કેમ સમજાય ? એવા અદ્ભૂત દેશોની મહાયાત્રા કર્યા વગર આપણી આંખો કેમ ઉઘડે ?

પાછળ આપણે કહી ગયા છીએ, કે આપણા પૂર્વજો દેશાટણ કરતા હતા. જરૂરને પ્રસંગે ગમે ત્યાં જવાને તેઓ વાંધો લેતા નહીં. કાળું પાણી ઓળંગવાનું, કે મ્લેચ્છોના દેશમાં ફરવાનું બાધક ગણાતું નહીં. જો કાળું પાણી ( સમુદ્ર ) ઓળંગવામાં બાધ હોય, તો જેઓ જંગબાર, રંગુન વગેરે ઠેકાણે જાય છે, તેમને માટે હરકત લેવામાં કેમ નથી આવતી ? જો મ્લેચ્છ દેશમાં જવું બાધ કરતા હોય, તો જંગબાર, રંગુન, નાતાલ, એડન, જાવા વગેરે મ્લેચ્છ લોકોનાજ દેશ છે. જો વહાણ આગબોટમાં બેસવામાં પ્રતિબંધ હોય, તો જાત્રાળુઓ મુંબાઇથી દ્વારકાં કે કલકત્તેથી જગન્નાથ તેમાં બેસીને જાય છે, તેઓને શા માટે નાત બ્હાર મૂકવામાં આવતા નથી ? જો એમ છે, તો માત્ર વિલાયત જનારાએ શાં પાપ કર્યાં ? ત્યાં જવાથી વધારે અધર્મ કેવી રીતે થાય છે ?

પ્રવાસ કરવાથી અને વિશેષે કરીને ચઢિયાતા મુલક જોવાથી માણુસ અનેક રીતે સુધરે છે. એવા ઘણા માણુસ હોય તો તે પોતાની નાત, જાત કે પ્રજાને સુધારે, ને ઉન્નતિમાં આણી શકે. આ ઉપરથી મારૂં કહેવું એમ નથી, કે વિલાયત જઇને બધાજ સુધરી આવેછે. કેટલાક બગડી પણ આવેછે. ત્યાં જેમ સુધરવાના માર્ગ ઘણા છે, તેમ બગડવાના માર્ગ પણ બહુ છે. જેઓ વિલાયત જઇને અનીતિમાં પડે, કિંવા ડોળઘાલું, કે ફિસિયારીખોર થાય, કિંવા પોતાની જાત, દેશ, ધર્મ, તથા નીતિ રીતિને ધિક્કારતાં શીખે, તેઓ ખરેજ સ્વદેશને હાનિ કરનારા, અને પ્રજાની વધારેમાં વધારે સજાને પાત્ર છે.

જે છોછ નાના ગામમાં પળે, તે મોટા શહેરમાં પળતી નથી. ગામડામાં કોઇ ઢેડ, ચમાર રસ્તે પડેલા ચીથરાને ચાંપીને જાય અને તે ચીથરા પર કોઇનો પગ પડે, તો તે નાહે છે; પણ શહે-

રમાં ગુજરી કે મેળા ભરાયા હોય ત્યાં જાય, ત્યારે ઢેડ ધક્કા મારે, તોપણ કીંમતી કપડાં પલાળવાનું, ને માથાબોળ નહાવાનું લોકોને વારે વારે પરવડતું નથી, માટે તેઓ નહાતા નથી. ગામડામાં મુસલમાનને અડે તો સ્ત્રીને નહાવું પડે, પણ એજ સ્ત્રી મુસલમાનના ગાડામાં બેસીસાથે ભાથું બાંધેલું હોય, તે વિના હરકતે ખાય છે, કે જો તે શહેરમાં રહેવા આવે, તો મુસલમાનને વારે વારે અડવાનો પ્રસંગ આવે, તેથી તે નહાવાનું છોડી દે છે. પહેલાં લોકો આગગાડીમાં બેસે, ત્યારે ગાડીમાં ખાય કે પાણી પીએ નહીં, અને ઘેર જઇને નાહી નાખે. ધીમે ધીમે એ વહીવટ કમી થતો ચાલ્યો છે. એકજ ગાડીમાં અંત્યજ લોકોને બેસાડવાની જ્યારે શરૂઆત થઇ, ત્યારે લોકો કેવા સામે થયા હતા? પણ હવે એ બાબતમાં કોઇ વાંધો લેતું નથી, એટલુંજ નહીં, પણ પાસે ખાવાનું હોય, તે કોઇ ફેંકી દેતું નથી, કે ઘેર જઇને નહાતું પણ નથી. આપણા દેખતાં મુસલમાન વગેરે પોતાનો ખોરાક ખાય છે, તે છતાં કેટલાકને સુગ ચઢતી નથી, કે ઉલટી થતી નથી. તાપના દિવસમાં મુસાફરી કરવાની હોય, તો બરફ તો ઘણા વાપરેછે, અને સોડા લેમોનેડ કંઇ થોડા વાપરતા નથી. મુસલમાને અડકેલું પાણી પણ જેમને ન ખપે તેઓ બરફ ને સોડા વોટર કેમ વાપરતા થયા? ખરે, આગગાડી એ મોટી સુધારક છે!

જેમ અનેક જાતિના લોકો વારે વારે સંસર્ગમાં આવે, તેમ છોછ ઓછી થાય છે. ગામડામાં બ્રાહ્મણ વાણિયાને શૂદ્ર ગણી તેના ભાણામાં ઉંચેથી અન્ન નાખે છે, કે બીજા દડિયામાં મૂકે છે. એજ બ્રાહ્મણ શહેરમાં આવી કોઇ વાણિયાને ત્યાં રસોઇઓ રહે છે, ત્યારે પહેલાંની છીટ વિસારે પાડેછે. ગામડામાં કલાઇ કરેલાં, કે કલાઇનાં, કાંસાનાં, કે પથ્થરનાં વાસણ શૂદ્રના સ્પર્શથી અભડાય છે, પણ શહેરમાં એ વાસણો શૂદ્ર જાતના ચાકરો નિત્ય માંજે છે. ગામડાના લોક મુસલમાનને ચીનાઇ કે કાચના પ્યાલામાં ચા પીવા આપે નહીં, પરંતુ શહેરમાં એવો બાધ કોઇકજ લે છે. અંગ્રેજી રાજ્યની શરૂઆત વખતે કચેરીમાં જનારા ઉંચ લોકો સાંજે આવીને નાહી નાખતા,

ને કચેરીનાં કપડાં જૂદાં રાખતા, કેમકે જે જાજમ શેત્રંજી ઉપર તેઓ બેસતા, તેને સાહેબ લોકોનો સ્પર્શ થતો, અથવા વખતે સાહેબ લોકને અડવાનો પ્રસંગ આવતો. હાલ તો, સાહેબ સાથે હાથ મીલાવવાને ( શેકહેન્ડ કરવાને ) સૌ આતુરતા રાખે છે, અને કોઈ નહાતું નથી ! સાહેબ લોકોને ત્યાં મેળાવડા થાય, તેમાં ઉંચ હિંદુ સ્ત્રી પુરૂષો ભાગ લે છે, અને જો કે ચા પાણી આદિ તેમને માટે બ્રાહ્મણીઆ કરાવવામાં આવે છે, તથાપિ સ્પર્શાસ્પર્શનો દોષ ગણવામાં આવતો નથી. વડોદરા, મુંબાઈ વગેરે ઠેકાણે તો એવા મેળાવડામાં વિલાયતી બિસકીટ, કેક, મિઠાઇ, વગેરે પણ ખૂબ વપરાય છે. પ્રવાસ અને આગગાડીની પેઠે સંસર્ગ પણ જબરો સુધારક છે !

કેટલાક પ્રશ્ન કરશે, કે આને તમે સુધારો કેમ કહોછો ? જેથી આચાર ભ્રષ્ટ થાય, તેતો બિગાડો કહેવાય. મદ્રાસ તરફ દષ્ટીદોષના ભયથી મેમાન સુદ્ધાંને પાસે બેસાડીને જમાડતા નથી. ત્યાં જો કોઇ રાંધનારી બારીએ થુંકવા જાય, અને દષ્ટીએ શુદ્ર પડે, તો તે નહાયા વગર રસોડામાં પેશી શકતી નથી. આ રીતે આપણે વર્તતા નથી, તેથી શું આપણા આચાર ભ્રષ્ટ છે ? ગામડાના લોકો જેમ વર્તે છે, તેમ શહેરના લોક વર્તતા નથી, તેથી તેઓના આચાર ભ્રષ્ટ છે, એમ કહેવાશે ? એતો " ખપ તેની છોછ નહીં, ને અર્થ તેનો દોષ નહીં " એ કહેવતે અનુસરવાનું છે. " જેવો દેશ તેવો વેશ " કર્યા વગર છૂટકો થતો નથી. આગગાડીમાં બેસીને સેંકડો ગાઉની મુસાફરી કરવી હોય, ત્યાં ખાધા પીધા વગર કેમ ચાલે ? એક વાર હું આગબોટમાં બેસી મુંબઈથી દ્વારકાં જતો હતો. મારો એક કારકુન કહે, આગબોટની અંદર હું રાંધેલું ભાથું ખાવાનો નથી. તેણે ખાવાને માટે પૌંઆ બાંધ્યા. આગબોટમાં ભૂખ ઘણી લાગે છે, તેમ વાયુ પ્રકૃતિના માણસોને વમળ અને વાન્તિ થાય છે. ભૂખ લાગતાંજ પેલા કારકુને પોંઆ ભૂકવા માંડેયા, પણ પૌંઆથી મોળ આવવા લાગી, અને તે નાંખીને નસવાણુ થઈ ગયો. વહાણુ—આગબોટમાં તીખું તમતમું ખાધાથી ઠીક પડે છે. આખરે તે થાકીને મારી

પાસે આવ્યો, ને બોલ્યો, સાહેબ! હું તો મરી ચાલ્યો. હવે તો તમારા ખાવામાંથી મને કંઈ આપો. મેં પૂછયું, મારૂં એઠેલું તું ખાઈશ! તે કહે, એઠેલું ને બોડેલું હવે કંઈ જોઈ શકાતું નથી. તેણે મારો ખોરાક ખાધો, ત્યારેજ તે વમળ ઉલટીથી બચ્યો. આપણા લોકો કહે છે, કે "દેહ રખો" ધર્મ છે, તે ખોટું નથી. કંઠે પ્રાણ આવે, ત્યારે ઢેડનું પણ પાણી જમીનમાં ખાડો કરી તેમાં નખાવી પીવાની આજ્ઞા છે. અતિ રોગમાં નહાવાની પણ ના પાડેલી છે.

---

## પ્રકરણ ૬ ઠું.

### વ્યક્તિ અને મંડળના પ્રયત્ન.

ઘણી વાર એમ કહેવામાં આવે છે, કે એક માણસથી શું થઈ શકે? એકલે હાથે સો તાળી પણ પડી શકતી નથી. મોટાં કામ ઘણાના એકત્ર પ્રયત્ન વગર થઇ શકતાં નથી. પણ એક રામે લંકા લીધી, તે આપણે જાણીએ છીએ. એક બુદ્ધે વિશાળ ધર્મની સ્થાપના કરી, એક શંકરે દિગ્‌વિજય કર્યો, એક સિકંદરે તે વખતની જાણીતી દુનિયાં જેર કરી, અને એક બોનાપાર્ટે આખા યૂરોપને ધ્રુજાવી મૂક્યું હતું! દૃઢ મનનો, હિંમતવાન, બુદ્ધિશાળી અને જુસ્સાવાળો માણસ શું કરી નથી શકતો? કાળા માથાનું માનવી ધારે તે કરી શકે છે, માટે એકલાથી કંઈ થાય નહીં, એમ માની બેસી રહેવું યોગ્ય નથી.

હરેક કામની શરૂઆત એકલાથી થાય છે. દરેક માણસ બીજા-ઓની રાહ જુએ, તો કોઈ કામ આરંભી ન શકાય. રણમાં પણ પ્રથમ સરદારને એકલાને ધસારો કરવો પડે છે, અને તે પછી તેની પાછળ તેનું લશ્કર તૂટી પડેછે. હરેક માણસ સરદાર બની શકતું નથી, અને તેથી મહત્‌ કામની આગેવાની કરી શકતું નથી, એ વાત ખરી; તથાપિ દરેક માણસ યથાશક્તિ કામ ઉઠાવી શકે છે. દેશ કલ્યાણનું કામ પોતાથી બને તેટલું કરવું એમ જો દરેક વ્યક્તિ ધારે, અને તે પ્રમાણે કામ આદરે, તો થઈ શું ન શકે?

ઘણી વાર એમ કહેવામાં આવે છે, કે હજી સમય આવ્યો નથી: કાળે કરીને સૌ આપોઆપ થશે. પરંતુ સમય આવ્યો નથી, એટલે શું ? સમય શી ચીજ છે, અને તે પોતે શું કરી શકે છે ? સમયને માણસ લાવે છે, એ ધ્યાનમાં રાખવું. સુધરેલા કે બગડેલા સમય–યુગનું મૂળ મનુષ્યનાં કૃત્ય છે. માણસ ધારે તો બગડેલો સમય સુધારી શકે છે, અને તેની નિષ્કાળજીથી કે અયોગ્ય વર્ત્તણુકથી સુધરેલા કાળમાં કળિ યુગ વ્યાપે છે.

કોઇ એમ કહે છે, કે ભાઇ સંસાર સુધારાનાં કામ તો સંસારજ કરી શકે. નાત જાતના સમગ્ર લોકો જે ધારે તે કરી શકે, પણ કોઇ એકલો કંઇ કરવા બેસે, તો તેને ફજેત થવાનો, દંડાવાનો કે નાત બહાર થવાનો સમય આવે; અને તેમ છતાં પણ કોઇ તેનું અનુકરણ ન કરે તેથી ધારેલો સુધારો દાખલ પણ થઇ ન શકે. આ વાત કેટલેક દરજ્જે ખરી છે, અને તેથીજ ઘણા લોકો મુંગા બેસી રહે છે, કે સુધારાવાળા પાછા પડે છે, અથવા પોતાની ધારણા બર લાવી શકતા નથી. તથાપિ નાત જાતના સમગ્ર લોકોને પણ કોઇ વ્યક્તિ સમજાવનાર કે તૈયાર કરનાર મળે, ત્યારેજ તે કંઈ કામ લઇ બેસશે. નાત વ્યક્તિઓથી થઈ છે; માટે વ્યક્તિવાર બળ જ્યાં સુધી વધે નહી, ત્યાં સુધી નાતનું બળ વધવાનું નહીં. વ્યક્તિઓ જ્યાં સુધી સુધરે નહીં, ત્યા સુધી નાત સુધરવાની નથી.

હરેક સુધારકને સર્વ યુગમાં ને સર્વ દેશમાં કંઇ ને કંઇ સહેવું પડે છે. જોખમ વગર ભારે કામ થઈ શકતાં નથી. દહીંમાં અને દૂધમાં પગ રાખવાનું હમેશ બનતું નથી. સૌને રાજી રાખીને કામ કાઢી લેવાનું કવચિતજ બને છે. પગમાં કુહાડો માર્યા વગર પરાક્રમ થતું નથી. માટે સુધારો કરવાની ધારણા રાખનારા દેશ હિતેચ્છુએ કંઇ પણ જોખમ માથે લેવું ઘટે છે. અલબત જેથી સુધારો સિદ્ધિએ ન જાય તેવું પગલું એકાએક ભરવાની જરૂર નથી; પરંતુ ઘણાં કાર્યો એવાં છે, કે જેથી હમેશને માટે નાત બહાર થવાની ધાસ્તી નથી, કે તેનું અનુકરણ બીજા ન કરે, એમ બનવાનું નથી. લોકો નિંદાને લેખામાં ન લે તોએ ઘણાં કામ થઇ શકે.

સુધારાના વિચાર લોકમાં પ્રસારવા, એ સુધારાનું પહેલું પગથિયું છે, અને તે દરેક કેળવાએલી વ્યક્તિ વિના હરકતે કરી શકે, એમ છે; પરંતુ હાલના કેળવાએલામાંથી આટલું કાર્ય પણ કેટલા થોડા કરે છે ? જાણે સંસારની ને દેશની કંઇ ગરજ ન હોય, એમ ઘણાક તો બેપરવા રહે છે. કેટલાક તો સુધારકોની નિંદા કરવામાં વડાઈ સમજે છે. પોતે કંઇ કરવું નહીં, અને બીજાની નિંદા કરવી, એ ડહાપણનું કામ નથી. દેશ સુધારાની ગંભીર ફરજ દરેક કેળવાએલી વ્યક્તિને અદા કરવાની છે, પછી તે ગમે તે માર્ગે અને પોતાની શક્તિ પ્રમાણે ભલે અદા કરે.

સુધારાના વિચાર જનમંડળમાં પ્રસારવાનું કામ અનેક રીતે વ્યક્તિથી કરી શકાય છે. ઘરમાં કે બહાર જેઓ આપણા સંગમાં આવે, તેમને ધીરેથી અને મીઠાશથી સુધારા સંબંધી વાત કરીએ, તો તેની અસર ધીમેધીમે પણ ઘણી થાય છે. જેઓ વકતા હોય, તેઓએ ભાષણો કરીને સુધારાનો બોધ કરવો. જેઓ લેખક હોય, તેમણે વર્તમાન ચોપાનિયામાં વિષયો લખીને કિંવા નિબંધો કે પુસ્તકો બહાર પાડીને પોતાનું કર્તવ્ય બજાવવું. એવા વિષયો, નિબંધો ને પુસ્તકોનો જેમ વધારે ફેલાવો થાય, અને વધારે લોકના વાંચવામાં તે આવે, એવી તજવીજ કરવી. ફેલાવો કરવામાં પૈસાદાર સારી સહાય આપી શકે. વર્તમાન ચોપાનિયાંના તંત્રીઓ વ્યક્તિના વર્ગમાં આવે છે, માટે તેમના યત્નથી ઘણું થઈ શકે એમ છે; પરંતુ આપણે અહીં કેટલાક તંત્રીઓ સુધારાના શત્રુ નિવડે છે, અથવા જાણી જોઇને કે કંઇ હેતુથી દુરાગ્રહ લઇ બેસે છે.

સ્વર્ગવાસીઓ કરસનદાસ મૂળજી, મહીપતરામ રૂપરામ, દુર્ગારામ મંછારામ, નર્મદાશંકર લાલશંકર, દલપતરામ ડાહ્યાભાઈ, સોરાબજી શાપુરજી બંગાળી, એમાંની દરેક વ્યક્તિએ ગુજરાતમાં સંસાર સુધારા માટે થોડું કર્યું નથી. દક્ષિણમાં અને સર્વ હિંદુસ્તાનમાં જાણીતા અને માઠા ભાગ્યે હાલમાંજ કૈલાસવાસી થએલા મહાદેવ ગોવિંદ રાનડેએ સંસાર સુધારા માટે સતત યત્ન ચલાવ્યો

હતો. અને " સોશિયલ કોનફરન્સ " નામના મહા મંડળને સ્થાપવાનો, અને જોર પર આણવાનો યશ એ મહાત્માને ઘટે છે. સ્વર્ગવાસી ઇશ્વરચંદ્ર વિદ્યાસાગરે બંગાળામાં સુધારાનો ઝુંડો રોપ્યો હતો. મિ. મલબારી એક જાણીતા સંસાર સુધારક છે. મદ્રાસના દિ. બા. રઘુનાથરાવ પણ એ કામને માટે પ્રખ્યાત થએલા છે. દા. ભંડારકર, ઓનરેબલ ચંદાવરકર, રા. બા. લાલશંકર અને બીજા ઘણા દેશહિતકારી પુરૂષો સંસાર સુધારા માટે મથન કરે છે. આ પ્રમાણે થોડાંક નામ આપવાનું કારણ એટલુંજ કે વ્યક્તિઓ ધારે તો ઘણું કરી શકે છે, તે બતાવી શકાય.

સુધરેલા દેશોને મુકાબલે આપણા દેશમાં સુધારાનું કામ ઘણું વિકટ છે. જેટલી અડચણો અંધકાર યુગમાં યૂરોપના સુધારકોને નડતી, તે કરતાં પણ વધારે અડચણો આજે આપણા દેશમાં સુધારકોને નડે છે. જ્યાં પ્રજામાં અજ્ઞાન અને વહેમનું જોર વિશેષ ત્યાં તેને સુધારવામાં અડચણો પણ વિશેષ સમજવી. હજારો વર્ષનો ભેગો થએલો બગાડો એકાએક કેમ સુધરે ? પ્રજાઓની શરતમાં આપણે સૌથી પાછળ ને ધીમે ચાલનાર છીએ. કોઇપણ કાર્ય આપણે અહીં ઝપાટાથી થતું નથી જેમ સૂર્ય નક્ષત્રોને સ્થળાંતર કરતાં ઘણો કાળ લાગે છે, તેમ આપણી સ્થિતિમાં ફેરફાર થવામાં વર્ષનાં વર્ષ વીતી જવાનાં. જ્યાં અજ્ઞાન છે, ત્યાં ખરૂં ખોટું પરખાતું નથી. જ્યાં વહેમ છે, ત્યાં હઠ છે. જ્યાં રૂઢીનું જોર વધારે છે, ત્યાં સમજનું ટટ્ટુ ચાલતું નથી. આ સ્થિતિમાં જો સુધારકો યુક્તિ પ્રયુક્તિથી કામ ન લે, તો તેઓ પોતાનો હેતુ પાર પાડી ન શકે. જો તેઓ શાસ્ત્ર વિરૂદ્ધ મોટા સુધારાને પ્રથમ પકડે, તો તેમાં ફતેહ પામવાનો સંભવ થોડો રહે. જો તેઓ પોતાની રહેણી કહેણીવડે કે ઘણા આગળ પડતા વિચાર વડે લોકોમાં અરૂચી પેદા કરે, તો તે લોકોના મન ઉપર તેઓ ભાગ્યેજ અસર કરી શકે. જો લોકોની રીતભાત ઉપર ભારે ટીકા થાય, અથવા તેમનો તે માટે તિરસ્કાર કરવામાં આવે, તો તેઓ સુધારકના સામા થાય, અને તેમના બોધને હસી કાઢે. આવી સ્થિતિમાં ધીરે ધીરે, લોકોને રૂચે તેમ, તેમની લાગણીઓ ન દુખાય એવી રીતે, પણ

સતત અને અસરકારક બોધ આપવાથી પરિણામ વધારે સારૂં આવવાનો સંભવ છે.

મંડળમાં પ્રથમ આપણે નાત જાતને લઇશું. જે નાતમાં ભણેલા ને સુધરેલા વિચારના ઘણા હોય, તે નાતમાં સુધારો જલદી થઇ શકે છે. જે નાતમાં અજ્ઞાન અને વહેમ વધારે, કે રૂઢીનું પ્રબળ જાદે, તે નાતમાં સુધારા દાખલ થવા મુશ્કેલ છે. એમ છતાં સંસર્ગથી કે બીજી કેટલીક સુધારક ક્રિયાઓના પ્રભાવથી લોકોની આંખો ઉઘડવા લાગી છે. કેટલીક વાર "વાર્યું નહીં પણ હાર્યું કરવાની" લોકોને ફરજ પડવા માંડી છે. "અશક્તિવાન્ ભવેત્ સાધુ" ની પેઠે થાકીને લોકો કેટલાક ઉપાય લે છે. કમાઇ ઘટી અને ખરચ વધતું ચાલ્યું જોઈ કેટલીક નાતોવાળાએ ખરચનો બોજો કમી કરવા ગોઠવણ કરી છે. એક ઠેકાણે વાણિયા લોકોએ ઉપર ઘી પીરસવાનાં જમણ બંધ કર્યાં છે. કોઈ નાતોવાળાએ અવસર ઉપરજ નાત કરવી જોઇએ એવી રીત બંધ કરી છે, એટલે જેને જ્યારે નાણાંની સવડ થાય, ત્યારે નાત જમાડે, એવો રિવાજ ચાલ્યો છે. જ્યાં બૈરીઓ હાથે બંગડીઓ (કાચની) પહેરે ત્યારે નિંદા થતી હતી, ત્યાં હવે બંગડીઓ દાખલ થઇ છે, કેમકે ચૂડાનું મોટું ખરચ કરવું લોકને પાલવતું નથી. જ્યાં હાથીદાંતના ચૂડા વગર ચાલતું નહીં, ત્યાં પાતળી ચીપો, બંગડીઓ વગેરે ગમે તે પહેરવાનો રિવાજ દાખલ થયો છે. કોઇ નાતમાં કન્યાની ભારે અછત પડવાથી બીજી ગમે તે નાતની, પણ રોટીવ્યવહારવાળાની કન્યા લેવી એવો ઠરાવ થયો છે ! આ કાંઇ જેવો તેવો સુધારો નથી; પણ તે સંકડામણને લીધે ગરજના માર્યો દાખલ થયોછે. કોઇ નાતોએ પલ્લાં પહેરામણીની રકમો કમી કરી અમુક રકમ આપવાનો ઠરાવ કર્યો છે. કોઇ નાતવાળાએ જે વિલાયત જઇ આવે, તેને નાત બહાર મૂકવો નહીં, એવો નિશ્ચય કર્યો છે. કોઇ નાતમાં ભણેલાનેજ કન્યા આપવી એવો બહુ કરીને રિવાજ ચાલે છે. કેળવણીને માટે અને બીજા સુધારા માટે ઘણી નાતોમાં મંડળીઓ સ્થપાઇ છે, કે મેળાવડા થયા છે. આ સર્વ સુધારાનાં શુભ ચિન્હો છે.

આપણે કહ્યું, કે જે નાતમાં સુધરેલા વિચારના ઘણા હોય, તેમાં સુધારો જલદી થઇ શકે છે, પરંતુ કેટલીકવાર સુધરેલાઓના મતભેદથી, ઇર્ષાથી, કે ખાનગી અદાવતથી અથવા સામા પક્ષના વિશેષ જોરને લીધે ધાર્યા પ્રમાણે સુધારો થઇ શકતો નથી. વડનગરા નાગરો સૌથી ઉંચી જાતના ગુજરાતી બ્રાહ્મણો કહેવાય છે, અને તેમનો પેશો કડછી, બરછી કે કલમનો ગણાયછે. વંશપરંપરાથી તે લોકો મુત્સદ્દીપણાનું કામ પત કરતા આવ્યાછે, અને તેથી તેમને જે કાળમાં જે વિદ્યાનો ખપ તે વિદ્યા તે કાળમાં તેઓ શીખતા આવ્યાછે. હાલમાં અંગ્રેજી ઢબની સારી કેળવણી પામેલા તેમનામાં ઘણા છે, તેમ છતાં વિલાયત જઇ આવેલાઓને નાતમાં લેવાની બાબતમાં તેમણે હદથી જાદે હઠ પકડીછે. બીજી નાતોએ જ્યારે એમના એમ કે પ્રાયશ્ચિત કરાવીને વિલાયત જઈ આવેલાઓને નાતમાં દાખલ કરી દીધા છે, ત્યારે નાગરોએ તેમની વિદ્યા અને ડહાપણને છાજે એવો કોઇ ઠરાવ હજી સુધી કર્યો નથી.

નાત ગંગાનો પ્રવાહ છે, માટે તે ગમે તેવાને પાવન કરી શકે છે, અને નાત જે ધારે તે કરી શકેછે, એમ લોકો કહેછે ખરા, પણ તે પ્રમાણે વર્તન કરતા નથી. જે વ્યક્તિથી થઇ શકતું નથી તે નાત સમગ્રે કરી શકેછે. વ્યક્તિને સગાં વહાલાંની અને નાત જાતના લોકોની નિંદાથી બીહવું પડેછે. અમુક કરવાથી કે અમુક ન કરવાથી મારા કુળની લાજ જશે, એવી તેને ધાસ્તી રહેછે. મારો ભાઇ કે પિત્રાઇ કરે, તે પ્રમાણે હું ન કરૂં, તો મારૂં કુળ ઘટશે, એવો તેને ભય રહેછે; કેમકે ઘણીખરી નાતોમાં એથી કુળ ઘટેછે પણ ખરૂં. એ માટે પોતાની સ્થિતિ સારી ન હોય, તોપણ વ્યક્તિને લપડાક મારીને મોં રાતું રાખવું પડેછે. ઘણી નાતો આથી ખરાબખસ્ત થઇ ગઇછે, કે થવા આવીછે; તો પણ નાતોની આંખો ઉઘડતી નથી. આવી બાબતોમાં નાતશાહી ઠરાવો થાય, એ ઉત્તમ માર્ગ છે. નાતને તૈયાર કરવી, એ દરેક નાત માંહેલા સુધરેલા ને સમજુ લોકોનું કર્ત્તવ્ય છે.

એવી નાતો ભાગ્યેજ હશે, કે જેમાં અમુક પ્રસંગે વરા કે બીજાં ખરચ કરવાંજ જોઇએ, એવા લેખી ઠરાવ થએલા હોય, અને કોઇ ન કરે, તો તેને નાત પૂછી શકે. એમ છતાં લોકોને વરા ને બીજાં ખરચ કરવાની ફરજ શા માટે પડેછે, એ પ્રશ્ન વિચારવાનો રહેછે. નિંદા ને મહેણાં લોકો ઉપર જબરી અસર કરેછે. બીજાને ત્યાં ભાણું માંડવા જઇએ, અને આપણે અવસર આવે ત્યારે બીજાને બારણે ન ચઢાવીએ, એ અજુક્તું છે ખરૂં. ખાવું ખવડાવવું એ ઉછીના વ્યવહાર છે. આપણે ખાઇએ ખરા ને ખવડાવીએ નહીં, તો મહેણાં સાંભળવાં પડે. અમુક પ્રસંગે વરા કે ખરચ કરવાનો નાતે ઠરાવ કરેલો નથી હોતો, તથાપિ તે સંપ્રદાય–રિવાજ–રૂઢી વડે દૃઢ થએલો હોયછે. તેનો અમલ ન કરવાથી નાત પૂછી શક્તી નથી, કે શિક્ષા કરી શક્તી નથી; તથાપિ લોકલાજને તાબે માણસને થવું પડેછે. કોઇ તાબે થવા ન ધારતો હોય, તો તેને તેના ઘરનાંજ માણસો તાબે થવાની ફરજ પાડેછે. પોતાની સ્થિતિ પ્રમાણે નાત જાતમાં યોગ્ય પ્રસંગે બે પૈસા વાપરવા, એમાં કંઇ ખોટું નથી; પરંતુ ગમે તેવી સ્થિતિમાં અને ગમે તેવા પ્રસંગમાં ખરચ કરવુંજ પડે, એ વાંધા ભરેલું છે. માટે રૂઢીથી દૃઢ થએલી બાબતો વિષેના પ્રતિબંધ તોડવા કે કમી કરવા નાતોએ ઇલાજ લેવા જોઇએ. ખરચ શિવાય બીજી ઘણી બાબતો છે, કે જે વ્યક્તિથી નહીં પણ નાત સમસ્તથી રૂડી રીતે ને સહેલાઇથી થઇ શકે.

કેટલીક વાર ભણેલા તરૂણો સંસાર સુધારાને માટે કે તે માંહેના અમુક સુધારા માટે મંડળીઓ કે સમાજો સ્થાપે છે. સભાસદોના વર્તન માટે નિયમો ઘડવામાં આવેછે, અને પ્રત્યેક સભાસદ પાસે તે નિયમો કે તેમાંના અમુક નિયમો પાળવાની પ્રતિજ્ઞા લેવડાવવામાં આવે છે. આવી મંડળીમાં અનેક નાતોના માણસો સામેલ થાય છે, અને બહુ કરીને સંસારના અનુભવ વગરના, અને પોતાની નાતમાં કેટલું પોતાથી કરી શકાશે તેનો વિચાર પણ જેમને નહીં એવા જુવાનીઆ પ્રતિજ્ઞાઓ કરી બેસે છે; પરંતુ જ્યારે સમય આવે છે, ત્યારે તેમનાથી તે પાળી શકાતી નથી. પ્રતિજ્ઞા તોડાવવામાં વખતે

પોતાનીજ બૈરી, માબાપ કે સગાં વહાલાં અગ્રેસર થાયછે, અથવા નાતનો ડર કારણભૂત થાય છે. મંડળીના મિત્રો તેમને કંઇ સહાય કરી શકતા નથી, કેમકે તેઓ પરનાતના હોયછે. આવી પ્રતિજ્ઞાઓ તૂટવાથી ઉલટી તેની માઠી અસર થાયછે. આવી આવી મંડળીઓની જરૂર નથી, એમ મારૂં કહેવું નથી. એવી મંડળીઓની ભારે અગત્ય છે, કેમકે તે જનસમુહના વિચારો ફેરવવામાં અને સુધારાના વિચાર પ્રસારવામાં સારી મદતગાર થઇ શકેછે. માત્ર જે પ્રતિજ્ઞાઓ પાળી ન શકાય એવી હોય, તે લેવડાવવાનો નિયમ વાંધા ભરેલો લાગે છે.

સંસાર સુધારા માટે સ્થળે સ્થળે મંડળીઓની જરૂર છે. નાતવાર મંડળીઓ થાય, તો તે વધારે કરી શકે. હાલમાં સંસાર સુધારા માટે દેશમાં ઘણી મંડળીઓ સ્થાપન થએલીછે. સંસાર સુધારાનું મહામંડળ ( Social Conference ) તેમાં અગ્રેસર ગણી શકાય. પૂર્વે કહ્યા પ્રમાણે કૈલાસવાસી મહાદેવ ગોવિંદ રાનડે એના સ્થાપક અને એની જીવનદોરી હતા. એ મહામંડળને અગ્રેસર ગણવાનું કારણ એટલુંજ કે તે આખા ભરતખંડને માટે યોજેલું છે. એની સ્થાપનાને પંદર વર્ષ થવા આવ્યાંછે. રાજકીય બાબતોને માટે રાષ્ટ્રીય મહામંડળ ( National congress ) જે સ્થળે વર્ષમાં એક વાર મળેછે, તે સ્થળે આ મહામંડળ પણ મળેછે. તેમાં મહા વિદ્વાનો ભાષણો અને ચરચા કરેછે, અનેક જાતના ઠરાવ બહાર પાડેછે, અને ઘણી વાર દેશમાં જૂદે જૂદે ઠેકાણે કયા સુધારા થયા, કે તેમને માટે શા યત્ન ચાલેછે, તે જાહેર કરેછે. એ મંડળનો હેતુ કેવો છે, તે જાણવા સારૂ તેણે કરેલા ઠરાવ નીચે આપ્યા છે.

૧ સ્ત્રી કેળવણી, ૨ ધર્માદાય થાપણો ( ફંડો ) ને મિલકતની વ્યવસ્થા, ૩ દારૂ નિષેધ, ૪ જૂદી જૂદી જાતોમાં મિત્રભાવ વધારવો, ૫ લગ્ન પ્રસંગના ખરચમાં ઘટાડો, ૬ વિદેશ ગમન અને તે કરનારાને પાવન કરવા, ૭ બાળલગ્ન નિષેધ, ૮ નીતિની અને ધાર્મિક કેળવણી, ૯ અનેક પત્ની કરવાનો નિષેધ, ૧૦ વિધવાઓનું પુનર્લગ્ન, અને ૧૧ હલકી વર્ણના લોકોની ઉન્નતિ.

ઉપરની દરેક બાબતની દરખાસ્ત કરનારા અને તેને ટેકો આપનારા વિદ્વાનો જે ભાષણ કરેછે, તે પ્રત્યેક વ્યક્તિને વાંચવા યોગ્ય હોયછે. એ મંડળના વાર્ષિક વૃત્તાંત ( રિપોર્ટ ) અંગ્રેજીમાં પ્રસિદ્ધ થાયછે. તેનાં દેશી ભાષાઓમાં ભાષાંતર કરી જનસમુહમાં વહેંચવામાં આવે, તો તેથી ઘણો લાભ થાય એમ છે.

દેશના જૂદા જૂદા ભાગમાં સંસાર સુધારા માટે કેવી ઉઠાવણીઓ ચાલેછે, તે જાણવા સારૂ એ મહામંડળના એકાદ વાર્ષિક વૃત્તાંતમાં આપેલી હકીકતનું દિગ્દર્શન કરીએ. એક વૃત્તાંતમાં જૂદી જૂદી ૯૨ મંડળીઓની હકીકત આપીછે, તેમાં મુંબઇ ઇલાકાની ૨૬ મંડળીઓ જણાવીછે. ગૂજરાતી માત્ર બે મંડળીનાં નામ આપેલાં છે. બીજા વૃત્તાંતમાં ગૂજરાતી બીજી બે મંડળીઓ જણાવીછે, એટલે દક્ષિણના ને બીજા કેટલાક ભાગોના પ્રમાણમાં આપણે અહીં મંડળીઓ ઘણી થોડી છે, એમ કહેવું પડેછે. મદ્રાસ ઇલાકામાં હિંદુ સોશિયલ રિફોર્મ એસોસિએશન ( સંસાર સુધારાની સભા ), બોય્સ મેરેજેબલ એજ એસોસિએશન ( છોકરાની લગ્ન-વય સભા ), હિંદુ સોશિયલ રિફોર્મ યુનિયન ( સંસાર સુધારાની સભા ), અને હિંદુ સભા, એ જૂદે જૂદે સ્થળે પોતાનું કામ કરેછે. રામજણીઓનો નાચ ન જોવા અને ન કરાવવા ઉપર મદ્રાસ તરફ વધારે લક્ષ અપાયછે. નિઝામ-હૈદરાબાદ, સીકંદરાબાદ, અને ગોદાવરી જીલ્લાની સભાઓમાં બીજી વાતો ઉપરાંત કન્યા વિક્રય ન કરવા અને પેટા નાતોમાં લગ્ન કરવાના ઠરાવ થાયછે. ઉત્તર સરકારની શ્રી વૈષ્ણવ સભામાં પોતાના ધર્મનાં તત્વો સમજવાં, નિત્ય નૈમિત્તિક કર્મ કરવું, દુરાચારીના સંગમાં ન આવવું અને તેમના પ્રત્યે નાખુશી બતાવવી, કુપાત્રે કે ગમે તે રીતે દાન કરવાની રીત અયોગ્ય જણાવવી, નાચ ન કરાવવા, જે ગુરૂઓ પોતાનું કર્ત્તવ્ય કરતા નથી, ધર્મનું સારૂં જ્ઞાન ધરાવતા નથી, અને સારી ચાલે ચાલતા નથી, તેમને સુધારવાની ફરજ પાડવી, સ્ત્રી કેળવણી વધારવી, બહિષ્કૃત થયા શિવાય, અને પોતાની સ્થિતિ હલકી થયા શિવાય વિદેશ ગમન કેવી શરતોથી

થાય, તે બાબત પંડિતોના મત મેળવવા, અને મરણ સમયે દરેક ઘરના નિદાન એક પુરૂષે સ્મશાન જવું, એ ઠરાવો કરવામાં આવ્યા હતા. બેલારી, ચિકાકોલ, કડલોર, અને નાગપોરની સભાઓ મહામંડળને ધોરણે કામ કરેછે.

વાયવ્ય પ્રાંતની વૈશ્ય સભાનો હેતુ એવોછે કે, ૧ પંચાયતથી નાની નાની તકરારો પતાવવી, ૨ સંસ્કૃત કેળવણી વધારવી, ૩ સ્ત્રી કેળવણીની વૃદ્ધિ કરવી, ૪ બાળ લગ્નનો નિષેધ કરવો, ૫ છોકરાઓની શરીર સંપત્તિ સુધારવી, ૬ લગ્ન ને મરણ પ્રસંગનાં ખરચ ઘટાડવાં, ૭ નાચ કમી કરવા, ૮ કન્યાવિક્રય બંધ કરવો, ૯ કજોડાં ન કરવાં, ૧૦ કેફનો નિષેધ કરવો, ૧૧ નાતના ગરીબોને મદત કરવી, ૧૨ હુન્નર અને વેપારની વૃદ્ધિ કરવી, અને ૧૩ વિદેશ ગમનને ઉત્તેજન આપવું. ઝાંસીની સમાજમાં ફરજીઆત અને ઐચ્છિક બાબતોની પ્રતિજ્ઞા લેવાનું ઠરાવ્યુંછે. ફરજીઆત બાબતોઃ–૧ અંત્યજ હિંદુઓને સંતાપવા નહીં, ૨ સ્ત્રી કેળવણીને ઉત્તેજન આપવું, ૩ દારૂ અને બીજી કેફી વસ્તુઓ તજવી, ૪ એક ઉપર બીજી બૈરી ન કરવી, ૫ આ સભાનો હેતુ પાર પડે તેને માટે યત્ન કરવો. ઐચ્છિક વિષયોઃ–૧ બળાત્કારે વિધવાવપન કરવાનો અટકાવ કરવો, ૨ પુનર્લગ્ન કરનારા સાથે જમવુ, ૩ ૧૮ વર્ષની અંદર છોકરાનું, અને ૧૨ વર્ષની અંદર છોકરીનું લગ્ન ન કરવું, ૪ બાળ વિધવાનું લગ્ન કરાવવું, અને ૫ લગ્નનું ખરચ કમી કરવું.

રજપુસ્થાનની અગરવાલ અથવા વૈશ્ય સભાએ વિશેષમાં બે ભાષણકાર રોકયાછે, અને કિસનગઢ તથા કોટાના મહારાજાએ ખરચ કમી કરવા બદલ નિયમો કરી આપ્યાછે; તે તેમને ત્યાં ચાલે છે. રજપુતસ્થાનમાં જૈન લોકો પણ આવા કામમાં સામેલ થાય છે. તેમણે રાતને બદલે દિવસે વરઘોડા કાઢવાનું ઠરાવ્યું છે.

કચ્છ દશા ઓસવાલ મંડળે વિશેષમાં પોતાની જાતનું વસ્તી પત્રક કરાવ્યું છે, અને મહાજનથી ઠરાવ કરાવ્યો છે, કે લગ્ન અને શ્રાદ્ધનું ખર્ચ કમી કરવું, અને જે બચે, તે કેળવણીના ને ઉપયોગી

દાનના કામમાં વાપરવું. પોતાની જાતના ગરીબ લોકોને માટે અંગ્રેજી શાળા કાઢવામાં આવી છે. મી. વીરચંદ ગાંધી અમેરિકા જવાના હતા, ત્યારે તેમને મળવા ચાર હજાર માણુસો બંદરે ગયા હતા. આર્યન સોશિયલ યુનિયન અને ક્ષત્રીય યુનિયન કલબમાં સંસાર સુધારાના સામાન્ય વિચાર થયા હતા. હિંદુ લેડીઝ સોશિયલ કલબ ( હિંદુ બાઈઓની સુધારક સભા ) માં સુશિક્ષિત સ્ત્રીઓએ જુદા જુદા વિષયો ઉપર ભાષણો આપ્યાં હતાં. પુનાની વિધવા સમાજ અને અગરકર સમાજમાં વિધવાવિવાહ સંબંધનું કામ ચાલે છે. ત્યાંની ફ્રેન્ડલી લિબરલ એસોસિએશનમાં સુધારા સંબંધે ભાષણો અપાય છે, અને સભાસદોને ગૃહસ્થ તરીકે સભ્ય રીતે વર્તવાની તથા કેફી વસ્તુઓ ન વાપરવાની પ્રતિજ્ઞા લેવી પડે છે.

દક્ષિણની લિબરલ એસોસિએશન બીજા વિષય સાથે ગૃહ શિક્ષણ ( Home education ), દેશને માટે એક સામાન્ય ભાષા, શાસ્ત્રીય અને ઉપયોગી વિષયો ભાષણ દ્વારા શીખવવા, નીતિની કેળવણી અને પ્રાથમિક કેળવણી મફત આપવી, એ બાબતો ઉપર ધ્યાન આપે છે. તેમાં ખાસ દરખાસ્તો થઈ છે, કે કન્યા જો ૧૮ વર્ષ ઉપરાંતની ન હોય, તો કોઈ સભાસદ ૪૫ વર્ષની વય થયા પછી લગ્ન ન કરે, પોતાના છોકરાને કે પાલ્યને ૧૮ વર્ષની ઉમર થયા વગર કે કેળવણી વગેરેથી ઉપજીવિકાનાં સાધન મળ્યા શિવાય પરણાવે નહીં, તેમજ તેની દીકરી કે પાલ્ય કન્યા ૧૦ વર્ષની થયા વગર અને થોડી પણ કેળવણી લીધા વગર પરણાવે નહીં, પહેરામણીમાં પોતાની વાર્ષિક ઉપજના $\frac{1}{5}$ કરતાં વધારે, પણ રૂ. ૨૦૦૦) થી જાદેની માગણી કરવી નહીં, પરંતુ કોઇ પોતાની રાજી ખુશીથી વધારે રકમ આપે, તો વધારાની રકમ કન્યાના સ્ત્રીધન તરીકે જમા કરાવવી, અને પોતાની જાતનો કોઇ વિલાયત જઇ આવ્યો હોય, તેની સાથે ખાવા ખવરાવવાની અને લગ્ન સંબંધી બાબતમાં હરકત લેવી નહીં.

પુનાની વિડોસ હોમ સભાનો આશય એવો છે, કે કમનસીબ અને નિરાશ્રિત વિધવાઓ, જે નાતના ધારા પ્રમાણે પુનર્લગ્ન

કરી શકતી નથી, તેમને ખાવા પીવાનો આશ્રય તથા શિક્ષણ આપવું. દક્ષિણની ફિમેલ હોમ એજ્યુકેશન સભા સ્ત્રીઓને માટે જનાના-વર્ગ કાઢી પ્રાથમિક કેળવણી, શીવણ, ભરત તથા ગાયન શીખવવાનો, તથા સ્ત્રીઓના મેળાવડા કરી સ્ત્રીઓ પાસે ભાષણો અપાવવાનો યત્ન પુનામાં કરે છે. સતારાની પ્રાર્થના સમાજનો ઉદ્દેશ તેના નામ ઉપ-રથીજ સ્પષ્ટ થાય છે. શિવાજી કલબ સંસાર સુધારાના વિષયો ચરચાવેછે. કરાડની ભક્તસમાજ સંસાર સુધારાનાં કેટલાંક કામ કરેછે. શોલાપુરની દખણ લિબરલ એસોસિએશને સંસાર સુધારાના જાણીતા વિષયો માથે લીધાછે. સરસ્વતિ મંદિરની વ્યવસ્થા સ્ત્રીઓ કરેછે, અને તેનો ઉદ્દેશ સ્ત્રી કેળવણી તથા સ્ત્રીઓની સ્થિતિ સુધારવાનો છે. બારા-મતિ મહારાષ્ટ્ વિલેજ એજ્યુકેશન સોસાઇટીનો હેતુ ગરીબ અને હલકી વર્ણના ( અંત્યજ ) લોકોને કેળવણી આપવાનો છે. તેણે અંગ્રેજી શાળાને માટે વસતિ-ગૃહ સ્થાપ્યું છે, અને ચાર શાળાઓ અંત્યજ લોકોને માટે ઉઘાડી છે. અહમદનગર લિબરલ કલબના સભાસદો કેફ ન કરવા, સંસારમાં શુદ્ધ રીતે રહેવા અને નીતિની ઉંચ સ્થિતિ જાળવવા પ્રતિજ્ઞા લે છે, તથા કેળવણીના પ્રસાર તરફ ધ્યાન આપે છે. ધારવાડની લિબરલ એસોસિએશનનો ઉદ્દેશ દક્ષિ-ણની લીબરલ એસોસિએશન જેવો છે. યેવલાની દખણ લિબરલ એસોસિએશન બળાત્કારે વિધવાવપન ન થવા દેવા તથા નિરા-શ્રિત વિધવાઓને આશ્રય આપવા યત્ન કરે છે. કલ્યાણની કાયસ્થ પ્રભુ સભાએ પોતાની નાતમાં અનેક જાતના સુધારા કરવા માટે ઠરાવ કર્યો છે.

સુરતની અનાવલા દેશાઇની સભા સંસાર સુધારા માટે તજવીજ કરેછે. સિંધ હૈદ્રાબાદની હિંદુ સોશિયલ રિફોર્મ સભાએ મહામંડળના વિષયો હાથમાં લીધાછે. સક્કર અને રોરી સુધારક સભાના સભાસદો-એ અમુક સુધારા માટે પ્રતિજ્ઞાઓ લીધીછે. ગુજરાતમાં અમદાવાદની અંદર કેફ નિષેધ, નાચ નિષેધ અને વિધવા વિવાહની સભાઓ પોતાના નામ પ્રમાણે કામ કરેછે, સંસાર સુધારા સમાજ અમુક

સુધારાને માટે તજવીજ કરેછે, અને ઔદિચ્ય હિતેચ્છુ સભા પોતાની નાતના સુધારા માટે જુદે જુદે સ્થળે વાર્ષિક મેળાવડા કરેછે.

વરાડની સોશિયલ રિફોર્મ તથા દેશમુખ સભાના સભાસદો અમુક જાતના સુધારા માટે પ્રતિજ્ઞા લેછે.

પંજાબમાં સંસાર સુધારાની ચપળતા વધારે છે. નાની નાની બિરાદરી સભાઓ પુષ્કળ સ્થાપન થઈછે. તેઓ જૂદી જૂદી નાતોની સભાઓ હોવાથી નાત સુધારાનાં ઘણાં કામ કરી શકે છે. સરીન સભાની શાળાઓ ઘણુખરા કસ્બામાં છે, કાયસ્થ કોમની સભાઓ છે. ઔરારાવંશ સભા ઘણું સારૂં કામ કરેછે. એ જાતના લોક પંજાબમાં ઘણા અને સારી હાલતમાં છે. એકજ વર્ષમાં ૨૩ વિધવા વિવાહ પંજાબમાં થયા હતા. પંજાબ આર્યસમાજ બહુ સારૂં કામ કરેછે. બ્રહ્મસમાજનું પણ પંજાબમાં જોર છે. અંત્યજ લોકોને ચઢતી સ્થિતિમાં લાવવા શીખ લોકો યત્ન કરેછે. ગુર્જનવાલા ક્ષત્રી સભા મહામંડળના ઉદ્દેશને અનુસરેછે. લાહોરની વિધવા વિવાહ સમાજ પોતાનો હેતુ પાર પાડવાના અનેક યત્ન કરે છે. ગુર્જનવાલા ક્ષત્રી સભાની એક શાખા ઉત્તર સેલિવાલા વઢવાન સભા કરીને છે, તેણે સામાન્ય સુધારાની સાથે પેટા નાતોમાં લગ્ન કરવાની તજવીજ ચલાવી, તેથી એક વર્ષમાં એવાં ૧૮ લગ્ન થયાં હતાં. લગ્ન પ્રસંગે અમુક જાતનાં ખરચ કાઢી નાંખ્યાં, અને અમુક જાતના રિવાજ જેવા કે વરને ગંદા પાણીથી છાંટવો, ફટાણાં ગાવાં, નાચ કરાવવા, અને મદ્યમાંસનો ઉપયોગ કરવો—તે દૂર કર્યા, અને પુરૂષોની માફક સ્ત્રીઓ જોડા પહેરે, એવો રિવાજ દાખલ કર્યો. ચકવાલ સુધારક સભાએ મુસલમાન થઇ ગએલા બે જણને પોતાની ક્ષત્રી જાતમાં પાછા લીધા, તથા પેટા નાતોમાં લગ્ન કરાવ્યાં.

વાયવ્ય પ્રાંતોમાં ગાઝીપોર સુધારક સભા ઘણું કરી શકી નથી. કાયસ્થ સભાએ ઠરાવ કર્યો, કે પોતાની ચાલ ચલકતને હાનિ પહોંચાડે એવી રીતનો કોઇ ફોજદારી કચેરીના ઇન્સાફમાં ગુન્હેગાર ઠરે, તેને કોઈ રાષ્ટ્રીય સભાનો સભાસદ ગણવો નહીં, અને ગરીબોના લગ્નને મદત કરવા માટે પ્રોવિડંટ ફંડ સ્થાપવું.

બંગાળા ઇલાકામાં મોંગીર કાયસ્થ સભાનો ઉદ્દેશ બીજી કાયસ્થ સભાઓના જેવો છે. ત્રિપુર હિતૈસિનિ સભાનો ઉદ્દેશ સ્ત્રી કેળવણી ફેલાવવાનો છે. સિલ્હેર યુનિયનનો ઉદ્દેશ પણ એજ છે. મીમેનસિંગ સંમેલની સભા એજ હેતુથી કામ કરે છે. મીમેનસીંગ હિંદુવિવાહ બ્યય નિવારીણી સભા લગ્ન પ્રસંગનો ખરચ કમી કરવા યત્ન કરેછે. ઇટના વિલેજ યુનિયન હિંદુ મુસલમાન વચ્ચે ભાઇચારાનો સંબંધ વધારવા, અને કેફ નિષેધ માટે મથન કરેછે. ચિતાગાંગ સ્ટુડન્ટસ પ્યુરિટિ એસોસિએશન વિદ્યાર્થીઓમાં નીતિની વૃદ્ધિ કરવાની તજવીજ કરે છે. શહેરના મધ્ય ભાગમાંથી વેશ્યાઓને માજીસ્ટ્રેટ તથા શહેર સુધરાઇની મદતથી કાઢવામાં આવી છે. કેફ ન કરવી, અને બદચાલની સ્ત્રીઓનાં કારખાનાં કે સ્થળ તજવાં, એવી સભાસદોએ પ્રતિજ્ઞા કરી છે. હાલીસહર ગુડવિલ ફ્રેટરનિટીનો હેતુ કેળવણી ફેલાવવી, વિધવાઓ અને બીજા નિરાશ્રિતને મદત આપવી, અને લોકોમાં આરોગ્ય વિદ્યાનો પ્રસાર કરવો, એવો છે. એજ સ્થળની બીજી એક સભા કુલીનના પેટા ભાગ એકત્ર કરવા, અને શાસ્ત્રની આજ્ઞા ન હોય, તેવે પ્રસંગે એકથી વધારે સ્ત્રી ન કરવી, એ બાબતની તજવીજ ચલાવેછે. રાઇગાંગ હિતકારી સભા થોડુંજ કરી શકી છે. જુના વિચારમાં ભળેલા નવિન કેળવાએલા લોકોથી તેને ઘણો અટકાવ થાયછે. બરનગર વિડોસ હોમ કેળવણીનો પ્રસાર કરવાની સાથે વિધવાઓને આગળ જતાં ઉપયોગી પડે એવી જાતની કેળવણી તથા ધંધા શીખવવા યત્ન કરે છે. વસતિગૃહ કરી ત્યાં વિધવાઓને રાખવામાં આવે છે, અને તેમને પાકશાસ્ત્ર આદિ સંસારોપયોગી કામ પણ શીખવાય છે.

---

# ભાગ ૪.

## સંસાર સુધારાની બાબતો.

સંસાર સુધારા સાથે સંબંધ ધરાવનારી બાબતો, જેવી કે કેળવણી, ધર્મ, નીતિ વગેરે વિષે આપણે કેટલુંક પાછળ કહી ગયા છીએ. એ પ્રત્યેક વિષયના સંબંધમાં ઘણું કહેવાનું રહે છે, પરંતુ તે દરેક સ્વતંત્ર વિષય હોઇ સંસારનો પ્રત્યક્ષ ભાગ થતો નથી, માટે તે વિષે આપણે વધારે કથન કરીશું નહિ. સંસારની બાબતોને આપણે મુખ્ય ૬ વિભાગમાં વહેંચી નાખીશું. એટલે ૧ જ્ઞાતિ, ૨ સ્ત્રીઓની પ્રતિષ્ઠા ને સ્થિતિ, ૩ લગ્ન, ૪ મરણ, ૫ ખરચ ખૂટણ, અને ૬ પરચૂરણ બાબતો; અને દરેક વિભાગને લગતા વિષયોનું તેમાં પ્રથક પ્રથક વર્ણન કરીશું.

---

## વિભાગ ૧.

## જ્ઞાતિ.

### પ્રકરણ ૧.

### જ્ઞાતિના લાભાલાભ.

જ્ઞાતિઓ કેમ ઉત્પન્ન થઈ તે વિષે આપણે પાછળ કહી ગયા છીએ. જગત્ કર્ત્તા ઇશ્વરે જ્ઞાતિ ઉત્પન્ન કરી નથી, અને તેને ત્યાં જ્ઞાતિનો ભેદ નથી. માણસ જન્મેછે, ત્યારે તેના અંગ પર જ્ઞાતિદર્શક કંઇ ચિન્હ હોતું નથી. બ્રાહ્મણ, વાણિયા, કણબી, કોળી, ઢેડ, ચમાર આદિ ચઢતા ઉતરતી વર્ણ આપણે કહીએ છીએ, તે ગુણકર્મે કરીને પડેલી છે. પછી જે જાતમાં માણસ જન્મે તે જાતનું તે માણસ ગણવામાં આવેછે. પણ ઇશ્વરે તો બેજ જાતિ–સ્ત્રી અને પુરૂષની –ઉપજાવી છે. ઇશ્વરના દરબારમાં સર્વ મનુષ્યને સરખાં ગણવામાં આવે છે. કોઇ પણ જાતિનું માણસ સદાચારે અને સદ્ધર્મે કરીને તેના ચરણને પહોંચી શકે છે, અને દુરાચાર તથા કુધર્મે કરીને નર્કે

જાય છે, કે અધોગતિને પામે છે. એકજ મહા પિતાથી પેદા થએલો મનુષ્ય વર્ગ એક કુટુબ રૂપ છે, તેથી સર્વ જાતિના મનુષ્યો એક બીજાના ભાઇ બહેન છે, એમ ગણી શકાય

એમ છતા, જૂદા જૂદા દેશમા વસવાથી ને જૂદા જૂદાં કામ લઇ બેસવાથી મનુષ્યના જૂદા જૂદા જથા અને જાતિઓ બધાઈ. આ બનાવ સર્વ ઠેકાણે થોડા કે ઘણો બનેલો જોવામા આવે છે, એટલે દરેક દેશ કે તેના વિભાગમાં વસનારા લોકોની જૂદી પ્રજા થઇ છે, અને તેમા ક્રમેં કરીને જાતિઓ પણ થએલી છે. આપણા દેશની જાતિઓ અને બીજા દેશની જાતિઓમા મોટો ફેર એ છે, કે બીજા દેશોમા એક બીજી જાતનુ ખાવા પીવાથી વટલાવાતું નથી, જરૂર પડે તો એક બીજામા લગ્ન સંબંધ પણ થાય છે, અને મરજીમા આવે તો બાપદાદાનો કસબ છોડીને ગમે તે ધંધો કરી શકાય છે. આપણા દેશમા પણ પૂર્વે આજ પ્રમાણે હતુ, પરંતુ માઠા ભાગ્યે કરીને તે સ્થિતિ બદલાઇ ગઇ, અને હાલ આપણે આપત્તિમા આવી પડયા છીએ.

અર્થશાસ્ત્રની રીતે જેમ કામના વિભાગની જરૂર છે, તેમ લોકો જૂદા જૂદા કામને માટે વહેચાઇ જાય, એ પણ જરૂરનુ છે. એટલે કામકાજને માટે જ્ઞાતિઓ થાય, એ એક રીતે લાભકારી છે. છોકરાને બચપણથી માબાપનુ કામ જોવા શિખવાનો પ્રસગ મળે છે, તેથી તે કામ કરવાને તેઓ લાયક થાય છે, એટલે તેઓના કામનુ અનુભવી જ્ઞાન તેમને થોડા પ્રયાસે અને કિંચિત ખર્ચે મળી શકે છે. ધધાને સબંધે એક બીજાના સમાગમમા આવવાનુ થાય છે, તેથી અમુક જ્ઞાતિના લોકો એક બીજાની સ્થિતિથી વાકેફ થાય છે. આવી વાકેફગારી કે સબધ હોય, તેમાથી વરકન્યા પસદ કરવાનુ વધારે અનુકળ પડે છે એકજ જાતનો કિસબ કરનાર માબાપના છોકરા વર કન્યા તરીકે એક બીજાને વધારે મદદગાર થઇ પડે છે. પોતાના કિસબ કારીગરી સબધે વિચાર કરવો હોય, તો કારીગરની એક જાત હોય તે ભેગી મળી શકે છે, અને એક સપે વર્તી શકે છે. આપણે જોઇએ છીએ, કે કઇ વેપાર રોજગાર સબધે વાધો પડે તો મહાજન,

હજામ, ધોબી, ભંગીઆ વગેરે હડતાળ પાડેછે. આ તેમના એકસંપનું પરિણામ છે. આ પ્રમાણે બીજા દેશોમાં પણ અમુક વેપારની નાત-મંડળી ( Guild ) પોતાના વેપાર સંબંધે ભેગી મળે છે, ને એક સંપ દેખાડે છે. આ સર્વ જ્ઞાતિના લાભ છે.

હવે જ્ઞાતિના ગેરલાભ તરફ નજર કરીએ. જ્ઞાતિ જો કર્મે કરીને છે, તો કર્મે કરીને તેમાં ફેરફાર થવો જોઇએ. જેને જે અનુકૂળ આવે, પસંદ પડે, કે જેનાથી જે થઇ શકે, તે ધંધો કરવાની તેને છૂટ ન હોય, તો તે નુકસાન કર્ત્તા છે. ધારો કે એક સુતારનો છોકરો ખોડીલો જન્મ્યો, કે અકસ્માતથી તે વાંસલા વિંધણા વડે મહેનતનું કામ કરવાને અશક્ત થયો; એમ છતાં તેનાથી થઇ શકે એવો બીજો ધંધો તે શા માટે કરી ન શકે? ધારો કે એક દરજીના છોકરાની આંખ નબળી છે, પણ ઘાણ મારવાને તેના હાથ યોગ્યછે; તે છતાં તે લુહારનું કામ કેમ ન કરી શકે ? ધારો કે એક હજામનો છોકરો હિસાબી કામમાં ખબરદાર નીકળ્યો, વેપાર વણજની તેને સારી સમજ છે, અને તેના બાપ પાસે પૈસા છે, તે છતાં તે નાણાવટું શા માટે ન કરે ? ધારો કે એક વાણિયાના છોકરાને સુતારકામ હાથ બેઠું, અને તે કરવું તેને પસંદ પડયું; તો તે સુતારનો ધંધો શા માટે લઇ ન બેસે ? ધારો કે એક પાટીદારનો છોકરો શાસ્ત્ર ભણ્યો, અને તેને કથા કરવાની વૃત્તિ થઇ; તો તે કથા કેમ ન કરી શકે ? આપણે અહીં કેટલીક જાતના લોકો પોતાનો ધંધો ફેરવી શકે છે, એટલે લુહાર સુતારનું કામ કરે છે, સુતાર કડીઆનું કામ કરેછે, કે કંસારો રૂપાઘડાનું કામ કરેછે. પણ તેમાંનો કોઇ હજામનું, કે દરજીનું, કે કુંભારનું કામ કરતો નથી; અને હજામ, દરજી કે કુંભાર ખેતી કે નોકરી શિવાય બીજો ધંધો કરી શકતો નથી. ઉંચ વર્ણના લોકો કારીગરીનો ધંધો હલકો ગણે છે, તેથી તેઓ સુતાર, લુહાર વગેરેનું કામ કરવામાં હિણપદ સમજે છે. બ્રાહ્મણને વર્જ્ય છતાં તે નોકરી કરે, ત્યારે બીજા ધંધા શા માટે ન કરે ? કેટલીક વાર એક ધંધામાં સારૂં મળતર હોતું નથી, તે છતાં પણ તે ધંધો કરનારી જાતથી બીજો ધંધો થઇ શકતો નથી, તેથી તેને હેરાન થવું પડેછે. એક ગામમાં

એક જાતના ચાર કારીગર બસ થતા હોય, ત્યાં વિસ્તાર વધવાથી તેનાં ૨૦–૨૫ ઘર થઇ જાય, તો દરેક ઘરને જોઇએ તેટલું કમાવું તે ગામમાં મુશ્કેલ થઇ પડે. બીજા ગામમાં જવાની ઇચ્છા થતી નથી, અને નજીકના ગામોમાં તેમનો ખપ ન હોય, તો પછી તેજ ગામમાં જે મળે, તે ઉપર નિર્વાહ ચલાવવો પડે છે. એજ ગામમાં બીજો ધંધો વધારે લાભકારી હોય, તોપણ તેમનાથી થઇ શકતો નથી. વાણિયાનો દિકરો વેપારજ કરે, એવી લોકોની સમજ છે, અને એ વેપાર એટલે અમુક જાતનો માલ ખરીદવો વેચવો, કે નાણાંની ધીરધાર કરવી. વાણિયા " રાનરાન ને પાનપાન " થઇ ગયા છે એમ કહેવાય છે, એટલે વસ્તી વધવાથી તેઓ નાનાં મોટાં ગામડામાં પણ જઇ રહ્યા છે. નાના ગામમાં એકજ વાણિયાને પૂરો ધંધો ન મળી શકે એમ હોય, ત્યાં અનેક વાણિયા રહેવા જાય, તેથી દરેકને પેટ પૂરતું પણ પેદા કરવાનું મળે નહીં. બ્રાહ્મણો પોતાનો મૂળ ધર્મ ઘણે ભાગે ચૂકયા છે. ભણવા ભણાવવાનો ધંધો બહુ થોડા કરે છે. જોષી, પુરાણી, માણભટ ને કથાકરીનો ધંધો કેટલાક કરેછે. ગોરપદું અને ગામોટ તરીકે કામ કરનારા પણ ઘણા છે; પરંતુ સૌથી મોટો ભાગ ભિક્ષુક–ભીખ માગનારો છે, એમ કહેવું પડે છે. ભીખ માગવાનો તેઓ ધંધો સમજેછે ! ભીખ માગીને ગુજરાન ચલાવવું, એ અધમ પ્રકાર છે, છતાં સૌથી ઉંચ વર્ણના લોકોને એવો માર્ગ પકડવો પડે, એ કેટલું ખેદકારક છે ? ભીખ માગવી અને મ્લેચ્છની અધમ નોકરી ઉઠાવવી તે હા, પણ બીજા કસબ કારીગરીના માર્ગ પકડવાની ના !

આપણે ધંધાને લઇને જ્ઞાતિઓ થઇ છે, એમ કહ્યું, પણ તેની પેટા જ્ઞાતિઓ વિષે કહેવાનું બાકી રહે છે. પેટા જ્ઞાતિઓ એકજ ધંધો કરે છે, તે છતાં તેઓ એક બીજાને જૂદી જ્ઞાતિ હોય, એમ સમજે છે. એકજ જ્ઞાતિમાં કન્યા આપવા લેવાનું વધારે અનુકૂળ પડે છે, પણ તેથી પેટા જ્ઞાતિઓમાં કન્યા વ્યવહાર ન રાખવો, એમ ઠરતું નથી. એક પેટા નાતમાં કન્યાની અછત હોય, અને વરને કુંવારા મરવાનો વખત આવે, તે છતાં બીજી પેટા

નાતિમાંથી કન્યા ન લાવવી, એ કેટલું દુઃખદાયક છે! કોઇ પેટા જ્ઞાતિમાં વખતે કન્યાનો વધારો હોય છે, તેથી તેમને વર મેળવવાની મુશ્કેલી પડે છે, અને કન્યા ઉપર કન્યા નાંખવાની કે કજોડાં કરવાની ફરજ પડે છે, તે છતાં તે બીજી પેટા જ્ઞાતિમાં કન્યા શા માટે ન નાંખે? આ રીતે સંસારના કાર્યમાં પેટા નાતો અને તેનાં તડો મોટી અડચણ કરે છે.

પેટા નાતો એક બીજાનું જમતી નથી, એ પણ કેટલીક નાતોમાં જોઇએ છીએ. વડનગરા નાગર બીજા બ્રાહ્મણને પંગતમાં ન બેસાડે, એટલુંજ નહીં, પણ તે વિસનગરા નાગરને પણ ન બેસાડે. શ્રીમાળી ઔદિચ્યનું ન ખાય, અને હાલારી સંભાના ઔદિચ્ય ઝાલાવાડી સંભાના ઔદિચ્યનું ન ખાય. ગિરનારા કહેશે, અમે સૌથી ઉંચા, અને સોમપરા કહેશે, અમે સૌથી ઉંચા, માટે અમારાથી બીજા બ્રાહ્મણનું ન જમાય. ગુગળી કહેશે, અમારો તો પંથજ ન્યારો છે! સોનીમાં ત્રાગડ ને મેવાડા એક બીજાનું ન ખાય. કણબીમાં લેઉઆ આંજણાનું ન ખાય. રાજગર, તપોદન, કારટીઆ, બારડ, પાંચા એ તો પતિત નાતો ગણાય છે, તેથી તેમની જાતના બીજા લોકો તેમનું ખાતા નથી.

કેટલાક પોતાને એવા ઉંચા કે ધર્મનિષ્ટ માને છે, કે તેઓ હલકી જાતના કે મુસલમાનના હાથનું, કે તેનાથી અડકાએલું પાણી સુદ્ધાં ન પીએ. દક્ષણી બ્રાહ્મણને વાણિયાના હાથનું પાણી ન ખપે. કોળી, ભીલ, માછી, મુસલમાન વગેરેના હાથનું પાણી કેટલાક ગુજરાતના બ્રાહ્મણ વાણિયા પણ પીતા નથી, તેથી મોટા અધિકારીને કે શ્રીમંતને નોકર ચાકર હાજર છતાં દોરી લોટો લઇ હાથે પાણી કાઢવા જવું પડેછે, અને કેટલીક વાર તો મોટી અડચણ પણ વેઠવી પડેછે. જે સમયે બહાર જવાનું થોડું થતું, તે સમયે ઘેર એટલે ઘણા પ્રકારની છોછ નભી શકતી, પણ જ્યાં બહાર જવાના પ્રસંગ વારે વારે આવે, અને આગગાડીમાં કે બીજી રીતે લાંબી મુસાફરી કરવાની ફરજ પડે, ત્યાં કેટલીક છીટ છોડવી પડે છે, અને લોકો તે ચાકીને વખતે છોડે પણ છે.

---

## પ્રકરણ ૨.

### જ્ઞાતિ બંધન-રોટી વ્યવહાર.

જ્ઞાતિઓ સારા હેતુથી સ્થપાઇ, પણ તે સ્થપાતી વખતે રાખેલી છૂટ અટકી પડવાથી તે હાલ તો એક બંધન-બેડી રૂપ થઇ પડી છે. જ્ઞાતિઓનો પરસ્પર વ્યવહાર બંધ પડયો, એટલુંજ નહીં, પણ તેના પેટા ભાગ-નાતો-ઉપનાતો-તડો થઇ તેમાં પણ પરસ્પર વ્યવહાર બંધ પડયો. હાલ તો નાતની સામે કોઇથી ચેં કે ચું થઇ શકતું નથી. ગમે તે દુઃખ પડો, પણ નાતરૂપી કેદખાનામાં ગોંધાઇ રહેવું જ જોઇએ. નાત ધારે તો ગમે તેવી હલકી વાતને માટે પણ માણસને હેરાન કરી શકે છે, પક્ષાપક્ષથી અન્યાય કરી ગમે તે સજા આપી શકે છે, સ્થિતિ ઉપર આધાર ન રાખતાં રૂડે ભુંડે અવસરે ગમે તેટલું ખરચ કરાવે છે, કુળવાન ન હોય, તો કન્યા વગર છોકરાં કુંવારાં મરે છે, તે છતાં બીજી નાતની કન્યા લાવવા દેતી નથી, કુળવાન ગમે તેમ છૂંદી મારે, તોપણ દાદ લેતી નથી, અને નાતે માન્ય કરેલા શિવાય બીજા ધંધા કરે, તો તેને માટે પણ પૂછી શકે છે. કોઇ વિદેશગમન કરે તો તેના પર નાત શેર થાય છે. કોઇ વિધવાના વાળ ન લેવડાવે, કે તેને હાથે ચૂડીઓ રહેવા દે, તો નાત પસ્તાળ પાડે છે, એટલુંજ નહીં, પણ કોઇ નાતના ચાલુ રિવાજ વિરૂદ્ધ કંઇ પણ નવું કરવા જાય, તો તેને પણ પીખી નાંખે છે. નાત એ ખરેખર સવા મણની બેડી છે, અને તે કારાગૃહ કરતાં પણ વખતે વધારે દુઃખદાયક થઇ પડે છે.

ઉપનાતોએ એક બીજા સાથે આંટોછાંટો ન રાખવો, એવું કાંઇ શાસ્ત્રમાં કહ્યું નથી. એકજ જાતમાંથી ઉપજેલી શાખાઓ એક બીજાનું ખાધાથી વટલાય શી રીતે ? એકજ ગોત્રના લોકો જૂદી જૂદી ઉપનાતોમાં હોય, તે એક રીતે પિત્રાઇજ છે; છતાં તે એક બીજા સાથે ખાવા ખવરાવવાનો વ્યવહાર ન રાખે, એ સકારણ નથી. ખરૂં જોઇએ તો કોઇ પણ જાતનો દ્વિજ બીજા દ્વિજનું ખા-

વાથી શાસ્ત્રાધારે વટલાતો નથી. પછી હાલ ચાલતા ધર્મને લઇને કે છેક અધમ કર્મને લઇને કોઇ જાતો સાથે ન જમવું તો તે વાત જૂદી છે, પરંતુ ઉપનાતો એક બીજા સાથે પણ ખાવા પીવાનો વ્યવહાર ન રાખે, એ અજુકતું લાગે છે.

વટલાવા સંબંધીની સમજજ લોકોમાં વિચિત્ર છે. એક વાર જેને વટલાએલો ગણવામાં આવે, તેને દંડ લઇને નાત પાવન કરે, એ શાસ્ત્રાર્થ કયો ? જે એક વાર વટલ્યો, તે કદાચિત્ શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે વિધિપૂર્વક પ્રાયશ્ચિત્ કરે, તો પવિત્ર થાય; પણ નાતના દંડથી કેમ પવિત્ર થાય ? કોઇ બ્રાહ્મણ કોળણ સાથે ઘર માંડીને રહ્યો, તેના હાથનું ખાધું પીધું. તે હમેશને માટે પતિત થયો, તેને નાત પોતાના મનસ્વી ઠરાવથી પાવન કરી શકતી નથી. વળી શાસ્ત્રમાં જણાવેલાં મહાપાતકો કરીને જે હમેશને માટે પતિત થાય છે, તેને નાત છેડતી પણ નથી. નાતમાં જે બળવાન હોય, કે જેનો મોટો જથો હોય, તે ચાહે સો કરી શકે છે; તેને કોઇ પૂછતું પણ નથી.

નાતના આગેવાનોની મનસ્વી વર્ત્તણુકથી નાતનું બંધન વધારે બેડી રૂપ થઇ પડે છે. તેઓ કુળવાન, કાણુવાળા અને નટખટ પડયા, તેથી તેઓ નાતીલાઓને ઘણું પજવી શકે છે. તેઓ પોતે નાતના ધારા મરજીમાં આવે ત્યારે ઉલ્લંઘે છે, અને બીજાઓને ગમે તે ધારા લાગુ પાડે છે. પરંતુ જન સ્વભાવ વિચિત્ર છે. માણસ ગુલામગિરી ચહાતું નથી, તેથી જ્યારે જ્યારે આગેવાનોનાં કૃત્ય અસહ્ય થાય છે, ત્યારે ત્યારે તેઓ બળવો કરે છે. જેમને રીબાવું પડે છે, તેઓ સંપ કરે છે, અને આગેવાનોના સામા થાય છે. એથી તડ પડે છે, એટલે રીબાતા લોકો જૂદા પડે છે, અથવા પોતાની માગણીઓ આગેવાનો પાસે કબૂલ કરાવે છે. જ્યારે અતિશય જુલમ થાય, ત્યારે આવું પરિણામ આવવુંજ જોઇએ. પરંતુ એ પરિણામ સુખદાયક ભાગ્યેજ નિવડે છે. જૂદા પડેલા લોકોમાં આગેવાની કરી શકે, એવા લાયક માણુસ ન હોય, તો તેમનું તડ

ભાગી પડે છે, કે સારી રીતે ચાલતું નથી. મૂળ નાતના આગેવાનો સામા થનારનું જોર જોઇ તેમની માગણીઓ કબૂલ રાખે છે, પણ સમય આવે, ત્યારે પાછા તેમને કચરી નાખવા ઉભા થાય છે. એમ છતાં હાલમાં ઘણે ઠેકાણે આગેવાનોનું જોર કમી થતું, અને નાતનું સખત બંધન ઢીલું પડતું જોવામાં આવેછે, એ સુધારાનું ચિન્હ છે.

જે લોકોને ખાવા પીવામાં પ્રતિબંધ નથી, તે લોકોને મુસાફરી કેટલી સુતર પડે છે ? અંગ્રેજો એક નાની થેલી ( પાકીટ ) લઇ દુનિયાના ગમે તે ભાગમાં ફરી શકે છે, કેમકે તેમને ખાવા પીવાની પંચાત પડતી નથી. તેઓ ગમે તેના હાથનો જે મળ્યો તે ખોરાક લઈ શકેછે. આપણે મુસાફરી કરવી હોય, તો ખાવા પીવાનો પ્રથમ વિચાર થઇ પડે. કેટલાક દિવસ ચાલે એટલું ભાથું સાથે બાંધી લેવું, અને ટાઢું શીળું ખાઇને માંદા પડવું. ભાથું પણ બીજાના સ્પર્શથી અભડાય નહીં તેવું જોઇએ, અને તે શરીરને માફક આવો કે ન આવો, તેનો વિચાર કરવાનો નહીં. વળી રાંધવાનાં વાસણકુસણ સાથે રાખવાં, અને બને તો કેટલાક દાણાદૂણી પણ બાંધી લેવા. મળી આવે ત્યાં સગે વહાલે કે ઓળખાણવાળાને ઘેર ધામા નાખી તેમને હેરાન કરવા ને પોતે હેરાન થવું. આવી રીતે મુસાફરી કરવી, એ હાલના સમયને કેટલી પ્રતિકૂળ છે ? પરદેશમાં લાંબી મુસાફરી તો આ પ્રમાણે થવીજ અશક્ય છે.

મુસલમાન પારસીઓને આવી બાબતમાં જે સવડ છે, તે પણ આપણને નથી. તેઓ ગમે ત્યાં સહેલાઇથી જઇ શકેછે, તેમ આપણાથી થઇ શકતું નથી. આજ કારણથી આપણા કરતાં મુસલમાન પારસીઓની વધારે સંખ્યા વિલાયતમાં જાયછે, ત્યાં સગવડથી રહી શકેછે, અને ઉન્નતિએ ચઢી શકે છે.

---

## પ્રકરણ ૩.

### રોટી વ્યવહાર ત્યાં બેટી વ્યવહાર.

કન્યાનો કાળ ઘણેખરે ઠેકાણે જોવામાં આવેછે. કન્યાની અછત વડે લોકોને ન કરવાનાં કામ કરવાં પડે છે. કન્યાવિક્રયનું મૂળ કારણ કન્યાની અછત છે. સાટાં તેખડાં કરવાનો દુષ્ટ રિવાજ પણ એજ કારણથી પડયોછે. કેટલીક જાતની અનીતિનું મૂળ પણ એજ છે.

કન્યાની અછત થઇ જવાનું કારણ શું તે તપાસીએ. વસ્તી પત્રક જોતાં માલમ પડેછે, કે વિલાયતમાં પુરૂષ કરતાં સ્ત્રીની સંખ્યા વધારે છે. હિંદુસ્તાનમાં હિમાલય તરફના એક પ્રદેશ શિવાય કોઇ ઠેકાણે સ્ત્રીઓની સંખ્યા વધારે નથી; પણ ઉલટી કમી છે. ગાયકવાડી રાજ્યના વસ્તીપત્રક ઉપરથી કાઢેલું પ્રમાણ ઘણુંકરીને આખા ગૂજરાતને લાગુ પડી શકશે, માટે તે તપાસીએ. એ રાજ્યમાં કુલ વસ્તીની સરેરાશ કાઢતાં પુરૂષ કરતાં સ્ત્રીની સંખ્યામાં સેંકડે ૮,૨૬ નો ઘટાડો છે. બ્રાહ્મણોમાં સેંકડે નવની અને વાણિયામાં સેંકડે છની ખાધ છે. બ્રાહ્મણના ઉપવર્ગ લઇએ, તો અનાવલામાં સેંકડે ૧૬ ની, ચિત્રોડામાં સેંકડે ૨૨ ની, વડાદરામાં સેંકડે ૪૧ ની અને ખડાયતા બ્રાહ્મણમાં સેંકડે ૫૦ ની ખાધ છે ! વાણિયાના વિભાગ લેતાં ખડાયતામાં સેંકડે ૧૫ ની અને સોરઠીઆમાં સેકડે ૨૦ ની તૂટ છે ! આ ખાધ આગળ માણસનો ઇલાજ નથી, કેમકે તે દૈવ આધિન છે. એમ કહેવામાં આવે છે, કે પ્રજા જેમ શરીરે સશક્ત તેમ તેમાં છોકરીઓની ઉત્પત્તિ જાદે હોય. આપણે જોઇએ તેટલા સશક્ત નથી, એ વાત તો ખરી છે.

સ્વાભાવિક કારણ શિવાય કન્યાની અછતનાં બીજાં પણ કારણો છે. કુળવાન કે સાધનવાળા અનેક સ્ત્રીઓ કરે છે, તેથી બીજાઓને માટે તેટલી તૂટ પડે છે. વિધવાઓનું ફરીથી લગ્ન થઇ શકતું નથી, એ પણ તોટાનું એક કારણ છે. પરંતુ આ બે બાબતો વિષે

વધારે વર્ણન આગળ આપવામાં આવશે. આ શિવાય બીજું એક મોટું કારણ નાતો અને તડોનું બંધન છે. કોઇ નાતમાં કન્યાનો વધારો હોય, તો તેનો ઉપયોગ જે નાતમાં કન્યાનો ઘટાડો હોય, તેમાં થઇ શકતો નથી. એજ રીતે એક તડમાં કન્યા વધારે હોય, તેનો લાભ બીજા તડમાં ઓછી કન્યા છતાં લઇ શકાતો નથી. ખડાયતા બ્રાહ્મણમાં જ્યારે સેંકડે પચાશની ખોટ પડેલી છે, ત્યારે તે આખી નાત કાળે કરીને નાબુદ થઇ જશે, એમાં શક નથી. બીજી કોઇ મોટી નાતમાં ભળ્યા શિવાય, કે તેની સાથે કન્યા લેવા દેવાનો વ્યવહાર ચાલુ કર્યા શિવાય તેનો છુટકો નથી. એજ રીતે બીજી કેટલીક નાતો ઘણી નાની હોઇ તેમાં કન્યાનું દુઃખ ભારે છે. જેમ મોતાળા બ્રાહ્મણોએ બીજી નાત સાથે વ્યવહાર ચાલુ કર્યો છે, તેમ બીજી નાની નાતવાળાને કરવાની જરૂર છે. વળી એકજ નાતના લોકો બીજે સ્થળે પોતાની નાતનાને કન્યા આપતા નથી, એટલુંજ નહીં, પણ પોતાના ગામમાં પણ તેનાં તડ પડતાં એક તડવાળા બીજા તડને કન્યા આપતા નથી, એ કેટલી ઘેલાઇ છે? એથી દરેક તડવાળાને ખમવું પડે છે. સો, બસે કે તેથી પણ ઓછા ઘરનું તડ કે એકડા તે તેજ તડ કે એકડાની દુનિયા થઈ રહે છે. એમાં પણ વળી કુળે કરીને, ગોત્રને લઇને, કે સગપણને સંબંધે ઘણાં ઘર બાદ કરવાં પડે છે. એટલે કન્યાનો વ્યવહાર માત્ર પાંચ પચાસ ઘર સાથે રહે છે. આથી કન્યા લેતાં દેતાં ઘણી હરકતો પડે છે. ગમે તેવી સ્થિતિના કુટુંબમાં કન્યા ઉશેટવી પડે છે, ગમે તેવા રંગરૂપના, ખોડીલા, અભણ કે કુચાલના વરને પસંદ કરવાનો પ્રસંગ આવે છે, અને કજોડાં કરવાની ફરજ પડે છે. વખતે મોંમાગી પહેરામણી કે પલ્લું કરવાની જરૂર ઉત્પન્ન થાય છે, તથા કન્યાવિક્રય કે સાટાં તેખડાં કરવાનો વખત આવે છે. શાસ્ત્રથી બાધક હોય એવા સગપણમાં વિવાહ કરવો પડે છે, કે ગોત્ર ભાગવાની જરૂર પડે છે.

આ પ્રમાણે કન્યા લેવા દેવાની બાબતમાં વિશેષે કરીને ઉંચ વર્ણના લોકો સંકટમાં આવી પડયા છે, તેનું કારણ તેમણે બાંધેલા નાના નાના વાડા છે. જેમ બહોળા ગોચર વગર ઢોરને ચરવાની

આપદા પડે છે, તેમ બોહોળા વાડા વગર કન્યાઓ આપવા લેવામાં હરકત નડે છે. માટે સમજુ લોકોને ઘટે છે, કે તેમણે કન્યા આપવા લેવાની બાબતમાં તડોનો ભેદ ન રાખવો, પોતાની નાત જ્યાં જ્યાં હોય ત્યાં ત્યાં કન્યા આપવાની છૂટી કરવી, એટલુંજ નહીં પણ જેમ જરૂર પડતી જાય, તેમ જે નાતો સાથે રોટી વ્યવહાર હોય, તે સાથે બેટી વ્યવહાર પણ રાખવો.

જેમનું ભાણે ખપે છે, તેમની સાથે કન્યા વ્યવહાર રાખવામાં શાસ્ત્રાધારે કોઈ જાતનો બાધ નથી. આપણે જોઇએ છીએ, કે કેટલીક નાતોમાં વીશા ને દશા એવા ભેદ હોય છે. તેઓ પરસ્પર એક બીજાને કન્યા આપતા નથી. ખડાયતા વાણિયા લઇએ, તો તેમાંના વીશા ને દશા એ બે ભાઈની પ્રજા ગણાય છે. તેમના ઇષ્ટદેવ એક છે, તેમની કુળદેવીઓ એક છે, તેમનાં ગોત્ર એક છે, અને તેમના ગોર પણ એક છે; તે છતાં તેઓ પરસ્પર કન્યાની આપ લે શા માટે કરી ન શકે ? કાઠિયાવાડમાં અને દેશાવરમાં વસનારા બંને જાતના ખડાયતા એક બીજાને કન્યા આપે છે, તે પ્રમાણે ગૂજરાતના ખડાયતા કરે, તો કોઇ જાતની હરકત નથી. એજ પ્રમાણે ધર્મના કારણે એક જાતમાં ભેદ પડવાથી કન્યાવ્યવહાર બંધ પડે છે, તે ચહાવા લાયક નથી. શ્રીમાળી, પોરવાળ, વગેરે જાતના વાણિયામાં મેશ્રી ને શ્રાવક એવા વિભાગ પડેલા છે. મેશ્રી શ્રાવકમાં પ્રથમ કન્યાની આપ લે થતી, પણ હમણાં હમણાં તેનો કોઇ કોઇ ઠેકાણે પ્રતિબંધ થવા લાગ્યો છે.

જેઓ બીજી નાતમાંથી કન્યા લાવે છે, તેમને નાતવાળા ગુન્હેગાર ગણી દંડે છે, કે નાત બહાર મૂકે છે. આથી જે વ્યવહાર ચાલુ થવો જોઇએ, તે ઉલટો અટકે છે, અને તેથી નાતને પરિણામે સોસવું પડે છે. કેટલીક વાર એથી નાતમાં કલેશ ઉત્પન્ન થાય છે, અને તડ પડવાનો સમય આવે છે. કોઇ વાર એવા લોકો વધારે થાય છે, ત્યારે તે નાતથી હમેશને માટે જૂદા પડે છે; તેથી વળી એક નાતનો વધારો થાય છે. આવા લોકો બ્રાહ્મણ હોય તો બારડ અને વાણિયા હોય તો પાંચા કહેવાય છે. જેમને ભીડ પડે છે તેઓ

બીજી નાતોમાંથી નીકળીને કન્યાને માટે આવી નાતોમાં સામેલ થાય છે; તેથી તે ધીમે ધીમે વૃદ્ધિ પામે છે, અને બીજી નાતોમાં ઘટાડો થાય છે, તે છતાં લોકો એ બાબતમાં કાંઇ વિચાર કરતા નથી, એ ખેદકારક છે.

બારઠ, તપોદન, કારટીઆ, ભવાયા, રાજગર, પાંચા, કંદોઇ વગેરે કેટલીક બ્રાહ્મણ વાણિયાની નાતો પતિત ગણાય છે, તેનાં ત્રણ કારણ જોવામાં આવે છે. પરનાત સાથે લગ્ન કરવાથી કેટલીક નાતો અધમ ગણાઇ. અધૂરા પરણેતરે વર મરી જવાથી કન્યાનું ફરી લગ્ન કરવાથી કોઇ નાત પતિત થઇ. પોતાને ન છાજે એવા હલકા ધંધા હાથમાં લેવાથી કેટલીક નાતોનો સંસર્ગ તેજ જાતના બીજા લોકોએ બંધ કર્યો. આ ત્રણે કારણો એ નાતોને પતિત ગણવા પૂરતાં હાલ નથી, એમ વિચાર કરવાથી જણાશે. હાલ જેઓ પરનાતની કન્યા લાવે છે, તેઓને પતિત ગણવામાં નથી આવતા. માત્ર નાત તેમને ગુન્હેગાર ગણી અમુક શિક્ષા કરે છે, અને પછીથી પાવન કરી લે છે. લગ્નસંસ્કાર પૂરા ન થાય, ત્યાં સુધી લગ્ન પૂર્ણ થયું ન ગણાય. માટે અધુરા સંસ્કારની દરમિયાન વર મરણ પામે, તો કન્યાને બીજા વર સાથે પરણાવી શકાય. હલકા ધંધાથી પતિત થવાતું હોય, તો હાલ ઉંચ વર્ણના લોકો ગમે તે ધંધા કરે છે, તે છતાં તેમને કોઇ પતિત લેખતું નથી. ભવાઇના ધંધાથી બ્રાહ્મણ પતિત થાય, તો નાટકના ધંધાથી કેમ ન થાય? કારદું સરાવવાથી બ્રાહ્મણ અધમ થાય, તો દારૂવાળાની દુકાને દારૂ વેચવા સારૂ ગુમાસ્તી કરનાર બ્રાહ્મણ કે વાણિયો અધમ શા માટે ન થાય? રાજગર વગેરે યજમાનની સાથે ખાવાથી નાપાક થયા છે, તો સેંકડો લોકો જેઓ શક્તિપંથ સ્વીકારીને કે બીજી રીતે અભક્ષ્ય ભક્ષ કરે છે, તેમને નાપાક ગણી હમેશને માટે પતિત ઠેરવવામાં કેમ આવતા નથી?

ઔદિચ્ય જેવી બહોળી નાતને માટે એમ કહેવાય છે, કે તેમને ઘેર ત્રણ પેઢીએ ભરડી નીકળે! અર્થાત્ એ લોકો જરૂર પડે, ત્યારે ભરડાની કન્યા પણ લાવે છે. આ છૂટ ધીમે ધીમે તેમનામાં પણ બંધ પડતી જાય છે. "ઓદાણું ને તરકાણું" એવી કહેવત ચાલે છે,

તે ઉપરથી એ નાત બહોળી ને વધારે છૂટ લેનારી હોવાથી, તેમાં ગમે તેમ કરે તે નભી શકે છે. એજ રીતે જો બીજી નાતોમાં વિભાગ ન પડતાં તે બહોળી રહે તો વધારે છૂટ લઇ શકે. કણબીની નાત એવડી મોટી છે, કે તેમાં લોકો ગમે તેમ કરી શકે છે. "ગરાશિયો ગોઝારો નહીં, ને કણબી નાતબા'રો નહી" એ કહેવતથી સમજાશે, કે બીજા નાતોમાં જે કારણોથી લોકો નાત બહાર થાય છે, તે કારણોથી કણબી નાત બહાર થતા નથી. "તેર તાંસળી" ભેગી જમી શકે છે, તેમાં કણબીનો સમાવેશ કેટલીક વાર કરવામાં આવે છે.

કેટલીક વાર સહજ વાતમાં લોકો આડ લઇ પોતાનો લાભ ખુએ છે. કુશકી તરફ ખડાયતા વાણિયાનાં કેટલાંક ઘર છે. એ લોકો એક ખૂણામાં આવી જવાને લીધે ઘણા કાળથી બીજા ખડાયતાથી જૂદા પડી ગયા છે. તેઓ પોતાને ખડાયતાને બદલે ખંડાયતા કહેછે. સંસર્ગ તૂટી જવાથી ખડાયતા ગોરને બદલે બીજા બ્રાહ્મણથી કામ ચલાવી લે છે. ઇષ્ટદેવ, કુળદેવ, ગોત્ર વગેરે તેઓ ભૂલી ગયા છે, અને કુગામે વાસ હોવાથી તથા બીજાના સમાગમથી તેમની રીતભાતમાં પણ ફેર પડેલો છે. કન્યાઓ વધી પડવાથી તેમણે તે ગુજરાતના ખડાયતાઓને આપવા વિચાર કર્યો. ડાકોરની યાત્રાએ તેઓ આવ્યા, અને પાછા વળતાં ઉમરેઠની ભાગોળે મુકામ કરી તેમણે ત્યાંના ખડાયતાઓને બોલાવી પોતાનો વિચાર જણાવ્યો. પૂછગાછ કરતાં ઉપર જણાવેલી ખામીઓ તેમનામાં જોવામાં આવી, તેથી તેમની સાથે સંબંધ બાંધવાની ઉમરેઠવાળાએ ના પાડી. ઉમરેઠવાળાને કન્યાઓની ઘણી જરૂર છતાં તેઓએ લાગ ખોયો. એ પછી જે કોઇ કુશકી જઇ પરણી આવ્યું, તે નાત બહાર થયું. સ્વજાતિના વાણીઆ છતાં કદાચ ખૂણે પડી રહેવાથી તેઓ કેટલીક બાબતમાં અજ્ઞાન જણાયા, કે તેમની રીતભાત પસંદ ન પડી; એટલાજ કારણથી તેમની માગણી ન સ્વીકારી. તેથી પોતાનેજ નુકશાન થયું. આવે પ્રસંગે સમય વર્તવો જોઇએ, અને મોટું મન રાખવું જોઇએ.

---

## પ્રકરણ ૪ થું.

### બહિષ્કૃત કરવા.

આપણા સંસારનું અને ધર્મનું બંધારણ એવું છે, કે બીજા લોકોને આપણે તેમાં ભેળી શકતા નથી. ઈંગ્લાંડ વગેરે દેશોમાં કાળે કરીને બીજા લોકો તે દેશના લોકો સાથે ભળી જાય છે. ખાવા પીવાની તો તેમનામાં અડચણ નથીજ; પરંતુ કન્યા આપવા લેવામાં પણ બાધ લેવામાં આવતો નથી; અને કાળે કરીને તેઓ સ્વધર્મી હોય, તો સંસારમાં ભળી જાય છે. ત્યાંના લોકો ગમે તેની કન્યા પરણવાથી નાત બહાર થતા નથી; તેમ ત્યાંની કન્યાઓ મરજીમાં આવે તે જાતના લોકો સાથે પરણી શકે છે. આથી સંસારમાં જે હરકતો આપણે વેઠવી પડેછે, તે તેમને વેઠવી પડતી નથી.

એથી ઉલટું, આપણે અનેક જાતના ગુનાહને માટે લોકોને બહિષ્કૃત કરીએ છીએ, એટલે નાત બહાર કે ધર્મ બહાર મૂકીએ છીએ. જેઓ હમેશને માટે નાત બહાર થાય છે, તે નાતમાંથી કમી થાયછે, અને જેઓ ધર્મ બહાર થાયછે, તે હમેશને માટે ધર્મમાંથી કમી થાયછે; એટલે આપણને બેવડું નુકસાન થાયછે. આથી હિંદુ પ્રજા વધવાને બદલે ઘટવાનો સંભવ વધારે છે.

હાલના જમાનામાં વિદ્યાનું બળ વિશેષ છે. વિદ્યાની કીંમત લોકો સમજવા લાગ્યાછે, અને તેથી પોતાની શક્તિ પ્રમાણે છોકરાંને કેળવણી આપવા ઘણાં માબાપ યત્ન પણ કરેછે. આ દેશમાં અપાતી કેળવણી પૂરી થયા પછી વિશેષ અભ્યાસ કરવો હોય, તો તે વિલાયત ગયા વગર થઇ શકતો નથી, અને આવા ચડસાચડસીના સમયમાં વિશેષ અભ્યાસ કર્યા વગર સારી પ્રાપ્તિ થતી નથી, એ સૌના જાણવામાં છે. મુલકી ( સિવિલ સર્વિસ ) ને બીજા ખાતાની મોટી નોકરીઓ વિલાયતમાં અભ્યાસ કરી ઉત્તીર્ણ થયા વગર મળતી નથી, એ વાત ઘણાના જાણવામાં હશે. વળી આપણા દેશની હુન્નર કારીગરી મંદ પડીછે, દેશમાં વેપાર રોજગાર નથી, અને લોકો કંગાળ

હાલત ભોગવેછે, એ પણ કોઇના જાણવા બહાર ભાગ્યેજ હશે. હુન્નર કારીગરી ખીલવવા માટે જે જ્ઞાન જોઇએ, તે વિલાયત ગયા વગર જોઇએ તેવું મળતું નથી. વળી જે અનેક જાતનાં સેંકડો કારખાનાં વિલાયતમાં ચાલેછે, તે નજરે જોઇ અનુભવી જ્ઞાન મેળવ્યા વગર આપણા લોકો કારખાનાં ચલાવવાને કે નવી શોધ કરવાને શક્તિમાન થવાના નથી. આપણા ઉપાર્જનનાં સાધન કહ્યાં, એટલે ઉતરતી પંક્તિની નોકરી,અસલથી ચાલતી આવેલી ખેતીવાડી,હલકી જાતની હાથે કરવાની કારીગરી, અને લેવડદેવડ છે. આથી આપણો દેશ આબાદ કેમ થઇ શકે ? હલકી જાતની નોકરીથી તવંગર થવાય નહીં. જમીને કસ ચોર્યોછે, તેથી અને જૂની પદ્ધતિથી ને સાદાં ઓજારથી પેટ પૂરતું પણ પકવી શકાતું નથી. કારીગરો ભૂખે મરેછે, અને તેઓ પોતાનો કસબ છોડી ખેતી આદિમાં પડેછે. લેવડદેવડ એટલે વ્યાજ વટંતરનો ધંધો લઇએ, તો તેમાં પણ કંઇ દમ નથી અને માલની આપ લે કરવી એમાં પણ ઘણું ખાટવાનું નથી. પરદેશી કે દેશી માલ ખરીદવો કે વેચવો, એમાં તે કેટલો નફો મળી શકે ? માલ આપણા દેશમાં ઉત્પન્ન કરવાની તજવીજ કરવી જોઇએ. આપણે જે પ્રકૃતિ–પદાર્થો ખેતીવાડીથી કે બીજી રીતે ઉત્પન્ન કરીએ છીએ, તે પરદેશ જાયછે, અને તેની અનેક બનાવટો થઇ આપણા દેશમાં આવેછે, તેના આપણને પુષ્કળ પૈસા આપવા પડેછે. હવે જો એવો માલ આપણે ત્યાં તૈયાર થતો હોય, તો આપણને કેટલો લાભ થાય ? પણ એવો માલ કરવાને શક્તિવાન થવું હોય, તો તે બાબતનો ઇલમ શીખવો જોઇએ. બીજા લોકો તે શી રીતે કરેછે, તે નજરે જોવું જોઇએ, તથા તેનો અનુભવ લેવો જોઇએ. વળી આપણે જોઇએ છીએ, કે આપણા દેશના પ્રકૃતિ–પદાર્થો ને બીજો માલ પરદેશ મોકલવાનું કે પરદેશનો માલ અહીં લાવવાનું કામ પરદેશમાં તેમજ અહીં પણ ઘણે ભાગે પરદેશીઓજ કરે છે, તેથી મોટો લાભ તેમને થાય છે. આ બધા લાભ પરદેશમાં ગેયા વગર આપણને મળી શકવાના નથી.

આપણા રાજકર્ત્તાની ગાદી વિલાયતમાં છે. ત્યાંનું રાજબંધા-

રણુ કેવું છે, તે જોવા જાણુવાની જરૂર છે. એ દેશ આબાદી અને ઉન્નતિ શા કારણે ભોગવે છે, તે તપાસવાની અગત્ય છે. એ દેશમાં સુધારો કેવી રીતે કયા કારણથી દાખલ થયો, તે જોવું જોઇએ. ત્યાંના લોકોમાં એવા તે કયા સદ્દગુણો છે, કે જે વડે તે દુનિયાના મોટા ભાગ પર રાજ કરે છે, અને દુનિયાના સર્વ ભાગમાં વેપાર રોજગારને માટે, શોધ કરવાને માટે, કે શોખની ખાતર જાય છે? સુધરેલા દેશોમાંથી આપણુને જોવા જાણુવાનું ને સુધરવાનું ઘણું મળી શકે એમ છે.

આવાં કારણોને માટે જેઓ વિદેશ ગમન કરે, તેમને હરેક રીતે ઉત્તેજન આપવું, એ દરેક દેશી ભાઇનું કર્ત્તવ્ય છે. વિદેશ જનારા જેમ પોતાને માટે લાભ મેળવે છે, તેમ તેઓ નાત જાતને અને દેશને પણુ લાભકર્ત્તા નિવડે છે. માટે જેમ વધારે માણુસો વિલાયત જાય, તેમ દરેક નાતે કરવું જોઇએ. પૈસાટકાની અને બીજી હરેક જાતની મદત તેમને નાતીલાઓએ તથા દેશી ભાઇઓએ આપવી જોઇએ. તેઓ પાછા આવે, ત્યારે તેમને દેશ હિતેચ્છુ અને દેશનું સારૂં કરનારા ગણી ફુલે વધાવી લેવા જોઇએ. પરંતુ આપણે તો તેથી ઉલટુંજ કરીએ છીએ. તેમને મદત કરવાને બદલે તેમના સામા થઇએ છીએ. વિલાયત જઇ આવ્યા, માટે જાણે તેમણે કોઇ ભયંકર પાપ કર્યું હોય, એમ ગણી તેમનો સ્પર્શ કરવા પણુ ચહાતા નથી! તેમને એકદમ બહિષ્કૃત કરીએ છીએ, એટલુંજ નહીં, પણુ તેમના મા, બાપ, બૈરાં, છોકરાં ને બીજાં કોઇ જે તેમની સાથે સંબંધ રાખવા જાય, તેમને પણુ નાત બહાર મૂકવા તત્પર થઇએ છીએ.તેમની પાસે પ્રાયશ્ચિત કરાવી પંચગવ્યની ગોળીઓ ગળાવીએ છીએ. સેંકડો રૂપીઆ તે પાછળ ખરચાવીએ છીએ, અને એટલેથી પણુ ન ધરાતાં જ્ઞાતિ ભોજનને માટે કે બીજી રીતે તેમની પાસેથી ભારે દંડ પણુ લઇએ છીએ! વળી તેમ કરતાં પણુ કેટલીકવાર તો પૂર્ણ રીતે નાતમાં દાખલ પણુ કરતા નથી. બીચારાઓને વિલાયત જવા આવવામાં તથા ત્યાં રહેવામાં પુષ્કળ ખરચ કરવું પડે છે, અને

દાઝયા ઉપર ડામ નાતવાળા કરે છે. આતે કેવી ઘેલાઇ ! એથી પરિણામ શું થાય છે ? બીજા લોકો વિલાયત જતા અટકે છે, અથવા તો ઘણુજ થોડા વિલાયત જવાની હામ ભીડે છે.

આપણે પાછળ કહી ગયા, તેમ વિલાયત જવાનો પ્રતિબંધ શાસ્ત્રમાં નથી; તેમ કાળું પાણી ઓળંગી બીજા દેશોમાં જતાં જો વાંધો લેવામાં આવતો નથી, તો વિલાયતનેજ માટે વાંધો શા માટે લેવો જોઇએ ? પૂર્વે આપણા લોકો વિલાયતના ( યૂરોપના ) તથા બીજા દેશોમાં જતા, અને હાલ પણ બીજા દેશોમાં જાય છે. આફ્રિકા ખંડ જેવા જંગલી મુલકમાં જવાનો વાંધો નથી, તો યૂરોપખંડ જેવા સુધરેલા મુલકમાં જવાને વાંધો શા માટે હોઇ શકે ? ત્યાંના લોકો મોમાં થુંકીને કે બીજા જુલમ કરીને અહીંથી જનારાને વટાળતા નથી. ત્યાં પોતાનો ધર્મ સાચવીને મજેથી રહી શકાય છે. અખાદ્ય ખાવું ન ખાવું એ પોતાની મરજીની વાત છે. અહીં રહીને જેઓ એવું કામ કરે છે, તેને આપણે શું કરીએ છીએ ? કદી જરૂર લાગે, તો શાસ્ત્રાધારે સહજ પ્રાયશ્ચિત કરાવી વિલાયત જઇ આવનારને પાવન કરી લેવો ઘટે છે. તેને ખરચના ખાડામાં નાંખવાનું કે કેટલીક મુદત સુધી નાત બહાર રાખી હેરાન કરવાનું છોડી દેવું, એમાંજ ડહાપણ છે, અને એમાંજ આપણા દેશનું હિત સમાએલું છે, એમ સમજવું.

જેઓ અન્ય ધર્મ સ્વીકારે છે, તેમને હમેશને માટે નાત બહાર અને ધર્મ બહાર કરવામાં આવે છે. એવા લોકો કદી પાછો પોતાનો ધર્મ સ્વીકારવા તત્પર થાય, તોપણ તેમને નાતમાં કે ધર્મમાં લેતા નથી. એક વાર કોઇ બીજા ધર્મમાં વટલ્યો કે થઇ ચૂક્યું. પછી તે થોડા દિવસમાં પાછો આવવાનું ચહાય, કે પોતાની ભૂલનો ખરો પશ્ચાતાપ કરે, કિંવા તેને માટે ગમે તે પ્રાયશ્ચિત કરવા તૈયાર થાય, તોપણ તેનું કંઇ વળે નહીં. અન્ય ધર્મીને પોતાના ધર્મમાં દાખલ કરાય નહીં, અને જે હિંદુઓ બીજો ધર્મ અંગીકાર કરે, તેમને પાછા લઇ શકાય નહીં, તેથી હિંદુ ધર્મને અને હિંદુ પ્રજાને બેવડું નુકસાન થાય છે. એથી આપણો ધર્મ અને આપણી પ્રજાની

વૃદ્ધિ થવાને બદલે તેમાં ઘટાડો થવાનો સંભવ છે. બૌદ્ધ શિવાય હિંદુસ્તાનના કોઇ પણ ધર્મે વિદેશમાં પોતાનો પ્રચાર કરવાનો યત્ન કર્યોજ નથી; તેમ બીજા ધર્મમાં ગએલા હિંદુઓને પાછા લેવાની ગોઠવણ પણ કોઇ ધર્મવાળા કરતા નથી, એ ખેદકારક છે.

જોર જુલમથી કે લાલચના માર્યા લાખો હિંદુઓ મુસલમાન થએલા છે. ખ્રિસ્તી ધર્મમાં ગએલાની સંખ્યા થોડી નથી. જો કે ઉંચ વર્ણના લોકો બીજા ધર્મમાં કવચિતજ જાય છે, તથાપિ નીચ વર્ણના લાખો માણસો પરધર્મમાં ગયા છે, ને જાય છે. ખ્રિસ્તી ધર્મવાળા જુલમથી વટાળતા નથી, પણ બોધથી ને યુક્તિથી તેઓ હિંદુઓને પોતાના ધર્મમાં લેવાને ફતેહમંદ થાય છે. જે હિંદુઓ ખ્રિસ્તી થાય છે, તેઓ ખ્રિસ્તી સંસારમાં દાખલ થઇ શકતા નથી, કે તેમના જેવા લાભ મેળવી શકતા નથી, તેથી તેઓ ' અતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ ' ની હાલતમાં આવે છે. ખ્રિસ્તી થએલા સર્વ જાતિઓના હિંદુઓનું જૂથ જૂદું બંધાય છે, અને તેમાં ઉંચ નીચનો ભેદાભેદ ન રહેતાં તેમને એક બીજા સાથે સંબંધ બાંધવો પડે છે. આથી કેટલાક કંટાળે છે. કેટલાક લાભ મળવાની આશાએ જાય છે, અને ધારેલી ઇચ્છા પાર ન પડવાથી કંટાળો ખાય છે. કેટલાક ધર્મનું પૂરૂં રહસ્ય સમજ્યા વગર ઝંપલાવે છે, અને પાછળથી પસ્તાયછે. આવા લોકો પાછા હિંદુ થવાની ઇચ્છા ધરાવે છે.

મુસલમાન કે ખ્રિસ્તી થવા છતાં પણ ઘણા હિંદુઓ પોતાના રીત રિવાજ કાયમ રાખેછે, એટલુંજ નહીં, પણ પોતાના મૂળ ધર્મ ઉપરની આસ્થા પણ તજતા નથી. પાછળ જણાવ્યા પ્રમાણે મોલેસલામમાં પરણેતર વખતે બ્રાહ્મણ-ગોર ચૉરી કરેછે, અને કાજી નિકા પણ પોકરાવેછે. તેઓ હિંદુ દેવ દેવીઓની માનતા રાખેછે, અને ખુદાને તથા પીર પેગંબરને પણ ભજેછે. પહેરવેશ હિંદુનો રાખેછે અને નામ પણ હિંદુનાં પાડેછે. વસાઇ પાપડી તરફના હિંદુ ખ્રિસ્તીઓ મરિયમને માનેછે, અને માતાને વધામણાં પણ દેછે. બીજી બધી બાબતમાં તેઓ મોલેસલામ હિંદુઓને મળતા આવેછે. એવા હજારો લોક હિંદુ થવાની ઇચ્છા ધરાવેછે.

અંગ્રેજી શીખનારાઓને ખ્રિસ્તી ધર્મનાં પુસ્તકો વાંચવાનો તથા પાદરીઓ ને બીજા અંગ્રેજ શિક્ષકોના સહવાસમાં આવવાનો પ્રસંગ મળેછે. તર્કવાદના અને નાસ્તિક વિચારના ગ્રંથો પણ વખતે તેઓ વાંચેછે. પોતાના ધર્મનાં પુસ્તકો થોડાનેજ વાંચવા મળે છે. કાંતો ભાષાના અજ્ઞાનથી કે વાંચવાના અભાવથી તેવાં પુસ્તક તેઓ વાંચવાની તસ્દી લેતા નથી. તેમને પોતાનાં ધર્મનો ઉપદેશ મળતો નથી. તેમના મનનું ખાત્રીપૂર્વક સમાધાન કરે, એવા આચાર્યો, મહા પંડિતો, કે યોગીઓનો તેમને સમાગમ થતો નથી. એથી કોઇ કોઇ ઉંચ વર્ણના ને અંગ્રેજી સારૂં જ્ઞાન પામેલા, પણ ઉતાવળીઆ ને સારાસારનો નિઃપક્ષપાતપણે ને સાવકાશ વિચાર ન કરનારા પોતાનો ધર્મ તજી દેછે. કેટલીક મુદતે પોતે બાંધેલી આશાઓમાં નિષ્ફળ થવાથી તેઓ પસ્તાય છે. અને પોતાની ભૂલ માલમ પડેછે, ત્યારે પાછા પોતાના ધર્મમાં આવવાની ઇચ્છા રાખે છે. તેઓની ખાત્રી થાયછે, કે સ્વર્ગે જવાનો કે મોક્ષ પામવાનો માર્ગ અન્ય ધર્મમાં જવાથી સરળ થતો નથી. તેઓને સમજ પડેછે, કે પ્રથમ સપાટે જે ઉજળું એટલું દૂધ ધાર્યું હતું, તે ઝાંઝવાના જળના જેવું છે. તેઓને અનુભવ થાય છે, કે જે સંસારસુખ હિંદુ છતાં મળતું તે સુખ બીજે સ્થળે પ્રાપ્ત થતું નથી. આવી સ્થિતિમાં તેઓ હિંદુ ધર્મમાં પાછા આવવાની ઇચ્છા રાખે, એ સ્વાભાવિક છે.

આ પ્રમાણે જે લોકો પાછા હિંદુ ધર્મમાં આવવા માગતા હોય, તેમને પાછા દાખલ કરવામાંજ ડહાપણ છે. પણ એવું ડહાપણ વાપરનાર કોણ? હિંદુ ધર્મમાં સેંકડો પંથછે, તેમાંથી કયા પંથવાળા તેમને દાખલ કરે? જૂદા જૂદા પંથના આચાર્યોને પોતાના પંથની તમાજ કયાં છે? તેઓ પોતાના પંથની ઉન્નતિ અને વૃદ્ધિ માટે દરકારજ કયાં રાખે છે? તેઓ ભેગા મળીને આવો વિચાર કરે, એ બનવુંજ અશકય જેવું લાગેછે. કદી કોઇ આચાર્ય પોતાના ધર્મમાં એવા લોકોને દાખલ કરવાની હામ ભીડે, તો તેના સેવકો વંકાય. સેવકોમાં અનેક નાતો અને જાતો હોય, તેથી કયી નાતજાતમાં તેમને દાખલ કરે?

આ પ્રશ્નોનો નિકાલ એક રીતે આવી શકે એમછે. જે પંથમાંથી અને જે નાતજાતમાંથી એ લોકો ગયા હોય, તે પંથમાં ને તે નાત-જાતમાં તેમને પાછા લેવા જોઇએ. ધર્મનો બાધ આવતો હોય તો, તેમની પાસે પ્રાયશ્ચિત કરાવવું. તેઓ પાછા આવવાની આતુરતા બતાવેછે, તેથી તેઓ પોતાના કૃત્યનો પશ્ચાતાપ કરેછે, એ તો આપોઆપ શાબીત થાયછે. જેમના વડીલોએ અમુક કૃત્ય કર્યું હોય, તેની ભારે શિક્ષા તેમણે શા માટે ભોગવવી જોઇએ ? કોઇ મુસલમાની સાથે વ્યવહાર બાંધી તેના હાથનું ખાય છે, તે છતાં તેને જો નાતમાં લેવામાં આવે છે, તો આવા લોકોને નાતમાં પાછા દાખલ શા માટે કરી ન શકાય ? વટાળ ગણીયે, તો બંને વર્ગનો સરખો છે. બંને પાછા આવવાની આતુરતા રાખે છે, અને પોતાના કૃત્યનો પસ્તાવો કરેછે, તો પછી એકને નાતમાં દાખલ કરવો, અને બીજાને ન કરવો, એ અન્યાય છે.

આ બાબતનો વિચાર આચાર્યોએ, ધર્મોપદેશકોએ, અને પંડિતોએ ખાસ કરવો ઘટે છે. તેઓ શાસ્ત્રાધારે કંઇ પણ નિકાલ કાઢે, તો ઘણું સારૂં. તેમણે કરેલા નિર્ણયને હિંદુઓ જરૂર માન આપશે. તેઓ દીર્ઘ દૃષ્ટી વાપરીને રસ્તો કાઢી આપશે, તો તેથી હિંદુ ધર્મ તથા હિંદુ સંસારને સારો લાભ થશે. વૃદ્ધ માબાપ, તરૂણ સ્ત્રી, અને નાનાં બાળકો, જેમને બીજા ધર્મમાં પ્રવેશ કરનારે રઝળતાં ને ટળવળતાં મૂકયાં હશે, તેમની આંતરડી એવો નિકાલ કાઢી આપનારને નિરંતર આશીશ દેશે. તેઓ પોતાના ધર્મના ને દેશના શુભચિંતક ગણાશે, અને એક મહત્ કાર્ય કરીને અમર કીર્તિ મેળવશે.

ઉપરનાં મુખ્ય બે કારણ શિવાય અનેક જાતના નાના મોટા ગુન્હા માટે થોડી કે ઘણી મુદતને સારૂ ગુનેહગારને નાત બહાર કે મહાજન બહાર કરવામાં આવેછે. કોઇ વિવાહ તોડે, કિંવા બીજા તડમાં કે એકડામાં કન્યા ઉતારે, તો વખતે તેને નાત બહાર મૂકે. કોઇ હિંદુ ધર્મનો, આખી નાત કે મહાજન પાળતું ન હોય, એવો પંથ

જાહેર રીતે સ્વીકારે, તો તે નાત બહાર કે મહાજન બહાર થાય. કોઇ ગોત્ર ભાગે, એટલે પોતાના ગોત્રમાં કન્યા આપે લે, તો તે નાત બહાર થાય. જેની સાથે રોટીવ્યવહાર હોય, એવી પરનાતની કોઇ કન્યા લાવે, તો તે બહિષ્કૃત થાય. કોઇથી અજાણતાં કે બીજાની છેતરપંડીને લીધે હલકી જાતની કન્યા પરણી જવાય, તો તેને નાત બહાર મૂકવામાં આવે. અભક્ષ્ય ભક્ષ કરનાર અને મદ્યપાન કરનાર નાત બહાર થાય. હલકી જાતની સ્ત્રી કે પુરૂષ સાથે કોઇ પુરૂષ કે સ્ત્રી સંબંધ બાંધી તેના હાથનું ખાય પીએ, તો તે નાત બહાર થાય. નાતે પ્રતિબંધ કરેલા ધંધા કોઇ લેઇ બેસે, અથવા ધર્મથી પ્રતિકૂળ હોય, એવા ધંધા કોઇ કરે, તો તેને નાતિ બહાર મૂકાય. જ્ઞાતિએ પ્રતિબંધ કરેલા ખાનપાનનો કોઇ ઉપયોગ કરે, તો તેને નાત બહાર થવું પડે. ગુનેહગારને મદત કરનાર નાત બહાર થાયછે. દંડ વગેરે નાતથી થએલી સજાનો જે અમલ ન કરે, તેને તે કરતાં ભારે એટલે નાત બહાર મૂકવાની સજા થાય છે. પરંતુ ગમે તેવા કારણે નાત બહાર મૂકવાનો વહિવટ સારો નથી. નાત બહાર મૂકવાની સજા સૌથી ભારે છે, તેનો હલકી બાબતમાં ઉપયોગ કરવાથી તેનું મહત્વ ઘટે છે. એને સૌથી છેલ્લી અને મોટા ગુનાહને માટે વાપરવી જોઇએ. નાત બહાર મૂકવાની સજા વડે ઘણી વાર નાતોમાં બખેડા થાય છે, અને તડો પડવાનો વખત આવે છે. સજાનો ઉપયોગ વારેવારે કરવાથી અને તેમાં પક્ષાપક્ષ બતાવવાથી નાતના આગેવાનોનું બળ ઘટેછે, અને નાતના બંધારણમાં સડો પેસે છે. હમેશ નાત બહાર મૂકવાથી નાતની વસ્તીમાં ઘટાડો થાય છે.

---

## વિભાગ ૨.

### સ્ત્રીઓની પ્રતિષ્ઠા અને સ્થિતિ.

સંસારના કાર્યવ્યવહારમાં સ્ત્રીઓ મોટો ભાગ લેછે. સંસારની સ્થિતિ સુધરવા બગડવાનો મોટો આધાર સ્ત્રીઓ ઉપર છે. સંસાર સુખરૂપ કે દુઃખરૂપ સ્ત્રીઓ વડે નિવડે છે. એક કવિએ કહ્યુંછે, કે "આ સાર વગરના સંસારમાં સારી સ્ત્રી એજ સાર છે." માટે આર્ય લોકોમાં સ્ત્રીઓની પ્રતિષ્ઠા અને સ્થિતિ પરાપૂર્વથી કેવી ચાલી આવી છે તેનો પ્રથમ વિચાર કરીએ.

સંસાર સુધારાના સંબંધમાં હિંદુસ્તાનના ઇતિહાસના મુખ્ય ત્રણ ભાગ પાડી શકાય. ૧ વૈદિક કાળ, ૨ ભારત કાળ, ૩ સાંપ્રત-કાળ. આર્ય લોકો આ દેશમાં આવ્યા, તે વખતથી ભારતનું યુદ્ધ થયું, ત્યાં સુધીના સમયને વૈદિક કાળ કહીશું ( ઇ. સ. પૂર્વે ૨૦૦૦ થી ઇ. સ. પૂર્વે ૧૩૦૦ સુધી ). પાંડવ કૌરવના વખતથી તે બૌદ્ધ ધર્મનો ફેલાવો થયો, ત્યાંસુધીના સમયને ભારત કાળ કહીશું ( ઇ. સ. પૂર્વે ૧૩૦૦ થી ઈ. સ. પછી ૩૦૦ વર્ષ સુધી ). એ પછીનો પૌરાણિક, મુસલમાની, અને અત્યાર સુધીનો સમય સાંપ્રત કાળ. તે વૈદિક અને ભારત કાળમાં સ્ત્રીઓની પ્રતિષ્ઠા અને સ્થિતિ કેવી હતી, તે વિષે દત્ત સાહેબ પોતાના પ્રાચીન ભારત નામના પુસ્તકમાં આ પ્રમાણે લખે છે. વૈદિક કાળની સ્ત્રીઓ માટે તે કહેછે કેઃ—

"સુશિક્ષિત સ્ત્રીઓનાં ચિત્ર આપણને આથી પણ વધારે સુખકર લાગે છે. આ સ્ત્રીઓ પોતેજ ઋષિ હતી. સૂક્તો રચતી, અને પુરૂષ વર્ગ માફક યજ્ઞક્રિયા કરતી; કેમકે તે વખતે સ્ત્રીઓને માટે પીડાકારી બંધનો નહતાં. તેમને પડદેનશીન કે અભણ રાખવા અથવા મંડળમાં તેમની હકદાર સ્થિતિમાંથી દૂર રાખવા, કંઇ પણ પ્રયત્ન થતો નહીં. તેમને યોગ્ય દરેક કામમાં દરેક જગાએ આપણે તેમને યજ્ઞક્રિયામાં ભાગ લેતી અને મંડળ ઉપર પોતાની અસર પ્રવર્તાવતી જોઇએ છીએ. હજારો વર્ષોથી વારસામાં ઉતરી

આવેલું સુશિક્ષિત શ્રી ' વિશ્વાધારા ' નું ચિત્ર જોઇ આપણે આનંદ પામીએ છીએ. આ પવિત્ર શ્રી સૂક્તો રચતી, યજ્ઞક્રિયાઓ કરતી, અને પરિણીત દંપતીઓનો પરસ્પર સંબંધ સદ્ગુણપાશથી બાંધી દેવા, અને નિયમિત રાખવા, સરલ ઉત્સાહથી અગ્નિની સ્તુતિ કરતી ( મં. ૫–૨૮–૩ ). બીજી સ્ત્રીઓનાં નામ પણ આપણે વાંચીએ છીએ, જેઓ ઋગ્વેદમાં ઋષિ મનાએલી છે. "

" વૈદિક સમયના જેવા સરળ મંડળમાં જીવનનો સંબંધ પાછળના વખતની માફક વજ્રમય ધારાથી નહીં, પણ દરેક માણસના ખપ અને ઉપયોગ ઉપર બંધાતો; એટલા માટે સર્વ કન્યાઓએ પરણવુંજ જોઇએ, એવી કાંઇ ધાર્મિક આવશ્યકતા નહોતી. આથી ઉલટું અપરિણીત સ્ત્રીઓ, જેઓ પોતાના પિતાનાજ કુટુંબમાં રહેતી, અને સ્વાભાવિક રીતે પૈત્રિક સંપત્તિના ભાગનો દાવો કરી લેતી, તેઓના સંબંધી સૂચનો મળે છે ( મં. ૨–૭–૭ ). બીજી બાજુએ જોઇએ તો સાવધાન અને ઉદ્યોગશીલ ગૃહપત્નીઓ ગૃહવ્યવસ્થાની સંભાળ રાખતી, ઉષાની માફક સર્વને જાગ્રત કરતી, પ્રભાતમાં ( મં. ૧–૧૨૪–૪ ) કુટુંબનાં સર્વ મનુષ્યને કામે મોકલતી, અને ગૃહકાર્યમાં ઉપયુક્ત સદ્ગુણો, જેને માટે હિંદુ પત્નીઓ પ્રાચીનમાં પ્રાચીન વખતથી તે આજ સુધી વખણાએલી છે, તેનાથી યુક્ત રહેતી, તેનાં સૂચનો વારંવાર થાય છે. "

" સ્વામી પસંદ કરવામાં કન્યાઓનો મત લેવાતો, એમ જણાય છે. તેમની પસંદગી હમેશાં સુખાવહ નથી હોતી, કેમકે ઘણીએક સ્ત્રીઓ તેના ધનથી લોભાઇ જાય છે, પણ ઉદાર સ્વભાવની અને સુંદર આકૃતિની સ્ત્રી ઘણામાંથી પોતાના ઇષ્ટનેજ સ્વામી તરીકે પસંદ કરેછે, ( મં. ૧૦–૨૭–૧૨ ). ઉત્તર કાલીન સ્વયંવર પદ્ધતિની છાયા ઉપરની ઋચામાં જણાય છે, એમ આપણે અનુમાન કરી શકીએ, તો પણ એ તો નિઃસંશય વાત છે, કે પિતા પોતાની દીકરીઓને માટે સ્વામી પસંદ કરવામાં પોતાનો ડહાપણ ભરેલો અધિકાર રાખતા, અને સાંપ્રત કાળની માફક પોતાની

કન્યાઓને સુંદર રીતે અલંકૃત કરી, અને સુવર્ણાલંકારથી વિભૂષિત કરી તેનું દાન કરતા ( મં. ૯–૪૬–૨, મં. ૧૦–૩૯–૧૪ )."

" લગ્નક્રિયા બહુ યોગ્ય રીતે થતી, અને વરકન્યા પરસ્પર વચનો આપતાં, તે પણ પ્રસંગાનુકૂળ અપાતાં. ઋગ્વેદના પાછળના ભાગમાં એક સૂક્તમાંથી થોડીએક ઋચાઓ આપણે આપીશું, તેમાં આ ક્રિયા સંબંધી આનંદદાયક ચિત્ર છે. નીચે આપેલી ઋચાઓમાંની પહેલી બે એમ બતાવે છે, કે બાળલગ્નનો અસ્વાભાવિક રિવાજ અજાણ્યો હતો, અને કન્યાઓને યૌવન પ્રાપ્ત થયા પછી પરણાવવામાં આવતી. " ( એ ઋચાઓ છોડી દીધી છે ).

ભારતકાળની સ્ત્રીઓ સંબંધે દત્ત નીચે પ્રમાણે જણાવે છેઃ—

" આપણે જોયું છે, કે સ્ત્રીઓનો ગુપ્ત વાસ પ્રાચીન આર્યાવર્તમાં કેવળ અજાણ્યો હતો. હિંદુ સુધારાના ઉદય કાળથીજ હિંદુ સ્ત્રીઓ માનવંત દશા ભોગવતી. તેમના કબજામાં દોલત રહેતી, અને તેમને વારસો મળતો, તેઓ યજ્ઞમાં અને ધર્મકાર્યમાં ભાગ લેતી; તેઓ રાજ–પ્રસંગે મોટી સભાઓમાં આવતી, પ્રસિદ્ધ રસ્તાઓ ઉપર હમેશાં પોતાના જરૂરી વખતે જતી; તેઓ ઘણી વખત તે સમયની વિદ્યામાં નામ મેળવતી, અને રાજ–નીતિ તથા રાજકાર્યમાં તેમને યોગ્ય સત્તા હતી, અને અગર જો કે યૂરોપની અર્વાચીન સ્ત્રીઓની માફક તેઓ પુરૂષોના મંડળમાં અતિ છૂટથી ભળતી નહીં, તો પણ અત્યંત ગુપ્ત વાસ અને બંધન, એ હિંદુ રિવાજ નથી; તે રિવાજ મુસલમાની સામ્રાજ્યના વખત સુધી હિંદુસ્તાનમાં અજાણ્યા હતા, અને હજી સુધી પણ હિંદુસ્તાનના મહારાષ્ટ્ર જેવા ભાગોમાં જ્યાં મુસલમાનોની સત્તા બહુ અલ્પ હતી, ત્યાં અજાણ્યાજ છે. કોઇ પ્રાચીન પ્રજા સ્ત્રીઓને હિંદુઓના જેટલું *માન આપતી નહીં. પણ તેમના સાહિત્યથી અજાણ્યા તથા તુર્કી* રિવાજો ઉપરથી પૂર્વની સ્ત્રીઓનો ખ્યાલ બાંધનાર લેખકો તરફથી હિંદુઓને અન્યાય મળ્યો છે, અને તેમને મિથ્યા દોષારોપણ થયું છે."

સ્ત્રીઓને અતિ માન મળતું, એમ બતાવનારાં અસંખ્ય સ્થાનો બ્રાહ્મણગ્રંથોમાંથી નીકળે, પણ આપણે એક બે આપીનેજ સંતુષ્ટ

થઈશું. પહેલામાં યાજ્ઞવલ્કયે વાનપ્રસ્થાશ્રમ ગ્રહણ કર્યો, તે સાંજે તે અને તેની વિદ્વાન પત્ની મૈત્રેયી વચ્ચેનો સંવાદ છે.

'હવે અંત્યાશ્રમમાં પ્રવેશ કરતો યાજ્ઞવલ્કય બોલ્યો; મૈત્રેયી ! ખરેખર હું હવે આ મારા ઘરમાંથી ચાલ્યો જાઉંછું, તે પહેલાં તારી અને કાત્યાયનીની વ્યવસ્થા કરતો જાઉં. મૈત્રેયીએ કહ્યું, મારા સ્વામી, ધનથી પૂર્ણ આ આખી પૃથ્વી મારા કબજામાં હોય, તો મને કહો, કે તેનાથી હું અમર થઈશ ? યાજ્ઞવલ્કયે કહ્યું, નહીં, નહીં, ધનવાન માણસના જેવી તું જીંદગી ભોગવીશ, પણ ધનથી કદાપિ અમરપણાની આશા નથી. પછી મૈત્રેયીએ કહ્યું, જેનાથી હું અમર ન થાઉં તેને હું શું કરૂં ? મારા સ્વામી ! અમરત્વ વિષે જે તમે જાણતા હો, તે મને કહો. યાજ્ઞવલ્કયે જવાબ આપ્યો, તું મને અત્યંત પ્રિય વચન બોલે છે. આવ, બેસ, હું તને તે સમજાવું; હું જે કહું તે ધ્યાનમાં રાખજે. સર્વ વ્યાપી આત્મા પતિમાં, પત્નીમાં, પુત્રમાં અને ધનમાં, બ્રાહ્મણમાં અને ક્ષત્રીમાં, સર્વ દુનિયામાં, દેવોમાં, જીવતા પ્રાણીઓમાં અને વિશ્વ આખામાં નિવાસ કરે છે (બૃહદારણ્યક ઉપનિષદ્). ' આપણું બીજું પ્રમાણ પણ તેજ ઉપનિષદ્‌માંથી છે; અને તે વિદેહના રાજા જનકની સભાના વિદ્વાનોના મહાન મંડળનો હેવાલ આપે છે.

' જનક વિદેહે એક યજ્ઞ (અશ્વમેધ) કર્યો, અને તેમાં આચાર્યોને દાન આપ્યાં. કુરૂ અને પાંચાલના બ્રાહ્મણો પણ ત્યાં આવ્યા હતા. જનકને કયો બ્રાહ્મણ વધારે ભણેલો છે, તે જાણવાની ઇચ્છા થઈ, તેથી તેણે એક હજાર ગાયો એકઠી કરી, અને દરેકને શીંગડે દશ દશ પદ (સુવર્ણનાં) બાંધ્યાં, અને જનક તેમના પ્રત્યે બોલ્યો, હે પૂજ્ય બ્રાહ્મણો ! જે સર્વથી પ્રજ્ઞ હોય, તે આ ગાયો હાંકી જાય. પછી પેલા બ્રાહ્મણોની હિંમત ચાલી નહીં, પણ યાજ્ઞવલ્કયે તેના શિષ્યને કહ્યું, પ્રિય વત્સ ! તેઓને હાંકી જા. તેણે જવાબ દીધો, ઠીક સામશ્રેષ્ઠ ! અને પછી તેઓને હાંકી ગયો. આથી બ્રાહ્મણો ગુસ્સે થયા, અને સદર્પ આચાર્ય યાજ્ઞવલ્કયને પ્રશ્ન પૂછવા લાગ્યા; પણ

યાજ્ઞવલ્કય તે સર્વને પહોંચે તેમ હતો. યાજ્ઞવલ્કયમાં ખામી જણાઇ નહીં. વિદ્વાનો એક પછી એક શાંત થયા. તે મહાન સભામાં એક સ્ત્રી હતી, જે તે વખતમાં જ્ઞાનમાં અને બ્રાહ્મણ વિદ્યામાં ઉતરે તેવી નહોતી; આ એક અદ્‌ભૂત વાત છે, અને તે સમયના રિવાજને પ્રકાશમાં લાવે છે, કેમકે તે સ્ત્રી હતી. તે ભરસભામાં ઉભી થઇ અને બોલી, યાજ્ઞવલ્કય ! કાશી કે વિદેહ રાજાના સુભટનો પુત્ર ધનુષ્ય ચઢાવીને શત્રુનું વિદારણ કરે તેવાં બે તીર હાથમાં ધારણ કરી જેમ રણ-સંગ્રામમાં લઢવા ઉભો થાય, તેમ હું તારી સાથે બે પ્રશ્નો લઢવા ઉભી થઇ છું. તે પ્રશ્નનો જવાબ આપ તે સવાલ પૂછાયા, અને તેનો જવાબ મળ્યો, ગાર્ગી અવાચક-શાંત થઇ."

આ અને આવાં બીજાં સ્થાનો શું એમ નથી બતાવતાં, કે પૃથ્વીની પીઠ ઉપરની બીજી બધી પ્રાચીન પ્રજાઓના કરતાં પ્રાચીન આર્યાવર્તમાં સ્ત્રીઓને કદાચ વધારે માન મળતું ? પોતાના ધણીઓની બુદ્ધિમાન સહચરી, સંસારની મુસાફરીમાં તેમને મિત્ર તથા પ્રિય સહાય રૂપ, ધર્મક્રિયાઓમાં તેમની ભાગિની, તથા તેમને પવિત્ર ગૃહસુખના નિદાનરૂપ ગણાઇ, હિંદુ પત્નીઓ જૂના વખતમાં માન અને પ્રતિષ્ટા પામી છે. ગાર્ગી કે મૈત્રેયીના જેવું ગૂઢ જ્ઞાન તેમને મળે, એમ વારંવાર ન બનતું, પણ તેમ છતાં તેમને સામાન્ય બાબતની માહિતી મળતી, તથા તેઓ ગૃહકાર્યમાં કુશળ થતી. સ્ત્રીઓની ગતિ અને કાર્ય ઉપરના અયોગ્ય બંધનમાંથી મુકત હોઇને તેઓ જે મંડળમાં હોય, તેમાં સ્વતંત્રતાથી ફરતી, જાહેર ઉત્સવમાં જતી, ધર્મ-યજ્ઞો કરતી, અને મિત્રોમાં પરસ્પર મળવા જઇ શકતી. આથી પણ વધારે, તેઓને મિલ્કત અને વારસાનો પણ હક મળતો; આ ઉપરથી તેમને મળતાં માન અને પ્રતિષ્ટા પ્રદર્શિત થાય છે. પ્રાચીન રિવાજને અર્વાચીન સુધારાની પદ્ધતિ સાથે સરખાવવા, એ કવચિતજ ઉચિત ગણાય; પણ આર્યાવર્ત્તનો ઇતિહાસ લખનાર, જેણે પ્રાચીન હિંદુઓના સાહિત્યનું અધ્યયન કર્યું હોય, તે એમ ખાત્રીથી કહેતાં શંકા ખાશે નહીં, કે ત્રણ હજાર વર્ષ અગાઉ હિંદુસ્તાનમાં જે માન સ્ત્રીઓને મળતું, તેના કરતાં વિશેષ માન ગ્રીસ અને

રોમના અતિ સુધરેલા દિવસોમાં પણ તે દેશોમાં તેમને મળ્યું નથી.

"આપણે આગળ કહી ગયા તેમ બાળ-લગ્નો હજી ભારત-કાળમાં અજાણ્યાં હતાં, અને કુમારિકાઓનાં યોગ્ય વયે થએલાં લગ્ન સંબંધી ઘણી સૂચના મળે છે. વિધવા વિવાહનો પ્રતિબંધ ન હતો, એટલુંજ નહીં, પણ તેને માટે તો સ્પષ્ટ વિધી વાકય છે, અને વિધવા ફરી પરણે તે પહેલાં તેને કરવાની ક્રિયાઓ સ્પષ્ટ રીતે બતાવી છે. હજી વર્ણ-પદ્ધતિ વાળી શકાય તેવી હતી, તેથી ઘણી વાર એક વર્ણના માણસો બીજી જ્ઞાતિની વિધવા સાથે લગ્ન કરતા, અને જો કોઇ સ્ત્રીના પહેલા દશ પતિ અબ્રાહ્મણ હોય, અને પછી તેને બ્રાહ્મણ પરણે, તો તેજ એકલો તેનો પતિ ગણાય ( અથર્વ વેદ ૫-૧૭-૮ ).

"આર્યાવર્તની સ્ત્રીઓ પોતાના ધણી તરફ ભક્તિ અને પ્રેમ-પૂર્વક ધર્મ બજાવવાને માટે કાયમની પ્રસિદ્ધ છે; અને આર્યાવર્તમાં સ્ત્રીઓની દૂષિત વર્તણુકના દાખલા બહુ થોડા છે."

ઉપરના ઉતારાથી વૈદિક કાળમાં તથા ભારત કાળમાં સ્ત્રીઓની સ્થિતિ કેવી હતી, તેનો ખ્યાલ વાંચનારને આવશે. આ શિવાય સાહિત્યના ગ્રંથોમાંથી. દંતકથાઓથી, અને રામાયણ મહાભારતના પુસ્તકોમાંથી તે વખતની સ્ત્રીઓની સ્થિતિ તથા નીતિરીતિ વિષે ઘણું મળી આવે એમ છે. સીતા અને દ્રૌપદીએ પોતાના પતિ સાથે લાંબી મુદ્દત વનવાસ સેવ્યો હતો. તેઓ જંગલોમાં અને શહેરોમાં છૂટથી ફર્યાં હતાં. પોતાના સ્વામી અને સગાંસહોદર પ્રત્યે ઉત્તમ ધર્મ બજાવ્યો હતો. રાવણ જેવા રાક્ષસના પંજામાં સપડાયા છતાં સીતાજીએ પોતાનું શિયળ સાચવ્યું હતું, અને અનેક જાતની લાલચો તથા ધમકીને ગણકાર્યાં નહોતાં. દમયંતિના પાતિવ્રત્ય, ધૈર્ય, પ્યાર, અને ચતુરાઈ વિષે વાંચક વાકેફગાર હશેજ. રાજાઓની સાથે રાણીઓ પણ શીકારે જતી હતી, અને વખતે પુરૂષાતન પણ દાખવતી હતી, એમ જણાઇ આવે છે. રાજ્યકુંવરીઓ સ્વયંવરમાં ઇચ્છાવર વરતી હતી, એ તો સુપ્રસિદ્ધજ છે. એથી તેઓ મોટી વયે

પરણતી હતી, એમ શાબીત થાય છે. કાશ્મીરના ઇતિહાસ ( રાજ્યતરંગિણી ) ઉપરથી સ્ત્રીઓ રાજ્યકાજમાં સારો ભાગ લેતી હતી, એમ જણાઇ આવેછે. સ્ત્રીઓને વામા, અર્ધાંગના અને ઘરધણિયાણી કહે છે, તે ઉપથીજ તેમની મહત્તા દેખાઈ આવે છે. નાટકોમાં સ્ત્રીઓને દેવી કહી સંબોધવાનો રિવાજ જોઇએ છીએ, અને હજી પણ બંગાળા તરફ કાગળપત્રમાં ધણી પોતાની સ્ત્રીને દેવી લખે છે. હજી પણ ધર્મકાર્યમાં અને લગ્નાદિ શુભ પ્રસંગમાં પુરૂષની સાથે સ્ત્રી ભાગ લેછે, અને તે જમણે હાથે બેસે છે. અંગ્રેજીમાં જેમ પ્રથમ સ્ત્રી અને પછી પુરૂષ ( Ladies & gentlemen ) બોલવામાં આવે છે, તેમ આપણે અહીં પણ સ્ત્રી–પુરૂષ, રાધા–કૃષ્ણ સીતા–રામ એ રીતે કહેવામાં આવે છે; અને સ્ત્રીવડે ધણીની ઓળખ થાય એવાં નામ પડે છે, જેમ લક્ષ્મીપતિ (કૃષ્ણ), સીતાપતિ (રામ), ઉમયાપતિ (શિવ) ઇ૦. વર્ણનોમાં અને ચિત્રોમાં શિવજીએ ઉમયાને કે રામે સીતાને પોતાની પલાંઠીપર ડાબી બાજુએ બેસાડેલાં જોઇએ છીએ. આ પ્રમાણે જાહેર રીતે હાલના વખતમાં અસભ્ય કે દુષિત લાગે, પણ અસલના વારામાં એવો રિવાજ ચાલતો હતો, અને તેથી સ્ત્રીઓનું માન કેટલું હતું, અને પુરૂષોનો તેમના પ્રત્યે પ્યાર કેવો હતો, તે જણાઇ આવે છે.

કોઇ વાર એમ કહેવામાં આવેછે, કે જૂનાં ચિત્રો ને વર્ણનોમાં સ્ત્રી ધણીની પગચંપી કરતી જણાય છે, અને સ્ત્રીને તું કહીને એક વચનમાં બોલાવાતી, કે સ્ત્રી પોતાને દાસી કહેતી જોવામાં આવે છે, તેથી તેની સ્થિતિ અધમ ગણી શકાય; પરંતુ ધણીની પગચંપી કરવી, કે તેને વીંઝણા વડે વા નાંખવો, એ સ્ત્રીનું દાસત્વ નહીં, પણ તેની ધણી પ્રત્યે અપૂર્વ પ્રીતિ અને ધણીની સેવામાં તત્પરતા બતાવે છે. રાજાને કે ધનાઢ્યને પગચંપી કરનારા કે વા નાખનારા સેવકોની ખોટ હોતી નથી, તે છતાં રાણી પોતે એ કામ શા માટે કરે ? ધણીના દુઃખમાં ભાગ લેવો, અને તેને સુખચેન મળે, એવા ઉપાય યોજવા, એ હિંદુ સ્ત્રી પોતાની ફરજ સમજે છે, અને એથી દંપતીને જે સુખ મળે છે તે અલૌકિક છે. એક વચનમાં બોલાવવું એ

અતિ પ્યારની નિશાની છે. જેમ ઇશ્વરને, માતાને, છોકરાંને, કે પરમ મિત્રને એક વચનમાં બોલાવવાનો પ્રચાર ઘણા દેશોમાં છે, તેમ સ્ત્રીને પણ પ્યારની ખાતર એક વચનમાં સંબોધે, તેમાં કંઇ ખોટું જણાતું નથી. બોલનાર લખનાર પોતે પોતાને હલકા શબ્દો વાપરે એવો રિવાજ સર્વ દેશોમાં છે. પોતે પોતાને સેવક, દાસ, આજ્ઞાંકિત સેવક, તાબેદાર, એમ બોલવા લખવાનો વહિવટ છે. તેથી સ્ત્રી પોતે પોતાને દાસી કહે, તે વિવેક બતાવેછે. દાસી કહી, માટે તે ગુલામડી થઇ ગઇ કે તેને ગુલામડી પ્રમાણે વર્તવાનું છે, એમ સમજવાનું નથી. અંગ્રેજીમાં મોટામાં મોટો અધિકારી પોતાના તાબાના નાના અમલદારને પણ તમારો ઘણો તાબેદાર સેવક (Your most obedient servant) એમ લખેછે. સુધરેલા દેશોમાં કેટલીક વાર પુરૂષ જેને પરણવા ચાહતો હોય, તેને તમારો ગુલામ (slave) સુદ્ધાં લખેછે. પતિની સેવા કરવી, એ આર્ય સ્ત્રી પરાપૂર્વથી પોતાનું કર્ત્તવ્ય સમજેછે; એમ છતાં પતિની સેવા કરવાનો કન્યાઓને ઉપદેશ કરવામાં પણ કેટલાક વાંધો ઉઠાવેછે. જ્યાં પ્યાર છે, ત્યાં સેવા ચાકરીનો હિસાબ રહેતો નથી. પ્યારની ખાતર સ્ત્રી જેમ ધણીની સેવા ઉઠાવેછે, તેમ ધણી સ્ત્રીની પણ સેવા ઉઠાવેછે. સ્ત્રી પુરૂષ એકલાં હોય, ત્યાં તેઓ એક બીજાની ભીડે ભેગ ન પડે, એ અસ્વાભાવિક લાગેછે. ઘેર ચાકર નોકર ન હોય, અને ધણીનું માથું દુખતું હોય, તે વખતે સ્ત્રી ટગર ટગર જોયા કરે, તેનું માથું ન દબાવે, તેને પલંગ ન પાથરી આપે, કે ઓસડ ઉપચાર ન કરે, એવું કોઇજ દેશમાં બનતું નથી. હિંદુના ગરીબ ને સાદા ઘર સંસારમાં ધણીને સ્ત્રી ઉપયોગી થાય, એ યોગ્યજ છે. સ્ત્રીને છાણુ વાસીદાં કરવાં પડતાં હોય, વાસણ માંજવાં પડતાં હોય, ને દળણું પાણી કરવું પડતું હોય, તે છતાં ધણીની અસુખાકારી વખતે તેને મદદગાર થવાથી ગુલામડીની સ્થિતિમાં તે આવી જાયછે, એમ માનવુંજ વિપરીત લાગેછે.

સ્મૃતિકાર મનુ સ્ત્રીઓ સાથે કેવી વર્તણુક રાખવી, તે વિષે કહેછે કે:—

" કન્યાનાં મા, બાપ, ભાઇ, પતિ તથા દિયર બહુ ધન વગેરે

સુખ મેળવવાની ઇચ્છા રાખતાં હોય તો તેમણે તેનું સારી રીતે સન્માન કરવું, અને વસ્ત્ર આભૂષણુ વગેરે પહેરાવવાં. જે કુળમાં સ્ત્રીઓનું સન્માન થાયછે, તે કુળ ઉપર દેવ સંતુષ્ટ રહેછે, અને જે કુળમાં સ્ત્રીઓનુ સન્માન થતું નથી, તે કુળની તમામ યજ્ઞ આદિ ધર્મક્રિયા નિષ્ફળ જાયછે. જે કુળમાં બહેન, બાયડી, અને બીજી સગી સ્ત્રીઓ કંકાસ કરેછે, તે કુળનો ઝટ નાશ થાયછે, અને જે કુળ સ્ત્રીઓ કંકાસ કરતી નથી, તે કુળની સદા ચઢતી થતી જાયછે. જેના ઘરની સ્ત્રીઓને ઘટતું સન્માન ન મળવાથી તેઓ જે ઘર ઉપર શાપ દેછે, તે ઘરમાં ધન, પશુ વગેરે તમામનો નાશ થઇ જાયછે; અને શત્રુને મારવા સારૂ યજ્ઞ કર્યો હોય, અને તેથી જેવો નાશ થાય છે, તેવો થાયછે. માટે સમૃદ્ધિની ઇચ્છા રાખનાર પુરૂષે કુળની સ્ત્રીઓને સપરમે તથા ઉત્સવને દિવસે, વસ્ત્ર, આભૂષણુ અને અન્ન મનમાનતું આપી તેમનું સદા સન્માન કરવું. જે કુળમાં ધણી ધણીઆણીને બનેછે, એટલે સ્ત્રીથી તેનો ભર્તાર સંતુષ્ટ છે, અને ભર્તારથી સ્ત્રી સંતુષ્ટ છે, તે કુળમાં સદા કલ્યાણનો નિવાસ છે. ખરે એવું જ છે કે સ્ત્રી જો વસ્ત્ર આભૂષણે કરી શોભાયમાન ન થાય, તો તે પોતાના સ્વામીને હર્ષ પમાડી શકશે નહીં, અને સ્વામીને હર્ષ ન પમાડયો, તો સંતતિ કયાંથી થશે ? સ્ત્રી જો વસ્ત્ર આભૂષણુથી ઝળકતી હોય, તો આખું કુળ દીપેછે; અને તેનો ઝળકાટ ન હોય, તો આખું કુળ ઝાંખું પડી જાયછે. પુરૂષને પ્રજા ઉત્પન્ન કરી આપવામાં ભાગ્યશાળી, વસ્ત્ર અલંકારે કરીને પૂજવા લાયક, તથા ઘરને શોભા આપનારી સ્ત્રી તે લક્ષ્મી છે. ઘરમાં તેની અને લક્ષ્મીની વચ્ચે કશો તફાવત રહેતો નથી. ”

ભારત કાળ વીત્યા પછી આર્યોની સ્થિતિ રીતિમાં ધીમે ધીમે ફેરફાર થવા લાગ્યો. તેઓ વધારે દેશો પ્રાપ્ત કરવા આગળ ધસ્યા, અને શૂદ્રો અથવા આર્યાવર્તના અસલ વતનીઓના પ્રસંગમાં આવ્યા, એથી તેમની રહેણી કરણીમાં ફેર પડતો ગયો. શાન્તિ અને મોજમજાહ વડે જે દોષો પ્રજામાં દાખલ થાય છે, તે દોષો પણ ધીમે ધીમે આર્યોમાં દાખલ થયા. પ્રથમ આર્યોમાં વર્ણાવર્ણનો ભેદ

નહોતો, તે વૈદિક કાળ ઉતરતાં શરૂ થયો. બ્રાહ્મણોની સત્તા વધી. શાસ્ત્રનું જ્ઞાન બીજી જાતોમાંથી કમી થયું, એટલે યજ્ઞાદિ ધર્મનાં ગુંચવણ ભરેલાં કાર્યને માટે બ્રાહ્મણો ઉપરજ તેમને આધાર રાખવો પડયો. બ્રાહ્મણ મનસ્વી નિયમો બાંધતા, અને બીજા પાસે પળાવતા ગયા. આથી આર્ય સંસારમાં ફેરફાર થયો, અને સ્ત્રીઓની સ્થિતિ પણ ઉતરતી ચાલી. સ્ત્રીઓનાં હરણ થવા લાગ્યાં. વિવાહના અનેક પ્રકાર ઉત્પન્ન થયા. સ્ત્રીએ પુરૂષ સાથે, અને પુરૂષે સ્ત્રી સાથે કેમ વર્તવું, તેના નિયમ બંધાયા, તે સ્ત્રીઓને ઉતરતી સ્થિતિમાં લાવે એવા થયા. લગ્નની વય નાની થતી ગઇ, અને સ્ત્રીઓની સ્વતંત્રતા તથા પ્રતિષ્ઠામાં ઘટાડો થવા લાગ્યો.

કેટલેક કાળે પરદેશીઓના હુમલા શરૂ થયા. દેશમાં અનેક રાજ્યો હોઇ તેમાં કલહ ચાલતો હતો, તેથી તેઓ શત્રુઓ સામે ફાવી ન શકયા. લઢવાનું કામ ક્ષત્રીઓએજ માથે રાખેલું, તેથી બીજી જાતો લડાયક રહી નહોતી. મુસલમાનો ધીમેધીમે પગપેસારો કરતા ગયા, અને છેવટે તેમણે ભરતભૂમિમાં રાજ્યની સ્થાપના કરી. મુસલમાની રાજ્ય સુમારે સાતસેં વર્ષ આ દેશમાં રહ્યું, અને ધીમે ધીમે આખા દેશમાં પ્રસર્યું; એટલુંજ નહીં, પણ મુસલમાન લોકોએ આ દેશનેજ પોતાની જન્મભૂમિ સ્વીકારી, તેના દરેક ભાગમાં હિંદુ સાથે વસવા લાગ્યા. રાજકર્તા પ્રજા તરીકે જુલમથી, બોધથી, કે સ્વાભાવિક રીતે તેમણે હિંદુ સંસાર અને ધર્મ ઉપર ભારે અસર કરી. રાજા અથવા રાજકર્તા પ્રજાનું અનુકરણ દેશમાં સ્વાભાવિક રીતે થાયછે, તે રીતે પણ મુસલમાની ચાલઢાલ લોકોમાં દાખલ થયા. મુસલમાનોના સહવાસથી પણ સંસાર ઉપર કાળે કરીને જબરી અસર થઇ. મુસલમાનો પોતાની સ્ત્રીઓ સાથે જેવું વર્તન ચલાવતા હતા અને તેમને જેવી રીતે રાખતા હતા, તેવું વર્તન અને તેવી રીતિ હિંદુઓમાં ધીમે ધીમે દાખલ થઇ. એથી હિંદુ સ્ત્રીઓની સ્થિતિ અધમ થતી ગઇ. મુસલમાનોની માફક જનાનો અથવા પડદેપોશ રહેવાનું, ને ઘુમટો તાણવાનું, કે લાજ કાઢવાનું દાખલ થયું. કન્યાને મુસલમાનો જુલમથી લઇ ન જાય, માટે તેને

નાની વયેજ પરણાવી દેવી, એવો રિવાજ ચાલુ થયો. આથી સ્ત્રીઓની સ્વતંત્રતા, માનપ્રતિષ્ઠા, અને મોટી વયે વરવાનું કમી થયું. જુલમ અને ભયને લીધે, તથા ઉત્તેજન વિના વિદ્યા વિસારે પડતી ગઇ; તેવી હાલતમાં છોકરીઓને ભણાવવાનું બંધ પડે, એમાં નવાઇ શી ? અનેક સ્ત્રી પરણવાનો રિવાજ સર્વ પ્રજાની પેઠે આર્યોમાં પણ હતો, તેમાં મુસલમાનોના સંસર્ગથી વધારો થયો. જે પ્રાંતોમાં મુસલમાનોનો સંસર્ગ થોડો થયો, તે પ્રાંતોમાં બિગાડ થોડો થયો. ઉત્તર હિંદુસ્તાનમાં જ્યારે હિંદુઓમાં જનાનાનો રિવાજ પૂર્ણપણે દાખલ થયો, ત્યારે ગૂજરાતમાં માત્ર ઘુમટો તાણવાની, કે લાજ કાઢવાની રૂઢી ચાલી, અને મહારાષ્ટ્રમાં તેમાંનું કંઇ પણ દાખલ ન થયું. લાહોર તરફ જાઓ, તો તમને રસ્તામાં એક પણ સ્ત્રી મળશે નહીં, અને શહેર જાણે પુરૂષોથી વસેલું હોય, એમ લાગશે; ત્યારે ગૂજરાતના ગામોમાં સ્ત્રીઓને માથું ઢાંકીને, કે આધું ઓઢીને ફરતી હરતી જોશો, અને દક્ષિણમાંના ગામોમાં તો માથું ઢાંકયા વગર પણ સ્ત્રીઓને ફરતી હરતી દેખશો.

અંગ્રેજી રાજ્યની શરૂઆતમાં સ્ત્રીઓની હાલત ઉપર પ્રમાણે હતી. સરકારે કન્યાશાળાઓ કાઢવાની શરૂઆત કરી, તે વખતે લોકો તેની વિરૂદ્ધ થયા. છોકરીઓને ભણવાનું કેવું ? તેમને કયાં વેપાર રોજગાર કરવા જવું છે ? શાસ્ત્રમાં કન્યાઓને ભણવાની મના છે, ભણવાથી સ્ત્રીઓને આડે માર્ગે જવાનું સાધન મળે, ભણનાર સ્ત્રીને છોકરાં ન થાય, અને ભણવાથી તેઓને રંડાપો પ્રાપ્ત થાય, એમ લોકો માનતા હતા. હસવા સરખાં નાની વયે બાળલગ્ન થતાં હતાં. સાસરામાં વહુઓને પરમ દુઃખ પડતું હતું, વિધવાઓનાં દુઃખનો પાર નહોતો. સ્ત્રીઓ ઉપર માર પછાડ બહુ થતી. બાળક કે તરૂણ વહુ ઉપર બીજી વૈરી કરવામા વાર લાગતી નહીં. છોકરીની માટીની કોઇ દરકાર કરતું નહીં, અને સ્ત્રીઓના પણ કાંઇ હિસાબ નહોતા.

પરંતુ સુધરેલા અંગ્રેજોના સહવાસથી અને વિદ્યાના બળથી તેમાં ધીમે ધીમે કેટલોક ફેરફાર થવા લાગ્યો. આપણા દેશમાં કોઇ પણ જાતનો ફેરફાર બહુજ ધીમો થાય છે, એ વાત ખરી; તો

પણ પાછલાં પચાશ વર્ષની અંદર હિંદુ સંસારમાં એકંદરે ઠીક ફેરફાર થયો છે, એમાં શક નથી. છોકરીઓને ભણાવવાની બાબતમાં પહેલાંના જેટલી હવે વિરૂદ્ધતા નથી, અને હજારો લાખો બાળકીઓ નિશાળે જવા લાગી છે, તોપણ માબાપનું હજી જોઇએ તેટલું લક્ષ સ્ત્રી કેળવણી ઉપર ગયું નથી, અને છોકરીઓને ભણાવવી એ પોતાની ફરજ છે, એમ થોડાંજ માબાપ સમજે છે. પડદાપોશની રીત કંઇ કંઇ ઓછી થઇ છે. સ્ત્રીઓ ઉપરના જુલમ કમી થયાછે, અને તેમની સ્વતંત્રતા તથા પ્રતિષ્ઠામાં કેટલોક વધારો થયો છે. બાળલગ્ન ધીમે ધીમે કમી થતાં જાયછે. વિધવા ઉપરના જુલમ ઘટવા લાગ્યાછે, અને તેમનાં પુનર્લગ્ન પણ થવા માંડયાં છે.

હિંદુ સ્ત્રીઓની સ્થિતિ જો કે વૈદિક કાળ કે ભારત કાળના જેવી હાલ નથી, અને જો કે તે યૂરોપ અમેરિકા ખંડના સુધરેલા દેશોને મુકાબલે ઉતરતી છે, તોપણ તેઓની સ્થિતિ કેવળ અધમ છે, અથવા તેમની કંઇ સત્તા નથી, એવું કેટલાક પરદેશીઓ ધારે છે તે ખોટું છે. સાંપ્રત કાળમાં પણ હિંદુ સ્ત્રીઓ સંસારના કામમાં મોટો ભાગ લે છે. લગ્નાદિ કાર્યોમાં, નાત જાતના કામમાં અને ઘરસંસાર ચલાવવામાં સ્ત્રીઓની સત્તા ઘણી વધારે છે. ઘણે પ્રસંગે તેમનોજ કક્કો ખરો થાય છે. તેઓ હઠ લઇને બેસે, તો પુરૂષોને પોતાના વિચાર છોડી દેવા પડે છે. વસ્ત્રાભૂષણ તેઓ મનપસંદ કરાવી શકે છે. છોકરાં ઉપર તેમની સત્તા પુરૂષ કરતાં વધારે ચાલેછે. ચાકર નોકરને તેમના તાબામાં રહેવું પડેછે. ઘરની ધણીઆણી તરીકે તે ઘરકામમાં ભારે અધિકાર ભોગવેછે. જો કે તેમને વિદ્યાજ્ઞાન મળતું નથી તો પણ બહુ ભાગે તેઓ વ્યવહારકુશળ, ચતુર, વિવેકી, કસરીઅણ, અને સમયસૂચક હોવાથી પુરૂષોને ઉપયોગી થઈ પડે છે. પુરૂષો તેમને પોતાના પ્રધાન કે કારભારી તરીકે લેખે છે, અને તેમને હાથે ઘણાં કામ લે છે.

હવે આપણે સ્ત્રીજાતિની જૂદી જૂદી સ્થિતિમાં એટલે કન્યા તરીકે, પત્ની તરીકે, વિધવા તરીકે, અને માતા તરીકે સ્ત્રી કેવી હાલત ભોગવે છે, તે જોઇએ,

સ્ત્રીને ગર્ભ રહે, ત્યાંથીજ તે પુત્રની ઇચ્છા રાખેછે. પુત્રીની ઇચ્છા કોઇને થતી નથી. પુત્રી અવતરે, તો પેટ પથરો પડયો, એવી સાધારણ સમજ હોયછે. પુત્રજન્મની કંકોત્રીઓ લખાય, અને વધામણીઓ જાય, પણ પુત્રીનો જન્મ થાય, તો તેનાં સગાંસહોદરને ખબર સુદ્ધાં આપવામાં આવતી નથી. પુત્રીનો જન્મ આપનારી માતાની સુવાવડ પણ સંભાળપૂર્વક થતી નથી. જાણે તે બાઇએ કાંઇ પાપ કર્યું હોય,તેમ ઘરનાં ને બીજાં સગાંવહાલાં તેની સાથે વર્તણુક રાખેછે. પુત્રની માતાને સુખ મળેછે, અને તેના માનમાં વધારો થાયછે. પુત્રીની માતા હતભાગિણી લેખાયછે. પુત્રી જન્મે ત્યાંથી તેના પર તેની વહાલી માડીથી માંડીને સર્વ કોઇ અભાવ બતાવેછે. તેની કાળજી જોઇએ તેવી રાખવામાં આવતી નથી. તેને ઉછેરવામાં અનાદર થાયછે. છોકરીની માટીને શા ઝટકા પડવાનાછે, એમ સાસુ વહુને કહ્યા કરેછે. વહુ પોતાની પુત્રીને ફુલાવે હુલાવે, કે તેના ભણી કાળજી દેખાડે, તો સાસુ નણંદ વગેરે મોં મચકોડે છે, અને વખતે તે બિચારીને ડારે પણ છે. છોકરી મોટી થાય, ત્યારે તેને પૂરતું ને વખતસર ખાવાનું પણ અપાતું નથી. તેના શરીરના રક્ષણ માટે જોઇતાં કપડાં પણ મળતાં નથી. તે માંદી પડે, તો તેનું ઓસડવેસડ પણ ભાગ્યેજ કરવામાં આવેછે. તેના ભાઇનાં અછો અછો વાનાં થાય, અને તેને દહીં, દૂધ, ઘી, મીઠાઇ, મેવા વગેરે મળે, ત્યારે તે બિચારીને લુખો રોટલો આમળવો પડે, કે ટાઢું શીળું ખાઇને નિરાંત વાળવી પડે. તેની પાસે ગજા ઉપરાંત કામ કરાવવામાં આવે, અને નજીવા કારણસર પણ તેને ગાળો સાંખવી પડે, કે માર ખાવો પડે.

માબાપની કે તેમનાં વડીલની ઇચ્છા જો કે તેમને મારી નાખવાની હોતી નથી, કિંવા તેમને દૂધપીતી કરવા કોઇકજ તત્પર થાયછે, તોપણ અતિ અનાદર વડે છોકરીઓ મરણ પામેછે, અને જવાન થયા પછી પણ ઘણીક મરણ પામેછે, તેનું એક કારણ નાનપણથી તેમનો બાંધો મજબૂત થયો હોતો નથી તે છે. આપણે જોઇએ છીએ, કે પાડીઓના જેટલા પાડા ઉછરતા નથી. પાડીઓ આગળ જતાં

વધારે ઉપયોગી થવાની ધારી તેમના તરફ કાળજી રાખવામાં આવેછે, અને પાડાઓ તરફ નિષ્કાળજી રહેછે, એટલે તેમને ભાગ્યેજ ધવડાવેછે; અને પુરતો ચારો નીરવામાં નથી આવતો, તેથી રીબાઇ રીબાઇને મરણ પામેછે. પુત્રીઓની બાબતમાં ઘણેભાગે આવોજ બનાવ બનેછે. કન્યાઓની ખોટ પડવાનું આ પણ એક મોટું કારણ છે, માટે તે તરફ માબાપો લક્ષ આપે, તો ઘણું સારૂં.

પોતાની પાછળ પુત્ર માલીક થાયછે. તે હમેશ ઘરમાં રહી માબાપનું રક્ષણ કરશે, અને મુવા પછી શ્રાદ્ધાદિ કરીને તેમને તૃપ્ત કરશે, એમ લોકો માનેછે. પુત્રી એ પારકા ઘરની વસ્તી છે, તેના વડે ઘર રહેવાનું નથી, તે વૃદ્ધપણમાં આપણને પોષનાર નથી, મુવા પછી તેનું કરેલું આપણે પામવાનાં નથી, એમ માબાપ ધારેછે. પુત્ર વગર મોક્ષ થનાર નથી, એમ પણ તેઓ સમજેછે. એથી પુત્રી કરતાં પુત્ર ઉપર તેઓ વધારે ભાવ રાખેછે. વળી ચાલુ રીત રિવાજને લીધે પુત્રીની બાબતમાં તેમને અનેક અડચણો ભોગવવી પડેછે.તેને માટે સારૂં ઘર, કે સારો વર ન મેળવી શકાય, તો પંચાત. વર નઠારો નીવડે, કે પુત્રી કુચાલની થાય, તો મહાદુઃખ. સારો વર મેળવવામાં વખતે પહેરામણી-વાંકડો-હુંડો આપવો પડે, અને ઘરની સ્થિતિ સારી ન હોય, તો તે મેળવવામાં હરકત આવે. ટાણે ટચકે તેને અને તેના વરને તથા ભાણજાં સુદ્ધાંને કંઇને કંઇ આપવું પડે. પુત્ર પેદા કરી ઘરમાં લાવે, ત્યારે છોકરી તેમાંથી લઇ જવાની દાનત રાખે.

પુત્ર કે પુત્રી પ્રાપ્ત કરવાનું માણસના હાથમાં નથી. ઇશ્વરે યોજેલી સૃષ્ટીની રચનાજ એવી છે, કે સ્ત્રી પુરૂષની જોડ વગર સંસાર ચાલી ન શકે. બધાંજ પુત્ર ઇચ્છે, અને કદાપિ તે પ્રમાણે પ્રભુ તેમને પુત્રોજ આપે, તો તે પરણે કોને ? તેથી સૃષ્ટી ચાલીજ કેમ શકે ? પુત્રી કે પુત્ર તે પોતાનું સંતાન છે, એમ સમજી તેમના ઉપર સમાન વૃત્તિ રાખવી જોઇએ. પુત્રી ઉપર દુર્લક્ષ રાખવાથી તેની આંતરડી કકળે છે, અને તેથી આપણું અકલ્યાણ થાય છે. પુત્ર કુપાત્ર નિવડે, તો તેથી માબાપને ઓછું દુઃખ પડતું નથી; તેથી ઉલટું,

પુત્રી સુપાત્ર નિવડે, તો તે માબાપને પણ સુખી કરી શકેછે. માબાપની ચાકરી પુત્ર કરતાં પુત્રી વધારે કરેછે, અને ખરી ભીડે તો તે પણ ભોગ પડેછે. સ્વાભાવિક રીત માને પુત્રી અને બાપને પુત્ર વહાલો હોયછે, કેમકે માતાને પુત્રી વધારે કામ લાગેછે; એમ છતાં માતા સુદ્ધાં પુત્રી પર અણુગમો બતાવે, એ નવાઇ જેવું છે.

રજપૂતોમાં અને કુળવાન પાટીદાર વગેરેમાં છોકરીઓને પહેલાં દૂધપીતી કરવાનો રિવાજ હતો, એટલે નાનપણમાંજ તેમને પાણીમાં બોળીને કે ગળે નખ દઇને મારી નાખવામાં આવતી. અંગ્રેજી રાજ્ય આવ્યા પછી તેનો પ્રતિબંધ થયો, તે છતાં કોઇ કોઇ વાર તેવા બનાવ છાનાછપના બનેછે. ઘરની સ્થિતિ ગરીબ હોવાથી, સારો ને કુલીન વર મેળવવામાં ઘણા પૈસા જોઇએ, તે મેળવી ન શકાય, માટે છોકરીને મારી નાખવાનું પાપ માથે લેવામાં આવતું. એના કરતાં પૈસા ખરચવાનો રિવાજજ બંધ પાડવામાં આવ્યો હોત, તો કેવું સારૂં ? છોકરીને દૂધપીતી કરવી, એ ખુન કર્યાની બરાબર છે. બાળહત્યાનું મોટું પાપ શાસ્ત્રમાં ગણ્યું છે.

છોકરીઓ ઉપર અભાવજ હોય, ત્યાં તેમને ભણાવવાની ને સુધારવાની તો વાત શી કરવી ? નાનપણથીજ તેમને છાણવાસીદાં સોંપવામાં આપે, અને ઘરનાં હરેક કામમાં તેમની મદત લેવામાં આવે. ભણાવવાના લાભ માબાપ સમજે નહીં, તેમ છોકરીને નિશાળે મોકલવાથી પોતાને ઘરમાં મળતી મદત બંધ થાય, તે ફાવે નહીં. કદાચ સમજુ બાપના આગ્રહથી નિશાળે છોકરીને મોકલે, તો તે વખતસર નહી, પણ મોડી વહેલી મોકલે, અનેક બહાને ઘેર રાખે, પુસ્તકો આદિ સાધન પૂરતાં ને વખતસર પૂરાં ન પાડે, ઘેર પાઠ કરવાનો વખત ન આપે; તો તેને ઘેર પાઠ કરાવવાને માટે શિક્ષક રોકવાની તો વાતજ કેવી ? વળી લગ્ન થાય, કે તેને ઉઠાવી લેવાનો આગ્રહ થાય. આવી સ્થિતિમાં છોકરીઓ કેટલું ભણે, ને શું સુધરે ? ધર્મની ને નીતિની કેળવણી તેને આપવામાં ન આવે; પણ એથી ઉલટું, ઘણાં માબાપ લઢવાડિયાં, ગાળો દેનાર, જૂઠાં ને અદેખાં હોય, તેમનું અનુકરણ કરવાનું તેને સ્વાભાવિક રીતે મળે. આ પ્રમાણે તૈયાર

થએલી છોકરી સાસરામાં સમારા ન કરી શકે, અથવા ત્યાંના હજાર ઠપકા લાવે, તે માબાપને વેઠવાનું થાય. હાથનાં કર્યાં હૈયે વાગે, એમાં શું આશ્ચર્ય ?

ભણાવવાની ને કેળવવાની વાત તો રહી, પણ પોતાની પુત્રીને ઘરધંધાના કામમાં પણ જોઇએ તેવી કુશળ કરવાની બાબતમાં કેટલાં થોડાં માબાપ લક્ષ આપેછે ? એઠવાડ અબોટ કરતાં, છાણુ વાસીદું કાઢતાં, દળણાં ખાંડણાં કરતાં, પાણી કાઢી આણતાં, અને રોજની સાધારણ રસોઈ રાંધતાં છોકરીઓ માતા પાસેથી શીખેછે. તે ઉપરાંત વિશેષ શીખવવાનું ભાગ્યેજ થાયછે. ઘરનું નાવ ચલાવવું, એ સહેલું કામ નથી. એ નાવ ચલાવવાને નાવિક કુશળ જોઇએ. છોકરીઓને કુશળ નાવિક માબાપ તૈયાર ન કરે, તો ઘરનું નાવ ભાગી પડેછે, કે ડૂબી જાયછે. ઘરને નાનું શીકડું રાજ્ય ગણવામાં આવેછે, તે ખોટું નથી. ઘરધણીઆણી તરીકે સ્ત્રીને એ રાજ્ય રાજા તરીકે કે પ્રધાન તરીકે ચલાવવું પડેછે; માટે તે ચલાવવાને જોઇતી કુશળતા છોકરીઓને માબાપ તરફથી મળવી જોઇએ. ઘરસંસારમાં પણ ઘણી વિદ્યાનો ખપ પડેછે. ગણિત, અર્થવિદ્યા, આરોગ્યવિદ્યા, વૈદકશાસ્ત્ર અને પાકશાસ્ત્રનું થોડું ઘણું જ્ઞાન સ્ત્રીઓને અવશ્ય મળવું જોઇએ. મોંના હિસાબ કરવાના વારે વારે પ્રસંગ આવેછે, અને ઘરનો હિસાબ રાખવાની જરૂર પડેછે; તેથી છોકરીઓને ગણિતનાં મૂળતત્વો તો ખાસ કરીને આવડવાં જોઇએ. પૈસો શી ચીજ છે, તેનો શો ઉપયોગ છે, માલ અને પૈસા વચ્ચે શો સંબંધ છે, તેનો વ્યય કેવી રીતે કરવો જોઇએ, વગેરે અર્થશાસ્ત્રને લગતી બાબતોની માહીતી સ્ત્રીઓને ન હોય, તો તે ઘરખટલો સારી રીતે ચલાવી ન શકે. શરીર, વસ્ત્ર અને ઘરની સ્વચ્છતા કેમ રાખવી, પાણીમાં બિગાડ શાથી થાયછે, અને તે અટકાવવાને શા ઇલાજ લેવા, હવા અજવાળાના શા લાભ છે, ટાઢ, તડકા ને વરસાદથી શરીરનું રક્ષણ કેમ કરવું, વગેરે આરોગ્યવિદ્યાના વિષયો ઘર ચલાવવામાં અતિ ઉપયોગી છે. અકસ્માત્ બને ત્યારે શું કરવું, સહેજ રોગોને માટે તેમ મોટા વ્યાધિને માટે તુરત શા ઇલાજ લેવા, માંદાની માવજત કેમ કરવી,

સુવાવડને વખતે શું કરવું, છોકરાંને તંદુરસ્ત હાલતમાં કેમ ઉછેરવાં, વગેરે વૈદ્યકશાસ્ત્રના વિષયોનું જ્ઞાન સ્ત્રીઓમાં અવશ્ય હોવું જોઇએ. રોજની સાધારણ રસોઇ પણ ઉત્તમ રીતે કેમ થાય, ઉંચાં જમણ અને અનેક જાતની વાનીઓ કેમ બને, માંદાના ખોરાક કેમ તૈયાર થાય, કયા પદાર્થ શરીરને શો લાભ કે ગેરલાભ કરેછે, વગેરે પાકશાસ્ત્રના વિષયો તો સ્ત્રીઓને અવશ્ય આવડવા જોઇએ. ફાટાં કપડાંને થીગડાં મારતાં કે તૂની લેતાં ન આવડે, અને કોઇ પણ જાતનું ભરત ભરતાં ન જાણે, એથી સ્ત્રીઓ ઘરના કામકાજમાં પાવરધી ન ગણાય. છોકરાંને નાની વયમાં કેળવવાં, એ માતાઓનું કામ છે; તેથી માતા પોતેજ અભણ હોય, તો પોતાનું કર્ત્તવ્ય કેમ કરી શકે ? એ માટે છોકરીઓને યોગ્ય સ્ત્રી તરીકે તૈયાર કરવામાં માબાપે જે અનેક ઉપાય લેવાના છે, તે ખસુસ લેવા જોઇએ.

છોકરીનો વિવાહ કર્યા પછી તે સાસરે જતી આવતી થાય, તો માતાઓને તથા સાસુજીને ઓરિયો વીતેછે. લગ્ન થયું, કે છોકરીને જલદી સાસરે વળાવવા માબાપ ઇચ્છે છેઃ પછી તેની વય ગમે તેટલી હોય, માબાપ વાર લગાડે, તો સાસુ સસરા તરફથી તગાદા થાયછે. દખણી લોકોમાં તો લગ્ન થાય, ત્યારથીજ કન્યાને સાસરે રહેવું પડેછે. ગૂજરાતમાં પણ કેટલેક ઠેકાણે એવો રિવાજ છે; પરંતુ ઘણે ઠેકાણે તો લગ્ન થયા પછી અમુક મુદતે રીતસર આણું વળાવવામાં આવેછે. આજથી ૪૦–૫૦ વર્ષ ઉપર લગ્ન થયા પછી પમે, ૭મે, કે ૯મે વર્ષે, અને કવચિતજ ત્રીજે વર્ષે આણું વળાવવામાં આવતું; પણ હાલમાં પહેલે કે ત્રીજે વર્ષે વળાવવાનો ચાલ વધવા માંડયોછે, એ ખેદકારક વાત છે. ગમે તે વયે કન્યા સાસરે ગઇ, એટલે તે વહુ અથવા પત્નીપદને પામેછે, અને સંસારમાં ચાલતા પત્નીપદના ઘણાખરા ધારા તેને લાગુ થાયછે. જે છૂટ કન્યા તરીકે માબાપને ત્યાં તે ભોગવતી, તે છૂટ સાસરામાં બંધ થાયછે. સ્વતંત્રતાને બદલે તેને પરતંત્રતા પ્રાપ્ત થાયછે. છોકરવાદી ને ઉછાંછળાપણું તજીને તેને ગંભીર થવું પડેછે. વડીલોની લાજ મરજાદા પાળવી પડેછે, કુળના રિવાજ પ્રમાણે ઓઝલ પાળવો પડે છે, કે ઘુમટો તાણવો

પડેછે, કે લાજ કાઢવી પડેછે. કેટલાક ભાગમાં તે પ્રમાણે કરવું પડતું નથી, તોપણ વડીલ કે પરાયા પુરૂષ આવે, તો તેને ઓરડામાં પેસવું પડે છે, કે ખૂણેખોચરે ભરાવું પડે છે.

માબાપ જે લાડ લડાવતાં, તે સાસરામાં દૂર થાય છે. સાસુ નણંદનો અમલ તેના પર લાગુ થાય છે. સાસુ જે હુકમ કરે, તે સ્વીકારવો પડે છે, અને જે કામ ફરમાવે, તે મુંગે મોઢે કરવું પડે છે. નણંદ તેના નેઠા લેવા હમેશ તત્પર રહે છે, અને કંઇ ચૂક થઇ, કે મોંમાંથી ઉની વરાળ નીકળી, કે ઝટ તે પોતાની માને ઓપે છે, અને તે જો દુષ્ટ સ્વભાવની હોય, તો અનેક સાચાં જૂઠાં પણ કરે છે. નણંદના કહેવા ઉપરથી સાસુ વહુની ઝડતી લે છે, અને તેને ધમકાવેછે, ગાળો દેછે, કે વખતે તેના ધણીને ભંભેરી માર પણ મરાવેછે. "વહુ ભાગે તે ઠીકરાં, ને સાસુ ભાગે તે કલેઢાં" એ કહેવત પ્રમાણે વહુનું હરેક કામ નિંદવામાં આવેછે, અને તેને ઠપકો ખાવો પડેછે, એટલુંજ નહીં, પણ વખતે તે કારણે તેનાં માબાપ ઉપર પણ પસ્તાળ પડેછે. વહુ જાણે એક મજુરણ કે ગુલામડી હોય, તે પ્રમાણે તેની પાસેથી આખો દિવસ કામ લેવામાં આવેછે, એટલે તેને જંપવા વારો આવતો નથી, એમ કહીએ તો ચાલે. વહુને બહુ કરીને રસોડાનો અધિકાર મળતો નથી. રસોડાનું અધિપતિપણું સાસુ પોતાની પાસે રાખેછે, તે એવી મતલબથી કે સારૂં નરસું મરજીમાં આવે તેમ, તે જમનારને પીરસી શકે, અને વહુને કાચુ દવાચું કે ખરબડાં, ટાઢુંશીળું કે એઠુંજુઠું, પોતાની મરજી પ્રમાણે આપી શકે. કોઇ વાર વહુ પાસે રંધાવે તો તેની રસોઇમાં અનેક ખોડા કાઢે, અને રંધાઇ રહ્યું, કે તેણે રસોડું સાસુજીને હવાલે કરવું જોઇએ.

નવી વહુને દિયર, જેઠ અને જેઠાણીનો તાબો પણ વેઠવો પડેછે. કામનો ઘણો બોજો નવી વહુના માથે આવી પડે છે. માબાપને ત્યાં ભર્યું હોય તેથી, કે માતાએ આપેલી છૂટથી તેને કામ કરવાનો મહાવરો ન હોય, તો તે પોતાનું કામ ઉતાવળથી, કે સારી રીતે કરી ન શકે, તેથી તેના ભોગ કરી વળે. કામ કરતાં હાથે ફોલ્લા પડે, તો સાંભળવું પડે. ન કામ આવડે, તો માબાપને ગાળો પડે. બે ઘડી

નિરાંતે બેસવાનો વારો ન આવે. શરીર કથળે તો ઢોંગ કરે છે, એવી ટીકા થાય. વહેલાં ન ઉઠાય, તો ઠપકો ખાવો પડે. વહુ જો બોલે તો ચાવળીમાં ખપે, અને તે ન બોલે, તો મુંગી છે, મોમાં દાંત નથી, મોંમાં મગ ઓર્યા છે, વગેરે કહેવામાં આવે.

પત્ની તરીકે ઘરમાં રહેવાનું થાય, પરંતુ પતિ સાથે દહાડે તો એક અક્ષર પણ બોલી ન શકાય. બીજાના દેખતાં તેની સાથે વાતચિત થઈ ન શકે. ઘણી વાર તો ધણી ઓરડામાં આવે, કે વહુને ઉઠી જવું પડે, કે લાજ કાઢી ખૂણે ભરાવું પડે. રાતે સૌના સૂતા પછી વહુને સુવાનું, અને સૌના ઉઠતા અગાઉ સવારમાં વહુને ઉઠવાનું; પછી ગમે તેવી ટાઢ હો, કે બીજી હરકત હો. બેરાં કહેણી કહેછે, કે " ટાઢ વાય મોને, પણ ટાઢ ન વાય વહુને." કડકડતી ટાઢમાં સૌ સગડીએ તાપવા બેસે, પણ તે લાભ વહુથી લઈ ન શકાય. ગમે તેટલો પસીનો થતો હોય તો પણ વહુ પોતાનું માથું ઉઘાડું રાખી ન શકે.

પતિ જો નાની ઉમરનો હોય, અભણ કે જડભરત જેવો હોય, માવડીઓ કે તામસી હોય, તો વહુને તેના તરફથીજ પણ દુઃખજ પ્રાપ્ત થાય છે. બિચારી થાકીપાકી અને બળીઝળી મોડી રાતે સુવા જાય, તો તેને એવા ધણી તરફથી સોસવું પડે. બહેને કે માતાએ ભંભેર્યો હોય, તો તે પોતાનો રોષ સુતી વખતે બિચારી ઉપર કાઢે છે, એટલે ઘણી વાર તે ગમે તેવી ગાળો ભાંડે છે, અને મારઝુડ કરે છે.

સાસરામાં વહુની કંઇ કીંમત નથી. " વહુ મોઇ ને ઉંદરડી મોઇ " એવી કહેવત ચાલે છે. સસરાજીને ઉના પાણીમાં સમોવણ આપતાં વાર થવાથી તે રીસાયા, અને નાવણીએથી ઉઠી તુરત તેના ઉપર સોકય લઇ આવ્યાના દાખલા બરેખરા બનેલા છે. સાસુને વહુ પસંદ ન પડી, તો તે પોતાના છોકરાને ઝટ ફરી પરણાવે, અને વહુની હાડછેડ કરી તેને પિયરમાં હાકી કાંઢે. ધણીને વહુ સારી ન લાગે, તો તે ફરીથી પરણવાની તજવીજ કરે. વહુ મરી જાય, તો તેને માટે ઝાઝી દિલગીરી કે શોક કરવામાં ન આવે, એટલુંજ

નહીં પણ તેનું મડદું બળતું હોય, ને સ્મશાનમાંજ ધણીનો વિવાહ થાય! વહુને અધરણી ન આવે, કે તેને પેટ છોકરીઓના એક બે પથરા પડે, તોપણ તેના ઉપર બીજી લાવવામાં આવે. ચૌદ પંદર વર્ષની વહુ ઉપર દશ બાર વર્ષની સોકય આણ્યાના દાખલા છે. ચૌદ વર્ષની વહુ એટલે એક નાદાન છોકરી, તેણે તે શા ગુનાહ કર્યા હશે, અને તેની તે શી રીતે નાલાયકી શાબીત થઈ હશે, તે સમજાતું નથી.

ઉપનું ચિત્ર સર્વત્ર સામાન્ય છે, એમ કહેવાનો હેતુ નથી. સમજુ ને સારાં કુટુંબોમાં વહુની સાથે આવી અધમ વર્તણુક રાખવામાં આવતી નથી. કેટલેક ઠેકાણે સાસુ સસરા વહુને પોતાના પેટની દિકરી પ્રમાણે પાળે પોસે છે. જેમનામાં કન્યાની અછત છે, તેઓ વહુની સાથે સલુકાઈ રાખે છે. જેઓ કેળવણી પામે છે, તેઓનું વહુ પ્રત્યેનું વર્તન વખોડવા લાયક હોતું નથી.

વહુ એકાદ છોકરાની મા થાય, ત્યાં સુધી તેને ઉપર જણાવ્યા પ્રમાણેની હાલત ભોગવવી પડે છે. એ પછી તેની હાલત સુધરવા માંડે છે. સાસુ વધારે વૃદ્ધ થતાં વહુ તરફથી બરદાશ ચાકરીની આશા રાખેછે, અને તેથી તેના વર્તનમાં ફેર પડે છે. સાસુ ગુજરી જાય, એટલે તો પછી વહુજ તેનું સ્થાનક લઈ ઘરનું રાજ્ય ભોગવે છે. જેમ વહુની ઉમ્મર વધતી જાય, તેમ તેને છૂટ મળતી જાય છે. દિવસે કે બીજાના દેખતાં તે પતિ સાથે બોલી શકે છે. પોતાનાં છોકરાંને બીજાના દેખતાં રમાડી શકે છે. જો તેને પુત્રરત્નો પ્રાપ્ત થયાં હોય તો તેના ભાવ વધારે વધે છે. ઘર ગરીબ હોય, ને વહુ પોતાના પિયરથી માલમતા લાવી શકે, તો તેની સાથે ઘરનાં માણસો સારી રીતે વર્તેછે. જો તે હોંશિઆર હોઈ ઘરમાં મદદગાર થઈ પડે, તો તેનો મોભો વધે છે. જો તે જાતમહેનતથી પૈસા મેળવી કુટુંબ નિભાવવામાં સહાયક થાય, તો તેને ઘરનાં ચાહે છે. જો તેનામાં ખબરદારી ને આવડત હોય, તો તે ઘરનાંને વશ કરી શકેછે. જો તેનો ધણી બીજા કરતાં વધારે કમાઉ કે હોંશિયાર હોય, તોપણ તેનું માન વધેછે. જો તે બીજ વરને પરણી હોય, તો તેનું ચલણ વધારે ચાલે છે.

વહુ જ્યારે સાસુનું પદ લે છે, ત્યારે તે પોતાની વહુઓ ઉપર સાસુપણું દાખવવા તૈયાર થાય છે. પોતાને વહુ તરીકે વીતેલું કાંતો તે ભૂલી જાય છે, કે કાંતો મળેલા અનુભવનો ગેરઉપયોગ કરે છે. "આજે સાસુનો વારો, તો કાલે વહુનો વારો" એ કહેવત તે વિસરી જાય છે. પોતાના કર રહેશે, ત્યારે વહુને વશ થવું પડશે, એ વાત તે ભૂલી જાય છે. પોતે દીધેલાં દુઃખનો દાવ વૃદ્ધાવસ્થામાં વહુ વાળશે, એ વાત તેના લક્ષમાં રહેતી નથી. વહુને હર્ષભેર પોતે આણી છે, અને તે પોતાનું ફરજંદ છે, એ વાતનો ખ્યાલ તેને રહેતો નથી. કુટુંબ કલેશ એ દુઃખનું મૂળ છે, એ વાતનો તે વિચાર કરતી નથી. અતિ હાડછેડથી માણસ નઠોર થાય છે, ને વધારે બગડે છે, કે સામું થાય છે, એ જનસ્વભાવ તે નિહાળતી નથી, કે તે ઉપર દુર્લક્ષ રાખે છે. નણદી ભાભીને પજવવા તૈયાર થાય છે, પરંતુ તેને પણ નણદીને વશ થવું પડશે, અને વહુ તરીકે સાસરામાં વાસ કરવો પડશે, એ વિષે તે વિચાર કરતી નથી.

વિધવા સ્ત્રીની સ્થિતિ સૌ કરતાં વધારે દયામણી જોવામાં આવે છે. ધણી મુએ કે સ્ત્રી આ જગતનાં કાર્યોને માટે નકામી થાય છે. સમજુ માબાપ બાળરાંડનો કેટલોક સોહાગ તે મોટી થતા સુધી રહેવા દેછે. અને કેટલાં માબાપ નાનપણથીજ સર્વ સોહાગ ઉતરાવે છે. પરણવું તે શું, તેનો જેને કંઇજ ખ્યાલ નથી, ધણીનું કંઇ પણ સુખ જેણે ભોગવ્યું નથી, અને સંસારનો કોઇ પણ પ્રકારનો લહાવો જેણે લીધો નથી, તેને નાની વયમાંજ દુર્દૈવે રંડાપો પ્રાપ્ત થતાં જન્મપર્યંત દુઃખના ખાડામાં નાખવી, અને મનુષ્ય તરીકે પણ તેને કંઇ પણ લહાવો ન લેવા દેવો, એ કેટલું વિપરીત છે! તેની મરજી ન છતાં નાની વયમાં તેને વાળ મુંડાવી બોડકી કરવામાં વિશેષ શું છે? ચુડી બંગડી કાઢી નાખી તેને મુડકી કરવામાં શો લાભ છે? સારાં કપડાં પહેરવા ન દેવાં, અલંકાર વર્જ્ય કરવા, સારૂ ખાવા પીવા ન દેવું, અસહ્ય કાયાકષ્ટી કરાવવી, એ નિર્દયપણું નહીં તો બીજું શું છે? વિધવાએ ખાટલે ન સુતાં પથારીએ ગોદડીના ધાગામાં પડી રહેવું, એવી ફરજ પાડવાથી કયા અર્થની પ્રાપ્તિ

થવાની છે? લોકો સમજેછે, કે વિધવાના ધર્મ એવા છે, માટે તે તેમણે પાળવા જોઇએ. વિધવાના ધર્મ વયે પહોંચેલી કે આધેડ બાઇડીને ભલે પળાવો, પણ નાની વયની નાદાન છોકરીને તે શા માટે પળાવવાનો જુલમ કરો? વિધવા પોતાનું કર્ત્તવ્ય સમજીને રાજીખુશીથી અમુક ધર્મ પાળે, તે વાત જૂદી છે, પરંતુ જેને તે અકારા લાગતા હોય, અને જેનામાં કંઇ સમજ પણ આવી ન હોય, તેની પાસે મારી મચરડીને અમુક ધર્મ પળાવવાની આપણને સત્તાજ શી રીતે મળેછે? આપણા ઋષિ મુનિઓએ આવા ધર્મ બાંધ્યા નથી, અસલ આવા ધર્મ પાળવામાં આવતા નહોતા, અને સ્મૃતિઓમાં પણ તે ઉપર થોડુંજ લક્ષ અપાયું છે. આ ધર્મ પૌરાણિક છે, અને રૂઢીએ કરીને તેમાં વધારો થયોછે. બીજું કારણ એવું આપવામાં આવેછે, કે જો વિધવાને સારાં વસ્ત્રાભૂષણ અને પોષ્ટિક ખોરાક આપવામાં આવે, તો તે પ્રમાદી થાય, અને આડે માર્ગે ચાલે. આ કારણ બાળવિધવાને લાગુ થતું નથી. કેશવપન કરવાથી, શોકનાં વસ્ત્ર પહેરાવી દાગીના ન ઘાલવાથી, અને સારો ખોરાક ન આપવાથી વિધવા સુચાલેજ ચાલશે, એની શી ખાત્રી? જગત્‌માં એથી ઉલટા બનાવ ઘણા જોવામાં આવે છે. "રહે તો આપણું, ને જાય તો સગા બાપનું" એ કહેવત પ્રમાણે જેઓ પોતાનું કર્ત્તવ્ય સમજેછે, ઘરની સારી નીતિરીતિમાં ઉછરેછે, અને મન દૃઢ રાખેછે, તેજ સદ્વર્ત્તન વાપરી શકેછે, અને તેજ પોતાની જીંદગી નિષ્કલંક ગુજારી શકેછે. તેને વસ્ત્રાભૂષણની કે સૌભાગ્ય ચિન્હની કંઇ પણ અસર થતી નથી.

જો વિધવા થવું, એ સ્ત્રીના પોતાના હાથમાં નથી, તો તેને છેક નખેદ ગણી તિરસ્કારવી, એ અયોગ્ય છે. વિધવાના કોઇ શુકન લેતું નથી, શુભ પ્રસંગમાં તે હાજર રહી શકતી નથી, અને સારા કાર્યમાં તે ભાગ લઇ શકતી નથી. ધોળ મંગળ ગવાતાં હોય, તેમાં તે સામેલ થઇ ન શકે, વરઘોડામાં તે બીજી બાઇડીઓ સાથે જઇ ન શકે, અને નાત જાતમાં જમવાનું તેને હમેશને માટે તજવું પડે. વૈધવ્યનું અસહ્ય દુઃખ તેને કર્મે ચોંટેલું છે, અને આ તો "દાઝયા ઉપર ડામ" જેવું થાયછે.

વિધવાઓને ઘણું ખરૂં માબાપને ઘેર રહેવું પડેછે. માબાપ અશક્ત હોય, કે મરણ પામ્યાં હોય, તો તે ભાઇ ભોજાઇને વશ થાયછે. ભોજાઇ તેને મહા દુઃખ દેછે. એક ગુલામડી કે ચાકરડીની માફક તેની પાસેથી કામ લેવામાં આવેછે, તથા તેના પ્રત્યે વર્તણુક પણ તેવીજ રહેછે. લચકા ધાન્ય સારૂ તેને અહોરાત મહેનત મજુરી કરવી પડેછે, અને મહેણાં ટૂણાં સાંભળવાં પડેછે. ભાઇ બિચારો સારો હોય, તોપણ ઘરના કામકાજમાં તે કેટલી નજર રાખી શકે, અને પોતાની બહેનની સંભાળ વારેવારે કેમ રાખી શકે ? ભાઇ જો ભોજાઇને વશ હોય, તો પછી વિધવા બહેન ઉપર દુઃખનાજ ડુંગર રેલેછે. હતભાગિણી વિધવા બિચારી જાય કયાં, અને કહે કાને ? જે દુઃખ પડે તે તેને મુંગે મોઢે વેઠવું જોઇએ.

જો તેને સાસરામાં રહેવાનો પ્રસંગ આવે, તો ત્યાં પણ તેને સાસુ, નણંદ, દેરાણી, જેઠાણી વગેરેથી હાડછેડ થાયછે. ત્યાં તેને કદાચ પિયરના કરતાં પણ વધારે આપત્તિ ભોગવવી પડેછે. સાસુ સસરો માબાપ જેટલું સુખ આપી ન શકે. દિયર જેઠ ભાઇઓના કરતાં ઓછી લાગણી ધરાવે. દેરાણી જેઠાણી ને નણદો પોતાની ભોજાઇ અને બેહેનો કરતાં વધારે રહેમીઅત રાખી ન શકે.

જો પિયર કે સાસરામાં કોઇ ન હોય, અથવા ત્યાં બને નહીં, અથવા તેઓનેજ ખાવા પીવાના વેલા પડતા હોય, તો જોઇ લ્યો વિધવાની ફજેતી ને દુઃખ. તે બિચારી ઓરડી ભાડે લઇ એકલી તેમાં રહેછે, અને દળણાં ખાંડણાં કે મહેનત મજુરી કરી પોતાનું પેટ મુશ્કેલીથી ભરેછે. " તાંબાની તોલડી તેર વાનાં માગે " અને દળણાં ખાંડણાંથી કમાઇ જુજ થાય, એટલે તેને ભુખમરો વેઠવો પડે, કે વખતે આડે માર્ગે જવું પડે. કેટલીક નાતોમાં કન્યાને માટે સારાં પલ્લાં મૂકવાનો રિવાજ હોયછે, તેથી તેવી નાતોમાં વિધવાને દુઃખ ઓછું પડેછે, કે વખતે ખાધા પીધાનું દુઃખ તેને બિલકુલ નથી પડતું. સાસરીઆં પૈસાવાળાં છતાં બખીલાઇથી તેને મદત ન કરે, તોપણ લોકલાજથી અને કૂળની આબરૂથી ડરીને વિધવાઓ

અન્ન વસ્ત્ર માટે સરકાર દરબારમાં ચઢતી નથી; એમ છતાં સાસરીઆંને દયા આવતી નથી.

અપવાદ તરીકે વિધવાઓ કોઈ કોઇ ઠેકાણે સુખમાં રહી શકે છે. કેટલાંક ઘરોમાં તેમનું ચલણ એટલું હોયછે, કે તે ભાઇ ભોજાઇઓ ઉપર રાજ્ય ચલાવેછે. કોઇનો પણ ઘણી સારો વારસો મૂકી જાયછે, તો તે વડે તે સુખ ભોગવી શકેછે. કોઇએ કસબ, કારીગરી કે વિદ્યા હાંસલ કરી હોય, તો તે વડે તે સારી પ્રાપ્તિ કરી સુખમાં દહાડા ગુજારેછે. પોતાને પેટ કંઇ સંતાન હોય, તો તે મોટું થયે તેને સુખી કરી શકેછે. પરંતુ પૌરાણિક શાસ્ત્રને આધારે કહો, કે રૂઢી બાઇના જોરને લઇને કહો, પણ ઘણીખરી વિધવાની સ્થિતિ દુઃખદાયક રહેછે. તેઓ સંસારને નકામી ને બોજા રૂપ થઇ પડેછે. નાની વયમાં લગ્ન કરવાં ને રંડાપો વહોરી લેવો, એ દીવો લઇને કુવામાં પડવા સરખું છે, અને તેથી વિધવાના દુઃખનું કારણ અને તેના નિસાસાના ભોક્તા માબાપ થાયછે, એમાં શક નથી.

---

# વિભાગ ૩.

## લગ્ન સંબંધી.

## પ્રકરણ ૧ લું.

### લગ્નની પવિત્ર ગાંઠ.

સૃષ્ટિને આરંભે સ્ત્રી પુરૂષોનાં લગ્ન થતાં નહીં, એવું આપણે કહી ગયા છીએ. પશુ પક્ષિઓનું અનુકરણ માણસો કરતાં, એટલે તેમની સ્થિતિ પશુવત્ હતી, એમ કહીએ તો ચાલે. પરંતુ કેટલીક મુદ્દતે પોતાની ભૂલ જણાઇ, અને સ્ત્રી પુરૂષે લગ્ન કરી ભેગાં રહેવાની જરૂર છે, એમ તેમને લાગ્યું. સૌમાં માણસ એ નિરાધાર પ્રાણી છે. બીજાં પ્રાણીના જેવાં તેના અંગપર રક્ષણનાં સાધન અપાયાં નથી, તોપણ તેને બુદ્ધિરૂપી સાધનની એવી મોટી બક્ષીસ થઇ છે, કે તે વડે સર્વ પ્રાણીઓ ઉપર તે શ્રેષ્ઠત્વ ભોગવે છે, પોતાનું રક્ષણ કરી શકે છે. અને જોઇતાં સાધન મેળવી શકે છે. તેણે પોતાના અને પોતાના બચ્ચાંના રક્ષણ માટે મકાન બાંધવાની યોજના કરી. ઘરની વ્યવસ્થા કરવા માટે, અને બચ્ચાંની સંભાળ માટે કોઇ જોઇએ, અને ખેતી આદિ સાધનો વડે પોતાના ને તેમના નિર્વાહ માટે કોઇ કમાનાર જોઇએ. છોકરાં ઉછેરવાં, ને તેમની માવજત કરવી, એ સ્ત્રીથી વધારે સારી રીતે બની શકે, તેમ બહારનાં વધારે અંગબળનાં કામ પુરૂષ વધારે સારી રીતે કરી શકે; તે માટે સ્ત્રી પુરૂષે ધણી ધણીઆણી તરીકે એક સ્થળે રહેવું જોઇએ. જો એમ ન કરે, તો સ્ત્રીની, પુરૂષની અને છોકરાંની સંભાળ લેવાની દરકાર કોને રહે ? આ લગ્ન કરવાનું પ્રથમ કારણ હોય. વળી સ્ત્રી પુરૂષ હમેશને માટે ભેગાં રહે, તો તેમનામાં પ્યાર વધે, અને તેઓ એક બીજાના સુખ દુઃખનાં ભાગીઆં થઇ શકે. પશુવત્ વર્તણુકમાં જે કલેશ, કંકાસ ને ઝઘડા ઉત્પન્ન થાય, તે આથી ટળી શકે. સંસાર સુખરૂપ ચાલવામાં લગ્ન એ મુખ્ય સાધન છે.

ઘણીખરી પ્રજાઓ લગ્નને “ પવિત્ર ગાંઠ ” સમજે છે; એટલે તે જાણે લગ્ન કરવાં એ ઇશ્વરની આજ્ઞાને અનુસરવાનું હોય, એમ માને છે, અને તેથીજ તેને ધર્મનું બંધન ગણવામાં આવે છે. જંગલી પ્રજાઓમાં હજી પણ લગ્નબંધન મજબૂત જોવામાં નથી આવતું. મલબાર તરફના અમુક લોકોમાં લગ્નવિધિ નથી. હાલના સુધરેલા દેશોમાં કેટલાક લગ્નને માત્ર એક કરાર ( Contract ) સમજે છે. કોઇ એવા કરારની જરૂર સમજતા નથી, તો કોઇ એમ કહે છે, કે લગ્ન જો એક કાયદેસર કરાર છે, તો તે મુદ્દતબંધી પણ હોઇ શકે ! એટલે જન્મપર્યંતનો કરાર ન કરતાં બંનેને રૂચે તેમ પાંચ દશ વર્ષનો કરાર કરવો, અને પસંદ પડે, તેમ તેની મુદ્દત વધારવી ! જેમ બીજા કરાર તોડવાથી કાયદાના ગુનેહગાર થવાય છે, તેમ લગ્નનો કરાર તોડવાથી માત્ર કાયદાના ગુનેહગાર થવાયઃ ધર્મના કે ઇશ્વરના નહીં. આર્ય પ્રજાને આ વિચાર વિપરીત લાગે છે. તે લગ્નને હમેશ ધર્મનું બંધન ગણે છે, અને તે આ જન્મમાંજ નહીં, પણ ભવોભવ લાગુ રહે છે એમ સમજે છે.

લગ્નની ગાંઠને પવિત્ર ગણવામાં ને માનવામાં લાભ વધારે, અને નુકસાન થોડું છે. તલ્લાક લેવાના અને સ્ત્રી પુરૂષે જૂદા રહેવાના બનાવો સુધરેલા દેશોમાં વારેવારે ઉત્પન્ન થાય છે, તેનો ઉંચ હિંદુઓમાં કેવળ અભાવ છે. સહેજ અણબનાવ થવાથી, કે ઇચ્છેલું સર્વ સુખ ન મળવાથી, કે એક બીજાને નાપસંદ પડવાથી લગ્ન તોડવાં, એ સુખ કરતાં દુઃખનું કારણ વધારે થાય છે. “ એક સોલજર ( સિપાઇ )ની સ્ત્રી વીશ ધણી કરી શકે, ” એવી અંગ્રેજીમાં કહેવત ચાલે છે, અને હિંદુઓની હલકી જાતોમાં એક સ્ત્રી મરજીમાં આવે તેટલા ધણી કરી શકે છે. આવી અદલાબદલીથી સ્ત્રી અને જૂદા જૂદા ધણીથી થએલાં સંતાન સુખી થાય કે દુઃખી, તેની કલ્પના સહેજ થઇ શકે એવી છે.

લગ્નની ગાંઠને પવિત્ર કરવા સારૂ લગ્નવિધિ શાસ્ત્રને આધારે અને અગ્નિદેવની સમક્ષ કરવામાં આવે છે. બ્રાહ્મણો અનેક જાતના

મંત્ર ભણે છે, અને વરકન્યાને ધણી ધણીઆણી તરીકે કેમ વર્ત્તવું તેનો બોધ આપે છે તથા તેમની પાસે પ્રતિજ્ઞા લેવડાવે છે. કન્યાના માબાપ કને સાલંકાર કન્યાનું દાન અપાવેછે, અને વરની પાસે તે ગ્રહણ કરાવેછે. એ વખતે સ્ત્રીઓ ધવળ મંગળ ગાયછે, અને લગ્ન સેંકડો માણસની સમક્ષ થાયછે. વરકન્યાનો હાથેવાળો મેળવાયછે, છેડા ગંઠાયછે, કન્યા વરને વર-માળ આરોપેછે, બંને એક બીજાને કંસાર જમાડેછે; અને એક બીજાને હાથે બાંધેલા દોરા છોડાવેછે. કોઇ સ્ત્રીને ધણી કાઢી મૂકતો હોય તો તે કહેછે, કે " પાલવવાની આય નહોતી, તો પંચ વચ્ચે હાથ શું કામ પકડયો હતો. " બંનેના પદરના છેડા ગાંઠવા, એ જાણે લગ્નની પાવત્ર ગાંઠ હોય, એમ સમજવાનું છે. વર-માળ વરકન્યાના ગળામાં પડેછે, તે જાણે બ નેને . એકત્ર કરેછે-યુગલ સ્વરૂપ બનાવેછે. એક બીજાને કંસાર જમાડવો, એ પ્રેમ વધારવાનું અથવા સંબંધ બાંધનારૂં સાધન છે. એક બીજાને હાથે બાંધેલા દોરડા છોડાવવા, ગાંઠણું ગાંઠેલાં છતાં સગાં વહાલાંને ઘેર સજોડે જઇ કંકુના હાથા દેવડાવવા, પાસા રમાડવા, ( કોઇ નાતોમાં ગોર કપડાનું છોકરૂં બનાવી કન્યાને આપેછે. કન્યા મારે પાણી ભરવા જવું છે કહી, તે વરને આપવા જાયછે. વર દુકાને જવું છે, કે એવું કંઇ કામ બતાવી લેવાની ના પાડેછે, ને ભેગાં મળેલાં બૈરાંમાં હસાહસ થઇ રહેછે. ), એ વગેરે અનેક બાબતો લગ્ન પ્રસંગે એવી કરાવવામાં આવેછે, કે જે વડે વરકન્યાનો લગ્ન સંબંધ ગાઢો થાય, અને તેમનામાં પ્રેમનું બીજ રોપાય. લગ્નને માટે પહેલેથી ઘણી તૈયારીઓ કરવી પડેછે. લગ્નવિધિ ઘણો કાળ લેછે, અને લગ્ન થયા પછી પણ કેટલીક વિધિ ચાલુ રહેછે, ગાતે ગાતે વડીઓ મૂકાયછે, ને પાપડ વણાયછે, ગાજતેવાજતે માટે લેવા સ્ત્રીઓ જાયછે, જેના કુળમાં ચાલ હોય, તેને ત્યાં માતા ( જવારા ) વવાયછે, માંડવા બંધાયછે, ટકોરખાનાં બેસાડાયછે, વરકન્યાને પીઠી ચોળાય છે, તેઓ સારાં વસ્ત્રાભૂષણ ધરેછે, ઘર બારણાં ધોળાય રંગાયછે, રોશની કરવામાં આવેછે, ગણપતિ સ્થાપના કરાયછે, ગ્રહશાન્તિ થાય છે, ઉકરડી નોતરાયછે, માતાને વધામણાં દેવાયછે, સગાંસહોદર

तरफथी वरकन्याने लाड लाडु अने बीजुं खावानुं अपायछे, सगां वहालांने के आखी नातने भोजन मळेछे, वरघाडवा वडे वरने वाने घलायछे, ठाठमाठथी वरघोडो नीकळेछे, दारूखानुं छूटेछे, कन्यानी मा वरने पोंखी लेछे, वर कोडियानुं संपुट पग वडे भागी आगळ धपेछे, कन्याने माहेरामां पधरावायछे, लग्न उपर जणाव्या प्रमाणे विधिपूर्वक थायछे, पित्रणो कन्या पासे आवी तेना कानमां " अखंड सौभाग्यवति रहेजे " एवी आशीश आपेछे, लग्न अंते भुरशी-दक्षणा भूदेवोने मळेछे, वर कन्या छेडा गांठेला लइ कूळदेवी के बीजी माताने पगे लागवा जायछे, उखेतर के माटलुं पूरी वर तरफनाने मांडचो पहेरावायछे, कन्या वरना पिताने खोळे बेसेछे, अने मागणी प्रमाणे दरदागीनो मळे त्यारेज खोळेथी उठेछे, वेवाइ तरफनाने छापीने पाघडीओ के रोकड अपायछे, वेवाइओ एक बीजानी कंकु वडे दाढीओ पीळेछे, अने कन्याने सासरे वळावाय छे. आवी अनेक जातनी विधि ने धामधुम घणा दिवस सुधी करीने लग्नना शुभ प्रसंगने महत्ता अने पवित्रतानुं रूप आपवामां आवे छे. यज्ञादि धर्मकार्यमां स्त्री पासे भाग लेवडाववानी पुरुषनी फरज गणवामां आवे छे, तथा घणां कार्य स्त्रीनी सामेलगीरी वगर पुरुष एकलाथी शास्त्रने आधारे थइ शकतां नथी. शास्त्र आधारे जे षोडश संस्कार मनुष्यने करवाना, तेमां लग्न ए मुख्य संस्कारछे.

विधिपूर्वक लग्न थया पछी पत्नीनुं रक्षण करवाने, अने तेनुं पालन करवाने, पति जन्म पर्यंत बंधायछे, तेमज पतिनी सेवाचाकरी करी तेनी मरजी प्रमाणे वर्तवाने, तथा तेने सुख आपवाने स्त्री पण जन्म पर्यंत बंधाय छे. बेमांथी कोइ अशक्त के खोडीलुं थवाथी ते बीजाने निरूपयोगी ने बोजारूप थाय, तोपण तेने तजी शकातुं नथी; एटलुंज नहीं, पण तेने मरता सुधी पाळवा पोषवानी तेने जरूर पडेछे. कोइ एम कही शके, के एकने माटे बीजाए जन्म पर्यंत शा माटे खराब थवुं? एनो उत्तर एटलोज, के बीजाना दुःखनुं निवारण करवानो परोपकाररूपी मोटो धर्म मनायछे,

તે જો ગમે તે રીણાતા મનુષ્ય પ્રત્યે આપણે બજાવવાની ફરજ છે, તો તે ફરજ સ્ત્રી પુરૂષ એક બીજા પ્રત્યે શા માટે ન બજાવે ? જો આવા કારણે એક બીજાને તજી દેવાનો રિવાજ હોય, તો ઘણાં ઘરનું સંસાર-સુખ નાશ પામે; કેમકે જેમ ધણીધણીઆણી એક બીજાને તજે, તેમ તે પોતાનાં તેવાં સંતાનને પણ શા માટે પાલવે ? સ્મૃતિઓમાં વિકટના ખાસ કારણે સ્ત્રીઓને પોતાના સ્વામી તજવાની છુટ આપીછે, તે છતાં ઉચ્ચ વર્ણોમાં તેનો અમલ થતો નથી. ગમે તેવી રોગી અને નિરોપયોગી સ્ત્રી થાય, તો પણ ધણીને તે પાલવવી પડેછે, અને પુરૂષ ગમે તેવો રોગી અને નિરૂપયોગી થાય તો પણ સ્ત્રીને તે પાલવવો પડેછે.

લગ્ન કરતા અગાઉ વાક્દાન કે વિવાહ કરવાનો રિવાજ છે. વિવાહનો મૂળ અર્થ તો લગ્નછે, પરંતુ લગ્ન ને વિવાહમાં ફેર એટલો, કે લગ્ન થયા પછી વર મરણ પામે, તો કન્યા વિધવા થાય છે, અને વિવાહ કર્યા પછી વર ગુજરી જાય, તો કન્યા બીજાને પરણાવી શકાય છે. કેટલીક નાતોમાં વિવાહ ફોક કરી શકાય છે, અને કેટલીક નાતોમાં તે ફોક થઇ શકતો નથી. કેટલીક નાતોમાં વિવાહ મોઢેથી કરે, તોપણ તે સહી ગણાય છે, અને કેટલીક નાતોમાં તે સંબંધે લખ્યાં ( વિવાહપત્રી ) કરવાં પડે છે. લખ્યાં કરતી વખતે સગાંસાગવાં ને નાત જાતના લોકોને ભેગા કરવામાં આવે છે, બ્રાહ્મણોને દક્ષણા અપાય છે, અને સગેવહાલે તથા ઓળખાણમાં ગોળ સાકર વહેંચાય છે. જે નાતોમાં વિવાહ ફોક થઇ શકતો નથી, તેમાં વરકન્યામાથી કોઇ કાણું, કુબડું કે ખોડીલું થાય, અથવા સંસાર ચલાવવાને અયોગ્ય થાય, તોપણ તેમનાં લગ્ન કરવાં પડે છે. આવા રિવાજથી ઘણી વાર માઠાં પરિણામ પણ નીપજે છે. વિશેષ પ્રસંગે આવા પ્રશ્ન નાતમાં નખાય છે, અને નાતની પરવાનગીથી વિવાહ તોડવામાં આવે છે. કોઇ સરજોરી કરીને વિવાહ તોડે, તો તેને નાત પૂછી શકે છે. વરનાં માબાપ સમજુ હોય, તો તેઓ પોતાની રાજીખુશીથી વિવાહ ફોક કરવાની રજા આપે છે. પરંતુ કન્યાની બાબતમાં તેમ થતું નથી; કેમકે "ડોસો કુંવારો મરે,

પણ ડોશી કુંવારી ન મરે, " એ કહેવત પ્રમાણે કન્યા અવિવાહિત રહી શકતી નથી, તેથી જેની ગેરે વિવાહ થયો હોય, તેણે તેને પરણવીજ જોઇએ: પછી ભલે તે બીજી કન્યા લાવે. જેમનામાં વિવાહ તોડવાનો સંપ્રદાય છે, તેઓ ગમે તે પ્રસંગે અને ગમે તે બહાને વિવાહ ફોક કરે છે. તોરણેથી વર પરણ્યા વગર પાછો આવે છે, અથવા પૈસા ખાનાર તે વખતે મોં માગ્યા પૈસા લઇ વરને પરણાવે છે.

પૃથ્વી ઉપર હજી કેટલીક જંગલી કે અર્ધ સુધરેલી જાતો છે, જેમાં લગ્ન વિધિપૂર્વક થતાં નથી. સ્વારમેન કહે છે, કે બુશમેન જાતના લોકોમાં સ્ત્રી પુરૂષની કબુલાત થઈ, એટલે બસ. કીટિંગ જણાવે છે, કે ચીપવાસ જાતમાં લગ્નવિધિજ નથી. એસકિવમો, બેંક્રાફ્ટ, ગ્રેટ, અને ટેનેન્ટ જાતોમાં પણ લગ્નવિધિ નથી, એમ હોલ લખે છે. બેંક્રાફ્ટ કહે છે, કે નીચલા કાલિફોરનિઅન લોકોમાં લગ્નવિધિ નથી, એટલુંજ નહીં, પણ " લગ્ન " એવો શબ્દ પણ તેમની ભાષામાં નથી ! કેટલીક જાતોમાં કંઇક વિધિ હોય છે, ત્યારે તેઓ કન્યાને બળાત્કારથી પકડી જાય છે ( કન્યાનું હરણ કરવાની રીત મહાભારતના સમયમાં ને તે પછી આપણે અહીં હતી). કેટલીકવાર સ્ત્રી પુરૂષ અગ્નિ સળગાવે છે, અને તે નજીક બેસે, એટલે લગ્ન પૂર્ણ થાય છે. ટોડા જેવા કેટલાક લોકમાં સ્ત્રી ઘરનું કંઇ બુજ કામ કરે, એટલે લગ્ન થયું ગણાય છે. ન્યુગિનીના પોર્ટ ડોરી જાતના લોકમાં પુરૂષને સ્ત્રી તંબાકુ ને સોપારી આપે, એટલે લગ્ન થઇ રહે છે. નવજોસ જાતમાં પાણી રાખી શકે એવી ટોપલીમાં કંઇ ખાવાનો પદાર્થ મૂકે છે, અને સ્ત્રી પુરૂષ ટોપલી વચમાં રાખી સામસામાં બેસે છે, અને માંહેનો ખોરાક ખાય છે, એટલે તેઓ ધણીઆણી ને ધણી બની રહે છે. પાઉં અથવા રોટલી બંને ભેગાં મળી ખાય, એટલે સ્ત્રી પુરૂષનાં લગ્ન થયાં, એવી રોમન જૂની વિધિ હતી.

જ્યાં લગ્ની ગાંઠ મજબૂત મનાતી નથી, અને પવિત્ર ગણાતી નથી, ત્યાં તે તોડી નાખવામાં પણ વાર લાગતી નથી. ચિપવયન

જાતમાં છૂટાછેડા કરવા હોય, તો પુરૂષ સ્ત્રી સાથે મારપછાડ કરે અને તેને ઘરમાંથી હાંકી કાઢે એટલે બસ. પેરિકયુઇ ( નીચલા કાલિફોરનિઅન ) જાતમાં એક પુરૂષ મરજીમાં આવે એટલી બાઇડીઓ રાખે છે, ગુલામડીઓ પ્રમાણે તેમની પાસે કામ કરાવે છે, અને જેમનાથી તે કંટાળે, તેમને તે હાંકી મૂકે છે. એજ પ્રમાણે ટયુપિરા જાતમાં કોઇ બાઇડીથી કંટાળ્યો, કે તે બીજાને આપી દે છે, અને મરજીમાં આવે તેટલી બીજી આણે છે. બૈરીઓ બદલી ન શકાય, એમ તાસમેનિઅન લોકને કહેવામાં આવતું, તો તેમને નવાઇ લાગતી, કેમકે તે તેમના રિવાજથી ઉલટી વાત હતી. કશિઆસ જાતમાં છૂટાછેડા એટલા વારેવારે થાયછે, કે ધણી ધણીઆણીના સંબંધને લગ્નનું નામ પણ ભાગ્યેજ આપી શકાય. મલાયા–પોલિનિશિઅન લોક કેટલાક સુધરેલા છતાં તેમનામાં પણ આવા રિવાજ જોવામાં આવેછે. ન્યુ ઝીલાંડના લોકો વિષે થોમસન કહેછે, કે બૈરીઓને બારણા બહાર કાઢી મૂકી કે તલ્લાક અપાઈ ગઈ, એમ પુરૂષો સમજેછે. તાહિતિમાં ઉભય પક્ષમાંથી એકની ઇચ્છા થઈ, કે છૂટાછેડા થાયછે. જે જાતોમાં સ્ત્રીઓનું જોર હોય, તે જાતોમાં સ્ત્રીઓને ધણી જો નાખુશ કરે,તો તેઓ ધણીને હાંકી કાઢેછે.આવું કશિઆસ જાતમાં જોવામાં આવેછે, અને નિકારાગુઆના અસલી લોકોમાં પણ એવો રિવાજ હતો. બ્રહ્મદેશના લોકોમાં લગ્નની ગાંઠ મજબૂત નથી. કાળી પરજના લોકોમાં પણ તેમજ છે. કોળી ભીલ વગેરે વર્ણોમાં છૂટાછેડા સહજ થઈ શકેછે. જે ચઢતી જાતોમાં નાતરાં થઈ શકેછે, તેમાં ધણી ધણીઆણીની કબૂલત વગર, એક બીજાનું મન મનાવ્યા વગર, કે ન્યાયાધિશ પાસેથી ન્યાય મેળવ્યા વગર છૂટાછેડા થઇ શકતા નથી. જે નાતોમાં નાતરાં થઈ શકતાં નથી, તે નાતોમાં પરણેતર મરણ પર્યંત કાયમ રહેછે. ખાસ કારણ હોય, તો સ્ત્રી જૂદી રહેછે, કે તેને જૂદી રાખવામાં આવેછે; પરતુ તેનું ભરણપોષણ કરવાની ફરજ ધણીને માથે રહેછે.થોડીક નાતોના અપવાદ શિવાય એક બૈરી હયાત છતાં ધણી બીજી પરણી શકેછે; એટલે પુરૂષ ફરીથી લગ્ન કરી શકેછે, પરંતુ તેથી પ્રથમનું લગ્ન રદ થતું નથી. એવી જાતોમાં પીડા

માત્ર સ્રીઓનેજ ભોગવવી પડેછે, કેમકે તે પુરૂષની પેઠે બીજી વાર લગ્ન કરી શકતી નથી. આ ન્યાય નહીં, પણ પુરૂષ વર્ગની જબરાઇનું પરિણામ કહેવાય !

, સ્મૃતિકાર મનુ વિવાહ ( લગ્ન ) આઠ પ્રકારના ગણાવેછેઃ એટલે બ્રાહ્મ્ય, દૈવ, આર્ષ, પ્રાજાપત્ય, આસુર, ગાંધર્વ, રાક્ષસ, અને પૈશાચ; અને તેમાંના છેલ્લાને અધમ કહેછે. પહેલા છ વિવાહ બ્રાહ્મણને, અને છેલ્લા ચાર ક્ષત્રિયને ઇષ્ટ છે. વૈશ્ય તથા શૂદ્રને આસુર, ગંધર્વ અને પિશાચ એ શ્રેષ્ઠ છે, એમ કેટલાક કહેછે. કેટલાક ઋષિઓ માત્ર પહેલા ચાર વિવાહ બ્રાહ્મણને અતિ ઇષ્ટ છે, એવું ગણેછે. ક્ષત્રિયને રાક્ષસ વિવાહ અને વૈશ્ય શૂદ્રને સારૂ આસુર વિવાહ ઘણો સારો ગણેછે. પરંતુ મનુ **પ્રાજાપત્ય, ગાંધર્વ**, અને **રાક્ષસ** એ ત્રણ વિવાહને ધર્મ્ય એટલે સશાસ્ત્ર ગણેછે, અને તે સામાન્ય રીતે ચારે વર્ણને યોગ્ય માનેછે. પૈશાચ અને આસુરને તે અધર્મ્ય ગણેછે, અને પૈશાચ અને આસુર વિવાહ કદાપિ કરવા નહીં, એમ કહેછે. વિદ્યા અને સદાચારવાળા, વગર માગણી કરનાર, એવા વરને સત્કાર પૂર્વક બોલાવી, વર કન્યાને લુગડાં ઘરેણાં પહેરાવી, વરનું સન્માન કરીને, કન્યાદાન આપવું, તેને મન્વાદિ ઋષિઓ **બ્રાહ્મ્ય** વિવાહ કહેછે. જ્યોતિષ્ટોમાં આદિ યજ્ઞ થતી વેળા ઋત્વિકને એટલે યજ્ઞ કરાવનાર બ્રાહ્મણને અલંકાર સહિત કન્યા આપવી, તેને ઋષિઓ **દૈવ**વિવાહ કહેછે. ધર્મશાસ્ત્ર પ્રમાણે ઉપયોગ કરવા સારૂ વર પાસેથી એક અથવા બે ગાયો અને બળદ લઇને કન્યા આપવી, તેને **આર્ષ** વિવાહ કહેછે. કન્યાદાન દેતી વખતે **સહનૌ ચરતાં ધર્મમ** ( બંને જણાં તમે તમારો ધર્મ પાળો, ) એવું વચન કહીને વરકન્યાની પૂજા કરી, વરને કન્યા આપવી, તેને **પ્રાજાપત્ય** વિવાહ કહેછે. કન્યાના બાપને, તથા સગાંવહાલાંને, તથા કન્યાને પોતાને વર દ્રવ્ય આપેછે, અથવા વરની તરફથી દ્રવ્ય આપવામાં આવેછે, અને પછી ખુશીથી તે કન્યાને પરણેછે, તેને **આસુર** વિવાહ કહેછે. વરકન્યાની પરસ્પર ઇચ્છાથી જે સંયોગ થાયછે, તેને **ગાંધર્વ** વિવાહ

જાણવો ( એની મૂળ ઉત્પત્તિ બંનેની કામવૃત્તિ ઉપર રહીછે ). કન્યાનાં સગાં વહાલાંને મારી, છેદી અને ભેદીને, કન્યા રોતી તથા પોકારતી હોય, તોપણ તેને ઘરમાંથી બળાતકારે હરણ કરી લાવવી, અને તેની સાથે સંસાર માંડવો, તેને રાક્ષસ વિવાહ કહેછે. સુતેલી, કેફી વસ્તુના ઘેનમાં પડેલી, તથા બેભાન થઈ ગએલી, એવી કન્યા સાથે એકાંતમાં ભોગ કરવો, એવા પાપી કર્મથી જે વિવાહનો સંબંધ થાયછે, તેને પૈશાચ વિવાહ કહેછે. સર્વ વિવાહમાં આ વિવાહ અધમછે.

મનુ આગળ કહેછે, " વરના હાથમાં પાણી મૂકી કન્યાદાન દેવું, એ બ્રાહ્મણને ઉત્તમ પક્ષ છે. બીજા વર્ણોએ તો પોતપોતાની ઇચ્છામાં આવે, તે પ્રમાણે વિધિથી વિવાહ કરવો. બ્રાહ્મ્ય આદિ ચાર વિવાહથી જે પેઢી–ઉતાર પુત્ર થાયછે, તે વેદના તેજથી મોટા તેજસ્વી અને વિદ્યા સંપન્ન થાયછે, તથા શિષ્ટમંડળીમાં મોટા માનને પામેછે; વળી રૂપવાન, સત્વગુણવાળા, યશસ્વી, ઘટતા ઉપભોગથી સંતુષ્ટ થએલા, ધાર્મિક અને સો વર્ષના આયુષ્યવાળા તેઓ થાયછે, પરંતુ ચાર દુષ્ટ વિવાહથી ઉત્પન્ન થએલા પુત્ર ઘાતકી, જુઠા અને વેદ ધર્મનો દ્વેષ કરનારા નીકળે છે. નિર્દોષ વિવાહ કરવાથી નિર્દોષ પ્રજા ઉત્પન્ન થાય છે, અને નિંદિત વિવાહથી નિંદિત પ્રજા ઉત્પન્ન થાય છે, માટે કોઇએ નિંદિત વિવાહ કરવો નહીં."

ઉપરના ઉતારાથી જણાશે, કે મનુના સમયમાં અને તે પહેલાં આર્યોમાં આઠે પ્રકારના વિવાહ ચાલતા હતા. ધીમે ધીમે તેમાંના કેટલાક વિવાહ તેમને દુષ્ટ જણાયાથી તે દૂર કરતા ગયા. મનુના વખતમાં પ્રાજાપત્ય, ગાંધર્વ અને રાક્ષસ વિવાહનું જોર વધારે હશે, તેથી તેણે તેમને ધર્મ્ય વિવાહ ગણ્યા હશે, એમ સંભવેછે. રાક્ષસ વિવાહ આપણને જંગલી અને અકારો લાગેછે, તેને ધર્મ્ય વિવાહ ગણવો, એ અયોગ્ય જણાયછે. ગાંધર્વ વિવાહની રીત હિંદુઓમાંથી નાબુદ થઇછે. પહેલાં તે પુષ્કળ ચાલતી. રાજ્યકન્યાઓને માટે મોટા મોટા સ્વયંવર રચાતા, અને કન્યા ભેગા મળેલામાંથી મરજીમાં

આવે તેને પસંદ કરી વરમાળ આરોપતી. આ વિવાહની રીત ઈંગ્લાંડમાં અને બીજા સુધરેલા દેશોમાં ચાલેછે. ત્યાં સ્વયંવર થતા નથી; પરંતુ કન્યાને પોતાની મેળે વર પસંદ કરી લેવાની છૂટ છે, એટલે જે પુરૂષોના સંગમાં તે આવે, તેમાંથી કેટલીક મુદ્દતના સહવાસ વડે, વાતચિતથી, રીતભાતથી, અને કાગળપત્રોથી તેને જે પસંદ પડે, તેની સાથે તેનાં માબાપની કબૂલત મળે, તો તે અદરાઈ એમ ગણાય, અને પછી તેનું રીતસર લગ્ન થાય. માબાપ કબૂલત ન આપે, તો વિવાહ થઈ શકે નહીં. એવે પ્રસંગે કેટલીક વાર કન્યાની ઇચ્છાને તાબે થઈને કે પોતાની ઇચ્છાથી તેનું વર હરણ કરેછે, એટલે તેને લઈને નાસી જાયછે, અને છાની રીતે તેઓ પરણેછે. યૂરોપ ખંડના કેટલાક દેશમાં માબાપ વરને ખોળી લાવેછે, અને પસંદ કરેછે; પરંતુ જો કન્યા તેને નાપસંદ કરે, તો તેમનું લગ્ન થઈ ન શકે. હાલના સમયને માટે આપણને બ્રાહ્મ્ય અને પ્રાજાપત્ય વિવાહ વધારે અનુકૂળ થાય એમ છે. એમ છતાં આપણા લોકોમાં હાલ વિવાહ કેવી રીતે થાયછે, અને શાસ્ત્રનાં વચન કેટલે દરજ્જે પળાયછે, તે હવે પછી આપણે જોઈશું.

---

## પ્રકરણ ૨ જું.

### લગ્ન કોની વેરે થઇ શકે ?

શરૂઆતમાં લગ્નની રીત ચાલ્યા પછી મનુષ્યો નજીકનાં સગાં સાથે લગ્ન કરતાં હતાં, અને એ રીત અદ્યાપિ કેટલીક જંગલી પ્રજાઓમાં ચાલેછે. જૂની સુધરેલી પ્રજાઓમાં પણ આ રિવાજ ચાલતો હતો, એમ ઇતિહાસો ઉપરથી માલમ પડેછે. હાલની સુધરેલી પ્રજાઓ લઇએ, તો તેમાં ભાઇ બહેન વગેરે વર્જ્ય કરીને કાકા કાકાનાં અને મામા માસીનાં છોકરાં એક બીજાને પરણી શકેછે. સાળીને બહેન પ્રમાણે ગણીને તે સાથે અંગ્રેજોમાં લગ્ન થઇ શકતું નથી. સાળી સાથે પરણવામાં બાધ નથી, એમ ગણી તે

રિવાજ ચાલુ કરવા ઈંગ્લાંડમાં ઘણાં વર્ષથી મથન થાય છે, અને પાર્લામેન્ટ સુધી પ્રશ્ન જાયછે, તથાપિ રૂઢીનું બળ એટલું જોરાવર છે, કે લોકોને એવાં લગ્નની વાત કમકમી ઉપજાવે છે.

આર્ય લોકોમાં નજીકનાં સગાં સાથે લગ્ન કરવાનો ચાલ મૂળથી નથી, એમ જણાયછે. નજીકનાં સગાંની વાત તો બાજુએ રહી, પણ ઘણી પેઢીએ દૂર એવા પિત્રાઈમાં કે ગોત્રમાં પણ વિવાહ થઈ શકતો નથી. એક ગોત્રના લોકો એક બીજાના મરણથી નહાતા નથી, અને તેમને ઓળખતા પણ ભાગ્યે હોયછે; તેઓ એક બીજાને સગા છે એમ પણ ગણતા નથી. તે છતાં તેમનામાં પરસ્પર વિવાહ થઈ શકતો નથી. ગોત્રગામીને મહાપાપી ગણ્યો છે. કોઈ ગોત્ર ભાગવા, એટલે ગોત્રમાં કન્યા આપવા ઉભો થાય, તો તેને લોકો નાત બહાર મૂકેછે. મોસાળ અને બીજા સગાંમાં વિવાહ કરવો હોય, તો અમુક પેઢીઓ વર્જ્ય કરવી પડેછે. વૈદકશાસ્ત્રની રીતે નજીકનાં સગાંમાં કે પોતાના કૂળમાં વિવાહ કરવાની રીત હાનિકારક જણાય છે. નીતિ-શાસ્ત્રને આધારે પણ એ રીત પસંદ કરવા જોગ નથી, કેમકે એવી છૂટથી અનીતિ થવાનો સંભવ વધારે છે. માટે આપણે અહીં આદિ અનાદિથી ચાલતી રીત સકારણ અને પસંદ કરવા યોગ્ય છે. લોકોમાં નાતો અને તડો વડે નાના વાહા બંધાઈ જવાથી કેટલીક વાર આ પ્રતિબંધ બહુ નડેછે, ત્યારે લોકો કેટલીક છૂટ લેછે; એટલે પ્રતિ-બંધ કરેલી સઘળી પેઢીઓ વર્જ્ય ન કરતાં થોડી વર્જ્ય કરેછે, અને વખતે ગોત્ર પણ ભાગેછે. તડ કે નાત બહોળી કરવાથી, કે જ્યાં બેટી વ્યવહાર ત્યાં રોટી વ્યવહાર બાંધવાથી, શાસ્ત્રની આજ્ઞા જાળવી શકાયછે, તે છતાં તે પ્રમાણે ન કરતાં શાસ્ત્રનો સારો પ્રતિબંધ તોડવો, એ કેટલું ખરાબ છે ?

શાસ્ત્ર પ્રમાણે કન્યા સજાતિમાં આપી શકાય, એટલે બ્રાહ્મણ બ્રાહ્મણમાં, ક્ષત્રીક્ષત્રીમાં, અને વાણીઆવાણીઆમાં લગ્ન કરી શકાય. મનુસ્મૃતિ તો આથી પણ આગળ જાયછે. તેમાં જણાવ્યું છે, કે વિવાહમાં પાણિગ્રહણનો એટલે હસ્તમેળાપનો સંસ્કાર પોતાના

વર્ણની કન્યા હોય, તો તેનીજ સાથે કરવો; પણ ક્ષત્રિયની કન્યાએ બ્રાહ્મણ સાથે લગ્ન કરતી વેળા હસ્તમેળાપને ઠેકાણે પોતાના હાથમાં તીર ઝાલી રાખવું; વૈશ્યની કન્યાએ બ્રાહ્મણ અથવા ક્ષત્રિયની સાથે પરણતી વખત હાથમાં ચાબકો ઝાલવો; અને શૂદ્રની કન્યાએ બ્રાહ્મણ, ક્ષત્રિય અથવા વૈશ્યની સાથે લગ્ન કરતી વેળા તેના વસ્ત્રનો છેડો ઝાલી રાખવો. આ રિવાજ નીકળી ગયો, એ ખોટું થયું છે, પરંતુ બ્રાહ્મણની કે બીજી વર્ણની અમુક જાતિમાં પણ માંહોમાંહે કન્યા ન અપાય, એ કેટલું હાનિકારક છે ? એ વિષે આપણે પહેલાં કહી ગયા છીએ, માટે અહીં વધારે કહેવાનું પ્રયોજન નથી.

ઉત્તમ એટલે બ્રાહ્મ્ય વિવાહમાં વર વિદ્વાન અને સદાચરણી જોઇએ, એમ કહ્યુંછે, પરંતુ હાલમાં કેટલાં માબાપ એ તરફ લક્ષ આપે છે ? છેક નાની વયમાં વિવાહ કરે, તો પછી વિદ્યા અને સદાચાર જોવાનાજ કયાં રહે ? મોટી ઉમરનો વર હોય, તોપણ તે સારૂ ભણેલો છે કે કેમ, અને તે સારા આચરણનો છે કે નહીં, તે તરફ કોઇ ભાગ્યેજ જુએછે. લોકો ઘણુંકરીને ઘર જુએછેઃ વર જોતા નથી. કેટલીક વાર ઘર સારૂં ન હોય, તો લોકો કહેછે ખરા, કે આપણે ઘર સાથે કામ નથીઃ મૂર્તિઓ ( વર ) સારો હોય, એટલે બસ; પણ મૂર્તિઓ સારો ખોળવાની ભાંજગઢમાં કોણ પડેછે ? અનાયાસે સારો મળે, કે નિવડી આવે, તો વાત જૂદી છે. બૈરાં એક ગીત ગાયછે, તે જુઓઃ—

### ગીત.

લાડકડી ચઢી રે કમાડ, સુંદર વરને નિરખવા રે,
"દાદાજી મુજને પરણાવો, એ વર છે વરણાગીઓ રે."
"કે' બે'ની કયાંયેલો દીઠો ક' કયાં તારાં દિલ વસ્યાં રે,"
"નિશાળે ભણતેલો દીઠો, અક્ષરે મારાં મન વસ્યાં રે."
ઇ૦ ઇ૦ ઇ૦ ઇ૦

આ ઉપરથી સ્પષ્ટ થાયછે, કે ભણેલો વર પસંદ કરવાની પહેલાં

રીત હોવી જોઇએ, તથા વર કન્યાની વય એક બીજાના ગુણાદિની પરીક્ષા કરી શકે, એવી મોટી હોવી જોઇએ. કન્યા નાનું બાળ હોય, તો તે વરને નિરખવા ન જાય, અને પોતાના દાદાને પસંદ કરેલો વર પરણાવવાનું કહી ન શકે. વરણાગીઓ ને ભણેલો વર જોઇ તેના ઉપર દીલ ચોટવું, એ વયે આવ્યા વગર બની શકે નહીં.

કન્યા કેવી પસંદ કરવી, તે વિષે મનુસ્મૃતિમાં તેના અંગ, સગાં અને નામ સંબંધેજ માત્ર જણાવ્યું છે; એટલે કપિલ વર્ણવાળી (માથે રાતા વાળવાળી), અધિક અવયવવાળી (જેમકે છ આંગળાંવાળી), નિત્ય રોગિષ્ટ, વગર કેશવાળી, અતિ કેશવાળી, ઘણું બોલનારી, પીળા વર્ણવાળી, નક્ષત્રને નામે નામવાળી, વૃક્ષ, નદી, મ્લેચ્છ, પર્વત, પક્ષી, સર્પ, દાસના નામવાળી, કે જેનું નામ ભયાનક હોય, જેને ભાઇ ન હોય, કે જેના પિતાનું નામ જાણીતું ન હોય તેની, સાથે વિવાહ ન કરવો. પણ-અંગે ખોડ વિનાની એટલે કાણી કુબડી ન હોય તેવી, સુંદર નામવાળી, તથા હંસ અને હાથીની ગતિના જેવી ચાલ હોય, કેશ, રૂઆં ને દાંત સૂક્ષ્મ હોય, એવી કન્યા સાથે વિવાહ કરવો. ઉપર જણાવેલી ખોડોમાં કેટલીક તો વિચિત્ર લાગેછે. નામ એ સ્વાભાવિક નથી. ખરાબ નામ હોય, તે બદલીને સુંદર નામ પાડી શકાય છે. નવાઇ જેવી વાત છે, કે વરની ખોડો વિષે કંઇજ કહેવામાં આવ્યું નથી, તેમ કન્યામાં વિદ્યા ને સદાચાર જોઇએ, તે પણ જણાવ્યું નથી. કન્યા અભણ ને દુરાચરણી હોય, તે છતાં ઉપર પ્રમાણે પસંદ કરેલાં શરીરનાં લક્ષણ હોય, તો શું તે કન્યા પસંદ કરી શકાશે? ક્ષુલ્લક ખોડો, જેને માટે કન્યાઓ પોતે જવાબદાર નથી, તે છતાં, તેમને વર્જ્ય ગણવામાં આવે, તો હજારો કન્યાઓ અવિવાહિત રહે, અને ઇશ્વરના કૃત્યનો અનાદર કર્યો એમ ઠરે.

વિવાહ કરતા અગાઇ જોષીઓ પાસે વર કન્યાના મળતા વશેક જોવડાવામાં આવેછે. જ્યોતિષને આધારે મળતા વશેક ન આવે, તો વિવાહ કરવામાં આવતો નથી; પરંતુ ખરા મળતા વશેક તો

તેમના સ્વભાવના જેવાના છે, તે કોઇજ જોતું નથી. અનેને બનશે કે કેમ, અને તેઓ સુખમાં રહી શકશે કે કેમ, એનો વિચાર તો માત્ર સ્વભાવ અને ગુણની પરીક્ષાથીજ થઇ શકે, પણ તેવી પરીક્ષા કરવામાં આવતી નથી, એ શોકદાયક છે. મંગળ ફેરા ફરી રહીને જે પહેલું બેસી જાય, તેનું ઘરમાં ચલણ થશે, અને પાસા રમતી વખતે જે રૂપીઆને પહેલો પકડી લેશે, તે બીજા ઉપર સરદારી ભોગવશે, એમ સમજી કન્યાની સાહેલીઓ અને વરની સગીઓ તથા મિત્રો કેટલી ખટપટ કરે છે, અને આતુરતા બતાવેછે ! આથી બહુ તો બેમાંથી એકની કંઇક ચપળતા જણાઇ આવે, પણ ચલણ તો સારા સ્વભાવથી, ઉંચ ગુણથી, અને ખરા પ્યારથીજ થાય છે, એ વાત લક્ષમાં રાખવી જોઇએ, અને વિવાહ કરતાં અગાઉ વર કન્યામાં એવાં લક્ષણ છે કે કેમ, તે જોવું જોઇએ.

વર વહુ રૂપવાન હોય, તે ચહાવા લાયકછે, પરંતુ તેના ઉપરજ એકલો આધાર રાખવો એ બરાબર નથી. " રૂપની રડે ને કર્મની ખાય " એવી કહેવત ચાલે છે. " કાળી કામણગારી " પણ કહેવાય છે, વર કન્યામાં સદ્‌ગુણ અને આવડત એ અવશ્ય જોઇએ. દુર્ગુણી, અવિચારી, અવિવેકી, વઢકારી, અને પ્રેમશુન્ય સ્ત્રી સ્વરૂપવાન હોય તો પણ શા કામની ? એથી પુરૂષનો સંસાર દુઃખરૂપ નિવડવાનો. એવાંજ અપલક્ષણ પુરૂષમાં હોય, તો સ્ત્રીનો ભવ બગડે છે. આવડત વિદ્યાથી મળેછે, માટે અક્ષરશૂન્ય સ્ત્રી પુરૂષ સંસારનું સુખ સમજી કે માણી શકતાં નથી. લોકો કન્યાઓને ભણાવવામાં બેદરકાર રહે છે, અને છોકરાઓને વિદ્યા આપવામાં જોઇએ તેટલી દરકાર રાખતા નથી, એ બહુ ખોટું કરે છે.

નજીવી ખોડો માટે ધર્મશાસ્ત્રમાં ઉલ્લેખ છે, પરંતુ મોટી ખોડોની વાત તેમાં જણાવી નથી કોઈ ક્ષયરોગી, દમીએલ, પતિયું હોય, કે તેના માબાપ કે બાપદાદાથી એવો રોગ ઓઘે ઉતરતો આવ્યો હોય, તો તેને પસંદ કરવામાં કેટલું ભય છે ? વર નપુંસક હોય, કે કન્યામાં સ્ત્રીપણું ન હોય, તો તેમનાં લગ્ન દુઃખદાયક

નિવડે. પરાશર આદિ સ્મૃતિકારોએ વર નપુંસક અગર બીજી મહા-ખોડવાળો નીકળે, તો તેની સ્ત્રીએ પુનર્લગ્ન કરવાનું કહ્યું છે, પરંતુ પ્રથમના પરણેતર વખતે આવી ખોડો જોવાનું કોઈએ જણાવ્યું નથી. વર કન્યાની વય નાની હોય તો આવી ખોડો જણાઈ ન આવે, એ ખરૂં છે; તથાપિ ઓઘે ઉતરતા રોગ વિષે સાવચેતી રાખી શકાય. અમેરિકામાં હાલ એવી ઉઠાવણી ચાલી રહીછે, કે લગ્ન કરતા અગાઉ સ્ત્રી પુરૂષની શરીરસંપત્તિ વિષે દાક્તરનું પ્રમાણપત્ર (સરટિફિકેટ) મેળવવું જોઈએ !

---

## પ્રકરણ ૩ જું.

### કૂળ.

આપણે અહીં લગ્ન કરવામાં કૂળને પ્રધાનપણું અપાયછે, માટે કૂળ સંબંધે કંઇ કહેવું જોઇએ. કહેવત છે, કે "પહેલું સુખ તે જાતે નર્યા, બીજું સુખ પેટે દીકરા; ત્રીજું સુખ સુકૂળની નાર, (અને) ચોથું સુખ કોઠીએ જાર" સારા કૂળની સ્ત્રી સારા ગુણની અને સભ્ય હોવાનો સંભવ છે, અને એજ પ્રમાણે વરનું પણ સમજવું. પરંતુ સારૂં કૂળ કોને કહેવું, તે જોવાનું રહેછે. કૂળની ઉત્પત્તિ જોઇએ, તો જે લોકો વિદ્વાન, ખાતાપીતા, સદ્ગુણી, વિવેકી, મેમાન પરોણાને પોષનારા, કે રાજ્ય સાથે નોકરી વગેરેનો સંબંધ ધરાવનારા તે કુલીન ગણાતા. જેઓ હલકા કૂળમાં કન્યા ઉતારે નહીં, કન્યાનો વિક્રય ન કરે, સાટાં તેખડામાં ન પડે, અને ઘેર ટાણું આવે ત્યારે બે પૈસા ખરચીને નાત જાતમાં રૂડું જીવે, તેમની ગણના પણ કૂળવાનમાં થતી. આવે ઘેર કન્યા આપવી, કે ત્યાંની કન્યા લેવી, એ ખરેખર ઇચ્છવા લાયક છે. એવા કૂળવાનની ઓલાદ ચાલી, તેમાં ધીમે ધીમે ઉપલાં લક્ષણ ઘસાતાં ગયાં, તે છતાં પણ તેઓ કૂળવાન ગણાતા ચાલ્યા. અને છેવટ "સાપ ગયા ને લીસોટા રહ્યા" એ નવાઇ સરખું છે. કુલીન લોકો ભલે અક્ષરશૂન્ય હોય,

ભલે તેમની સ્થિતિ ચીંથરેહાલ થઇ હોય, ભલે તેઓ દુર્ગુણ આચરતા હોય, વિવેકમાં સમજતા ન હોય, પરોણાપાઇને ઓટલે પણ ચઢવા દેતા ન હોય, રાજ્ય સાથે સંબંધ તો રહ્યો, પણ પેટનું પૂરું કરવા માટે ભીખ માગતા હોય, ભટકતા ફરતા હોય, કે હલકાં કામ કરતા હોય, તો પણ તેમને બીજા લોકો કૂળવાનજ ગણે, એ કેવી ગાંડાઇ છે ? અન્નને ને દાંતને વેર હોય, ત્યાં નાતમાં એ પૈસા શી રીતે ખરચી શકે ? ભુખડુ અવસ્થામાં કન્યાનો વિક્રય પણ છાની રીતે કરે, તોપણ તે કૂળવાન ! ઘરમાં હાંલ્લાં કુસ્તી કરતાં હોય, અને સારે ઠેકાણે કન્યા આપી બે પૈસા ખરચી શકાય એમ ન હોય, ત્યારે ઉતરતું ઠેકાણું પણ ખોળે, તે છતાં તેમનું કૂળ એકાએક ઘસાય નહીં. કન્યાવિક્રયથી કે સાટાં તેખડાંથી કાળે કરી કૂળ ઘસાયછે, એ વાત ખરી, પરંતુ મહત્વનાં લક્ષણ નાશ પામે, તે છતાં કૂળ કાયમ રહે, એ વિચિત્ર લાગેછે. લોકો મશ્કરીમાં " કૂળવાનનાં લાકડાં " છે એમ કહેછે ખરા, પણ તેમને કૂળવાન માનીને તેમને ઘેર કન્યા આપવા તૈયાર થાયછે. કૂળવાનને ઘેર કન્યા આપવાથી આબરૂ વધે છે, અને છોકરી જો કે તેમને ત્યાં સુખ પામતી નથી, તોપણ તેના સંતાન ઝટ ઝડપી લેવાશે, એવા વિચારથી લોકો કૂળવાનને ખોળેછે.

કૂળના સંબંધમાં બીજી નવાઇ જેવી વાત એ છે, કે જે લોકો કૂળવાન ન હોય, તેઓ કૂળવાનનાં સર્વ લક્ષણ મેળવે, તોપણ કૂળવાન થઇ શકતા નથી. અકૂળવાન મહા વિદ્વાન થઇ દેશ વિદેશમાં ખ્યાતિ મેળવે, વેપાર રોજગારથી, કે બીજી રીતે લાખો રૂપીઆ મેળવી ધનાઢ્ય થાય, સદ્ગુણનો ભંડાર બને, વિવેકમાં પૂર્ણતા પામે, આતિથ્યમાં હદ વાળે, રાજ્યપદ્ધી મોટી પામે, તે છતાં તે કૂળવાનના વર્ગમાં દાખલ થઇ ન શકે ! તે હલકા કૂળમાં કન્યા ન ઉતારતાં ઉંચામાં ઉંચું કૂળ ખોળી પુષ્કળ પૈસા ખરચે, સાટાં તેખડાંના સામુએ ન જુએ, અને ઘેર ટાણું આવે, ત્યારે ઝાંપે ઓલકો નાખે, તે છતાં પણ તે કૂલીન થઇ ન શકે ! આતે કેવો અન્યાય ! અને કેવી ઘેલાઈ ! !

કુલીનતાના બળથી અકુલીનને ઘણું સોસવું પડેછે. બંગાળામાં કુલીનપણાનું પ્રબળ ઘણું વધારે છે, આપણે અહીં પાટીદાર અને દેશાઇ (અનાવલા) લોકોમાં તેથી ઘણી ખરાબી થાયછે. બીજી ઘણુંકરીને સર્વ નાતોમાં, અને હિંદના બીજા ભાગોમાં પણ કૂળની સત્તા થોડી કે ઘણી જોવામાં આવેછે. અમદાવાદના ઔદિચ્ય સહસ્રો ઘણા કુલીન ગણાયછે. વાર્તાઓમાં "એક રાજા હશે, તેને સાત રાણીઓ હતી" એમ કહેવાયછે, પરંતુ અમદાવાદના ઔદિચ્યોમાં સાતસાત સ્ત્રીઓ કર્યાના દાખલા બન્યા છે. વર રાજા ભટકીને ભીખ માગતા હોય, અમાસ બારસ માગી ખાતા હોય, ટેલ ટકોરા કરીને શેર અન્ન માંડ મેળવતા હોય, તોપણ તે "લગ્ને લગ્ને કુંવારા"! ચાર પાંચ બાયડીઓ હયાત છતાં, અને પોતે વનમાં પેઠાં છતાં ( પચાસ ઉપરાંતની વય થયા છતાં ) પણ વળી આઠ દશ વર્ષની કન્યાનું પાણીગ્રહણ કરવા તૈયાર થાયછે! એ લોકો સંતાનને માટે વારે વારે પરણતા હોય એમ નથી. કૂળવાનનું લાકડું હોવાથી તેમને પહેરામણી ઠીક મળેછે. પહેરામણીના પૈસા ફાકી ખાધા, એટલે સ્ત્રીને ધકેલી મૂકે, અને બીજી પરણીને પૈસા મેળવે; તે પૈસા ખૂટયા એટલે ત્રીજી, અને ત્રીજીના ખૂટયા એટલે ચોથી પરણે. પૈસા કમાવાનો આ તેમને એક ઉદ્યમ થઇ રહેછે. ગામડાના મૂર્ખ માબાપ છોકરીને કુલીન ઘેર આપીને કૃતાર્થ થયાં સમજેછે. છોકરી શહેરમાં પડવાથી સુખી થશે, અને ત્યાં સાગર જેવડી નાત હોવાથી જમી ખાવાનું પુષ્કળ મળશે, એમ તેઓ માનેછે. પૈસા વગર શહેરનું સુખ લેવાનું નથી, એ વાતનો તેઓ વિચાર કરતા નથી. મોટી નાતમાં જમવાનું ઘણું મળે, એ વાત ખરી, પણ પોતાને ઘેર વરો આવે, ત્યારે ભીંગડાં નીકળી જાય, એનો વિચાર તેઓ કવચિતજ કરતાં હશે. ઘણી જૂની સ્ત્રીઓને જૂદી રાખેછે, પણ તેમને અન્ન વસ્ત્રનું કંઇ આપી શકતો નથી, તેથી તે બિચારીઓને દળણાં ખાંડણાં કરીને કે હલકી ચાકરી વડે પોતાનું પેટ ભરવું પડેછે. તરૂણ વય અને કંગાલ હાલતમાં ઘણી અબળાઓ અવળે રસ્તે પણ ચઢે છે; જુઓ કૂળવાન ખોળવાનું ફળ!

કહેવાતા કે નામના કુલીન લોકોમાં કન્યા આપવાથી જેમ કન્યા દુઃખી થાયછે, તેમ તેનાં માબાપને પણ દુઃખી થવું પડેછે. કૂળવાન જમાઇ તેમને વારેવારે સતાવેછે, ને તેમની પાસેથી પૈસા ઓકાવેછે. ટાણેટચકે રિસાઇને બેસે, અને અમુક ચીજ કે અમુક રકમ રોકડી મળે, તોજ તે જમવા પધારે. પૈસા વગેરે મેળવવા સારૂ સ્ત્રીને ધમકાવે, મારે ને પિયર કાઢી મૂકે. જમાઇનું મન મનાય નહીં, ત્યાં સુધી છોકરી બિચારી સાસરાનું મોં જોઇ શકે નહીં. ઘણીવાર કૂળવાન જમાઇ બદફેલ નીકળેછે, અને તેથી પોતાની દિકરીને તથા પોતાને ખમવું પડે છે. ઘણી વાર તે હિણકમાઉ હોયછે, તેથી તેના ઘરનું ભરણપોષણ તેમને કરવું પડેછે. દિકરી જીવે ત્યાં સુધી તેને લુગડાંલત્તાં ને બીજી જોઇતી ચીજો પૂરી પાડવી પડેછે, એટલુંજ નહીં, પણ તેનાં બાળબચ્ચાંને પણ કપડાંલત્તાં કરવાં પડેછે. ચરોતરના કૂળવાન પાટીદારોને અને સુરત અઠ્ઠાવીશીના કૂળવાન દેસાઇઓને કન્યા આપ્યાથી કણબીઓ અને ભાઠેલાઓ ખરાબખસ્ત થઇ ગયાના ઘણા દાખલા છે.

ખડાયતા વાણીઆમાં ઉમરેઠ, નડિયાદ અને અમદાવાદ એ ઘણાં કુલીન ગામ ગણાતાં ( હાલ પણ નામનાં કુલીન મનાયછે ), તેથી ગૂજરાતના બીજા ભાગના લોકો ત્યાં કન્યા આપવા લલચાતા, અને પુષ્કળ પૈસા ખરચતા. એક ગામથી કોઇ વીસો ખડાયતો ઉમરેઠમાં કન્યા આપવા આવ્યો, અને પોતાના ઓળખીતાને લઇને એક મોટા કૂળવાનને ઘેર વરનું માગું કરવા ગયો. કૂળવાને તિરસ્કાર કર્યો, ને તે બોલ્યો, કે તું ગામડિયો ઉમરેઠનો વર શી રીતે વહોરી શકનાર છે? તારા હાથથી જોઇએ તેટલા પૈસા છૂટવાના નથી, અને અમને રાજી કરી શકાવાનું નથી, માટે બેહેતર છે, કે તારે કોઇ બીજે ગામ જવું. આવાં વચન સાંભળીને પેલાને ઘણો ક્રોધ વ્યાપ્યો. ઘેર જઇને તેણે જળ મૂકયું, કે મારે કોઇ દિવસ કન્યા કૂળવાન ગામે નાખવી નહીં. ઉમરેઠના કૂળવાન દસા ખડાયતા જેઓ પારેખની અટકથી ઓળખાયછે, તેમને ત્યાં બીજાં ગામની

માફક નાંદોદના લોકો પણ કન્યા આપતા. નાંદોદવાળા પૈસે ટકે સુખી હોવાથી જ્યારે તેઓ ઉમરેઠ આવે, ત્યારે દરદાગીના ઘાલીને ઠાઠમાઠથી આવે. ઉમરેઠવાળા કુલીન ખરા, પણ પૈસાવાળા નહીં, તેથી નાંદોદવાળા એકવાર આવનાર હતા, ત્યારે તેમણે માગીતાગીને કડાં કંદોરા આણ્યા, અને તે ઝાડની ડાળીઓએ તથા ઘરની ખીંટી ટોલ્લે લટકાવ્યા; એવું બતાવવાને કે તમે તો શરીરે દરદાગીના પહેરો છો, પણ અમારે અહીંઆં ઝાડ અને ખીંટીઓ ટોલ્લા સુદ્ધાં તે વડે અલંકૃત થાય છે! પણ આવું કુલણજીપણું આવનાર સહેજ સમજી શકે એમ હતું, કેમકે તેઓ તેમની હાલતથી અણવાકેફ નહોતા.

કૂળવાનના છાકોટા અને જુલમની જ્યારે હદ્દ વળવા આવે, ત્યારે સ્વાભાવિક રીતેજ તેનો પાછો ઠેલો થવો જોઇએ. બીજા લોકો તે ક્યાં સુધી સાંખી શકે? તે બિચારાઓને બેવડો માર પડતો હતો. કૂળવાન ગામ ખોળીને તે પૈસાથી ખુઆર થતા, અને પોતાને ત્યાં છોકરાઓને કન્યા મળવાના વાંધા પડતા. આથી ગામડાના કે અકૂળવાન લોકો કૂળવાન વર મેળવવાનો નાદ છોડતા ગયા. તેમણે અમુક ગામના એકડા કર્યાં, અને એકડામાંથી કન્યા બહાર ન કાઢવાના સખ્ત ધારા બાંધ્યા. આથી કૂળવાન ગામોને કે કૂળવાન લોકોને પોતાના ગામ ઉપરજ કે પોતાના જથા ઉપરજ કન્યા મેળવવાનો માર્ગ ખુલ્લો રહ્યો (જો કે ક્વચિત્ ગામડાના કોઇ પૈસાદાર કે છોકરા વગરના એકડાનો બંધ તોડીને અને તેની શિક્ષા વેઠીને પણ કૂળવાનને હજી કન્યા આપે છે). આથી પહેરામણીનો આંકડો ઘટ્યો, અથવા બિલકુલ બંધ પડ્યો; અને કોઈવાર તો કન્યા મેળવવાની પણ મુશ્કેલી થઇ પડી, તેથી કૂળવાનને પણ વખતે પૈસા ખરચીને કે સાંટા તેખડાં કરીને ગામડાના એકડામાં દાખલ થવાની ફરજ પડી.

કોઇ પ્રશ્ન કરશે, કે કૂળવાનનો આટલો જુલમ છતાં નાતવાળા કંઇ બંદોબસ્ત કેમ નથી કરતા? અકૂળવાન તેમને ઘેર કન્યા

ખોસવા જાયછેજ શા માટે ? નાત કે તડનું બંધારણ જોઇશું તો જણાશે, કે તેના આગેવાન અથવા તે ચલાવનાર નાખુદાઓ કુળવાન લોકોજ હોયછે; તેથી જે વાત તેમને નુકસાનકારી કે ન પરવડતી હોય, તે તેઓ હાથમાંજ શું કામ લે ? તેઓ તો હરેક રીતે પોતાના સ્વાર્થ સાધવા તૈયાર હોય, તેથી તેઓ બીજાઓને હરેક રીતે ઉંધા પાટા બંધાવવા યત્ન કરે. બીજા લોકો ઘણું કરીને નાતના કાવાદાવાથી અજાણ હોય, માટે તેઓ કુળવાન આગેવાનો સામે ફાવી ન શકે. વળી તેઓ ચાલતી આવેલી રૂઢીઓને વળગી રહેનારા અને કુળવાનને કન્યા આપવામાં માન સમજનારા હોયછે, તેથી તેમનું દિલ એકાએક ઉશ્કેરાતું નથી. એમ છતાં, તેઓ ધીમે ધીમે પોતાનું હિત સમજવા લાગ્યા છે. ગરીબ ને છરાએલા કુળવાન કરતાં પૈસાદાર અને નરમ સ્વભાવના અકુળવાનને તેઓ પસંદ કરવા લાગ્યા છે. કન્યા કેવે ઘેર અને કેવા વરને આપવી, તે વિષે તેમના વિચાર બદલાતા ચાલ્યા છે.

---

## પ્રકરણ ૪ થું.

### દંપતી અથવા સ્ત્રી પુરૂષનું જોડું.

પાછળ જણાવ્યા પ્રમાણે ઇશ્વરે સ્ત્રી પુરૂષની સંખ્યા લગભગ સરખી સરજી છે, અને એકંદરે પુરૂષ કરતાં સ્ત્રીઓની સંખ્યા સહેજ કમી છે. આ ઉપરથી ઇશ્વરી નિયમ એવો સ્પષ્ટ થાયછે, કે એક પુરૂષે એકજ સ્ત્રી, અથવા એક સ્ત્રીએ એકજ પુરૂષ વરવો જોઇએ. એક સ્ત્રી અને પુરૂષ મળીને દંપતી, અથવા યુગલ સ્વરૂપ, અથવા ખરૂં જોઇએ, તો એ બે મળીને એક રૂપ થાયછે; તેમાં અનેક સ્ત્રી, કે અનેક પુરૂષનો સંભવ રહેતો નથી. માટે એક પુરૂષ ઘણી સ્ત્રી કરે, કે એક સ્ત્રી ઘણા પુરૂષ કરે, તે અસ્વાભાવિક કે ઇશ્વરી નિયમથી ઉલટું અથવા પાપી કામ છે.

એમ છતાં પરાપૂર્વથી ઘણી પ્રજાઓમાં પુરૂષ અનેક સ્ત્રીઓ

અને કોઇ કોઇ પ્રજામાં સ્ત્રી અનેક પુરૂષો કરતી આવી છે. કેટલીક પ્રજાઓમાં એકપત્નાવ્રત ચાલેછે, એટલે તેમાં એક બૈરી જીવતી છતાં બીજી કરી શકાતી નથી; તેમ એક ધણી જીવતો છતાં પણ બીજો ધણી કરી શકાતો નથી ( તલ્લાક મેળવીને બીજું લગ્ન કરે, એ વાત જૂદી છે ). હિંદુસ્તાનના આર્યો અને મુસલમાનોમાં અનેક બૈરીઓ કરવાનો ધર્મથી બાધ નથી, તેમ અનેક બૈરીઓ કરવાનો ચાલ અસલથી ચાલ્યો આવ્યો છે. યૂરોપમાં ખ્રિસ્તી ધર્મ દાખલ થયા અગાઉ રૂશિઆના એક ઝારે ૨૦૦ બૈરીઓ કરી હતી, એમ તે દેશના ઇતિહાસ ઉપરથી માલમ પડેછે ! ઇસ્તંબોલના પાદશાહના જનાનામાં સેંકડો બાઈડીઓ રાખવાનો ચાલછે. રજપૂતસ્થાનના એક રાજાના રણવાસમાં ૫૦ કરતાં વધારે સ્ત્રીઓ હતી, એમ જાણવામાં આવ્યું છે. ગુજરાતના એક રાજાને ત્યાં ૨૫ કરતાં વધારે સ્ત્રીઓ હતી, એવી હકીકત મળી આવેછે. રાજદરબારે સાત રાણીઓ હોય, એવું તો સ્વાભાવિક ગણવામાં આવે છે. રાજકુંવરો એકી વખતે ત્રણ ચાર રાણીઓ સામટી પરણી નાખે છે, એવાં ઉદાહરણ પણ મળી આવેછે. દશરથ, પાંડવ વગેરેને અનેક સ્ત્રીઓ હતી, એવું રામાયણ અને મહાભારત ઉપરથી માલમ પડી આવે છે. જેને વૈષ્ણવો પરમાત્મા માને છે, અને જેનું યોગીઓ પણ ધ્યાન ધરે છે, એવા શ્રીકૃષ્ણના દરબારમાં સોળ હજાર એકસો ને આઠ રાણીઓ હતી, એવું વર્ણન વાંચીએ છીએ.

અનેક સ્ત્રીઓ કરવાનો ચાલ કેમ પડયો હશે, તેનું કારણ આપણે પૂર્વે આપી ગયા છીએ. જંગલી પ્રજાઓમાં એ રિવાજ બહુ ચાલેછે, સ્પેન્સર જણાવે છે, કે " એ રિવાજ શિત કટિબંધમાં, લુખ્ખા પ્રદેશોમાં, ફળદ્રુપ બેટોમાં અને ઉષ્ણકટિબંધમાં અને સર્વ જાતોમાં ચાલે છે. પૃથ્વીના સર્વ ખંડમાં તે જોવામાં આવે છે. ભરણ પોષણ કરવાની શક્તિ ન હોવાથીજ તે હદમાં રહેછે. જો સાધન હોય, તો માણસ ગમે તેટલી સ્ત્રીઓ કરી શકે. અનેક સ્ત્રીઓ એ પુરૂષની ધનવાન સ્થિતિ, મોટાઇ, આબરૂ અને શક્તિ બતાવે છે. " ટરનર જણાવેછે, કે " લિકુના ઠાકોરને ૪૦ સ્ત્રીઓ છે. સાધારણ લોકો

ત્રણ ચાર સ્ત્રીઓ ત્યાં કરેછે. ફીમાન્ય અને ન્યુફી લોકો જેટલી ખાઇડીઓ ખરીદી શકાય તેટલી, અને ફ્રિજીઅન લોકો જેટલી બાઇડીઓ પાળીપોષી શકાય તેટલી કરેછે. પ્રાચીન કાળમાં મેક્સિકોના કેટલાક ઠાકોરોએ ૮૦ સ્ત્રીઓ રાખેલાનું જણાઇ આવેછે. મડાગાસ્કરમાં એવો કાયદો છે, કે રાજા શિવાય કોઇ ૧૨ સ્ત્રીઓ કરી શકે નહીં; મતલબ કે તેઓને ૧૧ સુધી સ્ત્રીઓ કરવાથી કાયદાથી છૂટ છે. પૂર્વ આફ્રિકાના કેટલાક રાજાઓને ત્યાં ૧૨ થી ૩૦૦ સુધી સ્ત્રીઓ રાખવામાં આવે છે. યૂરોપના મોરેવિઅન રાજાઓમાં ઘણી સ્ત્રીઓ એ તેમની પદ્વીનું ભુષણ ગણાતું. નવા કેલેડોનિઆમાં ઠાકોરો ૧૦ થી ૩૦ સુધી સ્ત્રીઓ કરેછે. કેટલીક પ્રજાઓમાં સ્ત્રીઓ કામ કરાવવાની ખાતરજ વધારે પરણવામાં આવેછે. મજુરણ કે ગુલામડીની પેઠે તેઓ ખેતીવાડીનું ને બીજું કામ પોતાના ધણીને માટે કરેછે."

હવે આપણે આપણા લોકોની હાલની રીતિ તરફ નજર કરીએ. અમદાવાદના ઔદિચ્યોમાં પાંચ સાત સ્ત્રીઓ કરવાના ચાલ વિષે આપણે કહી ગયા છીએ. એક પછી એક સ્ત્રીઓ મરતી જાય, તેમ બીજીઓ પરણ્યાના દાખલા પુષ્કળ છે. એકી વખતે બે કરતાં વધારે સ્ત્રીઓ હયાત હોય, એવા દાખલા થોડા છે. પરંતુ એકી વખતે બે સ્ત્રીઓ આરોગ્ય હોય, એવા દાખલાની ખોટ નથી.

લોકો અનેક સ્ત્રીઓ શા માટે કરે છે ? જંગલી લોકોની પેઠે એ મોટાઇ ને આબરૂની નિશાની સમજવામાં આવતી નથી. તેમની પેઠે કામ કરાવવાની ખાતર વધારે સ્ત્રીઓ પરણવામાં આવતી નથી. ત્યારે વધારે સ્ત્રીઓ કરવાનું કારણ શું ? મુખ્ય કારણ સંતતિનું માનવામાં આવેછે. "વાંઝિયા મહેણું" લોકોને દુઃખદાયક લાગેછે. છોકરાં વિના ઘરનો નાશ થાયછે, સંસારનો લહાવો લેવાતો નથી, અને ઘર શૂન્યકાર જેવું લાગેછે. વળી પુત્ર વિના પિંડ કોણ મૂકે, શ્રાદ્ધ કોણ સરાવે, તિથિ કોણ સાચવે, અને પિતૃઓ સદ્ગતિ કેમ પામે, એ વિચાર દરેક હિંદુના મનમાં ઘોળાયા કરેછે. પરણવું અને

પુત્રપ્રાપ્તિ કરવી એ શાસ્ત્રનું વચન છે, તેને માન આપવું જોઇએ; માટે જો એક સ્ત્રીને સંતાન ન થાય, તો બીજી સ્ત્રી કરવીજ જોઇએ. અને બેથી અર્થ ન સરે, તો ત્રીજી ચોથી સ્ત્રી લાવવીજ જોઇએ, એમ લોકો માનેછે. નવાઇ સરખું એ છે, કે જો પોતાને છોકરાં ન થાય, કે થએલાં છોકરાં જીવતાં ન હોય, તો સ્ત્રી પોતે પોતાના ધણીને પરણાવવા તત્પર થાયછે. ધણીની ઇચ્છા ન હોય તો તે આગ્રહ કરેછે, પોતે કન્યા ખોળી કાઢે છે, અને ખુશીની સાથે પોતાની ઉપર સોકય લાવેછે. ઇંરી પણ માને છે કે મારા ધણીને પેટ સંતાન ન હોય તો, તેની ને મારી ગતિ થવાની નથી.

જ્યાં અનેક પત્ની કરવાનો ચાલ છે, ત્યાં સ્ત્રીઓને તે સંબંધે લાગણી તથા ઇર્ષા કમી થાયછે; એટલુંજ નહીં પણ પતિ અનેક સ્ત્રીઓ કરે, તે તેમને ખોટું છે, એમ લાગતું નથી. મેકેલોલો જાતની સ્ત્રીઓ વિષે લિવિંગસ્ટન કહેછે, કે જ્યારે તેમણે સાંભળ્યું, કે ઇંગ્લાંડમાં પુરૂષ એકજ સ્ત્રી પરણી શકેછે, ત્યારે તેમાંની કેટલીક બોલી ઉઠી, કે એવા દેશમાં રહેવાને અમે ઇચ્છીશું નહીં ! અંગ્રેજ સ્ત્રીઓને પોતાની રીત કેવી રૂચતી હશે, તેનો તેઓ તર્ક પણ કરી ન શકી, કેમકે તેમના વિચાર પ્રમાણે હરેક આબરૂદાર માણસે પોતાની દોલત બતાવવા માટે સંખ્યાબંધ બાઇડીઓ કરવી જ જોઇએ.

એક ઉપર બીજી સ્ત્રી કરવાનાં બીજા કારણ નજીવાં અને હસવા સરખાં હોયછે. સાસુ નણંદનો, કે સસરાજીનો હુકમ ઉઠાવવામાં ચૂક થઇ, કે તેઓ તેના ઉપર સોકય લાવે. સ્ત્રી વઢકારી હોય, કે કંઇ સામું બોલે, તોપણ તેના ઉપર સોકય આવે. સ્ત્રી રૂપાળી ન જણાય, કે કંઇ ખામીવાળી માલમ પડે, તો તેના ઉપર બીજી આવે. પતિને સ્ત્રી કોઇપણ કારણે નાપસંદ પડે, તો તે ફરી પરણે. કેટલીક વાર વેવાઇ વેવાણમાં ચકમક ઝરે, તો સ્ત્રીને માથે સોકયનો પથરો આવી પડે. કોઇવાર પૈસાની લાલચથી, રમુજની ખાતર, બીજાના આગ્રહથી, કે મોટી ને સારી કન્યા મળી આવેછે માટે તેને પરણી નાખવાની વૃત્તિ થાયછે.

"બે બૈરીનો નાવલીઓ મહા દુઃખ પામશે," એવું સ્ત્રીઓ ગાયછે. બે બૈરીઓથી થતા ભવાડા સૌના જાણવામાં છે. સોકયનું સાલ ભારે છે, એમ સૌ સમજે છે. સાવકાં છોકરાંની કેવી દશા થાય છે, એ કોઇનું અજાણ્યું નથી. એમ છતાં લોકો એક ઉપર બીજી બૈરી કરીને બળતી મસાલે કુવામાં ઝંપલાવે, એ કેટલી મૂર્ખાઈ બતાવી આપેછે ? સોકયો એક બીજીને બહેન કહેછે, પણ બહેનપણે તેમનું વર્તન હજારે એકમાં પણ ભાગ્યેજ હોયછે. જે સ્ત્રી પોતાના ધણીને હોંસથી પરણાવવા ઉભી થાયછે, તેજ સ્ત્રી સોકયના નહોર ખુંપ્યા પછી પસ્તાયછે, ને દુઃખી થાયછે. સ્વાભાવિક રીતે ધણીનું વલણ નવી તરફ થાયછે. નવી તેને અનેક રીતે વશ કરી શકેછે. નવીનું ચલણ ઘણુંકરીને વિશેષ થાયછે. "બીજ વરને પરણેલી મહા સુખ પામશે," એમ સ્ત્રીઓ ગાયછે, તે ઘરખટલો ચલાવવાની બાબતમાં સાચું પડેછે. નવીનું જોર થયું, કે જૂનીના અમલ ઉતર્યા. તે માનભંગ થાયછે, અને ઘરમાં એક મજુરણ તરીકે કે પરાયા માણસ તરીકે રહેવાનો તેને વખત આવેછે. નવીની શીખવણીથી ધણી જૂનીને હાડછેડ કરેછે, કે દુઃખ દેછે. જૂની માથાની ફરેલ હોય, તો ઘેટાની પેઠે બંને સોકયો કહાકડી આવેછે. તેમનામાં હમેશ લઢાઇ થાયછે, લોકોને તમાસા જોવાને મળેછે, અને ઘરની ફજેતીનો ડંકો સર્વ ઠેકાણે વાગી રહેછે. કેટલીક વાર, હોય તે સંતતિને ઝેર દઇ મારી નાખવાના પ્રસંગ આવેછે, અને બે પરણેતરે પણ ધણીને વાંઝિયા મહેણું કાયમ રહેછે.

બીજી બૈરી કરવાથી પુત્રપ્રાપ્તિ થશેજ, એની શી ખાત્રી ? કોઇ વાર જન્મોત્રી ઉપરથી કે બીજી રીતે જોષ જોઇને જોષીઓ કહેછે, કે તમારે અમુક વયે ફળ પ્રાપ્ત થાય, એવો સંયોગ છે, અથવા છ આંખો ભેગી થાય ( બે બૈરી અને પોતે મળી ત્રણની છ આંખો ), તો જરૂર સંતાન થવાનો યોગ છે. કેટલાક ભોળા લોકો જોષીબાવાના બોલવા ઉપર વિશ્વાસ રાખીને ફરી પરણેછે, તોપણ સંતાનનું મોં દેખતા નથી. એને બદલે બાર બાઇડીઓ કરે, તોપણ પુત્રનું સુખ પ્રાપ્ત થતું નથી. પચીશ રાણીઓ કર્યા છતાં પણ એક રાજાને પિતા

થવાનો પ્રસંગ આવ્યો નહોતો. સંતાન થવાં એ દૈવી ખેલ છે: માણસના હાથમાં નથી. કદી પુરૂષમાં ખામી હોય, તો તે ગમે તેટલી સ્ત્રીઓ પરણે, તોપણ આપત્ય થાય નહીં. કોઇને વધારે બૈરીઓ કરવાથી વખતે તનુજ થાયછે, તેનો દાખલો લઇ બીજાઓ લલચાયછે, અને પુત્રપ્રાપ્તિની ઘેલછામાં ફરી પરણી પસ્તાયછે.

અનેક પત્નીઓ કરવાનું ગરીબથી ભાગ્યેજ બનેછે. રાજા રજવાડા, જાગીરદાર, સરદાર કે પૈસાદાર, જેઓને અનેક સ્ત્રીઓનો નિભાવ કરવાનાં સાધન છે, જેઓને વધારે સ્ત્રીઓ સહેલાઇથી મળી શકેછે, અને જેઓને પોતાની પાછળ વારસ મૂકવાની જરૂર લાગેછે, તેઓજ એક કરતાં વધારે સ્ત્રીઓ પરણેછે. આવા લોકો જેટલી વધારે સ્ત્રીઓ કરે, તેટલી સ્ત્રીઓની ખોટ બીજા લોકોને પડે, કેમકે સ્ત્રીની સંખ્યા પુરૂષ કરતાં વધારે ન હોવાથી માણસ દીઠ એક કરતાં વધારે સ્ત્રી આવી શકેજ નહીં. ઘણી નાતોમાં કન્યાનો કાળ પડયો છે, અને ગરીબ કે અકુલીનને વાંઢા મરવું પડેછે, તેનું એક કારણ બીજાઓ અનેક પત્નીઓ કરેછે, તે છે. પૂર્વે જણાવ્યા પ્રમાણે, એક જાતમાં લઢાઇ વગેરેના કારણથી પુરૂષોની સંખ્યા ઘટી જાય, તો અનેક સ્ત્રીઓ એક પુરૂષ વેરે રહી શકે; પણ એવા પ્રસંગ સૃષ્ટિની શરૂઆતમાં આવતા, કે હજી છેક જંગલી ને વિકાળ જાતોમાં આવેછે. એક વખત એક વહાણ ડૂબ્યું, તેને ઉગારવામાં કે સ્ત્રીઓ ને બાળબચ્ચાંને બચાવવામાં ઘણા પુરૂષો ડૂબી મુઆ. બચેલા લોકની હોડી એક અજાણ્યા ને નાના બેટને કિનારે ઘસડાઇ આવી. લોકો કિનારે ઉતરી પડયા, અને તે બેટમાંજ વાસ કરીને રહ્યા. આજની પેઠે તે સમયે પુષ્કળ આગબોટો ને વહાણો જળમાર્ગે જ્યાં ને ત્યાં જતાં નહીં, તેથી એ લોકને પોતાના દેશમાં પાછા જવાની આશા રહી નહીં. ઉતરેલા લોકોમાં સ્ત્રીઓની સંખ્યા પુરૂષથી ચાર પાંચ ગણી હતી. બેટમાં જંગલી લોકોની પણ વસ્તી નહોતી. આ સ્ત્રીઓનું કરવું શું ? તેમના રક્ષણ માટે કંઇ પણ ઇલાજ લેવાની જરૂર હતી. આ લોકો યૂરોપના ખ્રિસ્તી ધર્મી હતા. તેમના ધર્મમાં

અનેક સ્ત્રીઓ કરવાની મના છતાં, તેમણે જરૂરીઆતને તાબે થઇને સ્ત્રીઓને વહેંચી લીધી !

જેમ અનેક પત્ની કરવાનો રિવાજ ઘણી પ્રજામાં છે,તેમ અનેક પતિ કરવાનો પ્રચાર કેટલીક પ્રજામાં છે, એમ આપણે કહી ગયા છીએ. પ્રાચીન કાળમાં બહુ પતિ કરવાનો રિવાજ આર્યોમાં હતો, એમ કેટલાક કહેછે, અને પુરાવામાં પાંડવોનો દાખલો આપેછે, પરંતુ દ્રૌપદીને પાંચ પતિ કેમ કરવા પડયા, તેની કથા જૂદી છે. આર્યોમાં આ રિવાજ ચાલતો હતો, તેની સાબીતિ કોઇ રીતે મળી આવતી નથી. ધર્મશાસ્ત્રમાં તેનો વિધિ કે ઉલ્લેખ સરખો નથી. નીલગિરિમાં વસનારી ટોડા જાત વિષે શોર્ટ જણાવેછે, કે ચાર પાંચ ભાઇઓમાં મોટો ભાઈ પરણે; તેની સ્ત્રી બીજા ભાઇ પોતાના ધણી છે, એવો દાવો કરેછે, અને જેમ જેમ તેઓ ઉમરે વધી માણુસાઇમાં આવે, તેમ તેમ તેઓની સાથે તે ધણીઆણી તરીકે વર્તન કરેછે; અથવા સ્ત્રીને જો એક કે વધારે નાની બહેનો હોય, તો તે વિવાહિત થયે તેના ધણી કે ધણીઓની તે પત્નીઓ થાયછે, અને આ રીતે ઘણા ભાઇઓના કુટુંબમાં એક કે ઘણી સ્ત્રીઓ તેમની વચ્ચે હોયછે. એક હોય કે વધારે હોય, પણ તેઓ ખુલ્લી રીતે એકજ ઘરમાં રહેછે. મેકલેન ઘણા પુરાવાથી મલબાર કાંઠાના નેર લોકો વિષે આ પ્રમાણે જણાવેછે. તેમના રિવાજ પ્રમાણે એક સ્ત્રી બે, ચાર કે વધારે ધણી કરીને તેમના ધારાને અનુસરીને તેમની સાથે રહેછે. હેમિલ્ટન કહેછે, કે નેર સ્ત્રી બાર કરતાં વધારે ધણી કરી શકતી નથી; અને મોભો તથા જાત સંબંધના કેટલાક પ્રતિબંધને અનુસરીને તેનાથી ધણીઓની પસંદગી કરાયછે. અર્ધ સુધરેલા તાહિતિ લોકોમાં ધણીઆણી જો ઉંચા દરજ્જાની હોય, તો તેને મરજીમાં આવે તેટલા બીજા ધણી કરવાની છૂટ હતી. કેનેરી બેટની અસલી રહેવાસીઓમાં બહુ પતિનો રિવાજ હતો. ટેનેન્ત કહેછે, કે લંકાના માંહેલા ભાગમાં ખાસ કરીને પૈસાદાર લોકોમાં આ રિવાજ ચાલેછે. ત્યાં એક સ્ત્રીને ધણી વાર ત્રણ ચાર અને કેટલીક વાર સાત સુધી ધણી હોયછે. સામાન્ય રીતે ધણીમાં

એકજ કુટુંબના અને ઘણી વાર ભાઈઓ હોયછે. મેકલેનના જણાવ્યા પ્રમાણે અમેરિકાના એવરો અને મેપુર લોકોમાં અને એશિયાના કાશ્મીર, લાડર, કિનાવર, કિસ્તવર અને સિરમોરના લોકોમાં આ રિવાજ છે. સીઝરના જણાવ્યા પ્રમાણે અસલી બ્રિટનોમાં ભાઈઓમાંથી બહુ પતિ કરવાનો ચાલ હતો.

સ્ત્રીઓની અછત એ બહુ પતિ કરવાનું કારણ માનવામાં આવે છે, અને તે ટોડા જાતને લાગુ થાયછે. પરંતુ બીજી ઘણીખરી જાતોમાં સ્ત્રીઓની અછત ન છતાં પણ અનેક પતિ કરવામાં આવેછે. આશ્ચર્ય જેવું તો એ છે, કે જે જાતોમાં બહુ પત્ની કરવાનો પ્રથા છે, તેજ જાતોમાં બહુ પતિ કરવાનો પણ પ્રથા છે. આથી અછતનું કારણ નષ્ટ થાયછે. અતિ ટાઢવાળા, બરફના કે લુખ્ખા દેશો, જેમાં વસ્તી વધી પડે, તો લોકોને ગુજરાન ચલાવવું મુશ્કેલ પડે, તેમાં આ રિવાજ વિશેષ વસ્તીનો પ્રતિબંધ કરવા માટે પડયોછે, એમ કેટલાક વિદ્વાન ધારેછે. આ કારણ જો કે બંધ બેસતું લાગેછે, તોપણ તેવાજ દેશોમાં જ્યારે બહુ પત્ની કરવાનો રિવાજ જોઈએ છીએ, ત્યારે આ દલીલ પણ ટકી શકતી નથી. ટિબેટ જેવા દેશમાં જ્યાં બહુ પત્નીનો રિવાજ નથી, ત્યાં આ કારણ કદાચ નભી શકે.

(ગમે તે કારણો હોય, પણ બહુ પત્ની અને બહુ પતિ કરવાના બંને રિવાજ ધિક્કારવા જેવા છે.) જે પ્યાર સ્ત્રી પુરૂષમાં રહેવો જોઈએ, તે એથી રહેતો નથી. જે સંપ ને સુખ શાન્તિ એક સ્ત્રી પુરૂષના ઘરમાં રહી શકે, તે એથી રહેતી નથી. સંતાન દુઃખી થાયછે, કે તેમના વાલીપણા વિષે ઝઘડા ઉઠેછે. સ્ત્રી પુરૂષની નાજુક લાગણીઓ બહેર મારી જાયછે, અને નીતિનો ભંગ થવાના પ્રસંગ ઘણા આવેછે. બંને ચાલ પશુવત્ અને નિંદ્ય છે.

એ માટે શ્રીરામસીતાની પેઠે એકપતિપત્નીવ્રત્ત ધારણ કરનારને ધન્ય છે. જે નાતો જાતોમાં એ રિવાજ ચાલેછે, તેને શાબાશ છે. નાગરોમાં અને બ્રહ્મક્ષત્રીઓમાં એક સ્ત્રી જીવતી છતે

બીજી બૈરી થઇ શકતી નથી. પારસીઓ એક ઉપર બીજી સ્ત્રી કરી શકતા નથી. અંગ્રેજોમાં અને બીજી સુધરેલી પ્રજાઓમાં એક ધણીઆણીની હયાતીમાં બીજી સ્ત્રી પરણી શકાતી નથી. બહુ પતિ કરવાનો રિવાજ આપણામાં તેમ કોઇ સુધરેલી પ્રજામાં નથી, માટે તે વિષે કંઇ કહેવાનું રહેતું નથી; પરંતુ બહુ પત્ની કરવાનો રિવાજ આપણી ઘણી નાતોમાં ચાલેછે, તે ખસુસ બંધ પડવો જોઇએ.

બહુ વરવાની બાબતમાં એક વિચાર કરવાનો બાકી રહેછે. કેટલીક જાતના હિંદુઓ શિવાય મનુષ્ય માત્રમાં સ્ત્રી મરી જાય, કે તેને તલ્લાક અપાય, તો પુરૂષ બીજી સ્ત્રી કરી શકે છે, તેમ પુરૂષ મરી જાય કે તે તલ્લાક આપે, તો સ્ત્રી બીજો ધણી કરી શકે છે, એટલે સ્ત્રી પુરૂષને સરખો ન્યાય અપાય છે. હિંદુઓમાં સ્ત્રી જીવતી છતાં પણ બીજી સ્ત્રી લાવી શકાયછે, તો તેના મુઆ પછી બીજી સ્ત્રી કરવામાં આવે, તેમાં નવાઈનથી. હિંદુઓની સર્વ હલકી વર્ણોમાં મરણ પછી કે તલ્લાક લઇને સ્ત્રી પુરૂષ ફરીથી પરણી શકે છે. માત્ર ઉંચ હિંદુઓમાં તલ્લાકનો રિવાજ ન હોવાથી સ્ત્રી પુરૂષ જૂદાં પડી શકતાં નથી, ફેર એટલોજ રહે છે, કે સ્ત્રી જીવતી છતાં પુરૂષ ફરી પરણે, પણ પુરૂષ જીવતો હોય, તો પત્ની ફરી પરણી ન શકે; એટલુંજ નહીં, પણ સ્ત્રીના મુઆ પછી જેમ પુરૂષ બીજું લગ્ન કરી શકે છે, તેમ ધણીના મુઆ પછી સ્ત્રી બીજું લગ્ન કરી શકતી નથી. ઉંચ હિંદુઓમાં સ્ત્રી પુરૂષને સરખો ન્યાય મળતો નથી, અથવા સ્ત્રી જાતિને અન્યાય મળેછે, એમ કહી શકાય.

---

## પ્રકરણ ૫ મું.

### બાળલગ્ન.

સ્ત્રી પુરૂષે કયી વયે પરણવું જોઇએ, એ પ્રશ્નનો ખુલાસો પર ણવાના કારણ ઉપર આધાર રાખે છે. જો પરણવું એ સંસારમાં પડ-

વાને માટે હોય, તો સંસાર ચલાવવાની યોગ્યતા આવે, એવી વયે પરણવું જોઇએ. પણ પરણવું જો સ્ત્રી પુરૂષના પોતાના હાથમાં હોય, તોજ આ વિચારનો અમલ થઇ શકે. જેઓને પરણીને મરણ પર્યંત સુખી કે દુઃખી થવાનું છે, તેઓ બિચારાં તો બાજુએજ રહેછે. તેમની સંમતિ કે વિચાર કોઇ લેતુંજ નથી. તેમને પરણાવવાનું કામ માબાપ કરેછે; અને કેટલીક વાર તો ગોર કે ઘાંયજા પણ વિવાહ કરી આવેછે! ગોરના સંબંધે "લંકાની લાડી ને ઘોઘાના વર"ની વાત લોકોમાં ચાલેછે, અને વખતે તેનો વેપ પણ ભજવાય છે. એક આંખે કાણી કન્યાનો વિવાહ કરવા માટે ગોરને પરદેશ મોકલવામાં આવ્યો. ગોરે ઘોઘામાં આવી એક વર જોયો, તે તેને પસંદ ન પડયો; પણ વરના બાપે ગોરનાં ખિસ્સાં તર કર્યાં, એટલે બ્રાહ્મણભાઇ લલચાયા. વરના બાપે યુક્તિ બતાવી, કે વેવાઇ તને પૂછે, ત્યારે કહેજે, કે વરની એક આંખે ફૂલ છે, અને બીજી આંખમાં કાંઇ નથી! (મતલબ કે તે બંને આંખે દેખતો નથી). ગોરે કરેલો વિવાહ કાયમ રહ્યો, ને કેટલીક મુદતે વરનો બાપ લગ્ન માટે જાન લઇ આવ્યો. લગ્ન થઇ રહ્યા પછી કન્યા તરફની સ્ત્રીઓ ગાવા લાગી, કે "લાડીએ લાડો છેતરિયો રે" (કન્યા કાણી હતી માટે). એ સાંભળી વેવાણોએ ગાયું કે "મારો મૂળચંદ મૂળગું ના દેખે રે" (અર્થાત્ કન્યા તો માત્ર એક આંખે કાણી છે, પરંતુ લાડો તો આંધળો છે)! જેને ઢોર લેવું હોયછે, તે જાતે તે ઢોરની તજવીજ કરેછે, અથવા કેવી જાતનું ઢોર લેવું, તે વિષેની પૂર્ણ માહીતિ દલાલને કે તેની વતી બીજા ખરીદદારને આપેછે; પણ જેને કન્યા પરણવી છે, કે વર પસંદ કરવો છે, તેને કેવળ તટસ્થ રહેવું પડેછે. પરંતુ આપણા આર્યોનો અસલ રિવાજ એ નહોતો. શ્રી કૃષ્ણે બલભદ્રને ભારતના આદિ પર્વ અધ્યાય ૨૨૧ માં સુભદ્રાના સંબંધમાં કહ્યું છે, કે "જે પુરૂષ કન્યાનો વિવાહ પોતાની ખુશી પ્રમાણે કરવા કન્યાદાન આપે છે, તે કન્યાદાન નહીં; પરંતુ કન્યાને પશુની પેઠે વેચી દેવું છે."

પરણાવવાનું કામ માબાપને માથે હોવાથી તેઓ અનેક કારણે

પોતાના છોકરાં જલદી પરણે, એવો યત્ન કરે છે. નીમા વાણિયામાં એવો રિવાજ છે, કે બે ઓધાનવાળી સ્ત્રીઓ જંગલે જાય, ત્યાં બેઠાં બેઠાં એક બીજીને કહે, કે "જો મારે દિકરી અવતરે, અને તારે દિકરો અવતરે, તો આપણો વિવાહ સહિ, અને જો મારે દિકરો થાય, અને તારે દિકરી થાય, તોપણ વિવાહ સહિ." બંનેને વિરૂદ્ધ જાતિનું સંતાન સાંપડે, તો બૈરીઓએ કરેલું સાટું કાયમ રહેછે! કડવા કણબીમાં બાર વર્ષે કે જ્યારે તેમની માતા બોલે ત્યારેજ લગ્ન થઇ શકે છે, તેથી એકી વખતે સર્વને લગ્ન કરવાની ફરજ પડેછે; કેમકે જો તેઓ લગ્ન કરવું ચૂકે, તો વખતે બીજાં બાર વર્ષ રાહ જોવી પડે, અને એક કન્યા દશ વર્ષની અવિવાહિત હોય, તે ૨૨ વર્ષ સુધી કુંવારી રહેવાનો પ્રસંગ આવે. એ માટે હરેક માબાપ પોતાની કન્યાને વરતાવી દેવાનો યત્ન કરેછે: પછી તેની ઉમ્મર ગમે તેટલી હોય. કોઇને વર મળીજ ન શકે, તો તે પોતાની કન્યાને ફુલના દડા સાથે પરણાવેછે! ફુલના દડાને પરણેતર થયા પછી કુવામાં નાખી દેછે, અને તેથી વર મરી ગયો, અને છોકરી રાંડી એમ ગણવામાં આવેછે. રાંડેલી છોકરીનું નાતરૂં ગમે ત્યારે થઇ શકેછે, તે માટે આ યુક્તિ યોજવામાં આવેછે. આ તે લગ્ન કે મશ્કરી!

છોકરીનો વિવાહ તો વાસામાં પણ થઇ શકે (કેમકે કુલીનનો વર "ઘોડીઆમાંથી ઝડપાઇ જાયછે," તેથી ઢીલ કરવા જતાં કુળવાન ઘર હાથ લાગતું નથી), અને લગ્ન જ્યારે માબાપને સવડ આવે ત્યારે થાય, એવી સમજ ઘણીખરી નાતોમાં છે. સવડમાં ખરચનો વિચાર વિશેષ થાયછે. એક જણને બે કન્યા પરણાવવાની હોય, તો બંનેને એકી વખતે પરણાવવાથી ખરચમાં કીફાયત થાયછે, માટે મોટી છોકરી નવ વર્ષની હોય, તેને પરણાવતી વખતે બીજી છોકરી પાંચ છ વર્ષની હોય, તેને પણ સાથે પરણાવી દે છે. લેઉવા પાટીદારમાં બાંહેવર થાયછે, એટલે જાનમાં વર રાજાનો નાનો ભાઇ કે તેવો નજીકનો સગો આવ્યો હોય, તેને કન્યાની બહેન કે બીજી નજીકની સગી વરાવી દેછે! નાનો છોકરો બિચારો ઉંઘતો

હોય, તેને ઉઠાડી ઉંઘતોજ પરણાવી દેછે! વૃદ્ધ માબાપ હોય, તેમને મરણનો ભય રહેછે, અને હાથ પીળા કરવાના કોઠ થાયછે, તેથી કન્યા ગમે તેટલી નાની હોય, તોપણ તેનું લગ્ન લેછે. કન્યાનો બાપ લગ્ન લે, તો વરના બાપથી ના પાડી શકાતી નથી, તેથી કન્યાના બાપનું ધાર્યું થાયછે.

લગ્ન કરવામાં કન્યાકાળ ન વીતી જાય, તે ઉપર ભારે લક્ષ આપવામાં આવેછે. કન્યાકાળ વીતી જાય તો કન્યાદાનનું ફળ માબાપને મળે નહીં, અને તેઓ દોષમાં પડે, એવી તેમની સમજ છે. કન્યાકાળ ન વીતે, માટે જો અગાઉથી વિવાહ કરી રાખ્યો નહોય, તો માબાપને ગમે તેમ “ લાકડે માંકડું ” વળગાડી દેવાની ફરજ પડેછે, કે “ કોહી છાશ ઉકરડે ઢોળી દેવી પડે છે ”; એટલે ગમે તે વયનો, ગમે તેવા ઘરનો, કે ગમે તેવા ગુણનો વર ઝડપી લેવાની જરૂર પડેછે. એ વખતે કન્યાનું શું થશે, તેનો તેમને વિચાર થતો નથી. કન્યાનાં માબાપની પેઠે વરનાં માબાપ પણ પોતાના છોકરાને જલદી પરણાવવાની અને તેમ કરી માણીગર થવાની આતુરતા રાખે છે. પોતાનો છોકરો હરેક રીતે સરકાઇ જાય, તેને માટે તેઓ સતત્ ઉદ્યોગ કરેછે. કન્યા ન મળતી હોય, તો ગમે તેટલા પૈસા ખરચીને મેળવવી, અને “ લાહી લોહીને પણ વરને ઘોડલીએ ચઢાવવો ” એવી ઇચ્છા રાખે છે. કન્યા નાની, મોટી, કાણી, કૂબડી, ગમે તેવી મળે, તેની ચિંતા નહીં, પણ હરેક રીતે પોતાની હયાતીમાંજ વહુનું મોં દેખે, ત્યારે તેમને ચેન પડેછે.

હવે કન્યાકાળ એટલે શું, તે વિષે વિચાર કરીએ. એ વિષે અંગિરાના વચન ઉપર મુખ્ય આધાર રાખવામાં આવેછે. અંગિરા કહેછે કેઃ—

अष्टवर्षा भवेद्गौरी, नववर्षा तु रोहिणी ।
दशमे कन्यका प्रोक्ता अत उर्ध्वं रजस्वला ॥
तस्मात् संवत्सरे प्राप्ते दशमे कन्यका बुधै. ।
प्रदातव्या प्रयत्नेन न दोषः काल दोषतः ॥

અર્થ—આઠ વર્ષની છોકરીને ગૌરી, નવ વર્ષનીને રોહિણી, અને દશ વર્ષનીને કન્યા કહેછે, અને દશ વર્ષ પછીની કન્યા રજસ્વલા કહેવાયછે. માટે દશમું વર્ષ બેઠું, એટલે કન્યાનો ગમેતેમ કરીને વિવાહ કરી નાખવો. આવી રીતનો વિવાહ જો નિષિધકાળે (મુહૂર્ત વગર) કર્યો, તોપણ તેનાથી દોષ લાગતો નથી. મનુ એક ઠેકાણે કહેછે કેઃ—

त्रिंशद्वर्षोद्वहेत् कन्यां हृद्यां द्वादशवार्षिकीं ।
त्र्यष्टवर्षोऽष्टवर्षां वा धर्मे सीदति सत्वरः ॥

અર્થ—ત્રીશ વર્ષની ઉમ્મરે પહોંચેલો પુરૂષ બાર વર્ષની તથા મનને પ્રિય લાગે એવી કન્યાને વરી શકેછે, અથવા ચોવીશ વર્ષની ઉમ્મરનો આઠ વર્ષની કન્યાને વરી શકે છે; પરંતુ તેની બ્રહ્મચર્ય અવસ્થા વહેલી પૂરી થઇ હોય, અને ગૃહસ્થાશ્રમ સ્ત્રી વિના પાળતાં અડચણ થતી હોય, તો તરત લગ્ન કરવું.

ઉપરનાં બે મત એક બીજાથી જૂદાં પડેછે. અંગિરા દશ વર્ષનીને કન્યા કહેછે, ત્યારે મનુ બાર વર્ષની વયની છોકરીને કન્યા કહેછે. મનુ કન્યા વર વચ્ચે અઢી ગણું અંતર રાખેછે; અને વેદાદિનું અધ્યયન પૂરૂં ન થઇ શકે, તો બ્રહ્મચર્ય ૩૬ કે ૪૮ વર્ષ પહોંચે, તેથી તે પછી લગ્ન કરવાનું, અને અઢી ગણું અંતર રાખવાનું હોવાથી કન્યા ૧૪ અને ૧૯ વર્ષ ઉપરાંતની જોઇએ, એવું પણ કદાચ અનુમાન કરી શકાય. સારા વરના સંબંધમાં મનુ કહેછે કેઃ—

काममामरणात्तिष्ठेद्गृहे कन्यर्तुमत्यपि ।
न चैवैनां प्रयच्छेत्तु गुणहीनाय कर्हिचित् ॥
त्रीणि वर्षाण्युदीक्षेत कुमार्यृतुमती सती ।
ऊर्ध्वं तु कालादेतस्माद्विन्देत सदृशं पतिम् ॥

અર્થ—કન્યાનો વિવાહ-સમય થયો હોય, તોપણ તેને મરતા સુધી બાપે પોતાને ઘેર રાખવી એ ભલે, પરંતુ વિદ્યા આદિ ગુણ રહિત પુરૂષને કદાપિ આપવી નહીં. કન્યા ઋતુમતી થઇ હોય,

તોપણ ત્રણ વર્ષ સુધી સારા વરની વાટ જોવી, પણ એ કાળ વીત્યા પછી અધિક ગુણવાળો વર ન મળે, તો પોતાની સમાન જાતિના વરને પોતે પોતાની મેળે પરણવું. અર્થાત્ પહેલા શ્લોક પ્રમાણે અવિવાહિત છોકરી મરતા સુધી અથવા લગ્ન થતા સુધી કન્યા કહેવાય, અને બીજા શ્લોક પ્રમાણે કન્યાને રજસ્વલા આવ્યા પછી ત્રણ વર્ષ રહા જોવાની, તેથી તે ૧૬, ૧૭ કે વધારે વર્ષે પરણી શકે, અને ત્યાં સુધી તે કન્યા કહેવાય.

યાજ્ઞવલ્કય સ્મૃતિમાં એક ઠેકાણે લખ્યું છે, કે કન્યા તરૂણ પસંદ કરવી. કન્યામાં સ્ત્રીનાં ચિન્હ આવે નહીં, ત્યાં સુધી તે તરૂણ ન કહેવાય. દાક્તર બોયલચંદ્રસેનને દશમા સાંસારિક મહામંડળમાં બોલતાં જણાવ્યું છે, કે "આર્યવર્તમાં નાની વયે લગ્ન સંબંધ થતો નહીં—એ તો સાંપ્રત હિંદુ સંસારની વિપત્તિ ને શ્રાપ કે અકલ્યાણ છે. મારા કહેવાના પુરાવામાં શાસ્ત્રની આજ્ઞાઓ જણાવું છું. 'જે અવિવાહિત કન્યાનું શરીર સારી રીતે પ્રફુલ્લિત થયું હોય (યુવાવસ્થામાં આવ્યું હોય), તેની કને જા, અને તેને તારી સ્ત્રી કર. બીજી કન્યા જે અદ્યાપિ તેના બાપના ઘરમાં રહેતી હોય, અને જેનામાં પરણવાની વયનાં ચિન્હ આવ્યાં હોય, તેની કને જા, અને તેને તારી પત્ની કર.'" આર્ય સમાજના પ્રચારક સ્વામી શ્રીનિત્યાનંદ પોતાના પુરૂષાર્થ પ્રકાશ નામક હિંદી ગ્રંથમાં (છપાય છે) જણાવે છે, કે જેવી રીતે પુરૂષને બ્રહ્મચર્ય વ્રત પાળવાનું હતું, તેવી રીતે સ્ત્રીને પણ બ્રહ્મચર્ય વ્રત પાળવાનું હતું. અથર્વ વેદના કાંડ ૧૧ અનુવાક ૩ વર્ગ ૧૫ના ૧૮ મા મંત્રમાં જણાવ્યું છે, કે બ્રહ્મચર્યથી કન્યા જુવાન પતિને પ્રાપ્ત થાઓ. વિદ્યાભ્યાસ વગેરે માટે પુરૂષની પેઠે સ્ત્રીને બ્રહ્મચર્ય પાળવાનું, તેથી તે મોટી વયેજ પરણી શકે, એ સ્પષ્ટ છે. ગમે તેટલી ઉમ્મર થઇ હોય, તોપણ જ્યાં સુધી છોકરી લગ્ન ન કરે, ત્યાં સુધી તે કન્યાજ કહેવાયછે. તેના પુરાવા મહાભારતમાંથી મળી આવે છે. પારાશર સ્મૃતિ ઉપર માધવાચાર્યે કરેલી ટીકામાં કન્યાનું ઋતુસ્નાતા એવું નામ આપ્યું છે, તે ઉપરથી કન્યા કેટલી વય સુધી ગણી શકાય, તે જણાઇ આવશે. સંસ્કાર

કૌસ્તુભમાં આશ્વલાયન ઋષિનું પ્રમાણ આપ્યું છે, તે ઉપરથી ખાત્રી થાયછે, કે "ડોશી કુંવારી ન મરે" એ વાત જૂઠી છે. મહાભારતમાં મનુના કહેવા કરતાં પણ વિશેષ કહ્યું છે, તે એ કે 'ઋતુમતિ કન્યા ત્રણ વર્ષ પર્યંત વરની ઇચ્છા કરે, અને ત્રણ વર્ષ પછી ચોથું વર્ષ પ્રાપ્ત થયે કન્યા પોતાનો વિવાહ પોતે કરે. એથી જે સંતાન થાય, તે અકાળ મૃત્યુથી નહીં મરે, તથા તેનું ઋતુ નિષ્ફળ થતું નથી ( અર્થાત્ તેને વંધ્યાપણું પ્રાપ્ત થતું નથી ). સીતાજીએ અત્રિ ઋષિની પત્ની અનુસૂયાને કહ્યું છે, કે પતિના સહવાસ યોગ્ય મારી અવસ્થા થઇ, ત્યારે મારા પિતાને મારો વિવાહ કરવાની ચિંતા થઇ. કુન્તીના સ્વયંવરમાં તેને પૂર્ણ યુવાવસ્થાવાળી લખીછે. તેજ રીતે દમયન્તી, લોપામુદ્રા, તપતી, દેવયાની, એ કન્યાઓનાં લગ્ન યુવાવસ્થા આવ્યા પછી થયાં હતાં. શાણ્ડિલ્ય ઋષિની કન્યા નામે ધૃતવ્રતા જન્મપર્યંત બ્રહ્મચર્યવ્રત ધારણ કરી ઇંદ્રિઓનો નિગ્રહ કરીને વિદ્યા, સત્યભાષણાદિ તપયુક્ત થઇ, અને તેનું વિદ્વાનો પૂજન અર્થાત્ સત્કાર કરતા હતા. એ કન્યા યોગદ્વારા સ્વર્ગલોકને પામી. એજ રીતે ભરદ્વાજ ઋષિની શ્રુતાવતી કન્યા જન્મ પર્યંત અવિવાહિત રહી હતી. વિદ્યાદિ ગુણયુક્ત વર ન મળવાથી સુલભા નામની વિદુષીએ સંન્યાસ ધારણ કર્યો હતો. ગાર્ગી, વડવા આદિએ મરતા સુધી બ્રહ્મચર્ય પાળ્યું હતું. જેવો પ્રકાર વિલાયત આદિ સુધરેલા દેશોમાં હાલ ચાલેછે, અને સેંકડો કન્યાઓ મરણ સુધી કુંવારી રહેછે, તેવો પ્રકાર આપણે અહીં પૂર્વે ચાલતો હતો, અને ઘણી કન્યાઓ મરણ સુધી અવિવાહિત રહેતી હતી, તે ઉપરનાં ઉદાહરણોથી સ્પષ્ટ થશે. જેઓ સ્વયંવરમાં વર પસંદ કરતી, તે ૧૧ વર્ષની અંદરની બાળકીઓ હોવી ન જોઇએ. જેમનાથી રાજાઓ મોહી પડતા, અને જેમનું હરણ કરી જતા, તે નાની બાળકીઓ હોઇ ન શકે. ઉષાએ વયે આવ્યા પછી ચિત્રલેખાને વર આણી આપવા કહ્યું હતું. વિષયા ચંદ્રહાસને સુતેલો જોઇ મોહિત થઇ હતી. ચંદ્રહાસ જાગી ન જાય, માટે તેણે પગનાં આંગળાંનાં જોડવાં વગેરે ઉતાર્યાં, અને યુક્તિથી તેની પાસેનો કાગળ લઇ વાંચી જોયો, અને આંખના

કાજળ વડે તેમાં " વિષ "ની આગળ " યા " વધાર્યો. આવું કામ નાનકડી બાળાથી ન થાય. સખીઓ સાથે તે વિહારમાં નહાતી હતી, તે વખતનું વર્ણન મહા કવિ પ્રેમાનંદે કરતાં તેનામાં સ્રીનાં ચિન્હ આવેલાં હતાં, એમ જણાવ્યુ છે. રૂક્મિણી કૃષ્ણને કાગળ લખેછે, તે ન આવી પહોંચવાથી અધીરી થાયછે, અને અંબિકા પૂજવાનું મિષ કાઢી તે ગામ બહાર જાયછે. આવાં કામ નવ દશ વર્ષની કુંવરી શી રીતે કરી શકે? દમયંતી હંસને જોઇને શું કહેછે, અને કેવી ચેષ્ટા કરેછે, તે વાંચવાથી તેની વય વિષે ખાત્રી થશે. અર્જુન સુભદ્રા ઉપર મોહિત થાયછે, અને તેનું હરણ કરવાની પેરવી કરેછે. તેમાં સુભદ્રાએ જે મદત કરીછે, અને સમયસૂચકતાથી યુક્તિ રચીછે, તે તેની તરૂણાવસ્થા બતાવે છે. શ્રીરામચંદ્રજી સીતાસ્વયંવરમાં ગયા, તે વખતે તે નાના બાળક નહોતા. ત્યાં આવતા અગાઉ તેમણે અનેક પરાક્રમ કરી બતાવ્યાં હતાં, અને સ્વયંવરમાં જે કાર્ય રાવણ સરખાથી ન થયું, તે કરીને વરમાળ મેળવી હતી. જે જે રાજકુંવરોએ કે રાજાઓએ સ્વયંવરમાં જય મેળવ્યો, કે કન્યાનાં હરણ કર્યાં, તેઓ નાની ઉમ્મરના બાળક નહોતા, એ તો દેખીતુંજછે. એટલે આજની માફક પહેલાં ઢીંગલા ઢીંગલીના જેવાં લગ્ન થતાં નહીં.

ઉપરની હકીકતથી જણાશે, કે એકલા અંગિરાના વચન ઉપરજ આધાર રાખવો, અને તેજ એકલું પ્રમાણવાકય છે, અને પહેલાં આપણે અહીં દશ વર્ષની અંદરજ કન્યાઓ વરાવી દેતા એમ નહીં. એક રીતે દશ વર્ષનો અર્થ દશ વર્ષ+૩૬૪ દિવસ થાયછે; એટલે છોકરીનું બારમું વર્ષ બેસતા સુધી અંગીરાને મતે પણ તે કન્યા ગણી શકાય. અને એજ ગણત્રી પ્રમાણે મનુએ કહેલી બાર વર્ષની કન્યા તે ચૌદમું વર્ષ બેસતા સુધી ગણી શકાય.

આપણા ધર્મશાસ્ત્રોમાં મનુષ્યના ચાર આશ્રમ ઠરાવ્યા છે. પહેલાને બ્રહ્મચર્યાશ્રમ કહેછે; તે આશ્રમમાં બાલ્યાવસ્થા પૂરી થયે, ઉપવિત ધારણ કર્યા પછી દ્વિજને વિદ્યા ભણવાનું કહેલું છે. વેદાદિકનો અભ્યાસ કરતાં કમીમાં કમી બાર વર્ષ લાગેછે, તેથી આઠ વર્ષે

જનોઇ દીધું હોય, તોપણ વિદ્યા ભણીને ઘેર આવે, ત્યારે ઓછામાં ઓછી વીશ વર્ષની વય થઇ હોય. જો જ્ઞાન મેળવતાં વાર થાય તો એક મતે ૩૬ વર્ષની ઉમ્મર થતા સુધી બ્રહ્મચર્ય પાળવું પડેછે. જે વખતે આશ્રમ બંધાયા, તે વખત માણસનું આયુષ્ય ૧૦૦ વર્ષનું મનાતું, અને તેના ચાર ભાગ કરીએ, તો દરેક આશ્રમ ૨૫ વર્ષનો થાય, એટલે બ્રહ્મચર્યાશ્રમ ૨૦, ૨૫ કે ૩૬ વર્ષ સુધી ગણી શકાય. બ્રહ્મચર્યાશ્રમ પૂરો થયા પછીજ બીજો આશ્રમ જે ગૃહસ્થાશ્રમ તેમાં પ્રવેશ કરી શકાય. ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરતી વખતે લગ્ન કરવાનું કહ્યું છે. બ્રહ્મચર્યાશ્રમમાં કે પૂરૂં જ્ઞાન મેળવ્યા વગર લગ્ન થઇ શકે નહીં. આથી પુરૂષ કેટલી વયે લગ્ન કરી શકે, તેનો સશાસ્ત્ર નિર્ણય થઇ શકેછે.

બ્રહ્મચર્યવ્રત કેટલા વર્ષ પાળવું, તે વિષે મનુ કહેછે, કે વિદ્યાર્થીએ ઋગ્વેદ, યજુર્વેદ, અને સામવેદ, એ ત્રણે વેદ ભણવાનું વ્રત છત્રીશ, અઢાર, અથવા નવ વર્ષ સુધી, અથવા જ્યાં સુધી વેદનું ગ્રહણ થયું નથી, ત્યાં સુધી ગુરૂને ઘેર રહીને પાળવું. ગૃહસ્થાશ્રમમાં કોણ આવી શકેછે, તે વિષે તેઓ કહેછે, કે જે વિદ્યાર્થીનું બ્રહ્મચર્ય વ્રત અખંડિત રહેલું હોય, એટલે કે તેમાં ભંગાણ પડ્યું નથી, જે વિદ્યાર્થી પોતાના વેદની શાખાનું અધ્યયન કરે, એટલે ત્રણ અથવા બે અથવા એક વેદની શાખા મંત્ર બ્રાહ્મણના અનુક્રમે ભણે, તે ગૃહસ્થાશ્રમમાં આવી શકેછે. બ્રહ્મચર્યવ્રત બરાબર પાળી પ્રસિદ્ધ થયેલાને અને પિતા અથવા ગુરૂ પાસેથી વેદવિદ્યા ભણેલા બ્રહ્મચારીને પિતાએ અથવા આચાર્યે ફૂલની માળ ઘાલી, તથા શૈય્યા ઉપર બેસાડી, તેનું લગ્ન કરતાં પહેલાં પ્રથમ ગાય આપી સન્માન કરવું. એ પછી લગ્ન સંબંધે મનુ કહેછે, કે ગુરૂની આજ્ઞા લીધેલી એવા બ્રહ્મચારીએ સ્નાન કરી વિધિપૂર્વક સમાવર્તન કર્મ કરીને ઘેર આવી પોતાના વર્ણની તથા સારાં લક્ષણવાળી કન્યા સાથે લગ્ન કરવું.

મિ. પાધ્યેએ સાંસારિક દશમા મહામંડળ વખતે બોલતી વખતે જણાવ્યું હતું, કે બાળલગ્નના નિષેધ સંબંધની દરખાસ્ત દા.

બાયલચંદ્રસેન જેવા પ્રખ્યાત દાક્તર મૂકેછે, ને જણાવેછે, કે બાળલગ્ન એ લોકોની તન્દુરસ્તી અને શક્તિને અત્યંત નુકસાનકારક હોવાથી તેને પાશ્ચાત વૈદકવિદ્યા ધિક્કારેછે. આપણું જૂનું વૈદકશાસ્ત્ર પણ તેને તેવીજ રીતે ધિક્કારે છે. સુશ્રુત અને વાગ્ભટ્ટ એ વૈદકવિદ્યાના જાણીતા ગ્રંથો કન્યાને ૧૬ મે વર્ષે પરણવાનું કે સંસાર માંડવાનું કહે છે.

કેટલીક વાર એમ કહેવામાં આવેછે, કે છેક નાની વયનાં અથવા "ઢીંગલા ઢીંગલીનાં" લગ્ન પહેલાં બહુ થતાં. તે વારા વહી ગયા છે, અને એવાં લગ્ન હાલ કવચિતજ થાય છે. સમજુ લોકમાં કંઇ ફેર પડયોછે ખરો, તથાપિ હજી હસવા સરખી નાની વયે પણ લગ્ન ઘણાં થાયછે. પગે ચાલી ન શકે, એવી નાની બાળકીને પરણાવવા સારૂ તેને કેહેડે લઇ તેની મા મંગળફેરા ફરેછે, એવી વાત કહીએ, તો કોઇ ભાગ્યેજ માને; પરંતુ હાલમાંજ એક દાખલો ૨॥ વર્ષની કન્યાને પાંચ હજાર રૂપીઆ લઇને પરણાવ્યાનો ગૂજરાતમાંજ બન્યો છે! બાબુ મહેશચંદ્ર ચક્રવર્તિએ સન ૧૮૯૫માં જણાવ્યુંછે, કે હિંદુસ્તાનમાં ચાર વર્ષની અંદરની વિધવાઓ ૧૩૮૭૮ અને ૫ થી ૯ વર્ષની અંદરની વિધવાઓ ૬૪૦૦૦ હતી! તેર ચૌદ હજાર વિધવા ચાર વર્ષની અંદર થઇ, તો તેમની પરણતી વખતે વય ચાર વર્ષની અંદરનીજ હોવી જોઇએ, તેથી કેટલીક એક બે વર્ષની વયે પણ પરણાવી હશે! નવ વર્ષની અંદરની વિધવાઓ પોણા લાખ ઉપર થાયછે. તે ઉપરથીજ હજી છેક નાની વયે પરણાવવાનો રિવાજ બહુ છે, એમ સાબીત થાયછે. આ રિવાજ હિંદુસ્તાનના સર્વ ભાગોમાં થોડા કે ઘણો જોવામાં આવેછે.

હવે બાળલગ્નથી શી હાનિ થાયછે, તે તપાસીએ. બાળપણમાં મૃત્યુની સંખ્યા સૌથી વિશેષ છે, એ દાક્તર લોકોએ ગણત્રીથી સાબીત કર્યું છે, એટલુંજ નહીં, પણ એ વાત આપણે અનુભવથી પણ જાણીએ છીએ. વરાધ, વાવળી, ઉંટાંટીઉં, સૈયડ, રતવા વગેરે કેટલાક બાળરોગ એવા છે, કે જે છોકરાંનો ઘણી વાર નાશ કરેછે.

માબાપની પૂરતી સંભાળ વિના કે નિષ્કાળજીથી પણ નાનપણમાં ઘણાં મરણ થાયછે. સાધારણ રોગો, જેની સામે મોટાં માણસ ટકકર ઝીલી શકેછે, તે રોગો પણ ઘણી વાર છોકરાંને ઘસડી જાય છે; માટે નાની વયે પરણાવવાથી છોકરીઓને વિધવા થવાના પ્રસંગ વધારે આવેછે. પરણી ઉઠયા પછી તુરતજ, કે બીજે દહાડે, કે થોડી મુદતે નાની વયમાં છોકરીને રંડાપો આવ્યાના દાખલા ઘણી વાર જોવામાં ને સાંભળવામાં આવેછે. એ વખતે ગામમાં ત્રાહ્ય ત્રાહ્ય થઇ રહેછે, તે છતાં લોકોને સ્મશાનજ્ઞાન જેટલું પણ જ્ઞાન થતું નથી. અને પોતાના દુષ્ટ રિવાજને દૂર કરવાનું મનમાં આવતું નથી, એ ખરેખર શોકજનક છે. છોકરીનો હલેતી વયથીજ ભવ બગડે છે, અને માબાપને માથે જન્મ પર્યંત ધીકતી સગડી રહેછે. વિધવા થયા પછી છોકરીના કેવા હાલ થાય છે, અને તેને કેવી રીતે આયુષ્ય વહી છૂટવું પડેછે, તે વિષે પાછળ કથન કરી ગયા છીએ. માબાપને જન્મ પર્યંત શોકદર્શક કપડાં પહેરવાં પડેછે. સારાં વસ્ત્રાભૂષણ પહેરીને મહાલી શકાતું નથી, લાંબી મુદ્દત કે મરતા સુધી નાત જાતમાં જમવા જવાતું નથી, અને છોકરીની પાંતિનું તેમના દિલમાં હમેશ દુઃખ રહે છે. મોટી વયે પરણાવવાથી આવા બનાવ ઓછા બને, એ તો સ્પષ્ટ છે. એમ કરવાથી દશ વર્ષની અંદરની બાળક વિધવાઓ તો જોવામાં નજ આવે.

બાળલગ્નથી સ્ત્રી પુરૂષના શરીર ઉપર માઠી અસર થાય છે, એ વાત પણ અનુભવસિદ્ધ છે. કેટલીક સ્ત્રીઓ તરૂણાવસ્થામાંજ મરી જાય છે, અને કેટલીક સ્ત્રીઓ જવાન વયે ડોશીઓ જેવી અશક્ત, નિર્માલ્ય કે ધોળી પૂણી જેવી દેખાય છે, તે કોઇના જાણવા બહાર નથી. કાચી વયે સ્ત્રી પુરૂષનો સંબંધ થયાનું આ પરિણામ છે. પરિપકવ થયા વગર લોકો ફળ પણ વાપરતા નથી. ઉમ્મરે આવ્યા વગર બળદની ખાંધે ધોંસરી નાખવામાં કે ઘોડાની પીઠે પલાણ માંડવામાં નુકસાન છે, એમ લોકો સમજે છે. તે છતાં કાચી વયે સ્ત્રી પુરૂષને જોતરવામાં તેમને હરકત જણાતી નથી, એ નવાઇ છે. ઉમ્મરમાં આવ્યા વગર સંબંધ બાંધવાનું શાસ્ત્રકાર અને વૈદ્ય દાક-

તર છચોક નાપાડે છે.રજોદર્શન વગર સંબંધ ન કરવો, એમ પશુઓ પણ સમજે છે, તે છતાં માણસ તેથી ઉલટું આચરણ કરીને પશુ કરતાં પણ પોતાનું હલકાપણું બતાવે છે. દક્ષણી લોકોમાં લગ્ન વહેલું થાય, તોપણ સંબંધ રજસ્વળા આવતા અગાઉ થઇ શકતો નથી. રજોદર્શન પણ સ્ત્રીનું પુખ્તપણું બતાવતું નથી. એ તો સ્ત્રીપણાની શરૂઆત થઇ, એટલુંજ માત્ર બતાવે છે. ગામડા કરતાં શહેરમાં રજસ્વળા વહેલી આવે છે, કેમકે વારે વારે જમવા ખાવાને બહાને સાસરે મોકલવાના રિવાજથી, વહુ વરની વાતોથી, અને દેખાદેખીથી છોકરી ઉપર અસર થાય છે. વૈદ્યકશાસ્ત્રને આધારે તો ગરમ દેશમાં. પણ છોકરી ૧૬ વર્ષની થયા વગર ખરૂં સ્ત્રીપણું પામતી નથી. પુરૂષનું યૌવન પણ ૧૬ વર્ષ પછી આવેછે. માટે સ્ત્રી પુરૂષનો સંબંધ તે અગાઉ થાય, એ તેમના શરીરને હાનિકારક છે.

આપણે અહીં છોકરીઓને ભણાવવા ઉપર માબાપનું થોડું લક્ષ છે. છોકરીઓને નિશાળે મોકલનાર માબાપમાંથી પણ ઘણાં તો છોકરીઓને પરણાવ્યા પછી નિશાળેથી ઉઠાડી લે છે. કોઇ માબાપ વધારે મુદ્દત નિશાળમાં રાખવા ચહાય, તો તે વિષે વેવણ વેવાઇ તરફથી વાંધો લેવામાં આવે છે. દક્ષણી બ્રાહ્મણોમાં તો કન્યા પરણી કે તેને નિશાળેથી ઉઠાડી લેવીજ પડે છે, કેમકે તેને તુરત સાસરે વળાવવી પડેછે. પાંચ સાત વર્ષ રમવા ખેલવામાં જાય, અને બે ત્રણ વર્ષ ભણવાનાં મળે; તેમાં પણ ઘરના કામકાજ તરફ ધ્યાન આપવાથી ને બીજી હરકતોથી થોડુંજ શીખી શકાયછે. ઘરના સાધારણ કામકાજ ઉપરાંત બીજું તે થોડુંજ જાણી શકે છે. આવી સ્થિતિમાં કન્યા સંસાર માંડવાને લાયક થઇ, એમ ગણાયછે. વહુ ઘેર આવે, એટલે વરના અભ્યાસમાં વિક્ષેપ પડેછે. સંસારની જાળમાં પડતાં તેનું ભણવા તરફ દુર્લક્ષ થતું જાય છે. ઘર માંડવા માટે કમાણી કરવાની તે ફિકરમાં પડેછે. કાચા અભ્યાસથી સારી નોકરી ન મળે, તો તે પોતાનું, પોતાની સ્ત્રીનું અને વખતે છોકરાંની પીડા વળગી હોય, તો તેમનું ગુજરાન જોઇએ તેવી રીતે ચલાવાને શક્તિમાન થતો નથી. આજ સુધી ભણ્યા કર્યું, તેથી તેનામાં વેપાર રોજગાર

કરવા જેટલી કુશળતા આવી ન હોય, તેમ હાલના ભણતરે તે વિષે તેનામાં અભાવ ઉત્પન્ન કર્યો હોય, તેથી હલકા પગારની નફટ ચાકરી પત કરીને જન્મભર તેને બાગીએ કાંકરો મૂકીને કામ કરવું પડેછે, અને કુટુંબના ગુજરાન માટે અનેક હવાતીઆં મારતાં છતાં તેનું સંતોષકારક પોષણ તે કરી શકતો નથી. અજ્ઞાન ને અણુવાડેફ બાળક—સ્ત્રી ઘરનું નાવ સારી રીતે ઠેલી શકતી નથી, છોકરાં છૈયાંની માવજત કરી શકતી નથી, અને પોતાના ધણીની કમાણીમાં મદત કરી શકાય, એવું કંઇ કામ તેનાથી થઇ શકતું નથી. બંને ગરીબ માબાપનાં હોય, તો તેમને સદાય દોહલે દહાડા કાઢવા પડેછે.

નાની કે કાચી વયે જે સંતતિ થાય, તે સશક્ત અને સદૃઢ નીપજે નહીં. જ્યાં સુધી શરીરના અવયવો પૂર્ણતાને પામ્યા ન હોય, ત્યાં સુધી ગર્ભ પૂર્ણ રીતે વૃદ્ધિ પામી શકતો નથી. એવો ગર્ભ બહાર પડતાંજ કે થોડી મુદતમાં નાશ પામે છે, અને કદી જીવતો રહેછે, તો તે તને અને મને નિર્માલ્ય હોયછે. કેટલીક વાર પ્રસવ થતાંજ બાળકમાતાનું મરણ થાયછે, અને ઘણીવાર તે એવી અશક્તતાને પામે છે, કે વખતે તરૂણ વયમાંજ તેનું મરણ થાયછે, કે મરતા સુધી તે દમિયલ, વાયુ (હિસ્ટિરિયા) વાળી, ક્ષયરોગી, કે ખરોજખાટલે રહેછે. બાળોટી આંબડીને કે નાના કલમી રોપાને મોર આવેછે, તો લોકો તેને તોડી નાખેછે, એવું કહીને કે જો મોર રહેવા દઇ તેને ફળવા દઇએ, તો તે વધે નહીં, અને આગળ જતાં તેનાં ફળ નાનાં થઈ જાય. જો તેમ ન કરે, તો ફુલ ફળ બેસે તેને પોષવા રસ તે તરફ જાય, એટલે ઝાડનું પોષણ ઓછું થાય. વનસ્પતિનું અને પ્રાણીનું જીવન સરખું છે. સ્ત્રીને નાની વયે છોકરાં થાય, તો તેનું શરીર નબળું પડે. નાની વયના સંબંધથી સ્ત્રી પુરૂષ ક્ષીણતાને પામે, અને તેમનાં છોકરાં ઠીંગણાં, અશક્ત અને અલ્પાયુષી થાય. આ વાતની પ્રતીતિ શહેરના ને ગામડાના લોકને સરખાવવાથી થશે. શહેર કરતાં ગામડાના લોક કદાવર ને જોરાવર જોવામાં આવેછે. ત્યાં પંદર પંદર વર્ષની છોકરીઓ ઉપર સ્ત્રીનાં ચિન્હ જોવામાં આવતાં નથી, અને સંસારની વાતમાં તેઓ સમજતી નથી.

તેમનાં લગ્ન મોટી ઉમ્મરે થાયછે, અથવા તેમને સંસારમાં પડવાનું મોટી ઉમ્મરે બનેછે. એક વખતે હું દ્વારકાં જતો હતો. દ્વારકાંનજીકમાં એક વાઘેરનો મોટીઆર છોકરો ગુગળનાં લાકડાંનું ગાડું હાંકી જતો મારા જોવામાં આવ્યો. તેની સાથે વાત કરતાં મેં પૂછયું, તારી ઉમ્મર કેટલી હશે ? તેણે કહ્યું, થયાં હશે પચીશેક વર્ષ. મેં કહ્યું, તારી ખરી ઉમ્મર કહે. તે બોલ્યો, મને માલમ નથી. પચીશ નહીં તો વીશ કે ત્રીશ થયાં હશે ! મેં પૂછયું, અલ્યા તું પરણ્યો છે ? તેણે મોં મલકાવી જવાબ આપ્યો, અત્યારથી પરણવાનું કેવું ? વાઘેરો કદાવર ને બળવાન શા માટે હોયછે, તેની સમજ મને આ છોકરાની વાતચિતથી પડી. વાઘેરની બૂરીઓ ખડાવાળા દોઢ શેર તોલના જોડા પહેરી, મરદાની ચાલે સપાટાબંધ ચાલતી જોઈને આપણે તો છકજ થઇ જઇએ, અને તેની હડફટમાં આવતાંજ ગરબડી પડીએ ! મુઠીભર વાઘેરોએ મોટા લશ્કરને લાંબા વખત સુધી કેવું હંફાવ્યું હતું, તે તેમનો ઇતિહાસ વાંચવાથી જાણવામાં આવશે. આપણા કરતાં પૂર્વીઆ વધારે કદાવર ને શક્તિવાન હોયછે, તેનું એક કારણ એ છે, કે તેઓ નાનપણમાં પરણતા નથી. અંગ્રેજોનાં અને આપણાં શરીર સરખવો. કદમાં અને વયમાં તેઓ સામાન્ય રીતે ચઢિયાતા છે. વિલાયતમાં નાની વયે લગ્ન થતાં નથી. છોકરી ઉમ્મરે આવે, ત્યારે વર શોધવાની ભાંજગડમાં પડે ૧૬ વર્ષની અંદર લગ્ન કવચિતજ થાયછે, વીશ વર્ષની પહેલાં લગ્ન થોડાં થાયછે, અને ઘણાં લગ્ન તો એ વય પછી થાયછે. પુરૂષો વીશ વર્ષની પૂરેં કવચિતજ પરણેછે, ૨૫ વર્ષની અગાઉ થોડા પરણેછે, અને ઘણા તે વય પછી લગ્ન કરેછે.

આપણા પૂર્વજો સશક્ત ને કદાવર હતા; કેમકે તેમના વખતમાં બ્રહ્મચર્યવ્રત પાળવામાં આવતું હતું. બ્રહ્મચર્યવ્રત પાળનારા દીર્ઘાયુષી થાયછે. ઘરડાંની વાતો ઉપરથી પણ જણાયછે, કે સો પચાશ વર્ષ પહેલાં પણ લોકો આજના કરતાં વધારે લાંબુ આયુષ્ય ભોગવતા, અને શરીરે સુખી રહેતા. જેમ કળજુગ વ્યાપતો જાયછે તેમ લોકોનો આવરદા ઘટેછે, એમ સૌ કહેછે. આપણે અહીં જમાનો

( મનુષ્યની સરેરાશ વય ) ૩૨ વર્ષનો ગણાયછે, ત્યારે યૂરોપમાં તે ૪૨ વર્ષનો ગણવામાં આવેછે. જે કાળે આપણે આધેર થઇએ છીએ, તે કાળે ત્યાં જવાની આવેછે. જે કાળે આપણે નોકરી કે કામકાજને માટે નલાયક થઇએ છીએ, તે કાળે ત્યાંના લોક વધારે લાયક ગણાયછે. ગ્લેડસ્ટન જેવા ૮૨ વર્ષની વયે પાર્લામેન્ટમાં કલાકના ઉભા ઉભા ભાષણ કરનારા આપણા દેશમાં કોઇ બતાવશે ? નામદાર મહારાણી વિક્ટોરિયા જેવી ૮૦ વર્ષની વયે રાજતંત્ર ચલાવવાને શક્તિવાન એવી કોઇ રાણી કે રાજા આપણે અહીં હાલ મળી આવશે ? આ ઉપરથી બાળલગ્ન કેટલી હાનિ કરેછે, સે સમજવું સહેલ છે. બાળલગ્ન વડે ઓલાદ એક પછી એક ઠીંગણી થતી જાયછે, શરીરે ક્ષીણતા પામેછે, હિંમત અને શૌર્ય નાશ પામેછે, નિસ્તેજપણું દાખલ થાયછે, શરીરની સાથે મન પણ નબળું પડેછે, અને એકંદરે એવી પ્રજા મહત્ કાર્યો કરવાને નાલાયક ગણાય છે.

બાળલગ્નનો પ્રચાર ચાલુ થવામાં અને તેને અર્વાચીન શાસ્ત્રકારોએ ટેકો આપવામાં ગમે તે કારણો હશે, અથવા તે વખતે તેના લાભ પણ જણાયા હશે, તથાપિ એ ચાલથી હાલ તો દેશની માત્ર ખરાબીજ થાયછે, એમ કહેવું પડેછે. જૂના વિચારના તેની હિમાયત કરનાર ઘણા છે, પરંતુ તેઓ ચાલ્યો આવેલો ચાલ ન છોડવો, એ કારણથીજ બહુકરીને હિમાયત કરેછે. શાસ્ત્રી પુરાણીઓ તેની હિમાયત અંગિરાદિના વચનાધારે કરેછે. પરંતુ હાલમાં અંગ્રેજી શીખેલાઓમાંથી પણ કેટલાક એ રિવાજ સારો છે, એમ બતાવવા સારૂ તેના પુરાવામાં કારણો આપેછે. એ કારણો કેવાં છે, તે જોઇએ.

એક કારણ એવું આપવામાં આવેછે, કે નાની વયથી છોકરી સાસરે રહેતી થાય, તો ત્યાંની રીતભાતને કામકાજ શીખે, અને ત્યાંનાં માણસો સાથે હળી જાય, તો તેની જીંદગી વધારે ઉપયોગી ને સુખી થાય. વળી ધણીના પ્રસંગમાં નાનપણથી ને લાંબી મુદ્દત આવવાનું થાય, તેથી તેમનામાં સારો પ્રેમ બંધાય. આમાંનું કંઇક

બને ખરૂં, પરંતુ આપણે અહીં પિયરની ને સાસરાની રીતભાતમાં તથા કામકાજમાં ભાગ્યેજ કંઇ તફાવત હોયછે, તેથી તે સંબંધે સાસરામાં છોકરીને ઘણું શીખવાનું હોતું નથી. જેટલું વિશેષ જાણવાનું હોય, તે મોટી વયે છોકરી જલદીથી શીખી જશે. નાની છોકરીઓ સાસરે ગયા પછી ત્યાંનાં માણસો સાથે કેવી હળી જાયછે, તે આપણે જાણીએ છીએ. સાસરાનાં માણસો તેને હેળવવા કરતાં હાડછેડ કરવાનો યત્ન વધારે કરેછે. કાચી વયની છોકરીમાં આવડત ને હોંશિયારી ન હોય, તેથી તેનો વારે વારે તિરસ્કાર થાયછે, કેમકે તે કામકાજથી કે બોલીચાલી વડે તેમને સંતોષી શકતી નથી. એના કરતાં મોટી વયની વધુ હળી જવામાં જલદી ને સહેલાઇથી ફતેહ પામે. નાની વયમાં ને લાંબી મુદતના પ્રસંગથી ધણી ધણીઆણીના પ્રેમમાં વધારો થાય, એમ જો કહેવામાં આવે, તો પ્રેમ તે શું, અને ખરો પ્રેમ તે કયો, તેની સમજમાં ફેર છે, એમ માનવું પડે. પ્રેમને પવિત્ર ગણવામાં આવેછે. સ્ત્રી પુરૂષ વચ્ચેનો ખરો પ્રેમ અલૌકિક છે. તે બે સહિયરો વચ્ચેની માયા જેવો નથી, કે મા દિકરાના હેત સરખો નથી. તે પુખ્ત ઉમ્મર થયા વગર છોકરી કે છોકરામાં પ્રવેશ થતો નથી. માટે બાળક વર બહુ પ્રસંગમાં આવે, તેથી તેમનો પ્રેમ વધે, એમ માની શકાતું નથી. વળી આપણા કુટુંબનું બંધારણ જોતાં બાળક વર વહુ એક બીજાના પ્રસંગમાં આવેછેજ કવચિત્. કોઇના દેખતાં તેઓ વાતચિત્ કરી શકતાં નથી. વડિલની સમક્ષ એક ઓરડામાં તેઓ ઉભાં પણ રહી શકતાં નથી. વહુને લાજ કાઢવી પડે, ઘુમટો તાણવો પડે, કે ખૂણે ભરાવું પડે, ત્યાં વર તેના પ્રસંગમાંજ શી રીતે આવે. જ્યાં લાજ વગેરેનો રિવાજ નથી, ત્યાં પણ વર વહુ હળીમળીને વાતચિત કરી શકતાં નથી, કે લાંબો વખત તેમનાથી એકાંતમાં ભેગાં બેશી શકાતું નથી. પ્રેમને બદલે એકજ ઘરમાં રહેવાથી વખતે જૂદીજ વાસના વધેલી પ્રકટ થાય છે, અને તેનાં માઠાં ફળ ભોગવવાના પ્રસંગ આવેછે. વળી ઘણી વાર વરની મા બહેન બાળક વહુની વિરૂદ્ધ તેના કાન ભંભેર્યાં કરે છે, તેથી પ્રેમને બદલે તેના ઉપર અભાવ ઉત્પન્ન થાયછે.

બીજું કારણ એવું બતાવવામાં આવે છે, કે આપણો દેશ ગરમ હોવાથી કન્યામાં સ્ત્રીપણું વહેલું આવેછે, માટે શાસ્ત્રકારોએ કન્યાકાળ વિતતા અગાઉ તેને પરણાવી દેવાનું નિર્માણ કર્યું છે, તે યથાર્થ છે. ઠંડા દેશ કરતાં ગરમ દેશમાં સ્ત્રીપણું વહેલું આવેછે, એ વાત ખરી છે; પણ આપણે શહેરનો ને ગામડાનો દાખલો આપ્યો, તે પ્રમાણે સ્ત્રીપણું વધારે વહેલું લાવનાર ઉષ્ણુતા કરતાં આપણે પોતેજ કારણભૂત થઇએ છીએ. ઉષ્ણુતાને કારણે પણ સ્ત્રીનાં ચિન્હ બાર વર્ષની વય થતા અગાઉ આવતાં નથી, તો તે પહેલાં અને પાંચ સાત વર્ષની વયે લગ્ન કરવાની આવશ્યક્તા કયાં છે? બાર તેર વર્ષની વયે કંઇ ચિન્હ દેખાય, તેથી તે વયની છોકરીઓમાં સ્વાભાવિક રીતે કંઇ કુભાવ ઉદ્ભવતો નથી. તેની સાથે આડીઅવળી વાતો કરવાથી, કે તેને ઉંધા પાટા બંધાવવાથી, કે તેને વારે વારે સાસરે મોકલવાથી તેની વૃત્તિ બદલાય, તો તેનું કારણ આપણે પોતેજ છીએ. માબાપ ધારે, તો તેને પંદર સોળ વર્ષની વય થતા સુધી છોકરીની હાલતમાં રાખી શકે. આપણને અને પારસી લોકોને ઉષ્ણુતાની સરખી હરકત છતાં, તેમનામાં દિકરીઓ મોટી ઉમ્મર સુધી કુંવારી કેમ રહી શકે છે? મુસલમાનોમાં અને રાજદરબારે પુત્રીઓ મોટી ઉમ્મર સુધી કુંવારી રહેછે, ગૂજરાતમાં કેટલીક જાતોમાં કન્યાઓ મોટી થતા સુધી પરણાવવામાં આવતી નથી. ગૂજરાતના બીજા વરો મોટી કન્યાઓ વરવી હોય, ત્યારે કાઠીઆવાડ જાયછે. કાઠીઆવાડમાં ૧૮-૨૦ વર્ષની કુમારિકાઓ સ્ત્રીના લાજાળપણા શિવાય છોકરવાદીની રીતે ખેતરોમાં રમતી રખડતી મારા પોતાના જોવામાં આવીછે. બાળાઓને કામમાં રોકો, સારૂં જ્ઞાન આપો, ધર્મ અને નતિને માર્ગે ચઢાવો, તો તે મોટી ઉમ્મરે પણ અવળે માર્ગે જનાર નથી. વિલાયતમાં પણ કન્યામાં પંદર સોળ વર્ષની વયે સ્ત્રીનાં ચિન્હ શરૂ થાયછે, તે છતાં તેમનાં લગ્ન વીશ કે તેથી વધારે વર્ષની ઉમ્મરે થાયછે, તોપણ માબાપ તેને ત્યાં સુધી સારી રીતે રાખી શકેછે. એ વાત ખરી છે, કે ત્યાના સંસારનું બંધારણ અને રીત રિવાજ જૂદાં છે. તોપણ આપણે

અહીં છોકરીને કમીમાં કમી ૧૩–૧૪ વર્ષની થતા સુધી અવિવાહિત વગર હરકતે રાખી શકાય એમ છે.

ત્રીજું કારણ એવું કહેવામાં આવેછે, કે છોકરીઓને મોટી ઉમ્મર સુધી કુંવારી રાખીએ, તો પછી લાયક વર મળવાની મુસ્કેલી પડે. આપણે અહીં નાનપણમાં વિવાહ કરવાની રીત છે તેથી આ કારણ ટકી શકતું નથી. જેમનામાં વિવાહ કરી રાખવાની રીત ન હોય, અથવા તે મનસ્વી રીતે તોડી શકાતો હોય, તેમનામાં પણ સર્વ લોકો મોટી ઉમ્મરે વેવીશાળ કે લગ્ન કરે, તો પછી હાલ જે હરકત બતાવે છે, તે આપોઆપ દૂર થાય. નાનપણમાં કોઈ કન્યાનો વિવાહ કે લગ્ન કરવા ઉભું ન થાય, તો નાના છોકરાઓના વિવાહ કે લગ્ન થવાનાં નથી, તેથી મોટી કન્યાને મોટા વર મળી શકશે. વળી મોટી કન્યા બીજા વરને આપવામાં ઓછી હરકત નડશે. નાતશાહી બંધ બાંધવામાં આવે, તો આ કારણ નાબુદ થઇ જાય. લાયક વરના સંબંધમાં કેટલીક વાર એમ કહેવામાં આવેછે, કે આપણે અહીં કન્યાને બાપના તરફથી વારસો મળતો નથી, તેથી જો તે ગરીબ ઘરમાં પડે, અને દૈવ્યસંયોગે વિધવા થાય, તો તેની શી વલે થવાની. નાતમાં પૈસાદર થોડા હોય છે. ગરીબનો ભાગ ઘણો હોવાથી બાળપણમાં લગ્ન કરતાં પણ ઘણાને ગરીબ ઘેરજ દિકરી દેવી પડે છે. બાપના તરફથી બેટીને વારસો મળવાનો વહિવટ આપણામાં તેમ બીજી ઘણી પ્રજામાં નથી; તથાપિ ઘણાં માબાપ પોતાની પુત્રીના નિર્વાહ માટે બનતી ગોઠવણ કરેછે. ઘણી નાતોમાં વરકન્યાના નામથી પલ્લુ મૂકવામાં આવેછે, અને તે સ્રીધન ગણાઇ કન્યાને અણીને વખતે ઉપયોગમાં આવેછે. માબાપ જો કે વારસો આપતાં નથી, તોપણ ઘણીખરી નાતોમાં તેઓ દિકરીને તથા ભાણજાંને લુગડાં લત્તાં કરેછે, અને અનેક પ્રસંગે પૈસા આપેછે. કન્યા બાપનો વારસો પામી શકતી નથી, પણ તે સસરાની વારસ થાયછે, એટલે સંસારના બંધારણમાં પરિણામ એકજ થઇ રહેછે. "આપ્યું ને તાપ્યું કોઇનું પહોંચતું નથી," એ કહેવત પ્રમાણે વારસાની ને

પારકાની આશા રાખવા કરતાં જમાઈ* સારો જોવામાં આવે, તો તે બાપથી પણ સવાઈ કરે, અને પોતા સ્ત્રીનીને સુખમાં રાખી શકે. માબાપને દલાલ કહેવામાં આવેછે; તેઓ જો જમાઈ વહોરવામાં દલાલ તરીકે પોતાની સારી ફરજ બજાવે, ને જોઈતી સાવચેતી રાખે, તો પુત્રી સારે ઠેકાણે પડે, અને સુખચેનમાં દહાડા કાઢે.

ચોથું કારણ એવું આગળ ધરવામાં આવેછે, કે જો બાળપણમાં લગ્ન ન થાય, તો યૂરોપના દેશોની પેઠે છોકરીઓને કુંવારાં રહેવું પડે, અને તેથી નીપજતાં માઠાં ફળ આપણને ભોગવવાં પડે. બાળપણ મોટપણમાં આપણે અંતર માત્ર બેચાર વર્ષનો રાખવા માગીએ છીએ. જે બીક ૧૧ વર્ષની કન્યાને માટે નથી, તે બીક ૧૩–૧૪ વર્ષની કન્યાને માટે ન હોવી જોઈએ. યૂરોપી લોકોમાં વર કન્યાને ખોળવો પડેછે, અને પરણવું ન પરણવું કન્યાના સ્વાધીનમાં છે. આપણે અહીં વર બાબાપ ખોળે છે, અને કન્યાને પરણાવવી એ તેમના અખત્યારની વાત છે, તેથી કન્યા અવિવાહિત રહી જવાની ધાસ્તી નથી. યૂરોપમાં ડોશી કુંવારી મરે, તેનો શાસ્ત્ર પ્રમાણે કે રૂઢીને લઈને બાધ નથી. આપણે અહીં તેનો બાધ મનાયાથી કન્યાને કુંવારી કોઈ રાખનાર નથી ( શાસ્ત્ર પ્રમાણે બાધ નથી, એ આપણે જણાવી ગયા છીએ ). યૂરોપમાં જવાનીઆઓ સ્ત્રીને અને કુટુંબને સારી રીતે નભાવી શકે એવી શક્તિમાં આવ્યા શિવાય પરણતા

---

* આપકર્મી કે બાપકર્મીના સવાલમાં મહાકવિ કાળીદાસનું દૃષ્ટાંત આપવામાં આવેછે. તેને જે કન્યા વરી તે કન્યાના બાપે પ્રશ્ન કરતાં તેણે આપકર્મીની વાત પસંદ કરવાથી બાપ ચીડાયો, અને તેણીને એક મૂર્ખ ભીખારી સાથે પરણાવવાનો નિશ્ચય કર્યો. એક માણસ કુવા ઉપર આવેલું ડાળ કાપવા ઝાડે ચઢયો, અને તેજ ડાળ ઉપર બેસી ઝાડની બાજુએથી તેને કાપવા માંડયું. એ જોઇ બાપે ધાર્યું કે આ શખ્સ કેવળ મૂર્ખ છે. તેને પોતાને ઘેર લાવી પોતાની દિકરી વેરે પરણાવ્યો. દિકરી તેથી નારાજ ન થઇ તેણે તેને સુધારવા અતિશય પ્રયત્ન કર્યો. આખરે તે મહાકવિ ( કાળીદાસ ) થયો, અને પ્રખ્યાતિ તથા સંપત્તિને પામ્યો. આવાંજ દૃષ્ટાંત બીજા રાજાઓનાં પણ આપવામાં આવે છે.

નથી, કેમકે પરણ્યા પછી તુરત તેમને જૂદું ઘર વસાવવું પડેછે; તેમ તેઓ પરણવું એ ઇશ્વરી કે સંસારી ફરજ છે, એમ પણ સમજતા નથી. આપણે અહીં બનતા સુધી છોકરાઓ માબાપ ભેગા એક કુટુંબમાં રહેછે, તેથી પરણતા અગાઉ પોતાના કુટુંબનો નિર્વાહ કરવાનાં સાધનો મેળવવાંજ જોઇએ, એવી તેમને જરૂર પડતી નથી. તેઓ પરણવું એ શાસ્ત્રની એટલે ઇશ્વરી અને સાંસારિક ફરજ સમજેછે, અને કોઇ પણ પ્રયાસે સ્ત્રી મેળવવાની આતુરતા માબાપને તેમજ વયે પહોંચેલા છોકરાઓને રહેછે, એટલે કન્યા જન્મભર કુંવારી રહી જવાની ધાસ્તી નથી. યૂરોપના રિવાજથી ત્યાં હમેશ નહીં, પણ કોઇ કોઇ વાર માઠાં પરિણામ નીપજે છે, પરંતુ તેટલાં કે તેથી વધારે માઠાં પરિણામ આપણે અહીં બાળવિધવાથી નીપજેછે. ગણત્રી કરતાં એવું જણાઇ આવ્યુંછે, કે આપણે અહીં જે પ્રમાણમાં જુવાન વિધવાની સંખ્યા છે, તે પ્રમાણમાં લગભગ યૂરોપખંડમાં જુવાન કુંવારિકાની સંખ્યા છે. જ્યાં સારી કેળવણી ને સારી રહેણી કરણી છે, ત્યાં કુમાર્ગનો માર્ગ બહોળો હોઇ ન શકે. લગ્ન થયા પછી પણ ઘણા અનાચાર થતા આપણા જોવામાં ને સાંભળવામાં આવેછે. અપવાદ તરીકે થોડા અનાચાર થવાનો ભય બતાવીને જે રિવાજ બીજી બધી બાબતમાં લાભકારક અને ચઢીઆતો હોય, તે ચાલુ થવામાં આડે આવવું યોગ્ય નથી.

---

## પ્રકરણ ૬ હું

### કજોડાં.

કજોડું એટલે સ્ત્રી પુરૂષનું ખરાબ જોડું-બરાબર જોડું નહીં તે. બેમાં તફાવત હોય, ત્યારે કજોડું કહેવાય. એ તફાવત સ્ત્રી પુરૂષની વયમાં, એટલે સ્ત્રી કરતાં પુરૂષની વય નાની હોય, ત્યારે આપણા લોકો તેને કજોડું કહેછે. સ્ત્રી કરતાં પુરૂષ વયે ગમે તેટલો મોટો હોય, તોપણ તેને કજોડું કહેવામાં આવતું નથી. તેમ બેના

ગુણમાં ને જ્ઞાનમાં ગમે તેટલો તફાવત હોય તોપણ તેને આપણા લોકો કજોડું ગણતા નથી, પરંતુ જે વાતમાં બંનેનું સરખાપણું નથી, તે વાતમાં ખરૂં જોઇએ, તો સ્ત્રી પુરૂષનું કજોડું છે, એમ કહી શકાય.

જ્યાં વર કન્યાને પસંદગીનો હક નથી, ત્યાં તેમની મરજી પ્રમાણે કન્યા વર મેળવી ન શકાય, એ દેખીતું છે. જ્યાં લગ્ન કરવાનું માબાપ કે વડિલને હસ્તક છે, ત્યાં પસંદગી તેમની ઇચ્છા, અનુકૂળતા અને વિચારને લઇને થાયછે. તેમની ઇચ્છા કન્યા કૂળવાન ઘરમાંજ નાખવાની હોય, તો તેવાં ઘરોમાં જેવો વર મળી આવે તેવો તેમને સ્વીકારવો પડેછે. જો બાળકીને બચપણમાં પરણાવવાનું તેમને અનુકૂળ હોય, તો તે વયે જેવો વર હાથ લાગે, તેવો વર ઝડપી લેવામાં આવેછે. જો તેમના વિચાર, વર બે ચાર વર્ષે નાનો હોય, તોપણ હરકત નહીં એવા હોય, તો તે તેવા વરને પસંદ કરી દે છે.

કૂળવાનના વર થોડીઆમાંથી ઝડપાયછે, કેમકે તેમને ત્યાં કન્યા આપવા નાતના સર્વ લોકો ચાહેછે. કોઇની કન્યાનો વિવાહ શિશુપણામાં ન થયો હોય, અથવા વિવાહ કરેલો વર મરી જવાથી કન્યા કેટલાક વર્ષની કુંવારી રહી હોય, તો કૂળવાનને ઘેર મોટી વયનો વર ન મળી શકવાથી, માબાપ નાના વરને પણ પસંદ કરેછે. કેટલીક વાર એવા પણ દાખલા જોવામાં આવેછે, કે કન્યાના લગ્ન વખતે વર પોતડી પણ પહેરી જાણતો ન હોય. નાનું બાળક ઘણી વાર પરણતી વખતે ઝોકાં ખાયછે, અને તેના તરફનાં આંગળીઓ ખોસી ખોસીને તેને જગાડેછે. કોઇ વાર તે પરણતી વખતે પિશાબ પાણીની ઇચ્છા બતાવેછે, કે ચૉરીના અગ્નીની ધૂણીથી અકળાઇને તે ત્યાંથી છટકી જવા માગે છે. ઉંઘનાં ડોલાં ખાતાં કોઇ વાર લાડીનો પહોંચો તેના હાથમાંથી છટકી જાય છે!

વર બે ચાર વર્ષે નાનો હોય, તેથી કજોડું થયે, અને તેમ કરવું એ ખોટું છે, એવું લોકોના મનમાં ભાગ્યેજ આવેછે. છોકરીને સંબંધે લોકો કહેછે, "ઉકરડાને વધતાં વાર લાગતી નથી" આ ઉખાણો ઘણા મોટા વરને કન્યા આપતી વખતે બંધ બેસાડ-

વામાં આવે છે, પણ કન્યા કરતાં નાની વયનો વર પસંદ કરતી વખતે તેનો વિચાર થતો નથી. છોકરી કરતાં છોકરામાં પુખ્તપણું મોડું આવેછે, અને છોકરી વયે મોટી હોવાથી તે સ્ત્રીપણું વહેલું પામશે, એ વાતની સર્વને ખબર છતાં, કજોડાં કરતી વખતે કોઇ વિચારજ કરતું નથી. છોકરીને ઉમ્મરે આવતા અગાઉજ જ્યાં વળાવવાની વાતો થાય, ત્યાં તેને ઉમ્મરે પહોંચ્યા પછી વર પુખ્ત થતા સુધી પોતાને ઘેર રહેવા દેવા તરફ માબાપનું લક્ષ જાયજ શાનું ? તેર ચૌદ વર્ષની છોકરીને ૧૧ વર્ષનો વર મળ્યો હોય. વર પુખ્ત ઉમ્મરે આવે ત્યાં સુધીમાં તો કન્યા જો મોટા વરને પરણાવી હોત તો તે કદાચ બે છોકરાની મા થવા પામી હોત. આવી સ્થિતિમાં છોકરી દુઃખી થાયછે, કે કવચિત્ કુમાર્ગે દોરાયછે, અથવા વયે પહોંચ્યા પહેલાં વર વહુનો સંબંધ કરાવ્યાથી માઠાં ફળ નીપજેછે. ગમ્મતની સાથે પ્રજાને નીતિમાન કરવા અને તેમનાં દુરાચરણ ને કુચાલ અટકાવવા માટે વિદ્વાનોએ નાટકોની યોજના કરીછે. કળિ યુગમાં જેમ બીજી બાબતોનો બગાડો થયોછે, તેમ નાટકનો બગાડો થઇ તેમાંથી ભવાઇ ઉત્પન્ન થઇછે. ભવાયા પણ કજોડાથી ત્રાસ્યા, ત્યારે તેમણે એ સંબંધીનો વેષ કાઢવા માંડયો. જ્યાં ને ત્યાં ભવાયા કજોડાનો વેશ લાવેછે, અને કન્યાના દુઃખનું સારૂં ચિત્ર પાડેછે, તેથી પણ લોકોને અસર થતી નથી. " કર્મે કજોડું, આખા જગમાં વગોણું, દુઃખ કોને કહીએ, " એવી રીતનું ગીત એ વેષ વખતે ગાવામાં આવેછે. એ ગીત અસરકારક છતાં, લોકોના એક કાનથી તે પ્રવેશ કરે છે, ને બીજે કાને નીકળી જાયછે. ભવાયાના વેષમાં આવેછે, એવાં કજોડાં કેટલીક વાર અનાવલા દેશાઇ અને લેઉવા પાટીદારમાં થાયછે. " બાર વર્ષની કન્યા ને અઢી વર્ષનો વર બાઇ સામજીડુ, સામજીડું ", એવું ભીખારણો શેરીઓમાં ગાયછે, અને કોઇ કજોડું કરે, ત્યારે સ્ત્રીઓ તેનું અનુકરણ પણ કરી બતાવે છે, તે છતાં લોકો તેનો ધડો લેતા નથી.

બંનેમાં પુખ્તપણાનો કાળ વહેલો મોડો હોવાથી, કન્યા ને વર સરખી વયનાં હોય, તોપણ તે એક રીતે કજોડું કહેવાય. એ

માટે કન્યા કરતાં વર છેવટ, પાંચ વર્ષ પણ મોટો હોવો જોઇએ. આપણા પ્રાચીન વિદ્વાનોએ કન્યા કરતાં વરની વય અઢી ગણી જોઇએ, એમ કહ્યું છે; પરંતુ જેમ કન્યાની વય મોટી તેમ એ અંતર વધારે થઇ પડે. છ વર્ષની કન્યા ને પંદર વર્ષનો વર હોય તો હરકત નહીં, પણ બાર વર્ષની કન્યા ને ત્રીશ વર્ષનો વર આ કાળમાં વધારે મોટો ગણાય, અને તેથી તેમનું કજોડું થયું કહેવાય.

પણ આપણે અહીં ૩૦ વર્ષથી વાત અટકતી નથી. કન્યા મળી શકે, અને પોતાની ઇચ્છા થાય, તો પુરૂષ ગમે તે વયે પરણવા ઉભો થાયછે. ૬૨ વર્ષના બુઢ્ઢા કાકા બાર વર્ષની બાળકીને પરણેછે. ૬૮ વર્ષનો ડોસો નાની કન્યા પરણ્યાનો દાખલો કેટલાંક વર્ષ પર અમદાવાદમાં બન્યો હતો, અને એ ત્રણ વર્ષની અંદર બિચારી બાળાને રંડાપો પ્રાપ્ત થયો હતો. આવા બનાવને કજોડાં કરતાં પણ કંઇ દુષ્ટ નામ આપવું જોઇએ. "બીબી થાય મીઆં જોગ, ત્યારે મીઆં થાય ઘોર જોગ", આ કહેવત આવાં કજોડાંને આબેહુબ લાગુ પડેછે. કવિ દલપતરામે રાજવિદ્યાભ્યાસના નિબંધમાં કહ્યું છે, કે "બુઢ્ઢો પરણે બાઇડી, અભણ્યો બેસે રાજ; બોજ ઉપાડે બળદીઆ, એ સૌ પરને કાજ". પોતાનો બાપ તો શું, પણ દાદો થવા યોગ્ય ધણી નાની છોકરીને પસંદ ન પડે, એ દેખીતું છે. તે વયે આવે, ત્યારે ધણી ઘણોખરો નિરૂપયોગી થયો હોય. આવી સ્થિતિમાં અનાચાર થતા ઘણા જોવામાં આવેછે. આવું જાણતાં છતાં પણ મોટી વયે લોકો પરણેછે, તેનાં બે કારણછે. એક તો સંતતિ થવાની આશા, અને બીજું ઘડપણમાં બૈરી હોય, તો તે રોટલા ઘડી આપે, ને સેવા ચાકરી કરે. સંતતિ સંબંધે આપણે પાછળ કહી ગયા છીએ. પોતાની સેવા ચાકરીની ખાતર બૈરીનો ભવ બાળવો, એ કેવળ સ્વાર્થી અને નિર્દય વિચાર છે. સેવા ચાકરીના સુખ કરતાં તેને ઘણી વાર વધારે દુઃખ વેઠવું પડેછે. બૈરી નઠારી નીકળે, તો ફજેતીનો ફાળકો બંધાયછે. તે વઢકારી કે કુભારજા હોય, તો ધણીને જંપવા વારો આવતો નથી, એટલુંજ નહીં, પણ પહેલી વારનાં છોકરાં છૈયાંને થતી વેદના જોઇને તે મહા કષ્ટને

પામેછે. લોકો મોટા વરને કન્યા શા માટે આપતા હશે? કેટલીક વાર કૂળવાનને ઘેર કન્યા નાખવાની આતુરતાથી, કોઇ વાર કન્યા દશ કે તે ઉપરાંત વર્ષની થયા છતાં લાયક ઉમ્મરનો વર ન મળી આવ્યાથી, અને ઘણીવાર પેસા ખાવાની લાલચથી માબાપ એવું કામ કરેછે, કેટલીક વાર માબાપ એમ સંતોષ માનેછે, કે વર મોટો છે, પણ દિકરીના કર્મમાં સુખ લખ્યું હશે, તો તેને વિસ્તાર થશે. અને કર્મમાં રંડાપોજ લખ્યો હશે, તો તે નાના વરને પરણાવવાથી પણ મિથ્યા થનાર નથી! એશિયા ખંડની પ્રજાઓ કર્મ અથવા કિસ્મત ઉપર આધાર રાખીને પાયમાલ થઇ ગઇઓ છે, અને જ્યાં સુધી કર્મ ઉપરની સજ્જડ શ્રદ્ધા દૂર નહીં થાય, ત્યાં સુધી તે તરીને ટોચે આવવાની નથી. જ્યાં ને ત્યાં નાના મોટા હરેક કામકાજમાં કર્મ વચ્ચે આવીને ઉભું રહેછે. " હાથનાં કર્યાં હૈયે વાગે, " અને દોષ દઇએ કર્મને, એ કયાંના ઘરનો ન્યાય? કર્મે કરીને નસીબ બંધાયછે, અને તેનાં ફળ ભોગવવાં પડેછે, એ સિદ્ધાંતમાં સત્યતા હોઇ શકે, તથાપિ તેની સત્તા જ્યાં ને ત્યાં છે, અને તે ઉપરજ આધાર રાખી બેસી રહેવું, પુરૂષ પ્રયત્ન ન કરવો, કે સારાસારનો વિચાર ન કરવો, જે બને તે ટગર ટગર જોયા કરવું કે ગમે તેવાં કૃત્ય કરીને કર્મ તરફથી સારાની આશા રાખવી, એ તો કોઈ રીતે પ્રમાણ કરવા જેવું નથી. વળી માબાપ એમ કહીને મન વાળેછે, કે જમાઇના ઘરમાં ભર્યું છે, તેથી દિકરી રાંડશે, તોપણ પેસા વડે તે સુખી થશે. જો પેસાથીજ સ્ત્રીને સુખ થતું હોય, તો ધનાઢ્ય લોકો પોતાની દિકરીઓને લાખો રૂપીઆ રોકડા આપે, અને પરણાવવાનું માંડી વાળે, તો ચાલી શકે. પણ સ્ત્રીને ધણી વગર ખરૂં સુખ મળતું નથી. ચીથરે હાલ ધણીના સંગમાં સ્ત્રીને જે સુખ મળેછે, તે સુખ ધણી વગરની વિધવાને ધનથી મળી આવતું નથી. આવે પ્રસંગે લોકો કહેછે પણ ખરા, કે ફલાણાએ પોતાની પુત્રી વરને નહીં, પણ પૈસાને પરણાવી છે.

કજોડાના વિચિત્ર દાખલા કેટલીક વાર વિલાયતમાં બનતા આપણે વાંચીએ છીએ. પરોપકારી હાવર્ડની વય ૨૬ વર્ષની છતાં

તેને બાવન વર્ષની બૈરી પરણવી પડી હતી. વખતે ૭૦, ૮૦ અને ૯૦ વર્ષના બુઢ્ઢાખખ પણ લગ્ન કરેછે. કોઈઉપકારના બદલા ખાતર કોઈ પૈસાના સ્વાર્થથી, તો કોઇ મહેરબાનીને માટે આવાં લગ્ન કરેછે. પરંતુ એવે પ્રસંગે પરણનારી નાની બાળકીઓ નથી હોતી, એ વાત ધ્યાનમાં રાખવાનીછે. ત્યાં કુંવારી કે વિધવા ડોસીઓ જોઇએ તેટલી હોયછે, તેથી ત્યાંનાં કજોડાં અહીનાં જેવું ભયંકર સ્વરૂપ પકડતાં નથી. ૯૦ વર્ષનો પુરૂષ ૭૫ વર્ષની સ્ત્રીને પોતાની પત્ની કરે, તો તે કજોડાના વર્ગમાં ન આવે. તો પણ આવા લગ્નની તે દેશમાં પણ હાંસી થાયછે.

ગુણજ્ઞાનના કજોડા વિષે તો કોઇને વિચારજ થતો નથી. ગુણ જ્ઞાનની બાબતમાં તો ઘણાખરા પરણેલા હિંદુ અને મુસલમાન કજોડાવાળાજ છે, એમ કહેવું પડેછે. સ્ત્રીકેળવણીને અભાવે કેળવાયેલા છોકરાંઓને અભણ કન્યાનું ઝાંખરૂં વળગેછે. ગુણવાન પુરૂષને ગુણવાન સ્ત્રી મળતી નથી. એથી જે સુખ સુધરેલા દેશોમાં સ્ત્રી પુરૂષનું જોડું ભોગવી શકેછે, તે આપણા દેશમાં ક્વચિતજ જોવામાં આવેછે. " ગૃહસુખ " આપણામાં નહીં સરખું છે. અજ્ઞાન અબળાઓ જ્ઞાની પતિની વાતચિતમાં શો ભાગ લઇ શકે, તેમના કાર્યવ્યવહારમાં શી મદત કરી શકે, કે તમને શી સલાહ આપી શકે ? વિદ્યા વિનોદનો આપણા કુટુંબોમાં અભાવ છે. નીતિમય કે ભક્તિમાર્ગના ગાન તાન વડે જે આનંદ અને આત્મોન્નતિ થાયછે, તે આપણા દંપતીને કયાં મળેછે ? બંનેનાં ગુણમાં ને વિચારમાં આશમાન જમીનનો તફાવત હોવાથી તેમનો સંસાર સુખને બદલે દુઃખરૂપ થઇ પડેછે. વિદ્યા ભણેલી કન્યાને અભણ વર માથે ભાગે છે, ત્યારે પણ તેને જોઇએ તેવું સુખ મળતું નથી. છોકરા અને છોકરીઓ બંનેને જ્યાં સુધી સારી કેળવણી આપવામાં નહીં આવે. ત્યાં સુધી ગુણજ્ઞાનનાં કજોડાં થયાજ કરશે, અને સંસારની ઉન્નતિ થશે નહીં, એ સ્પષ્ટ છે. આપણે અહીં મરદોને ઘરમાં આવવાને ઘણું મન થતું નથી. કામકાજે તેઓ બહાર રહેછે, એટલુંજ નહીં, પણ કામથી પરવાર્યા

મિત્રોને ત્યાં કે કોઇ બીજે સ્થળે જાયછે. વિલાયતની પેઠે જો એ આનંદ તેમને ઘરમાંજ મળી શકતો હોય, કે પત્નીને સાથે લઇ બહાર જવાથી મળતો હોય, તો તેઓ કામકાજ આટપ્યા પછી શા માટે ઘેર ન આવે, કે શા માટે સ્ત્રી છોકરાંને સાથે લઇને ફરવા ન જાય ? ઘણે ઠેકાણે ધણી ઘેર આવે, ત્યારે સ્ત્રી તેને સુખાકારી પૂછયા વગર કે પાણીછાણી આપ્યા વગર તેનું મન દુભાય એવી વાત કરવા, કે કંઇ ને કંઇ ઉખળમારો કાઢીને તેની સાથે લઢવા માટે ચારે પગે થઇ રહી હોય, ધણીની સ્થિતિનો વિચાર ન કરતાં તે પોતાને માટે કે છોકરાંને સારૂ ભારે દાગીના ને કપડાં આણી આપવા હઠ કરે, છોકરાંની નજીવી ભૂલો કે તકરાર આગળ ધરી તેમને શિક્ષા કરવાનો આગ્રહ કરે, ધણીની મરજી ન હોય, તોપણ અમુક છોકરીનો કે છોકરાનો વિવાહ અમુક ઠેકાણેજ કરવા, કે કન્યાને નાની વયમાં પરણાવવા, વળાવવાનો, કિંવા નાની વહુને ઘેર તેડવા માટે મમત કરે. ખાવા પીવાનું સારૂં ન થયું, તે વિષે ધણી કંઇ ટીકા કરે, તો જોઇ લ્યો તેની વાત. કદી બે ઘડી વાતો કરવા બેસે, તો સગાવહાલાંમાં અને પાડપડોશીઓમાં થએલા અઘટાની, નાતમાં કોઇ સુવું ફીટયું હોય તેની, કે બીજાનાં કૃત્યોની નિંદાની વાતો કરે. ઘરમાં ન હોય સ્વચ્છતા કે સુઘડતા. ધણીની સામું ચબડચબડ મરજીમાં આવે તેમ બોલે, અને વખતે ભજનિયાં પણ સંભળાવે ! ધણી જો અવિચારી ને ઝાંઝી હોય, તો બંને વચ્ચે ધમ્મસધમ્મા થાય, છોકરાં રડી ઉઠે, અને પડોશીઓ વારવા ને ફજેતી જોવા ભેગાં થાય. જેને પાલવે આવી બૈરી પડી હોય, તેને ઘરમાં પગ મૂકતાં કીડીઓ ચડે, અને ઘર તેને કાળ જેવું લાગે, એમાં શી નવાઇ ?

કજોડાનું દુઃખ માબાપ ધારે તો ઘણે દરજ્જે દૂર કરી શકે. વર પસંદ કરતી વખતેજ તેની વયની અને ગુણ જ્ઞાનની પૂરી તજવીજ કરે, તો કજોડાં થવાનો સંભવ ઘણો કમી થાય. ઘર કરતાં વરને જોવાનો વિચાર તેમણે રાખવો જોઇએ. એમ કરતાં કદી જોઇએ તેવું કૂળવાન કે પૈસાદાર ઘર ન મળે, તો ઓછું કૂળવાન ને પૈસાદાર ઘર ખોળવું. " બે શીપનું મોતી " ન મળે તો એક શીપના

મોતીથી ચલાવી લેવું. લાયક વર મળી આવતા લગી દીકરીના વિવાહને માટે વાટ જોવી. લોકો નિંદા કરે, તેથી ડરવું નહીં. અને લોકો વાતો કરશે, તે ભયથી કુદાની પેઠે ઝંપલાવી પડવું નહીં. નાતવાળા પણ કજોડાં, બાળ લગ્ન વગેરે અટકાવવા માટે ધારે, તો ન્યાતશાહી બંદોબસ્ત કરી શકે. કેટલીક નાતોમાં છોકરાં ન થાય, તો પણ સ્ત્રીની અમુક વય થયા શિવાય ધણીથી ફરી ન પરણાય, એવો બંધ છે, તે બહુ સારો છે. એજ રીતે અમુક વર્ષની વય થયા પછી પુરૂષે ફરીથી ન લગ્ન થાય, એવો બંધ બાંધવો જોઇએ. કન્યા કરતાં વરની વય અમુક વર્ષની વધારે હોવી જોઇએ, એવો નાતે ઠરાવ કરવો જોઇએ. છોકરા છોકરીઓનાં લગ્ન અમુક જ્ઞાન મેળવ્યા શિવાય થઇ ન શકે, એવો ધારો નાત ચલાવે, તો ચાલી શકે, અને તેથી નાતની ઉન્નતિ જલદી થાય.

---

## પ્રકરણ ૭

### પુનર્લગ્ન.

સ્ત્રી મરી જાય તો ધણી ફરી પરણે, અને ધણી મરી જાય તો સ્ત્રીથી ફરી ન પરણાય, એવો અન્યાય ભરેલો ને હાનિકારક રિવાજ હિંદુઓ શિવાય બીજી કોઇ પ્રજામાં નથી. સુધરેલી કે જંગલી દરેક પ્રજા આવી બાબતમાં સ્ત્રી પુરૂષને સરખો ન્યાય આપેછે. હિંદુઓમાં પણ મોટો ભાગ બીજી પ્રજાઓને અનુસરેછે. માત્ર બ્રાહ્મણ, વાણિયા, કાયસ્થ, બ્રહ્મક્ષત્રી, રજપૂત, વૈશ્ય સોની, વૈશ્ય સુતાર, કેટલાક મરાઠા, કેટલાક કણબી વગેરે ઉજળી વર્ણના હિંદુઓ, અને કેટલાક મુસલમાનોમાં વિધવા ફરીથી પરણી શકતી નથી. મુસલમાનોમાં પુનર્લગ્નની છૂટ તેમના શાસ્ત્રથી મળેલી છતાં તેમણે હિંદુઓનું અનુકરણ કરેલું જણાયછે. હિંદુઓની ઉજળી વર્ણોમાંથી પણ કેટલીકમાં નાતરાં થાયછે, તે છતાં બીજી ઉંચ વર્ણોનું અનુકરણ કરવામાં વડાઇ સમજીને તેઓ પોતાના ચાલને ધિક્કારેછે, અને વખતે તજી પણ દેછે. એથી ઉલટું કોઇ કોઇ ઉજળી વર્ણમાં પુન-

લગ્નનો સંપ્રદાય દાખલ પણ થએલોછે. હારીજ (કડી પ્રાંત)તરફના ઔદિચ્ય બ્રાહ્મણોમાં નાતરાં કરવાનો રિવાજ ચાલેછે.

ઉજળી વર્ણના લોકો પુનર્લગ્ન નથી કરતા, તેનું કારણ તપાસીએ. લોકોને કારણ પૂછીએ, તો તેઓ કહેછે, કે પુનર્લગ્ન કરવાની શાસ્ત્રમાં મના છે. શાસ્ત્ર તે કયું, અને તેમાં પુનર્લગ્ન સંબંધે શું લખ્યું છે, તે વિષે લોકો તજવીજ કરતા નથી. શાસ્ત્ર એ નાનાં બાળકનું હાઉ હોય, અને તેનું નામ લેતાંજ બાળકો ચૂપ થઇ જાય છે, તેમ એ અજ્ઞાન લોકોનું હાઉ છે! હાઉને કોઇએ જોયું નથી, તેમ છતાં તેના વિષે જે કંઇ મોટાં માણસ કહે, તે છોકરાં માની લેછે. એજ રીતે શાસ્ત્રી, પુરાણી, જોષી, માણભટો, ટેલીઆ, જોષ જોનારા, ગામોટ, ગોર, ગરોડા વગેરે શાસ્ત્ર વિષે જે કંઇ કહે, તે લોકો માની લેછે. કહેનારામાંથી પણ થોડાજ શાસ્ત્ર વિષે જાણીતા હોયછે. જે વાત શાસ્ત્રમાં ન હોય, તેને માટે પણ શાસ્ત્રનું ઓઠું આપવામાં આવેછે. વેદ ઉપનિષદો શાસ્ત્ર, સ્મૃતિઓ શાસ્ત્ર, યોગ શાસ્ત્ર, વેદાંત શાસ્ત્ર, પુરાણો ઉપપુરાણો શાસ્ત્ર, આખ્યાન ઉપાખ્યાન શાસ્ત્ર, કથા વાર્ત્તા શાસ્ત્ર, મહાત્મ્યો શાસ્ત્ર, અને સંસ્કૃત ભાષામાં કોઇ નવિન શ્લોકો બનાવે, તે પણ શાસ્ત્ર! એક બ્રાહ્મણને લગ્ન કરાવતાં આવડતું નહોતું. તેણે છઠ્ઠી ચોપડીમાં પસ્તાવા વિષે અનુષ્ટુપ્ છંદમાં કવિતા છે, તે પોથીથી બબડીને વર કન્યા પરણાવી દીધાં! (ઘણા શ્લોકનું બંધારણ અનુષ્ટુપ્ વૃત્તમાં હોય છે, તેથી ભાષા સ્પષ્ટ રીતે સમજાય એમ બોલવામાં ન ચાવે, તો ગૂજરાતી છતાં જાણે સંસ્કૃત શ્લોક ઉચરાતા હોય, એમ અભણ લોકોને લાગે). રૂઢી કહો, રીત રિવાજ કહો કે બૈરક શાસ્ત્ર કહો, પણ સૌનું મૂળ શાસ્ત્રમાં છે, એમ કહેવામાં આવેછે.

શાસ્ત્રવડે જો વેદ ઉપનિષદ્ આદિ પ્રથમ કાળના ગ્રંથો લ્યો, તો તેમાં પુનર્લગ્નનો પ્રતિબંધ જોવામાં આવતો નથી. એથી ઉલટું વેદમાં પુનર્લગ્ન કરવાની પરવાનગીનાં વાક્ય મળી આવેછે. દત્તના પ્રાચીન ભારતમાં ઋગ્વેદના અઢારમાં સૂક્તની એક* ઋચા આપી

---

* उदीर्ष्व नार्यभि जीवलोकंगतासुमेतमुपशेषएहि ।
हस्तग्राभस्य दिधिषोस्तवेदं पत्युर्जनित्वमभिसंबभूथ

છે, તેનો અર્થ એવોછે, કે "હે સ્ત્રી ! ઉઠ, જેનું જીવન ગયુંછે, તેની પાસે તું સુતીછે. જીવનમય સૃષ્ટિમાં આવ, તારા પતિથી વિમુખ થા, અને જે તારો હસ્ત સ્વીકારે, અને તને પરણવા ખુશી હોય, તેની પત્ની થા". દત્ત જણાવે છે કે "તૈત્તિરીય આરણ્યકમાં આ સ્થાનના સાયણે કરેલા અર્થ પ્રમાણે આ ભાષાંતર આપ્યુંછે, અને તેની સત્યતામાં કંઇ સંશય નથી." એ નીચે દા. રાજેંદ્રલાલ મિત્રનાં થોડાંક વચનો આપ્યાંછે, તે એવાં કે "વૈદિક સમયમાં વિધવાનું પુનર્લગ્ન થતું, તે ઘણા પૂરાવા અને દલીલોથી સિદ્ધ થઈ શકે, તેમ છે. દ્દિધિપુ એટલે વિધવાને પરણનાર પતિ, પરપૂર્વા એટલે જેણે બીજો પતિ કર્યો હોય તેવી સ્ત્રી, પૌનર્ભવ એટલે સ્ત્રીને બીજા લગ્નથી થએલો પુત્ર, એવા શબ્દો સંસ્કૃત ભાષામાં પ્રાચીન કાળથીજ છે, એ વાત આટલું સિદ્ધ કરવાને બસ છે."

ભારત કાળમાં પણ વિધવા વિવાહનો પ્રતિબંધ નહોતો, એમ દત્ત જણાવેછે, અને કહેછે, કે "તેને માટે તો સ્પષ્ટ વિધિ–વાક્ય છે, અને વિધવા ફરી પરણે તે પહેલાં તેને કરવાની ક્રિયાઓ સ્પષ્ટ રીતે બતાવીછે. હજી વર્ણ પદ્ધતિ વાળી શકાય તેવી હતી, તેથી ઘણી વાર એક વર્ણના માણસો બીજી જ્ઞાતિની વિધવા સાથે લગ્ન કરતા અને જો કોઇ સ્ત્રીના પહેલા દશ પતિ અબ્રાહ્મણ હોય, અને પછી તેને બ્રાહ્મણ પરણે, તો તેજ એકલો તેનો પતિ ગણાય (અથર્વવેદ ૫–૧૭–૧૮)".

શ્રી રામચંદ્રજી, જેમની શ્રદ્ધા, નીતિ રીતિ ઉત્તમ પ્રકારની અને તે સમયના લોકોને અનુસરતી હતી, તેમણે પોતે વાળીનો વધ કરી તેની સ્ત્રી તારામતી સુગ્રીવને, અને રાવણનો વધ કરીને તેની સ્ત્રી મંદોદરી વિભિષણને પરણાવી હતી. બંનેનાં પુનર્લગ્ન થયા છતાં તેઓની ગણના સીતાજીની સાથે મુખ્ય પાંચ સતીઓમાં થાય છે. વળી મહાભારતમાં નાગરાજ ઐરાવતની વિધવા છોકરી સાથે અર્જુનનું લગ્ન થયું હતું, અને અર્જુનથી તેને પેટે ઇરાવન નામે એક સુંદરઅને પરાક્રમી પુત્ર થયો હતો, એવું નીકળી આવે છે.

વેદ અને ભારત કાળમાં નિયોગ થતો હતો, જેને આપણા લોકો 'દિયરવટું' કહેછે, અને જે હજી કાઠી લોકોમાં કવચિત્ ચાલેછે. નિયોગ એટલે વિધવા સ્ત્રી પોતાના દિયરથી કે બીજાથી પ્રજા ઉત્પત્તિ કરી લે તે. નિયોગ પ્રજા ઉત્પત્તિને માટે હતો, તેથી એકાદ સંતાન થાય, કે દિયર સાથેનો સંબંધ તોડી નાખવો જોઇએ, એવી શાસ્ત્ર આજ્ઞા હતી.

હવે શાસ્ત્ર વડે આપણે ધર્મશાસ્ત્ર અથવા સ્મૃતિઓ લેઇશું. ઘણા સ્મૃતિકારો વિધવા વિવાહની વિરૂદ્ધ છે, અને તેના કારણમાં તે કળિ યુગમાં કરવા યોગ્ય નથી, એમ કહે છે. સત યુગ આદિ યુગોમાં સ્ત્રી પુરૂષોની રહેણી કરણી ઉત્તમ છતાં વિધવા વિવાહની છૂટ, અને હડહડતા કળિ યુગમાં સ્ત્રી પુરૂષોની રહેણી કરણી અધમ છતાં વિધવા વિવાહની મના કરવામાં આવે, તે સકારણ કે સયુક્તિક પણ લાગતું નથી. યાજ્ઞવલ્ક્ય જેવા વિધવા વિવાહથી વિરૂદ્ધ સ્મૃતિકાર જણાવેછે, કે પુરૂષે બીજાને ન વરેલી તરૂણ સ્ત્રી સાથે લગ્ન કરવું. "બીજાને ન વરેલી" એ શબ્દો વડેજ તેમના સમયમાં વિધવા વિવાહ ચાલતો હશે, એમ અનુમાન થઇ શકેછે. મુખ્ય સ્મૃતિઓ ૧૮ છે, તેમાંની આઠ સ્મૃતિઓ પુનર્વિવાહના લાભમાં છે. સર્વ સ્મૃતિઓમાં પારાશર સ્મૃતિ, એ કળિ યુગને માટે મુખ્ય મનાયછે, અને તેમાં જો પુર્નલગ્નની છૂટ આપીછે, તો તે આ કાળમાં સર્વ માન્ય ગણાવી જોઇએ.

મહાત્મા પરાશર કહેછે, કે "ધણીનો પત્તો ન લાગતો હોય, ધણી મરી ગયો હોય, સંન્યાસી થયો હોય, નપુંસક હોય, અથવા પતિત થયો હોય, તો એ પાંચે વખતે સ્ત્રીએ બીજો વર કરવો"[1] (અધ્યાય ૪ઃ વિધવાના ધર્મ અને આચાર).

વસિષ્ટ કહેછે, કે "નીચ કૂળનો, નીચ આચરણનો, નપુંસક પતિત, ફેર આવતા હોય એવો, ખરૂં ખોટું ન જોતાં ગમે તેવું

---

૧ नष्टेमृते प्रव्रजिते क्लीबेच पतिते पतौ ।
पञ्चस्वापत्सु नारीणां पतिरन्यो विधीयते ॥

કરનારો, રોગી, વેષધારી એટલે નટ, અથવા એકજ ગોત્રનો વર હોય, તો તેને આપેલી કન્યા પાછી લેવી "[2]. નારદ કહેછે, કે "ધણીનો પત્તો લાગતો ન હોય, મરી ગયો હોય, સંન્યાસી થયો હોય, નપુંસક થયો હોય, અથવા પતિત થયો હોય, તો એ પાંચે પ્રસંગે સ્ત્રીએ બીજો પતિ કરવો "[3]. કાત્યાયન કહેછે, કે "વિવાહ થયા પછી પતિ બીજી જાતનો, પતિત, નપુંસક, ખરૂં ખોટું ન જોતાં ગમે તેવું કરનારો, એકજ ગોત્રનો, દાસ એટલે ગુલામ, અથવા સદા રોગી હોય, તો ( તેની સાથે ) લગ્ન થએલી સ્ત્રી વસ્ત્રાલંકાર સુદ્ધાં બીજા વરને આપવી "[4]. આવા મોટા મનના મહાત્માઓએ સ્ત્રીઓનું હિત કેટલું ચાહ્યું છે ? તેમણે પતિ મરી જાય, તો સ્ત્રીને ફરી પરણવાની રજા આપીછે, એટલુંજ નહીં, પણ તે જીવતો છતાં અનેક કારણોથી નલાયક થાય, તો સ્ત્રીએ તેને તજી બીજો પતિ કરવો, એવી આજ્ઞા કરીછે. આ રિવાજ ઉંચ વર્ણોમાં ચાલતો નથી. કેટલાક કહેછે, કે એ ઋષિઓનાં મત કળિ યુગને લાગુ નથી, પરંતુ તે અમુક યુગને માટેજ છે; પણ કળિ યુગને માટે નથી, એમ માનવાને પ્રમાણ નથી. પારાશર સ્મૃતિ ખાસ કળિ યુગને માટેજ છે, અને તેમાં વિધવા વિવાહ કરવાનું સ્પષ્ટ લખેલું છે. કોઇ એમ કહેછે, કે પરાશરની સ્મૃતિ કળિ યુગને માટે છે ખરી, પરંતુ વિધવા વિવાહનું વચન એ યુગને માટે નથી, અને એ પ્રમાણે તે સંહિતાના ટીકાકાર માધવાચાર્યે જણાવ્યું પણછે; પરંતુ આખી સંહિતા કળિ યુગને લાગુ હોય, તેમાંનાં સર્વ વચન કળિયુગમાં પાળ-

---

૨ कुलशीलविहीनस्यपंढाद्दिपतितस्यच ।
अपस्मारिविधर्मस्यरोगिणांवेपधारिणाम् ॥
दत्तामपिहरेत्कन्यांसगोत्रोढांतथैवच ।

૩ ( જુઓ પારાશર સ્મૃતિમાંથી આપેલો શ્લોક ).

૪. सतुयद्यन्यजातीयःपतितः क्लीबएवच ।
विकर्मस्थःसगोत्रोवादासोदीर्घामयोऽपिवा ॥
ऊढापिदेयासान्यस्मैसहाभरणभूषणा ।

વાનાં હોય, અને માત્ર એકજ વચન વર્જ્ય હો, એ સકારણ નથી. અને તેમ હોત, તો પારાશર, જેઓએ કળિ યુગના ધર્મ માટે સ્મૃતિ લખી, તે આ વચન તેમાં આપતજ શું કામ ? મનુને પુનર્લગ્નની વાત માન્ય નહોતી, તેથી તેણે તેનો નિષેધ કર્યોછે, અને તેમ બીજા સ્મૃતિકારોએ પણ કર્યું છે. જે ઋષિઓને પુનર્લગ્ન માન્ય હતું, તેમણે પોતાની સ્મૃતિઓમાં તેનો ઉલ્લેખ સ્પષ્ટ કર્યો છે. પૂર્વના યુગોમાં માણસ વધારે સદાચરણી અને દ્રઢ હતાં, તે છતાં તે યુગમાં જે છૂટ આપવામાં આવે, તે કળિ જેવા હઠહઠતા દુરાચરણી અને ચલિત યુગને માટે ન આપવામાં આવે, એ માની શકાતું નથી. વળી મનુએ જો કે પુનર્વિવાહ કરવાનું સ્પષ્ટ રીતે કહ્યું નથી, તોપણ તે એક ઠેકાણે જણાવે છે, કે "વિધવા થએલી અથવા ધણીએ પોતાની ઇચ્છાથી કાઢી મૂકેલી સ્ત્રી પુનર્વિવાહ કરે, તો તે વિવાહથી થએલા છોકરાને પૌનર્ભવ કહે છે"[૫]. બાર પ્રકારના છોકરાઓમાં પૌનર્ભવની ગણના છે, અને તેને વારસાનો હકક મળી શકેછે. તે ઉપરથી તે વખતે પુનર્વિવાહ થતા હતા, અથવા હવે પછી થાય, તો તેથી થયેલો છોકરો વારસ થાય, એમ સિદ્ધ થાયછે. પૌનર્ભવ પુત્રની ગણના કળિ યુગમાં ઔરસ પુત્રમાં થાયછે, એમ પણ નીકળી આવેછે.

આ ઉપરથી જણાશે, કે શ્રુતિ સ્મૃતિમાં પુનર્વિવાહ થઇ શકે, એવાં પ્રમાણછે, અને પુનર્વિવાહ થએલાં એવાં દૃષ્ટાંત પણ શાસ્ત્રોમાંથી મળી આવેછે. તેથી પુનર્વિવાહ અશાસ્ત્ર છે, અથવા શાસ્ત્રોમાં તેની મનાજ કરેલી છે, એમ ઠરતું નથી. માત્ર કેટલીક સંહિતામાં અને પુરાણોમાં તેનો કળિ યુગને માટે નિષેધ જણાવ્યો છે, પરંતુ પુરાણ એ વેદ અને સ્મૃતિના મોઢા આગળ બળવત્તર નથી, અને સ્મૃતિઓમાં મતભેદ હોય, તો વેદનું પ્રમાણ ખરૂં મનાયછે. તેમજ સ્મૃતિઓમાં ભિન્ન મત હોય, ત્યારે જે સ્મૃતિ કળિ યુગને

---

૫ यापत्यावापरित्यक्ताविधवावास्वयेच्छया ।
उत्पादयेत्पुनर्भूत्वासपौनर्भवउच्यते ॥

માટે ખાસ હોય, તે માન્ય કરવી જોઇએ; તેમ તેમની ભિન્નતા વડે જે વાત કળિયુગને માફક આવે, અથવા લાભકારી જણાય, તે ગ્રાહ્ય કરવી, એજ ડહાપણ ભરેલું છે.

કેટલાક કહેછે, કે એક વાર કન્યાનું દાન બાપે કર્યા પછી તેનું ફરીથી દાન કરવાનો અધિકાર તેને કે બીજા કોઇને રહેતો નથી. પ્રથમ તો કન્યાનું દાન કહેવું, એજ અઘટિત છે. કન્યાને બીજી મિલ્કત સાથે સરખાવાય નહીં. છોકરાંને દાનમાં આપી દેવાનો કે તેમને વેચી મારવાનો માબાપને અધિકાર નથી. વળી જો દાન માલીકથીજ થઇ શકેછે, તો તેનું દાન તેના ભાઇ, માના બાપ, મામા, ગોત્રજ, સગાંસંબંધી, અને તે પણ ન હોય, તો તેની મા જો બરાબર શુદ્ધિમાં હોય તો તે, અથવા તે શુદ્ધિમાં ન હોય, તો કન્યાની જાતિવાળા ( નારદ સંહિતા ) કેમ કરી શકે, અને માબાપ માલીક છતાં માને સૌથી છેલ્લો અધિકાર કેમ મળે ? બીજા માલ માટે આ રીતે થઇ શકતું નથી, તો કન્યાને માટે કેમ થઇ શકે ? વળી આપણે અહીં તો બ્રાહ્મણની છોકરીનું વાણીઓ કે કોઇ બીજી જાતનો શખ્સ કન્યાદાન આપી શકેછે. મનુએ એક ઠેકાણે કહ્યું છે, કે અમુક વય થતા સુધી કોઈ કન્યાને તેનાં માબાપ વગેરે ન પરણાવે, તો તેણે પોતે પરણી લેવું. વળી યાજ્ઞવલ્કય કહેછે, કે " કન્યાદાન દેનારાં જો કન્યાદાન દેવાની ના કહે, તો કન્યાએ સ્વયંવર કરવો ". આ ઉપરથી કન્યાદાનનો અને તેને આપવાના અધિકારનો પ્રશ્નજ ઉડી જાયછે. મહા ઋષિ કાત્યાયને અમુક પ્રસંગે કન્યાને ફરી પરણાવવાનું લખ્યું છે, ત્યાં તેને વસ્ત્ર અને અલંકાર સુદ્ધાં બીજા વરને આપવી એમ સ્પષ્ટ જણાવ્યું છે, માટે દાન લેનાર મરણ પામ્યા પછી, એટલે કન્યા વિધવા થયા પછી તેનો પિતા કે બીજો કોઈ સગો તેનું પુનઃ દાન કરી શકેછે.

શાસ્ત્રમાં કે કાયદામાં જ્યાં છૂટ કે અપવાદ હોય, ત્યાં તેનો લાભ લઈ શકાયછે. શાસ્ત્રમાં જે વાતની સ્પષ્ટ મના હોયછે, તે વાતનો પણ અમલ દેશકાળને અનુસરીને આદિ અનાદિથી આપણા

દેશમાં તેમ બીજા સર્વ દેશોમાં થતો આવ્યો છે. દીર્ઘ દષ્ટિવાળા શાસ્ત્રકારોએ દેશ, કાળ અને સ્થિતિને અનુસરીને શાસ્ત્ર વચનોમ ફેરફાર કરવાની સ્પષ્ટ આજ્ઞા આપી છે. જો તેનો કોઇ પણ પ્રસંગે લાભ લેવાનો ન હોય, તો એ આજ્ઞા નિરૂપયોગી થાયછે. એજ આજ્ઞાને આધારે જ્યારે આપણે અનેક જાતના ફેરફાર મૂળનાં વચનોમાં કર્યા છે, ત્યારે પુનર્લગ્નનાજ સંબંધમાં તેને આધારે ફેરફાર શા માટે ન કરવો? માણુસમાં પરમાત્માએ અક્કલ આપી છે, સારૂં નરસું પારખવાની શકિત બક્ષીછે, તથા કાર્યવ્યવહાર કરવાને સ્વતંત્રતા આપી છે, તેનો સદુપયોગ કરવામાં આડ નાખવી, એ ઇશ્વર ઇચ્છાની વિરૂદ્ધ વર્ત્તન કર્યા બરાબર છે. લોકો "સમે વર્ત્તે સાવધાન" કહી, જેવો સમય તે પ્રમાણે વર્ત્તન કરવાનું કહે છે. "જેવો દેશ તેવો વેષ" કહી તે પ્રમાણે ચાલેછે. જેવી પોતાની હાલત તે પ્રમાણે લોકો ચાલે છે. કંઠે પ્રાણ જાય, તોપણ યાવની ભાષા ન બોલવી, એવી સ્પષ્ટ અને સખ્ત મના શાસ્ત્રે કર્યા છતાં લોકો હાલ તેવી ભાષાઓ હોંસથી ભણેછે. મોટા મોટા શાસ્ત્રી પુરાણીઓ પણ વારે વારે યાવની શબ્દો ઉચ્ચારેછે, અને પોતાના પુત્રોને તેવી ભાષા ભણવા મોકલેછે, એટલે શાસ્ત્રને "પોથીમાંનાં રીંગણાં" ગણી પોતેજ વહેતું મૂકે છે!

વિધવાનું પુનર્લગ્ન કરવાની આ સમયમાં જરૂર છે કે કેમ, તેનો વિચાર કરીએ. વિધવાનું ફરી લગ્ન કરવું, એટલે ઘણીક જાતોમાં નાતરાં થાયછે, તે પ્રમાણે નાતરાં કરવા વિષે મારૂં મત નથી, તેમ હાલના સુધારકોનું પણ મત નથી. એક ધણી જીવતો છતાં તેને તજીને બીજો ધણી કરવાથી માઠાં પરિણામ થાયછે, માટે એક ધણીથી છૂટાછેડા મેળવી બીજો, અને બીજા સાથે ન પરવડયું તો ત્રીજો, એમ અનેક ધણીઓ કરવાની ભલામણ કોઇ કરતું નથી. એજ રીતે જે સ્ત્રી આધેર કે વૃદ્ધ થઇ હોય, તેણે પોતાનો પતિ મરણ પામ્યા પછી ફરી પરણુવાની હિમાયત કોઇ કરતું નથી. જેને છોકરાં છૈયાં હોય, તેવી સ્ત્રી તરૂણ હોય, તોપણુ તેણે વિધવા વિવાહ કરવો, એવી પણ ભલામણ નથી. વય ગમે તેટલી નાની છતાં કોઇ વિધવા

ફરી પરણવા ઇચ્છતી ન હોય, અને વૈધવ્ય ધર્મ યથાર્થ પાળવા ચહાતી હોય, તેણે બીજી વાર લગ્ન કરવું, એવી પણ કોઇની માગણી નથી. સુધારકોની માગણી માત્ર એટલીજ છે, કે જે બાળાઓ નાની વયે વિધવા થઇ હોય, જેમણે સાસરાનું સુખ પણ થોડુંજ ભોગવ્યું હોય, અને જેઓથી આ કળિકાળમાં વિધવા તરીકે શુદ્ધ રહી શકાય એવું ન હોય, તેમનું પુનર્લગ્ન કરવું.

આવી અભાગિણી અબળાઓને જન્મ પર્યંત તેમની મરજી વિરૂદ્ધ વિધવા રાખવાથી કેવાં માઠાં ફળ નીપજેછે, તે સૌના જાણવામાં છે. તેઓને મૈયરમાં કે સાસરામાં કેવું દુઃખ પડેછે, તેનું ચિત્ર પાછળ આપવામાં આવ્યું છે. ગુજરાન ચલાવવાનાં સાધન ન હોવાથી કેટલીકને કુમાર્ગે દોરાવું પડેછે. શાસ્ત્રમાં કહેલા વિધવાના ધર્મ હજારે એક પણ પાળી શકતી નથી. પોતાનું શિયળ સાચવી શકે, એવી સેંકડે દશ પણ ભાગ્યે નીકળશે. કેટલીક અબળાઓ નીતિમાન છતાં પોતાની નિરાધાર અવસ્થાને લીધે લુચ્ચા લફંગાઓના પાસમાં સપડાયછે. ઘણીક બાળવિધવાઓ જુવાનીના મદને કે કામવાસનાને કબજે રાખી શકતી નથી, તેથી તેઓ અવળે રસ્તે ચઢેછે. કોઇ વિધવાઓ નીચ જાતની સાથે સંગ કરીને પોતાની કાયા હમેશને માટે વટાળેછે. કોઇ તેવાઓની સાથે કે મ્લેચ્છની સાથે નીકળી જાયછે; અને તેમ કરીને તેના માબાપની ને સાસરાની સાત પેઢીને લાંછન લગાડેછે. ઘણીકને હરામના હમેલ રહેવાથી ગર્ભપાત કરવા પડેછે. ગર્ભ પાડવાને માટે ગમે તેવા ઇલાજ કરવા જતાં કેટલીકના પ્રાણ જાયછે, અને કેટલીકનું શરીર હમેશને માટે ખરાબ થાયછે. ગર્ભ પાડવા માટે યાત્રાનાં ઠેકાણાં ખોળાયછે, અને પવિત્ર સ્થાનોએ આવાં કર્મ કરવાં પડેછે. જેઓના ગર્ભ પડી શકતા નથી, તેઓને તેનાં નજીકનાં સગાં પોતાને હાથે ઝેરનો પ્યાલો આપીને કે અફીણ પીવડાવીને મારી નાખેછે. આથી સ્ત્રીહત્યા ને બાળહત્યા એવાં બે મહાપાપ મારનારને માથે વળગેછે. લોકોમાં વાત ચર્ચાયછે, અને સંસારમાં તેમની ફજેતી થવામાં બાકી રહેતી નથી. જેઓનો ગર્ભ ગળી શકતો નથી, તેઓ કે તેમનાં સગાંવહાલાં

તરતના જન્મેલા બાળકને ગળે ટૂંપો દઇ મારી નાખેછે, અને તેવાં બાળકને નદી નાળામાં, ખાડામાં, ઉકરડે, કોટની રાંગે, કે કોઇ એકાંત જગાએ છાનામાના નાખી આવેછે, કે દાટી દેછે. કોઇ વિધવાને પોતાના બાળકને હેડીએ નખ દેવાની હિમ્મત ચાલતી નથી, ત્યારે તે તેને જીવતુંજ કોઇ ઠેકાણે નાખી આવેછે. તરતનાં જન્મેલાં જીવતાં કે મુએલાં બાળકો ઘણી વાર મળી આવેછે. નગરરક્ષકો તેમને ઉંચકી લેછે, અને તેમને જન્મ આપનારની તજવીજ ચલાવે છે. કેટલીક વાર જન્મ આપનાર માતાઓ તથા બાળકને દૂધપીતું કરનાર સગાઓ પકડાયછે, ત્યારે તેમના ઉપર ખૂનનો કે ખૂન કરવામાં સામેલગિરીનો કિંવા ખૂન કરવાની કોશીશનો આરોપ મૂકાયછે. ન્યાયાધિશીમાં કામ ચાલતાં તેઓ શિક્ષાને પામેછે. આવે પ્રસંગે નાત જાતમાં અને ગામ પરગામ તેમની આબરૂ જવામાં બાકી રહેતી નથી.

બાળવિધવાઓનાં દુઃખ જોઇને મારી લાગણી છેક જુવાન અવસ્થામાં ઉશ્કેરાઇ હતી. અને તે વિષે મેં છૂટક કવિતા ઘણી કરી હતી. તેમાંથી બે વિધવાની વાતચિત સંબંધની કવિતા સન ૧૮૬૨ માં બનાવીને બુદ્ધિવર્દ્ધકમાં છપાવી હતી, તે વિધવાઓનાં દુઃખ જણાવવા માટે નીચે આપુંછું.

### લાવણી.

રેવાજી જાતાં વિધવાને, વાટ મળી વિધવા પત્ની
ગામ પૂંછે, કે ઠામ જશો, વળી, નામ તમારૂં કોણ ધણી;
કે' વિધવા વિધવા છું જાતે, વિધિ કરવા જાઉં રેવાજી,
આમ તમામ દુઃખો મુજ માથે, મનથી મુઇ શરીરે સાજી. ટેક
બે'ન દુઃખો મુજ અબળા પર અતિ, કર્મતણી કા'ણી સાંભળ,
ભ્રમ ભાગીને મરમ કહુંછું, બાપે દુઃખનું દીધું દળ;
ખોળી કુળને દીધું શૂળ, વૃદ્ધ, બીજવરશું માંડી બાજી,
આમ તમામ દુઃખો મુજ માથે, મનથી મુઇ શરીરે સાજી. -

અરેરે બેની એક દિને પણ, ભાવે ભોગ નથી કીધો,
વાત કરી નથી વા'લપણે વળી, હાસ્ય તણો રસ નથી લીધો;
મિયાં બરાબર બીબી હુઈ જબ, ઘોર બરાબર મિયાંજી. આમ૦ ૨
ભર જોબન દિન દિન દુઃખ સાલે, મન વશ નવ રહે, તન તલસે,
સોકય અને સસરા સાસુનો, થોક શોક નહીં ટળશે;
જાણો છો અબળાની જાતિ, તનશાખા થઈ રહી તાજી. આમ૦ ૩
નરથી વરથી નાતથી કાઢી, દા'ડી દુઃખ–ખાડી ઘાડી,
રાંડી માટે છાંડી સોએ, માંડી વાત કહું માડી;
સોનાઈવશ મસ દુઃખ વેઠું છું, જશ વણ પશુસમ છું માજી. આ૦૪
ધણીના જોરે ધમધમ ધરતી, પર પગ માંડીને ચાલે,
ચરણાં ચોળી ચીર ઘરેણાં, ઘાલીને મગ્ને મા'લે;
તે સુખ જોઈને મુખથી શું કહું, દુઃખથી તન રે'છે દાઝી. આ૦ ૫
હામ ગઈ મન ઠામ રહ્યું નહિ, પીટચે કામે પાગ ધર્યો;

* * * * *
* * * * * ૬
* * પણ દા'ડા ત્યાંથીજ રહ્યા,

ફાળ પડી જ્યમ કાળજ આવે, ભાળ પડી, કે ભોગ મળ્યા,
ફટ ફટ ઘરનાં કે' નર નારી, શઠ રંડા કયમ નવ લાજી. આ૦ ૭
ઝટપટ ત્રઠ રેવાજી જઈને, મારો, નહીં તો વટ જાશે,
ખટપટ એ કરી ઝટ લઈ ચાલ્યા, કટ લઈને કટકા થાશે;
બે જીવ જાશે, થાશે દુઃખ, કયમ હાય હાય ! સહુ પીડાજી. આ૦૮

## બીજી બોલી.

બીજી અબળા બોલી સાંભળ, જવાળાના લા'ળા મારા,
કાળા માથાના જન માથે, ભાળ્યા નહિ હોયે બાળા;
દાવાનળ દુઃખ બળ કરતું છે, જ્યમ વરસાદ રહે ગાજી,
વાળ ખરે સાંભળતાં, ભણતાં, જળધારા જાએ ઝાઝી.
ત્રણ રંડા પર સુજ રંડાને, સાઠ વરસનાને દીધી,

છંડી પય, નહિ મંડી ખાવા, પરણાવા ચોરી કીધી;
મંગળફેરા માત ફરી તે, પણ ઢીંચણપુર વરનાજી ! વાળ૦ ૧
પે'લી સોક્ય મરી ગઇ વે'લી, ભૂતડી થઇ મુજને સાલે,
બે રહ્યાં તે ડાકણસમ ખાઝે, ઘોળ ઘણો ઘરમાં ઘાલે;
બોલી જાણી ન શકું તેવે, નાથ ગયા છે મારાજી. વાળ ખરે૦ ૨
દશ વર્ષે વરતી જોઇ કન્યા, કહ્યું માતા મુજને પરણાવ,
બેઠી રોવા માથું કૂટે, બેટી ! મરી ગયો તુજ નાવ;
લે'ર થઇ, સૌ ઝેર બરાબર, કે'ર થયોરે શું આજી. વાળ ખરે૦ ૩
ચૂડી ભાગી, માથે મૂડી, બૂડી દરિયે થઇ ભુંડી,
રૂઢી જોઇને ખૂણે ઘાલી, દુઃખની વાગી રહી હુંડી,
જાવા દર્શન સારૂ નહિ તો, ક્યાંથી અન્ય ઘર જાવાજી. વાળ૦ ૪

* * * *
* * * *
* * * *
* * * *

જાણ થઇ જૂદાં ચિન્હ જોઇ, દા'ડા જાણ્યા જ્યારે તો;
ઘાણ વળ્યો, બાઇ ! પ્રાણ જશે, એ હાણ થશે, ત્રઠ રેવાજી. વાળ૦ ૬
માબાપાં પાપે લેવા જો, પરમેશ્વર પીટયો પાપી,
જન્મ દઇ કયમ રવરવતા દુઃખ–માં, હું અધમ દીધી થાપીઃ
ધારા કરનારા નર મરજો, પળજો વચનજ મારાંજી. વાળ૦ ૭
નાનપણે દેનારા મરજો, મોટપણે ના કે'છે તે,
રાંડી છાંડી જગથી કાઢી, તો ઇશ શિક્ષા દેછે તે; .
અમ અબળાનાં દુઃખ હર ગોવિંદ ! બહુ બહુ ગુણ ગાઉં તારાજી;
વાળ ખરે સાંભળતાં ભણતાં, જળધારા જાયે ઝાઝી. ૮

એ પછી ગુજરાતમાં અને દક્ષિણમાં વિધવાવિવાહ સંબંધે ઘણી હો હા થઇ. ઠેકાણે ઠેકાણે ભાષણો અપાવા લાગ્યાં, વર્ત્તમાન ચોપાનિયામાં લખાણ થવા માંડયાં, જૂદાં પુસ્તકો પ્રકટ થયાં, અને બે ચાર પુનર્લગ્ન પણ થયાં. એવામાં એટલે સન ૧૮૬૬ માં મેં

કેટલીક કવિતા લખી, તેમાંની એક નીચે આપું છું, તે તે વખતની લાગણી અને મનના ઉભરા કેવા હતા, તે બતાવેછે.

લાવણી.

હરિ ! સુખો હરી તેં આજ, તૂટલે બાજ, હાય ! ઝોકાવી !
કયમ દુઃખો હરણુ કહું, જ્યહાં અરિ વટ આવી. ટેક.
મુજ સાથી હયો તેં બાળ, બગાડયો તાલ, ઓથ ઓ કોની,
મતિ મુજ સારૂ કરી મૂઢ, હાય, લોકોની.
કયમ કઢાવી લીધા ઘાટ, વસ્ત્ર શા માટ, વાળ ને ચૂડો,
કયમ મૂકી જુવાની, કામ, આંધળો ભુંડો.

ઝૂલ.

કયમ કરી વસ્તુઓ એવી, કામ ઉશ્કેરે,
કયમ કરી જાળ મોહતણી, ફસાવે પ્યારે;
કયમ ગણે કહે મહા પાપ, પછી વ્યભિચારે.
હરિ ! બની તું સાધન હાય, દુઃખની માંય, મૂકે પછીં લાવી,
કયમ દુઃખો૦ ૧
પણ અરે પિતા ! કર માફ, મતિ શુદ્ધ આપ, ભુલી બહુ ભરમે,
તું સદાય શુભ કરનાર, થયું મુજ કરમે !
કરી તર્ક ખોળું આ વાર, દુઃખનું ઝાડ, રોપિયું કોણે,
પછીં પાણી પાઇને રોજ, ઉછેર્યું કોણે.

ઝૂલ.

મુજ દેશ વિષે આ ચાલ, અસલથી આવ્યો,
ઘણીં સુએ ન બીજે થાય, કદી ન મન ભાવ્યો,
ઋષિજનો થકી કાયદો, બનેલો આવો.
પણ વિચાર્યું કંઇ નવ દિસે, પછી શું થશે, હાલતો આવી. કયમ૦ ૨
કદી તમ જાતિના તમે, તરત તે સમે, હશો સુખકારી,
કદી હિંદુ નરો તો હશે, હાલ આભારી;
કદી તમે ભલે ગણ્યોં લાભ, દુઃખનો આભ, નારીં શીર નાખ્યો,
કદી હશે અસલ કંઇ લાભ, તમોએ ચાખ્યો.

ઝૂલ.

પણ કેવી હાલતો હાલ, કાયદા સાલે,
કયી પેર લખ્યા લોહીથી નારી તે પાળે,
દુઃખ થકી પીડાતી તેહ, ચઢે બહુ ગાળે.
બહુ ક્રૂર ખરેખર બની, મરદની ઘણી, જ પક્ષ ચલાવી. કયમ૦ ૩
મરી જાય કદાપિ નાર, પુરૂષ તત્કાળ, વરે જઇ બીજી,
શો ગુનો કર્યો નારીએ, મરે તે સીઝી;
નહિ વેદતણો અધીકાર, અધમ બહુ નાર, દાસ કરી દીધી,
એ માટ પ્રભુ પૂછજો, વગો જે કીધી.
કયમ તમે ન નિપજ્યા નાર, બન્યા પછી વિધવા !
પછી કર્યા હતે કાયદા, થતે બહુ સુખદા !
પણ તોય પરાશય થયા, નારીની દયા, ઉરમાં આવી. કયમ૦ ૪
શુભ કરી ગયા કાયદો, થયો ફાયદો, બહુ વિધવાને,
કળ જુગ વિષે ફરી, વરી શકે બીજાને.
વળી રામે એ નારીઓ, ફરી આપીઓ, જયહાં તે રાચ્યો,
અકબર પણ વિધવા માટ, દીલ બહુ દાઝયો.
પણ હાય હિંદુઓ તમે, બ્રાહ્મણો તેમાં,
હઠ કરો, હઠીલા બની, નથી જશ જેમાં,
પળ જુઓ વિચારો મન, લાભ છે શેમાં.
પણ કેમ વિચારે તેહ, વેમડે જેહ, નાખિયા તાવી. કયમ૦
કંઇ કાઢી લાવીને શ્લોક, ભમાવી લોક, બગાડે બાજી,
કંઇ બબડી જાય મુખ થકી, અરબી જયમ કાજી !
તીર શ્લોક, જીભ કામઠે, હિંદુઓ બધે, વિશેષે નારી,
કરી ઘાયલ ઘેટાં પરે, કેદ કરી વાળી;
પછી વેમ કોટમાં કેદી, કરી સૌ રાખ્યાં,
મન, ખરે તર્કટો રમી, ભમાવી નાખ્યાં,
શી સત્તાથી ધાણીએ, હાય, પીલી નાખ્યાં.
કયમ હાય, તમારા ભક્ષ, સારૂ થઇ જક્ષ, નાખિયાં આવી. કયમ૦ ૬

પણ ખરે સૌતાનો શાપ, તમારે પાપ, લાગિયો બૂરો,
કણ કાજ તમે આથડી, કરો જીવ પૂરો.
ભીખ માગી ધરો જઈ હાથ, શૂદ્રને નાથ, કહો પાઈ સારૂ,
તજી ટેક ગુલામી કરો, મળ્યું ફળ સારૂં !
જીવ ઝીણા મરે, તો અરે ! કહી દુઃખ પામો,
વિછુ સાપ મારતા હોય, ભીંડો ત્યાં હામો,
પણ નારી જાત પર કરો કસાઈ કામો.
કહું કસાઈ સારા તોય, જીવ ઝટ ખોવ, હણે ન રિબાવી. કયમ૦૭
થઈ રાંડ, કરાવો વૃત્ત, કહી થઈ ધૂર્ત, નાખો ફાંદામાં,
કંઈ કથા વિષે લલચાવી, કરો બદ કામો;
પણ હવે વિચારી તમે, ઝટ આ સમે, ખરૂં મત આપો,
કંઈ જ્ઞાન માર્ગે જુઓ, દુખડાં કાપો;
જ્યમ કહો ખાનગી માંહિ કામ એ સારૂં,
કયમ કહો નહીં પ્રસિદ્ધપણે ત્યમ વારૂં,
ધર્યું એક ઈંદ્રિનું જ્ઞાન, વેદિયાવાળું !
કયમ રમો પ્રપંચો અતિ, લોકની મતિ, તમો ભરમાવી. કયમ૦ ૮
પણ જાણી પ્રભુએ દાઝ, અમારે કાજ, નરો નિપજાવ્યા,
શીખી કવાયતો, હથિયાર વિલાયતી લાવ્યા !
દુઃખ જોઈ નારીનાં બહુ, કાળજાં સહુ, મધ્યે ઘા ઉંડા,
ખરી વાત લાગિયો માટે, ઉપાડયો ગુંડો.

* * * *

છેક બાળક અવસ્થામાં વિધવા થએલી એવી સ્ત્રીઓની સંખ્યા આપણા દેશમાં ઓછી નથી. બાબુ મહેશચંદ્ર ચક્રવર્તીએ વસ્તી પત્રક ઉપરથી કરેલી ગણત્રી પ્રમાણે ચાર વર્ષની અંદર રાંડેલી એવી છોકરીઓની સંખ્યા ૧૩૮૭૮, ૫ થી ૯ વર્ષની અંદરની ૬૪૦૦૦ અને ચૌદ વર્ષની અંદરની ૧૭૪૫૩૨ થાયછે. જો આ બિચારી બાળકીઓને નાનપણુમાં ન પરણાવી હોત, તો તેઓ નાની વયે વિધવા થાત નહીં, એ તો નિશ્ચય છે. તેમના વૈધવ્યના

જવાબદાર જેઓ છે, તેમણે તેમને ન્યાય આપવો જોઇએ, એ એ ન્યાય તેમને ફરીથી પરણાવ્યા વગર મળવાનો નથી.

આપણે પહેલાં જણાવી ગયા છીએ, કે આપણે અહીં ઘણી ખરી નાતોમાં કન્યાની અછત છે. એક પુરૂષ અનેક બૈરીઓ પરણીને કન્યાની અછત કરેછે, તેની સામે વિધવાઓનાં લગ્ન થાય, તોજ એ ખોટ પૂરી પડે. ભાઠેલા બ્રાહ્મણોનાં ઘણાં ઘર જોશો, તો તેમાં દિયર કુંવારો, અને ભાભી રાંડેલી, કે ભાઈ કુંવારો, અને બહેન રાંડેલી જોવામાં આવશે. કુંવારાને ઘણાં કારણથી કન્યા મળી શકતી નથી, અને વિધવાઓ નિરૂપયોગી હોવાથી થોડે વર્ષે ઘણે ઘેર તાળાં દેવાયછે. આવી સ્થિતિ જેઓમાં કુલીનને કન્યા આપવાની રીત છે, અથવા જેમની નાત ઘણી નાની હોયછે, તેમાં વિશેષે કરીને જોવામાં આવેછે. જો વિધવાને ફરી પરણાવવાનો રિવાજ હોત, તો ઉમ્મરનાં જે હસવા લાયક અને હાનિકારક કજોડાં થાયછે, તે બહુ કમી થાત; અને તે કારણથી નાની વયે વિધવા થવાના દાખલા પણ ઓછા થાત.

કન્યા ન મળવાથી જેમને ગમે તે ઉતરતી નાતની કન્યા લાવી હમેશને માટે નાત બહાર થવું પડેછે, અને તેથી તે નાતની સંખ્યામાં ઘટાડો થવાનો પ્રસંગ આવેછે, તે પ્રસંગ, જો તેમને પોતાની નાતની વિધવા સ્ત્રી મળી આવત, અને તેમનાં લગ્ન નાત કાયમ રાખત, તો આવત નહીં. તેજ નાતની વિધવા કોઇને લઇને નીકળી જાય, કે પરનાતના પુરૂષ સાથે લગ્ન કરે, તો સ્ત્રી અને પુરૂષ બંને હમેશને માટે બહિષ્કૃત થાયછે. એટલે બંનેની નાતોની સંખ્યામાં તેથી ખોટ આવેછે. પાછલાં પચાશ વર્ષની અંદર વિધવાના પુનર્વિવાહ પુષ્કળ થયાછે, પરંતુ પુનર્વિવાહ કરનાર જોડાને નાત બહાર થવું પડ્યુંછે. એ સઘળાં જોડાં સજાતીય ન હોવાથી તેમની એક નાત થઇ શકતી નથી. પરંતુ તેમની સંખ્યામાં દર વર્ષ વધારો થતો જાયછે, તેથી કાળે કરીને તેમની એક કે અનેક નાતો

જૂદી* બંધાશે, અને મૂળની નાતોને તેટલો ટોટો થશે. જ્યાં લગી નાતના લોકો વિધવાનાં લગ્ન કરવાની છૂટ નહીં આપે, ત્યાં સુધી વિધવાઓ ગમે તે નાતના વરને પસંદ કરશે, તેથી નુકસાન તે નાતનેજ થવાનુંછે. એટલા માટે, નાતના આગેવાનોએ આ પ્રશ્ન હાથમાં લઇ તેનો સંતોષકારક નીકાલ થવો જોઇએ.

નાતના ઠરાવથી વિધવાનાં માબાપ તથા બીજાં સગાંને હાલ જે દુઃખ ને નામોશી વેઠવાનો સમય આવેછે, તે બંધ થશે. દિકરી બીજા સાથે નીકળી જાય, કે પરનાતના સાથે પુનર્લગ્ન કરે, તો તેમને માથે કલંક આવેછે, અને તેમને નાત જાતમાં મોં કાઢીને બોલવાનો પણ વારો આવતો નથી. વિધવા એ રીતે ન કરે, પણ કુચાલની નીકળે, તોપણ તેમની ફજેતી થાયછે.જો તે સુચાલની હોઇ સારી રીતે વર્તે, તોપણ તેમને માથે તે ધીકતી સગડી રહેછે, અને તેઓને જન્મ પર્યંત શોકમાં રહેવું પડેછે. જો તેને ફરીથી પરણાવવાનો સંપ્રદાય નાતેજ પાડયો હોય, તો આ સર્વ વિપત્તિઓ દૂર થાય, અને વિધવા તથા તેનાં સગાં સાગવાંને સુખનો વારો આવે.

કેટલાક ભણેલા એમ બતાવેછે, કે નવા પ્રકટ થએલા સંસાર-શાસ્ત્રના મત પ્રમાણે પૃથ્વી ઉપર મનુષ્યજાતિનો વિસ્તાર ઘણો વધતો જાયછે, તેને હદમાં રાખવાની જરૂર છે, માટે વિધવાઓને ન પરણવા દેવી, એ વધારાને ખામે રાખવાનો એક ઇલાજ છે.

---

* મુંબઇ ઇલાકામા આજ સુધીમાં ૧૩૪ પુનર્લગ્ન થયાછે, તેમાના ૮૪ ગુજરાતીઓમાં, અને ૫૦ દક્ષણીમાં થયાછે. ગુજરાતી ૮૪ પુનર્લગ્નની ફોડ કરતાં ૫૦ બ્રાહ્મણમા, ૨૧ વાણીઆમા, ૨ સોની ( ત્રાગડ ) માં અને ૧ ભાટમાં નીકળેછે. બ્રાહ્મણની તપસીલ કાઢતા ૨ દેશી શ્રીમાળી, ૧૫ ખેડાવાળ, ૨૧ ઔદીચ્ય, ૨ બોરસદા, ૨ રાયકવાળ, ૧ મોઢ, ૧ પુષ્કર્ણા, ૩ વડાદરા અને ૩ ઇતર છે. વાણીઆમા ૨ કપોળ, ૫ વીસા ખડાયતા, ૧ દશા ખડાયતા, ૨ વીસાશ્રીમાળી, ૫ દશાશ્રીમાળી, ૨ દશા પોરવાળ, ૨ મોઢ, ૧ નાગર, ૧ દશા ઓસવાળ, ૨ વીસા ઓસવાળ, ૨ વાયડા, ૧ શ્રાવક ( જાત જણાતી નથી ) અને ૫ ઇતર વાણીઆ છે. દક્ષણિઓમા ૪૫ બ્રાહ્મણ ( દેશસ્થ, કોકણસ્થ વગેરે મળીને ), ૨ શેણવી, અને ૩ પ્રભુ છે.

યૂરોપમાં વસ્તીની સંખ્યા જોરથી વધેછે, તેથી ત્યાંના વિદ્વાનો અને રાજ્ય–પ્રપંચીઓ વિચારમાં પડ્યા છે. જર્મનીની સુમારે પાંચ કરોડની વસ્તીમાં પાંચ વર્ષની અંદર ચાળીશ લાખ માણસનો વધારો થયો છે. આ પ્રમાણે જ્યાં વસ્તીનો વધારો ઝપાટાબંધ થતો હોય, ત્યાં વધારાની વસ્તીનું શું કરવું, અગર વધારો થતો શી રીતે અટકાવવો, એ વિચાર વિદ્વાનો અને રાજ્ય–પ્રપંચીઓના મનમાં આવે, એ સ્વાભાવિકજ છે. પરંતુ ભૂખડા અને નિર્માલ હિંદુસ્તાનમાં વસ્તીનો વધારો ઝપાટાબંધ થતોજ નથી, તેથી તે અટકાવવાના ઇલાજ ખોળવાની હાલ જરૂર નથી. એમ છતાં ઇલાજ બતાવવામાં પ્રથમ વિધવાઓનો ભોગ શા માટે આપવો? માતાઓ પણ ગરીબ બકરાંનો ભોગ માગેછે. તે ન્યાયે બકરી જેવી ગરીબ વિધવાઓને હોમવાનો વિચાર થતો હોય, તો કોણ જાણે! જેમ વિધવાને ન વરવા દેવાથી વસ્તીનો વધારો થતો અટકેછે; તેમ વાંઢાઓને ફરી પરણવા ન દેવાથી વસ્તીનો વધારો અટકેછે; તો તેમના સંબંધે આવો વિચાર શા માટે ન કરવો? વાંઢાની વાત તો ઘેર ગઇ, પણ આપણે અહીં તો વિસ્તાર વધારવા માટેજ એક બૈરી ઉપર બીજી એક કે અનેક બૈરીઓ કરવા દેવામાં આવેછે, તેનો અટકાવ પ્રથમજ કેમ ન કરવો? વિધવાઓ રાજીખુશીથી ન પરણે, એ વાત એક છે, ને અમુક હેતુ સારવા માટે તેમને ન પરણવા દેવી, એ વાત બીજી છે. ન્યાયની નજરે જોવું, એ વાત એક છે, અને સ્વાર્થી નજરે જોવું, એ વાત બીજી છે.

શાસ્ત્રીઓ, પંડિતો એવી તકરાર લાવેછે, કે કન્યાદાન એ એક પ્રકારનું દાન છે, દાન આપેલું પાછું લઇ શકાતું નથી, કે તેનું દાન ફરીથી થઇ શકતું નથી. તેમ માબાપે એકવાર દાન કર્યા પછી કન્યાનું દાન ફરીથી કરવાનો તેને અધિકાર નથી. આ તકરાર સંબંધે પૂર્વે વિચાર કર્યો છે, તથાપિ હવે તેને વ્યવહારિક રીતે જોઇએ. ધારો કે તમે એક બ્રાહ્મણને કે સાધુને ચાર આના દાનમાં આપ્યા. તમે આપેલી રકમ ઓછી લાગવાથી અને લેનાર ઝાંઝી હોવાથી તે તમારા ઘરમાં ફેંકી ચાલતો થયો. તમે એ પૈસાનું

શું કરશો ? એક વાર દાનમાં આપ્યા, માટે તમે પોતે તેનો ઉપયોગ પોતાના કાર્યમાં જો ન કરો, તો પછી તમારે તે કોઇ બીજાને દાનમાં આપવા પડશે. આવે પ્રસંગે એક વસ્તુનું દાન બીજી વાર કરવાની ફરજ જગતમાં પડતી આપણે જોઇએ છીએ. એક બ્રાહ્મણને આપણે દાનમાં ગાય આપી. બ્રાહ્મણે તે સ્વસ્તિ કહી અંગીકાર કરી; પણ કહ્યું, કે તે ગાભણી છે, તે વિયાતા સુધી તમારે ઘેરજ કૃપા કરી રહેવા દો. આપણે તેની ઇચ્છા પ્રમાણે તે ગાય આપણે ઘેર રાખી, અને તે દરમિયાન દાન લેનાર બ્રાહ્મણ મરી ગયો, કે પત્તો ન લાગે, એવે ઠેકાણે ચાલ્યો ગયો. તમે એ ગાયનું શું કરશો ? રાજાઓ દાનમાં આપેલાં વતન છીનવી લેછે, કે વતનદાર નિર્વંશ થયે તે પાછાં લેછે, અને વળી તે બીજાને દાનમાં આપેછે. કદાશ શાસ્ત્રાધારે એક વાર દાન કર્યો પછી માબાપ વિધવાનું ફરીથી દાન કરી ન શકે, તો ભલે તે દાન કોઇ બીજું કરે, અથવા વિધવા વિવાહને દાન તરીકે ન ગણે, અથવા તેનો વિધિ બીજી રીતે મુકરર થાય. પંડિતો ધારે, તો હરેક બાબતનો તોડ પાડી શકેછે, અને શાસ્ત્રની હરકતો પણ દૂર કરી શકેછે. "નાળનાં ગાડાં નાળમાં રહેતાં નથી." હરકત નડે, ત્યાં તેનો નીકાલ હરેક રીતે કરી શકાયછે.

કેટલીક વાર એમ કહેવામાં આવેછે, કે પુનર્લગ્ન અથવા નાતરાં કરવાં, એ નીચ વર્ણનું કામ છે. ઉંચ વર્ણથી એવું હલકું કામ થઇ ન શકે. નાતરીઆ નાતમાં જ્યારે પાલવતું નથી, ત્યારે નાતરે જવા સારૂ બાઇડીઓ પોતાના ધણીને ઝેર દઇને મારી નાખેછે, અને સ્ત્રી પુરૂષમાં જે પ્યાર અને સુખશાન્તિ રહેવી જોઇએ, તે રહેતી નથી. આપણે કોનાં પુનર્લગ્ન કરવાનું કહીએ છીએ, તે પાછળ બતાવ્યું છે; એટલે એવાં પુનર્લગ્ન અને નાતરાંમાં જમીન અશમાનનો ફેર છે. નાની વયની સ્ત્રીઓએ ધણી સાથે ન પાલવવાથી તેને મારી નાખ્યાના દાખલા નાતરીઆ નાતમાં પણ કવચિતજ બનતા હશે. પુનર્લગ્નને હલકું કામ, અને તે ઉંચ વર્ણથી ન થઇ શકે, એમ માનવાને મજબૂત કારણો નથી. રૂઢીથી જે હલકું મનાય, તેને રૂઢી ઉંચું પણ કરી શકે. પુનર્લગ્નને હલકું કામ માનવાથી દુનિયાની

સર્વ પ્રજાઓને તથા તેમની સર્વ જાતોને આપણે હલકી કહીએ છીએ. દુનિયાની સર્વ પ્રજાઓ તથા જાતોમાં જો પુનર્લગ્નના પ્રચારથી ખૂન થતાં હોય, અને દુઃખ પડતાં હોય, તો પુનર્લગ્નથી તેવાં પરિણામ નીપજેછે, એમ શાબીત થાય; પરંતુ અપવાદ તરીકે જેવા બનાવ આપણે અહીં બનેછે, તેવા સર્વ ઠેકાણે બનતા હશેઃ તે શિવાય બીજી પ્રજાઓ અને જાતોનો સંસાર એથી વધારે દુઃખરૂપ નિવડતો નથી.

લગ્ન સંબંધે તથા સ્ત્રી પુરૂષના શિયળ સંબંધે હિંદના આર્યોના વિચાર તથા તેમની લાગણી બીજી પ્રજાઓ કરતાં ચઢીઆતી અથવા વધારે તીવ્ર છે. સ્ત્રીઓ એક ભવમાં બે ભવ કરવા ચહાતીજ નથી. એક વખતનું પરણેતર ભવોભવ પહોંચેછે, એમ તે માનેછે. પુરૂષ મરી જાય, તો તેની પાછળ તેની પત્ની પહેલાં સતિ થવા ઉભી થતી, અને તેનીજ ચેહમાં ખુશીથી બળી મરતી. પરંતુ સતિ થવાનો ચાલ છેક પ્રાચીનકાળમાં નહોતો. દત્ત પોતાના પ્રાચીન ભારતમાં જણાવેછે, કે સતિ થવાનો રિવાજ દૃઢ કરવા માટે ઋગ્વેદની એક ઋચાને ફેરવીને તેનો ખોટો અર્થ કર્યો છે. "માનુષિક નિયમોમાં અતિ ક્રૂર રિવાજ માટે ઋગ્વેદમાં કોઇ સ્થાને અનુમતિ નથી. દહનક્રિયાના સ્થાન પ્રતિ સ્ત્રીઓના પ્રસ્થાન સંબંધી એક કેવળ નિર્દોષ ઋચા* છે. એનો અર્થ આ રીતે થાય છે. 'આ સ્ત્રીઓ વૈધવ્યનાં દુઃખ સહન ન કરો. જેના પતિ સારા અને મનવાંછિત હોય, તેઓ અંજન અને નવનીત લઇ પોતાના ઘરમાં જાઓ. આ સ્ત્રીઓને આંસુ સાર્યા વગર અને કાંઇ પણ શોક વગર પહેલાં તો મૂલ્યવાન અલંકાર પહેરી ગૃહ પ્રતિ જવા દો ?' મૂળ ઋચાના વાક્યમાં દહન સંબંધી એક પણ શબ્દ નથી, પણ તેમાંનો એક અગ્રે શબ્દ બદલી અગ્નેે લખ્યો, અને પછી બંગાળામાં વિધવા દહનના રિવાજને પ્રતિપાદિત કરવા મૂળ વાક્યનો ખોટો અર્થ કરી તેનો અયોગ્ય ઉપયોગ કર્યો. પ્રોફેસર મેક્ષ મૂલરના શબ્દોમાં કહીએ, તો

* इमानारीरविधवाःसुपत्नीराञ्जनेनसर्पिषासंविशन्तु
अनश्रवोनमीवाः सुरत्नाआरोहन्तुजनयोयोनिमग्रे ॥

'નિઃશંક આચાર્યોથી કેટલું થઇ શકે, તેનું આ અતિ નિંદ્ય દૃષ્ટાંત છે. જે વાક્યને તોડી, તેનો ખોટો અર્થ અને અયોગ્ય ઉપયોગ થયો, તેના આધારથી હજારો જીવોનાં બલિ અર્પાયાં, અને ઉન્મત્ત બળવાની ધમકી અપાઇ. આ આક્ષેપ દુઃસહ પણ યોગ્ય છે. મૂળ વાક્યોમાં ફેરફાર, અને તેનો ખોટો અર્થ એ બંને પૂર્વ કાળમાં થયાં હોય, કે થોડાજ શતક પહેલાં થયાં હોય, તેથી આ આક્ષેપ શિથિલ થતો નથી." આ ઉપરથી સતિ થવાના શાસ્ત્રાધારનો ખુલાસો થશે. સતિઓ ખરા પ્રેમથી કોઇકજ થતી હતી, પોતાની રાજી ખુશીથી થોડીજ થતી હતી, લોકલાજને કે ચાલતી રૂઢીને તાબે થઇને ઘણી થતી હતી, અને મારી મચરડીને ઉભી કરવામાં બહુ આવતી હતી. એક રાજાની પાછળ તેની સર્વ રાણીઓને તેમજ દાસીઓ સુદ્ધાંતને પ્રેમને લઇને સત ચઢે, એ માની શકાતું નથી. આ દુષ્ટ ને ભયંકર રિવાજથી ત્રાસીને દયાળુ અકબર બાદશાહે તેનો અટકાવ કર્યો હતો, અને પરોપકારી લોર્ડ વિલિયમ બેન્ટિક સાહેબે તેનો પ્રતિબંધ કર્યો.

વૈદિક અને ભારત કાળમાં વિધવા વિવાહ થતા, તે અટક્યા, અને તે પછીના કાળમાં સતિ થવાનો ભયંકર રિવાજ હતો, તે બંધ પડ્યો; એટલે ઉચ વર્ણોમાં સઘળી વિધવાઓને મરણ પર્યંત દુઃખમાં દહાડા કાઢવાના થાયછે. બિચારી બાળવિધવાઓનો આ ચાલથી મરો થાયછે. આપણા દેશમાં પોતાની દિકરીઓને પરણાવી ઠેકાણે પાડવી, એ માબાપ સંસારની મોટી ફરજ સમજેછે. અને જ્યાં સુધી દિકરીઓ ઇચ્છાવર વરતી ન થાય, ત્યાં સુધી તે ફરજ માબાપને શીર રહે, એ વાજબી છે. દિકરી જન્મે ત્યાંથી તેને ઠેકાણે પાડવાની ફિકરમાં માબાપ પડેછે, અને જેમ બને તેમ જલદી વર ખોળી કાઢી તેને નાનપણમાંજ પરણાવી દેછે, પરંતુ નાની વયે પરણાવવામાં તેને રંડાવાની ધાસ્તી વિશેષ છે, તેનો તે વિચાર કરતાં નથી. જ્યારે તે રંડાયછે, ત્યારે તેઓ લમણે હાથ દઇ નશીબને દોષ દેછે, અને પોકેપોક મૂકી રૂદન કરેછે. પુનર્વિવાહનો ચાલ હોત, તો સારૂં, એવું તેમને તે વખતે સ્મશાનજ્ઞાન પણ થાય છે, પરંતુ લોકરૂઢી

અને લોકાપવાદને તેઓ જલદી તાબે થઇ જાય છે. દિકરીઓને ઠેકાણે પાડવી, એ જો માબાપનું કર્ત્તવ્ય છે, તો તે અદા કરવામાં તેમણે પુખ્ત વિચાર કરવો જોઇએ. ધારો કે એક માણસને બે દિકરી છે. પરણાવેલી એક દિકરી આઠમે વર્ષે રાંડી અને બીજી દિકરી ૯ વર્ષની કુંવારી છે. જો ૯ વર્ષની કુંવારી દિકરીને ઠેકાણે પાડવાની તેની ફરજ છે, તો આઠ વર્ષની વિધવા થએલી દિકરીને ઠેકાણે પાડવાની શું તેની ફરજ નથી ? એક વાર પરણાવવાથી તેની ફરજ અદા થઇ કહેવાય નહી, કેમકે તેનો પતિ મરી જવાથી તે ઠેકાણે પડતી અટકી છે.

વિધવાવિવાહ કરવાથી કેટલીક કાયદાની હરકતો આવતી હતી, અને ખાસ કરીને તેવી વિધવા તથા તેની પ્રજાને વારસો મળવાને વાંધો પડતો હતો, તેથી પ્રતાપી અને માયાળુ અંગ્રેજ સરકારે સન ૧૮૫૬ ની સાલમાં એક નિબંધ ( આકટ–૧૫ મો ) બહાર પાડયો, તે નીચે પ્રમાણેઃ—

"ઇસ્ટ ઇંડિયા કંપની સરકારના કબજા માંહેના તથા તાબા માંહેના મુલકમાં સ્થાપેલી દિવાની કોર્ટોમાં કાયદો જેમ ચલાવેછે, તે કાયદા ઉપરથી હિંદુ જાતિની કેટલીએક વિધવા સ્ત્રીઓ શિવાય બાકીની વિધવા સ્ત્રીઓથી તેમનું એક વાર લગ્ન થવાના સબબથી બીજી વાર કાયદાસર લગ્ન કરી શકાતું નથી, અને બીજી વારના લગ્નથી તે વિધવા સ્ત્રીઓને થએલી સંતતિ અનૌરસ થાયછે, તથા તેની માલમિલ્કત ઉપર વારસાનો હક પહોંચતો નથી, એવું જાહેર છે વાસ્તે; અને કાયદાની આ હરકત છે એવું કહેછે તે હરકત ચાલતા આવેલા ચાલને મળતી છે, તોપણ તે હિંદુ ધર્મશાસ્ત્રના ખરા અર્થ પ્રમાણે નથી, એવું ઘણાએક હિંદુ લોકોનું મત છે, અને જે હિંદુ લોક પોતાની બુદ્ધિ પ્રમાણે સદરહુ વાત બાબત બીજો ચાલ કહાડવાને ઇચ્છતા હોય, એવા ઘણાએક હિંદુ લોકોની ઇચ્છાને વાસ્તે; અને સદરહુ પ્રકારના હિંદુ લોક કાયદાની સદરહુ હરકત છે, એવું કહે છે, તે દૂર કરવી, એ વ્યાજબી છે વાસ્તે; અને હિંદુ જાતિની

વિધવા સ્ત્રીઓનાં લગ્ન થવા બાબત કાયદાની હરકતો છે, તે સઘળી દૂર કર્યાથી સુનીતિની વૃદ્ધિ થઇને લોકોનું કલ્યાણ થશે વાસ્તે; હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે.

૧. હિંદુમાં લગ્ન થતી વખત, કોઇ માણસ મરી ગયો હોય તેની સાથે આગળ સ્ત્રીનું લગ્ન અથવા વિવાહ એટલે વેવીશાળ થયું હતું, એવાં કારણથી તે (ફરીથી થયેલું) લગ્ન કાયદા વિરૂદ્ધ છે, તથા તે લગ્નથી થયેલી સંતતિ અનૌરસ થાય છે, એવું સમજવું નહિં. એ વાત વિરૂદ્ધ કોઇ ચાલ તથા હિંદુ શાસ્ત્રનો અર્થ હોય તોપણ સદરહુ પ્રમાણે સમજવું નહીં.

૨. કોઇ વિધવાનું ગુજરાન ચાલવા બાબત પોતાના મૈયત ભરથારથી માલમિલ્કત ઉપર તેનો હક તથા સંબંધ હોય તે; અથવા પોતાના ભરથારના વારસાના સબબથી, અથવા તેના અપ્રતિબંધ દાયાદિના વારસાના સબબથી, તે સ્ત્રીનો તે માલમિલ્કત ઉપર હક્ક તથા સંબધ હોય તે; અથવા તે માલમિલ્કત બીજાને આપવાનો અધિકાર તેને આપ્યા વગર તે મિલ્કતનો તેણીએ નિયમિત ઉપભોગ માત્ર કરવો, એવું મૃત્યુપત્ર કર્યું હોય, અને તેમાં પુનર્વિવાહ કરવાની પરવાનગી સ્પષ્ટ લખી ન હોય, તે મૃત્યુપત્ર ઉપરથી તે મિલ્કત ઉપર તેનો હક તથા સંબંધ હોય તે સઘળો; તે મરી જાય ને જે પ્રમાણે બંધ થાય, તથા પૂરો થાય, તે પ્રમાણે તેનો પુનર્વિંવાહ થયો, એટલે તે બંધ થશે, તથા પૂરો થશે, અને તેના મૈયત ભરથારના નજીકના વારસ હોય, તે અથવા તે સ્ત્રી મરણ પામ્યા પછી તે માલમિલકત ઉપર જે બીજા માણસનો હક પહોંચતો હોય તે માણસો તે સ્ત્રીનો પુનર્વિંવાહ થયા પછી તે માલમિલકતના ધણી થશે.

૩. મૈયત માણસના મૃત્યુપત્રમાં તેની વિધવા સ્ત્રીનું અથવા બીજા કોઇ માણસને તેનાં છોકરાંનું પાળગ્રહણ કરવા સારૂ સ્પષ્ટ રીતે નીમ્યો નહીં હોય, અને તેની વિધવા સ્ત્રી પુનર્વિવાહ કરે, તો મૈયત ભરથાર પોતાના અંતકાળને સમે જે ઠેકાણે સ્થાયી રહેતો હોય, તે ઠેકાણે દિવાની અસલ ફરિયાદી લેવાનો જે કોર્ટને અધિકાર હોય, તે કોર્ટને તે છોકરાનું પાળગ્રહણ કરવા સારૂ

યોગ્ય માણસ નીમવાની અરજી કરવાનો અધિકાર મૈયત ભરથારના પિતાને, અથવા પિતામહને, અથવા માતાને, અથવા પિતામહી (બાપની મા)ને, અથવા મૈયત ભરથારના હરકોઇ કુટુંબીને છે. એ પ્રમાણે અરજી થયા પછી કોર્ટની નજરમાં આવે, તો સદરહુ પ્રમાણે પાળગ્રહણ કરનારો નીમવાનો કોર્ટને અધિકાર છે. પાળગ્રહણ કરનારો નીમ્યો, એટલે તે સઘળાં છોકરાંને અથવા તે માંહેના કેટલાંએકને તેઓની માની વતી પોતાને સ્વાધીન લઇને તેઓની સંભાળ, તેઓ નાની ઉમ્મરના હોય, ત્યાં સુધી કરવાનો અધિકાર પાળગ્રહણ કરનારને છે, અને વગર માબાપનાં છોકરાંનું પાળગ્રહણ કરવા બાબત જે કાયદા તથા કાનુન ચાલુ હોય, તે પ્રમાણે કોર્ટે સદરહુ નિમણુક કરતી વખતે ચાલવું. અને એવું ઠરાવ્યું છે, કે સદરહુ પ્રકારનાં છોકરાં નાની ઉમ્મરનાં હોય, ત્યાં સુધી તેઓનું ગુજરાન ચલાવવા સારૂ તેઓને યોગ્ય વિદ્યાભ્યાસ કરાવવા સારૂ, જોઇએ તેટલી તેઓની માલમિલકત નહિં હોય, તો તેઓની માના અનુમત વગર સદરહુ પ્રકારની નીમણુક કરવી નહીં. પણ જેને પાળ ગ્રહણ કરનારો ઠરાવવો હોય, તે છોકરાં નાની ઉમરનાં છે, ત્યાં સુધી તેઓના ગુજરાન બાબત તથા તેઓના યોગ્ય વિદ્યાભ્યાસ બાબત જામીન આપે, તો માના અનુમત વગર નીમણુંક કરવી.

૪. માલમિલકત મૂકીને મરનારા કોઇ માણસના મરણની વખતે વિધવા સ્ત્રી સંતાન રહિત હોય, અને સંતાન રહિત વિધવા હોય, તે સબબથી તે માલમિલકત ઉપર આકટ ઠર્યા પહેલાં તેનો વારસાનો દાવો ન ચાલે, તો તે સઘળી માલમિલકત ઉપર અથવા તે માલમિલકતના કાંઇ હિસ્સા ઉપર તેનો વારસાનો દાવો આ આકટ માંહેની કોઇ વાત ઉપરથી ચાલશે એવું સમજવું નહીં.

૫. પાછલી ત્રણ કલમમાં ઠરાવ કીધા છે, તે શિવાય કોઇ વિધવા સ્ત્રીનો કાંઇ માલમિલકત ઉપર દાવો હશે, તે તેનો પુનર્વિવાહ થવાના સબબથી ડુબશે નહીં; અથવા બીજી રીતે તેનો હક પહોંચતો હોય, તે પણ ડુબશે નહી. અને વિધવા સ્ત્રીએ પુનર્વિવાહ

કર્યો, તેનું તે પહેલી વારનુંજ લગ્ન હોત તો વારસા બાબત તેનો જેવો હક ચાલે, તેવોજ પુનર્વિવાહ થયા પછી ચાલશે.

૬. હિંદુ જાતિની જે સ્ત્રીનું મૂળજ લગ્ન થયું ન હોય, તેના લગ્ન સમય જે શબ્દોનો ઉચ્ચાર કર્યાથી અથવા જે વિધિ કર્યાથી અથવા જે કરાર કર્યાથી, તે લગ્ન કાયદાસર થાયછે, તે શબ્દનો ઉચ્ચાર, અથવા તે વિધિ અથવા તે કરાર હિંદુ જાતિની વિધવાના લગ્ન સમે કર્યાથી તે પુનર્વિવાહ કાયદાસર થાયછે એવું સમજવું. સદરહુ પ્રકારના શબ્દ, અથવા વિધિ અથવા કરાર વિધવાને લાગુ નથી, એવા સબબથી તેનું લગ્ન કાયદા વિરૂદ્ધ થાયછે, એવું સમજવું નહીં.

૭. પુનર્વિવાહ કરનારી વિધવા સ્ત્રી નાની ઉમ્મરની હોય ને તેનો પોતાના પહેલા વર સાથે સમાગમ થયો નહીં હોય, તો તે સ્ત્રીએ પોતાના પિતાના, અથવા પિતા નહીં હોય, તો પોતાના પિતામહના, અથવા પિતામહ નહી હોય, તો પોતાની માતાના, અથવા એ માંહેનું કોઈ નહીં હોય, તો પોતાના વડા ભાઈના, અથવા ભાઈઓ પણ નહીં હોય, તો તેઓનો નજીકનો કુટુંબી હોય, તેના અનુમત વગર પુનર્વિવાહ કરવો નહીં. આ કલમના ઠરાવ વિરૂદ્ધ લગ્ન કરવાના કામમાં જે જાણી જોઈને મદત કરશે, તે સર્વ જણ ઘણામાં ઘણું એક વર્ષ સુધી કેદની શિક્ષાને પાત્ર થશે, અને આ કલમના ઠરાવ વિરૂદ્ધ થએલું લગ્ન રદ છે, એવું ઠરાવવાનો અધિકાર ઇનસાફની કોર્ટને છે; પણ એવું ઠરાવ્યું છે, કે આ કલમના ઠરાવ વિરૂદ્ધ થએલાં લગ્નના ખરાપણા બાબત તકરાર પડે, તો સદરહુ પ્રકારનું અનુમત લીધું નથી, એવું સાબીત થાય, ત્યાં સુધી સદરહુ પ્રકારનું અનુમત લીધું છે એવું સમજવું, અને સદરહુ પ્રકારનું લગ્ન થયા પછી વરની સાથે સમાગમ થયો, એટલે તે લગ્ન રદ છે, એવું ઠરાવવું નહીં. વિધવા સ્ત્રી પુખ્ત ઉમ્મરની હોય, અથવા તેનો વરની સાથે સમાગમ થયો હોય, તો તેનો પુનર્વિવાહ કાયદાસર તથા આધારયુક્ત થયા વિષે તેનું પોતાનું અનુમત બસ છે એવું સમજવું."

શ્રીમંત સરકાર મહારાજા સયાજીરાવ ગાયકવાડ તરફથી "પુનર્વિંવાહ નિબંધનો" મુસદ્દો (ખરડો) તા. ૨૧ મી માર્ચ સન ૧૯૦૧ ની આજ્ઞાપત્રિકામાં પ્રસિદ્ધ થયોછે. તે આ પ્રમાણેઃ—

૧. આ નિબંધને પુનર્વિંવાહ નિબંધ કહેવો.

૨. આ નિબંધ મિતિ      સંવત્ ૧૯૫૭ એટલે તા.   માહે સન ૧૯૦૧ ના રોજ અમલમાં આવશે.

૩. કોઇ પણ હિંદુ વિધવા સ્ત્રી તથા પુરૂષ એમના વચ્ચે થએલો પુનર્વિંવાહ, તે સ્ત્રી પુરૂષને લાગુ હોય તે; અ કાયદા પ્રમાણે; આ શાસ્ત્ર પ્રમાણે; અથવા ઇ રિવાજ પ્રમાણે પુનર્વિંવાહ કરવો કાયદેસર નથી, એવા સબબ ઉપરથી પુનર્વિંવાહ ગેરકાયદેસર છે, એમ સમજવું નહીં. તેમજ એવા પુનર્વિંવાહથી થએલી સંતતિ સદરહુ સબબના કારણથી ગેરકાયદેસર છે, એમ સમજવું નહીં.

અપવાદ.

આ નિબંધમાં આગળ કહેલા ઠરાવો ઉપરથી બાધ આવતો હોય, તો તે પુનર્વિંવાહ ગેરકાયદેસર માનવાને પાત્ર થશે.

૪. એકાદી સ્ત્રી કુંવારી એટલે અવિવાહિત છતાં તેનું લગ્ન થતી વખતે જે (અ) શબ્દોચ્ચાર, (આ) વિધિ અથવા (ઇ) કરાર કરવાથી કાયદેસર લગ્ન થાય, તેજ શબ્દોચ્ચાર, વિધિ અથવા કરાર વિધવા સ્ત્રીનો પુનર્વિંવાહ થતી વખતે કર્યો હોય, તો પુનર્વિંવાહ આ કાયદાના ઇતર ઠરાવોને અનુસરીને કાયદેસર થાયછે, એમ સમજવું; અને એવા શબ્દ, અથવા વિધિ અથવા કરાર વિધવા સ્ત્રીના પુનર્વિંવાહને લાગુ નથી, એવી તકરાર કર્યાથી તે માન્ય કરવામાં આવશે નહીં.

૫. આ નિબંધ અન્વયે વિધવા સ્ત્રીનો પુનર્વિંવાહ ઐહિકવિવાહના કાયદાને અનુસરીને થયો હોય, તો તે તેટલાજ કારણથી ગેરકાયદેસર થાયછે, એમ સમજવું નહીં.

ખુલાસો.

ઐહિકવિવાહનો કાયદો અમલમાં આવ્યા પછી આ કલમ માંહેના ઠરાવનો અમલ શરૂ થશે.

૬. ( अ ) જેની ઉમ્મરનાં સોળ વર્ષ પુરાં થયાં ન હોય, અગર ( आ ) જેને પતિસંભોગ થયો ન હોય, એવી કોઇ પણ વિધવાએ, અગર વિધવા સાથે, અનુક્રમે દર્શાવેલા શખ્સોની સંમતિ વગર પુનર્વિવાહ કરવો નહીં:—

( ૧ ) બાપ; ( ૨ ) બાપ જીવતો ન હોય તો દાદો ( બાપનો બાપ ); ( ૩ ) દાદો જીવતો ન હોય તો મા; ( ૪ ) મા જીવતી ન હોય તો સજ્ઞાન મોટો ભાઇ; ( ૫ ) એવો ભાઇ ન હોય તો જેની પાસે તે વિધવા સ્રી રહેતી હોય તે સજ્ઞાન સગો પુરૂષ; અથવા ( ૬ ) એવો કોઇ સગો ન હોય, તો વખતો વખત સરકારથી અધિકાર આપવામાં આવે, તે ઇસમ.

ખુલાસો.

આ કલમમાં "સજ્ઞાન" એટલે જેની ઉમ્મરનાં ૨૧ વર્ષ પૂરાં થયાં હોય તે, એમ સમજવું.

૭. ઉપરની કલમમાં કહ્યા પ્રમાણે સંમતિ મેળવ્યા વગર થયેલા પુનર્વિવાહ ન્યાયાધિશી તરફથી રદ ઠરાવવાને પાત્ર છે.

અપવાદ.

સંમતિ વગર થએલો પુનર્વિવાહ તે સ્રીને પુનર્વિવાહ પછી પતિસંભોગ થયો, ત્યારે રદ ઠરાવવાને પાત્ર નથી.

૮. ( अ ) જેની ઉમ્મરનાં સોળ વર્ષ પૂરાં થયાં હોય, અગર ( आ ) જેને પતિસંભોગ થયો હોય, એવી વિધવા સ્રી કાયદેસર પુનર્વિવવાહ કરવાને મુખત્યાર છે; અને તેના પુનર્વિવાહને બીજી કોઇની પણ સંમતિની જરૂર નથી.

૯. ( अ ) જેસ્રીનો પુનર્વિવાહ થયો હોય, તથા ( आ ) તે પુનર્વિવાહ આ કાયદામાં દર્શાવેલા અગર ઇતર કોઇ પણ કારણથી રદ ઠરાવેલો ન હોય, ત્યારે તે સ્રીને જે વારસાઇનો તથા ઇતર હક્ક હોય, તે હકને તે પુનર્વિવાહથી બાધ આવેછે, એમ સમજવું નહીં; અને તે સ્રીનું તે પહેલુંજ કાયદેસર લગ્ન હોત, તો તે હક્ક જેવી રીતે કાયમ રહી શકયા હોત, તેજ પ્રમાણે કાયમ રહેશે.

### અપવાદ.

પુનર્વિંવાહ થએલો હોય એવી વિધવા સ્ત્રીનો જાણે કે તે મૈયત થઇ છે, એ પ્રમાણે (અ) પોતાના પહેલા ધણીની મિલ્કતમાંથી, અથવા તેના સગા તરફથી પોષણ મળવાનો, તથા (આ) પહેલા ધણીની, અથવા તેના છોકરાની, છોકરીની અથવા ઇતર સગાની મિલ્કતનો વારસો મળવાનો હક્ક નષ્ટ થાયછે, એમ સમજવું.

### ખુલાસો.

જે સ્ત્રીધનનો અથવા પલ્લાનો અવેજ પોતાના પહેલા ધણીની હયાતીમાં તે સ્ત્રીના કબજામાં આવી ચુકયો ન હોય, એવા અવેજનો પણ ઉપરના "પોષણ" શબ્દમાં સમાવેશ થાયછે, એમ સમજવું.

### પ્રત્યપવાદ.

પુનર્વિંવાહ કરવા વિષે સ્પષ્ટ પરવાનગી આપી કોઇ પણ મૃત્યુપત્ર ઉપરથી એકાદી મિલ્કત તે સ્ત્રીને આપી હોય, તો તે મિલ્કત ઉપરના તેના હકને બાધ આવે છે, એમ સમજવું નહીં.

૧૦. જે વિધવા સ્ત્રીને સંતતિ ન થયાને લીધે જે વારસાઇનો હક તેને મળી શકયો ન હોય તે સ્ત્રીને પુનર્વિંવાહથી સંતતિ થયાને લીધે એવો વારસાઇનો હક મળી શકશે, એમ સમજવું નહીં.

૧૧. જે વિધવા સ્ત્રીએ પુનર્વિંવાહ કર્યો હોય, તેનો પોતાના પહેલા ધણીથી થએલાં છોકરાંઓનું તેમની માના નાતાથી પાલન કરવાનો હક નષ્ટ થાય છે, એમ સમજવું; અને ધણીએ મૃત્યુપત્ર કરીને તેને પાલન કરનાર નીમી હોય, તોપણ યોગ્ય ન્યાયાધિશીએ તેને પાલન કરનાર (અ) નીમ્યા વગર, અગર (આ) મંજુર કર્યા વગર, તેને પાલન કરવાનો હક પ્રાપ્ત થશે નહીં.

૧૨. (અ) જે વિધવા સ્ત્રીનો તથા પુરૂષનો પુનર્વિંવાહ થયો હોય, અને (આ) તે પુનર્વિંવાહ આ કાયદામાં દર્શાવેલા અથવા ઇતર કોઇ પણ કારણોથી રદ ઠરાવેલો ન હોય, તે સ્ત્રી પુરૂષને,

કિંવા તેમની સંતતિને, અગર સગાને અથવા ઇતર લોકોને, (क) એવો પુનર્વિવાહ કર્યાને લીધે, અથવા (ख) તે કરવામાં સહાય કર્યાને લીધે, અથવા (ग) તેમની સાથે બીજા કોઇ પણ પ્રકારે સંબંધ હોવાને લીધે ન્યાત બહાર મૂકવામાં આવે તો તેટલાજ કારણથી તેમના વારસાઇ સંબંધીના હકને કોઇ પણ રીતે બાધ આવે છે, અથવા મિલ્કત ઉપરનો, અગર ઇતર હક નષ્ટ થાય છે, એમ સમજવું નહીં.

૧૩. (૧) છઠ્ઠી કલમમાં કહ્યા પ્રમાણે યોગ્ય શખ્સની સંમતિ વગર (अ) સોળ વર્ષથી ઓછી ઉમ્મરની, તથા (आ) પતિસંયોગ થયો નથી, એવી વિધવા સાથે જે ઇસમ પુનર્વિવાહ કરશે તે, તથા (૨) તેવા કૃત્યને જાણીજોઇને સહાય કરનારા સર્વ ઇસમો એઓ, એમાંથી ગમે તે પ્રકારની એક વર્ષ સુધીની કેદની શિક્ષાને, અથવા દંડને અથવા એ બંને શિક્ષાને પાત્ર થશે.

૧૪. ઉપરની કલમમાં કહેલા ગુનાહ બદલનું કામ જે શખ્સની સંમતિ લેવી જોઇતી હતી, તેની ફરિયાદ વગર ચલાવવું નહીં; અને સદર ગુનાહની ચોકશી, જેને વખતો વખત અધિકાર આપવામાં આવશે, તે ફોજદારી ન્યાયાધિશે કરવી.

૧૫. (अ) તેરમી કલમમાં કરેલો ગુનાહના કામમાં, (आ) સંમતિ વગર થએલો પુનર્વિવાહ રદ કરવા બાબતના દાવામાં વિરૂદ્ધ હકીકત સાબીત કરવામાં આવે, ત્યાં સુધી કાયદેસર સંમતિ હતી, એમ માનવું જોઇએ.

૧૬. (૧) છઠ્ઠી કલમના ઠરાવ વિરૂદ્ધ કરેલો પુનર્વિવાહ રદ ઠરાવવા સારૂ દાવો આણવાનો અધિકાર, જે શખ્સની સંમતિ લેવી જોઇતી હતી, તેનેજ માત્ર છે. (૨) પરંતુ એવું ઠરાવવામાં આવ્યું છે, કે સદરહુ શખ્સે આણેલા દાવામાં છેવટ ઠરાવ થતા પહેલાં કોઇપણ વખતે વિધવાની ઉમરનાં સોળ વર્ષ પૂરાં થયાંછે, એમ ન્યાયાધિશીના જાણવામાં આવે, તો તેની સંમતિ વગર દાવાનું કામ આગળ ચલાવવું નહીં.

૧૭ઃ પુનર્વિવાહ રદ ઠરાવવા વિષેનો દાવો, જેને વખતો વખત અધિકાર આપવામાં આવે, તે ન્યાયાધિશ આગળ ચાલશેઃ જે ન્યાયાધિશીમાં એ પ્રમાણે દાવો આણવામાં આવશે, તે ન્યાયાધિશે પોતાના ઠરાવનો અમલ કરતાં પહેલાં તે કામ ઠરાવ સહ વરિષ્ટ ન્યાયાધિશી તરફ મોકલવું; અને તે ન્યાયાધિશીનો હુકમ થશે, તે પ્રમાણે અમલ કરવો.

અંગ્રેજી નિબંધ પ્રસિધ્ધ થવાને ૪૫ વર્ષ વીતી ગયાંછે. એ વખતે પુનર્વિવાહની તરફેણ કરનારા બહુ થોડા હોઇ પ્રજામત તેની વિરૂદ્ધમાં બહુ હતું, તથા લોકોની લાગણી વધારે ઉશ્કેરાવાનો ભય હતો, તેથી સરકારે સાવચેતીથી માત્ર પુનર્લગ્ન કરનારને કાયદાની હરકતો નડે, એવા હેતુથી નિબંધ કરેલો જણાયછે. હાલમાં પુનર્વિવાહની તરફેણ કરનારાની સંખ્યા વધીછે. પ્રજામતમાં કેટલોક ફેરફાર થયોછે, તથા લોકોની લાગણી તે વખતના જેટલી ઉશ્કેરાવાનો ભય નથી. વળી એ નિબંધ થયા પછી હિંદુસ્તાનના જૂદા જૂદા ભાગોમાં સેંકડો પુનર્લગ્ન થઇ ગયાંછે, અને પ્રતિવર્ષ થતાં જાયછે, તેથી તેમને સરકાર તરફથી વધારે રક્ષણની જરૂર છે. વિધવાની મરજી વિરૂધ્ધ તેનું વપન કરાવવામાં આવે, તેનો અટકાવ કાયદાથી થવો ઇષ્ટ છે. જેમ નાની વયની, કે તેના પહેલા પતિ સાથે સંભોગ થયો ન હોય એવી, વિધવાને તેના માબાપ વગેરેની સંમતિ વગર પરણનાર તથા તેમાં સહાય કરનારને શિક્ષા ઠરાવીછે, તેમ મોટી વયની, કે તેના પહેલા પતિ સાથે જેનો સંભોગ થયો હોય, એવી વિધવા પુનર્લગ્ન કરવા ઇચ્છતી હોય, તે છતાં તેનાં સગાંવહાલાં જોર જુલમ કરીને તેને અટકાવે, ત્યારે તેને કાયદાની મદતની જરૂર છે. પુનર્વિવાહ કરનારનો લોકો પુનર્વિવાહના કારણથી તિરસ્કાર ન કરે, એવો પ્રતિબંધ કાયદાથી થવો જોઇએ. ફરીથી લગ્ન કરનાર સ્ત્રી પુરૂષને તથા તેની સંતતિને મંદિરોમાં તથા બીજાં જાહેર સ્થાનકોમાં જવાનો કોઇ અટકાવ કરે, તો તે કાયદાની રૂઇએ દૂર થવો જોઇએ.

અંગ્રેજી નિબંધ પ્રકટ થયાને ઘણાં વર્ષ વીત્યા છતાં કોઇપણ દેશી રાજ્ય તરફથી પુનર્વિવાહ નિબંધ આજ સુધી પ્રસિદ્ધ ન થયો, એ નવાઇ જેવું છે. કદાચ દેશી રાજ્યો પ્રજામતથી વધારે ડરતાં હશે, અથવા તેમને ત્યાં કેળવણીનો પ્રચાર ઓછો હોઇ, પ્રજામતમાં ફેરફાર થોડોજ થયો હશે. પરંતુ હવે મામલો બદલાઇ ગયો છે. દેશી રાજાઓમાંના ઘણાક કેળવણીનો પ્રસાદ પામેલા છે, તેમના રાજ્યમાં કેળવણી પ્રસરી છે, અને તેમને ત્યાં પુનર્લગ્ન થવા માંડયાં છે; માટે શ્રીમંત ગાયકવાડ સરકારનો દાખલો લઇ તેમણે પુનર્વિવાહના સંબંધમાં કંઇ પણ કરવું ઘટે છે.

વડોદરાના રાજ્યમાં પુનર્વિવાહ નિબંધનો મુસદ્દો છપાતાંજ લોકોમાં કેટલીક હોહા થઇ. જુના વિચારના લોકો બીજાઓને ગમે તેમ સમજાવવા લાગ્યા. સરકારનો ઇરાદો ઉજળી વર્ણોમાં નાતરાં કરાવવાનો છે, એવી ખોટી સમજ કેટલાક આપવા લાગ્યા; પરંતુ નિબંધ વાંચીને તેનો ખરો આશય શો છે, તે તપાસવાની દરકાર ભાગ્યેજ કોઇએ કરી હશે. એ નિબંધ વાંચવાથી હરેક સમજુ માણસની ખાત્રી થશે, કે સરકારનો હેતુ નાતરાં કરાવવાનો બીલકુલ નથી. પુનર્લગ્નની બાબતમાં વ્યક્તિ ઉપર કે નાત જાત ઉપર કોઇ જાતની સખ્તી છેજ નહીં. માત્ર જેઓ વાલી વારસની સંમતિથી કે મોટી ઉમ્મરે પોતાની ઇચ્છાથી પુનર્વિવાહ કરે, તેને કાયદાની હરકતો ન નડે, એટલોજ એ નિબંધ કરવાનો હેતુ છે.

---

## પ્રકરણ ૮ મું.

### કન્યાવિક્રય અને સાટાં તેખડાં.

આઠ પ્રકારના વિવાહ સંબંધે, અને તેમાંના ત્રણ જાતના વિવાહ ધર્મ્ય અથવા શાસ્ત્રપૂર્વક મનુએ ગણ્યાછે તે સંબંધે, પહેલાં કથન કરી ગયા છીએ. પ્રાજાપત્ય, ગાંધર્વ અને રાક્ષસ જાતના વિવાહ ધર્મ્ય અને સામાન્ય રીતે ચારે વર્ણને યોગ્ય માન્ય છે. આસુર અને

પૈશાચ વિવાહને અધર્મ્ય ( ગેરવ્યાજબી ) ગણી તે કદાપિ કરવા નહીં, એમ મનુ કહે છે. બ્રાહ્મ્ય, દૈવ અને આર્ષ જાતના વિવાહનો ઉપયોગ આ યુગમાં ભાગ્યેજ થાય છે. ગાંધર્વ અને રાક્ષસ વિવાહનો ઉપયોગ પણ કવચિતજ થાયછે; તેથી ત્રણ પ્રકારના ધર્મ્ય વિવાહમાં પ્રાજાપત્ય એ મુખ્ય, ઉત્તમ અને વિશેષ વપરાતો વિવાહ છે. એ વિવાહમાં 'બંને જણાં તમે તમારો ધર્મ પાળો,' એવું વચન કહીને વરકન્યાની પૂજા કરી વરને કન્યા આપવાની છે. સાધારણ રીતે આપણે જેને 'કંકુ ને કન્યા' આપવી કહીએ છીએ, તે આ વિવાહ છે. આર્ષ વિવાહમાં ધર્મશાસ્ત્ર પ્રમાણે ઉપયોગ કરવા સારૂ વર પાસેથી એક અથવા બે ગાયો અને બળદ લઇને કન્યા આપવાનું જણાવ્યું છે. કન્યાના પૈસા લેવાનું માત્ર આસુર વિવાહ, જે અધર્મ્ય ગણાયછે, તેમાં કહ્યુંછે; એટલે કન્યાના બાપને તથા સગાં વાહાલાંને તથા કન્યાને પોતાને વર દ્રવ્ય આપેછે, અથવા વરની તરફથી દ્રવ્ય આપવામાં આવેછે, અને પછી ખુશીથી તે કન્યાને પરણેછે, તે આસુર વિવાહ કહેવાયછે. આ ઉપરથી જણાશે, કે જે જે જાતના વિવાહ સારા કે ધર્મ્ય ગણ્યાછે, તેમાં કન્યાના બાપે વર પાસેથી પૈસા લેવાનું જણાવ્યું નથી. આસુર જાતના અધર્મ વિવાહમાં માત્ર પૈસા લેવાનો ઉલ્લેખ છે, તેથી જેઓ કન્યાના પૈસા લે છે, તેઓ ધર્મશાસ્ત્રે ગેરવ્યાજબી કે અધર્મી ગણી વર્જ્ય કરેલી જાતનો વિવાહ કરેછે, એમ સમજવું.

કન્યાના પૈસા લેવા, તેને આપણે કન્યાવિક્રય અથવા કન્યાને વેચવી એમ કહીએ છીએ. સ્થાવર જંગમ મિલ્કતની પેઠે જાણે કન્યા એ માબાપની મિલ્કત છે, અને બીજી મિલ્કતની પેઠે તેને તે વેચી સાટી શકેછે. આ વિચારજ એવો દુષ્ટ છે, કે તેને કન્યાનો વિક્રય કરનારા પણ યોગ્ય કહી શકે નહીં. પોતાના ફરજંદને વેચવું, એ અસ્વાભાવિક છે. આજથી પચાશ વર્ષ ઉપર કોઈ કન્યાનો વિક્રય કરતું, તો તેને માટે ઘણી હોહા થતી, લોકોમાં તેની બહુ નિંદા થતી, તેના કૂળને હમેશની કાળી ટીલી ચોટતી, અને વખતે નાત પણ તેને પકડતી. એ સમયે કોઇ નિર્ધન માણસ થોડી રકમ છાનીછપની

લેતું, કે માંડવા ખરચ વરના બાપ પાસે કરાવતું. પણ આ રિવાજ ધીમે ધીમે વધવા લાગ્યો અને હાલ તો તે નહીં ખમી શકાય એવો અને ત્રાસદાયક થઇ પડયોછે. એ સમયે કોઇ મોટી રકમ લે, તો લોકો કહેતા કે ફલાણાએ કન્યાના ભારોભાર રૂપીઆ લીધા, અને તેણે ગજબ કર્યો. નાની વયની કન્યાના ભારોભાર રૂપીઆ કહ્યા, એટલે તે હજાર બે હજાર થાય.

પણ હાલ કન્યાની કીમ્મત બહુ વધી પડીછે. પાંચ દશ હજારે પણ વખતે છૂટકો થતો નથી! કન્યાના વીશ હજાર સુધી રૂપિયા અપાયાની વાતો સાંભળી છે, એટલે હવે તો કન્યાને રૂપિયાને બદલે સોનાએ તોળીને વેચવા સરખું લગભગ થયુંછે. મોટી રકમો લેવાય, ત્યારે કન્યાના બાપે 'હીરા વટાવ્યા' એવું કહેવામાં આવેછે. કન્યાનું મૂલ વધારે ઉપજે, માટે તેને સંભાળથી ઉછેરવામાં, અને મોટી વયે પરણાવવામાં આવેછે. કેટલાક પ્રદેશમાં વધારે પૈસા ઉપજાવવા માટેજ કન્યાને મોટી કરવામાં આવેછે. હરાજીમાં જેમ વધારેમાં વધારે માગણી કરનારને માલ અપાયછે, તેમ કન્યાને પણ વધારેમાં વધારે પૈસા ધરનારને આપવામાં આવેછે. પૈસા વધારે મેળવવાની લાલચે ગમે તેવા બુઠ્ઠા, ખોડીલા કે અયોગ્ય વરને પસંદ કરવામાં આવેછે. પરણનારને ઘણી વાર પોતાની સર્વ કે ઘણીખરી પુંજી ખર્ચી નાખવી પડેછે; અને લાહીલોહીને ઘોડલીએ સ્વાર થવું પડેછે.

જેઓ આ પ્રમાણે પૈસા ઉસરડેછે, તેઓ પોતાની બેટીનું અકલ્યાણ કરેછે. મોટી થએલી કન્યા માબાપનાં આવાં કૃત્યથી નારાજ થઇ કલેશ કરેછે, રૂએછે, અને પરણવાની આનાકાની સુધાં કરેછે; પરંતુ તે બાપડી વિશેષ શું કરી શકે? "દિકરી ને ગાય, જ્યાં દોરે ત્યાં જાય," એમ કહેવાયછે. પુખ્ત ઉમ્મરે પહોંચી હોય, તો તે કાયદાસર પણ વાંધો લઇ શકે. સર્વ પૈસો બાપે લઇને ઘણીને ખાખી બનાવ્યો, તેનાં માઠાં ફળ દિકરીનેજ ચાખવાનાં છે. પૈસાની ખાતર ઘરડા ખખને દિકરી દેવાથી તેને સંસાર સુખ મળવાનું નથી, કેમકે પૈસા વગર હેવાતનમાં એક ચૂડી માત્ર રહેછે. જેફ ઘણી તેને નિરૂપ-

યોગી છે, અને તે થોડી મુદ્દતમાં ગત થતાં તેને કર્મે નાની વયમાંજ રંડાપો ચોટેછે. જ્યાં હાથે કરીને આવા વિવાહ કરવામાં આવે, ત્યાં માબાપજ દિકરીનાં પેલા ભવનાં દુશ્મન સમજવાં.

ઘણીખરી નાતોમાં દિકરીના ઘરનું પાણી સરખું પણ માબાપને તથા બીજા વડીલને ખપતું નથી. દિકરીનું પુઠ ઠેકાણું ગણી તેના ઘરનું અન્ન પાણી લેવામાં આવતું નથી. કન્યાનો વિક્રય કરી હજારો રૂપીઆ ખાનાર પણ આ રિવાજને આગ્રહથી વળગી રહેછે! પાણી પીવામાં બાધ સમજે, અને હજારોની થેલીઓ ઓહિયાં કરી જાય!

લોકો કહેછે, કે કન્યાના પૈસા લઈને કોઇ ન્યાલ થયો નથી. ઘણાખરા દાખલા આવાજ જોવામાં આવેછે. બે ચાર હીરા વટાવી ખાનાર પણ પાછળથી ભૂખડું થઇ જાય છે. છોકરીના નિસાસા તેને જરૂર લાગવા જોઇએ. પોતાના ખોટા કર્મનો તેને પસ્તાવો થવોજ જોઇએ. તેના અંતઃકરણનો કીડો તેને ફોલી ખાવોજ જોઇએ. નાત-જાતના અને ઓળખાણ પિછાણવાળા લોકોમાં તેની અપકીર્ત્તિ થાય, તે તો જુદીજ.

માલના સાટામાં કે લાંચ રૂશવતના કામમાં જેમ દલાલ છાનું છપનું ખાઇ જાયછે, તેમ દિકરીના વિવાહમાં ભાંજગડીઆ પુષ્કળ પૈસા ખાઇ જાયછે, એથી વરના તરફના બિચારા બેવડી રીતે લૂંટાય છે. ભાંજગડીઆ અનેક થાયછે, અને દરેકને કંઈ રકમ આપવી પડે છે. કેટલીક વાર બાપ અમુક રકમ ઠરાવેછે, અને મા તેનાથી છાની રકમ પડાવેછે.

આ દુષ્ટ રિવાજ હલકી જાતોથી માંડીને છેક બ્રાહ્મણ જેવી શ્રેષ્ટ નાતોમાં પણ ચાલેછે. "નાગર ભરાવે ગાગર". "નાગરની કન્યા ઉઘાડી". એવી કહેવતો ચાલેછે, એટલે નાગર જેવા સર્વ બ્રાહ્મણોમાં પણ ઉંચા કહેવાતા, સમજુ અને ગૃહસ્થમાં ખપતાઓમાં જો કન્યાવિક્રય થાય, તો પછી બીજી નાતો વિષે તો કહેવાનુંજ શુ? પૈસા ખરચીને માલ લેવાનો એટલે તે બરાબર તપાસીને ખોડ ખાંપણ વગરનો મનપસંદ હોય તો લેવાય, માટે નાગરની કન્યા

ઉપાડી એવી કહેવત પડી છે. 'નાગર' શબ્દમાં નાગર વાણીઆનો પણ સમાવેશ થાયછે. જ્યારે બીજા વાણીઆઓમાં કન્યાવિક્રયનો રિવાજ નહોતો, અથવા જવલ્લેજ જોવામાં આવતો, ત્યારે પણ નાગર વાણીઆમાં એ ચાલુ હતો. જે નાતોમાં કન્યાવિક્રયનો પ્રચાર સામાન્ય હોય અથવા બહુ અંશે ચાલતો હોય ત્યાં તે બાબતની નિંદા થોડીજ થાયછે, અને કુળવાન અને અકુળવાનપણું નાશ પામેછે; એટલુંજ નહીં, પણ વખતે ગૃહસ્થાઇ કે શ્રીમંતાઇ પણ જણાતી નથી. એક પેસાદાર અને સારી પદ્દી ભોગવતા અમલદારે પોતાની દિકરીના પૈસા લઇ નિવાહ કર્યો, ત્યારે તેના મિત્રે ઠપકો આપીને કહ્યુ, કે તમારા જેવા ગૃહસ્થ કન્યાનો વિક્રય કરે, એ સારૂં નથી. ગૃહસ્થે જવાબ દીધો, કે જ્યારે મારે કન્યા લાવવી હોયછે, ત્યારે પૈસા ખરચવા પડેછે, તો મારી કન્યાના પૈસા હું શા માટે ન લઉં? એતો ઉઢીના વ્યવહાર જેવું છે, અને નાતમાં વહિવટ ચાલેછે, તે બાજુએ મૂકવાને કારણ નથી!

કન્યાવિક્રયનો રિવાજ બીજી અનેક રીતે હાનિકારક છે.જે નાતમાં એ પ્રચાર વિશેષ છે, તે નાતમાં જેની /પાસે પૈસા ન હોય, તેના વર તો કુંવારાજ મરવાના! પૈસા વગર કન્યા મળતી નથી, માટે ગમે તે માર્ગે પૈસા મેળવવા, ગમે ત્યાંથી ગમે તેવી કન્યા લાવવી, અથવા કન્યાને અભાવે ગમે તેવે માર્ગે વર્તવું, એવું નિર્ધનના મનમાં આવેછે. આથી વ્યક્તિઓમાં અનીતિની વાસના દાખલ થાય છે, અને તે પ્રજામાં પ્રસરતી જાયછે.

આ ઉપરથી કન્યાવિક્રયનો રિવાજ કેટલો ખરાબ છે, તે વાંચનારના સમજવામાં આવશે. શાસ્ત્રકારોએ એટલા માટેજ તેને નિંદ્ય ગણ્યોછે, અને સમજુ લોકો તેને એટલા માટેજ ધિક્કારે છે; પરંતુ સ્વાર્થની બાબત આવે, ત્યારે આપણા લોકો શાસ્ત્ર ઉપર પાણી ફેરવે છે, અને લોકોના ધિક્કારને લેખવતા નથી.

સાટાં તેખડાં કરવાં, એ એક જાતનો કન્યાવિક્રય છે, અને કદાચ તે વિક્રય કરતાં પણ અધમ છે. સાટાં તેખડાંનું મૂળ કન્યાની

અછત છે. જ્યાં અછત હોય, ત્યાં પોતાનો છોકરો રખેને રહી જશે, એવી માબાપને ધાસ્તી રહેછે. એ માટે કાંતો પાસે પૈસા હોય, તો તે ખરચીને કન્યા લાવેછે, કે કાંતો પોતાને દિકરી હોય તે સાટામાં (બદલામાં) આપીને કન્યા મેળવેછે. કન્યાવિક્રયમાં કન્યાનો બદલો નાણાના આકારમાં મળેછે, અને સાટામાં કન્યાના બદલામાં કન્યા મળેછે, એટલે બંને વ્યાપારમાં વિક્રય છે; માત્ર તેના બદલામાં તફાવત છે.

કેટલીક વાર સાટાં વિક્રય કરતાં પણ ભયંકર લાગેછે. એટલે માબાપ આપવાની તથા લેવાની કન્યાની સરખામણી કરેછે, અને એક કરતાં બીજી કન્યા મોટી હોય, તો મોટીને માટે ઉપરામણી પૈસા લેવામાં આવેછે. એથી વિક્રય ને સાટું એ બંને એકજ કામમાં સાથે થાયછે. એવાં સાટાંમાં ઉપરામણીના પાંચ પાંચ હજાર રૂપીઆ આપ્યાના દાખલા છે! આવા સમયને હડહડતો કળિ યુગ નહીં તો બીજું શું કહેવું? લોકોની નીતિ રીતિમાં કેટલો બિગાડ!

આ કરતાં પણ વધારે અધમ અવસ્થા કેટલાંક સાટાંથી થાયછે. બહેનના સાટામાં ભાઇ પરણે, તેથી બહેન એ ભાઇની સાળાવેલી થાય, અને ભાઇ એ બહેનનો નણદોઇ થાય! દિકરીના સાટામાં બાપ પરણે, એ આથી પણ વધારે દુષ્ટ છે. આવે પ્રસંગે દિકરી સાળાવેલી, અને બાપ નણદોઇ થાય! બંનેની પ્રજા થાય, તેનું સગપણ ખોળવામાં પણ આથી મુશ્કેલી આવે. શ.મળભટે મડાપચીશીમાં વર્ણવ્યુંછે, કે મા દિકરી અજાણતાં બે વટેમાર્ગુને પરણી, એટલે મા જેને પરણી તે એક વટેમાર્ગુનો દિકરો થતો હતો, અને દિકરી જેને પરણી, તે તે દિકરાનો બાપ થતો હતો. બંનેને સંતાન થયાં, તેમનું સગપણ શોધી કાઢવાનો કવિએ પ્રશ્ન કર્યોછે. એ પ્રશ્નનો ઉત્તર જેમ અઘરો છે, તેમ બાપ દિકરાનાં સાટાંમાં થએલાં લગ્નથી ઉત્પન્ન થએલી પ્રજાનું સગપણ ખોળવું પણ અઘરૂં છે. એક બીજાં સાસરે જાય, ત્યારે શું કહીને બોલાવે? એક બીજા વચ્ચે વિવેક કેવી જાતનો રાખવો પડે?

આવા અનાચાર દૂર કરવાને માટે લોકો સાટાંને બદલે તેખડાં ને કોઇ વાર ચોખળાં કરેછે. એટલે જેમને ઘેર દિકરો ને દિકરી બંને હોય, એવાં ત્રણ કે ચાર માબાપ ભેગાં થાયછે, અને એક કુટુંબવાળો બીજાને, બીજો ત્રીજાને, અને ત્રીજો પહેલાને, કે ત્રીજો ચોથાને, અને ચોથો પહેલાને ઘેર કન્યા આપેછે. સામસામા સાટું કરવા કરતાં આ માર્ગ ઠીક છે, પણ એથી સાટું કરવામાં જે દોષ અને દુષ્ટતા છે, તે કમી થતાં નથી. ક્યા શાસ્ત્રની સંમતિથી સાટાં તેખડાં કરવામાં આવેછે ? દશ પ્રકારના વિવાહમાં આવી જાતનો કોઇ પણ વિવાહ ધર્મશાસ્ત્રમાં નથી.

સાટાં તેખડાં કરતી વખતે રખેને કોઇ વાંકું બોલે તેથી કે કોઇની કન્યા મરી જાય તેથી, મારો છોકરો કન્યા વગરનો રહી જાય અને મારી કન્યા મફતની ચાલી જાય, એ માટે તે સંબંધના રીતસર દસ્તાવેજ કરવામાં આવેછે. કોઇ વાંકું બોલે, તો તેને ઘેર સામો માણસ લાંઘવા બેસેછે, કે કાયદાસર ઇલાજ લેછે. કોઇની કન્યા મરી જાય, તો તેને બદલે અવેજ ( કન્યાના રૂપમાં ) આપવાની શરત થાયછે. શરત કોઇ પાળે નહીં, તો ખટલો નાતે કે સરકાર દરબારે ચડેછે.

કોઇને કન્યા હોય, અને દિકરો ન હોય, તો તે કન્યાનો એકાએક વિવાહ કરતો નથી, એવા ભયથી, કે વખતે મારે દિકરો થશે, તો તેને કન્યા મળી શકશે નહીં. એવે સમયે કન્યાકાળ વીતી જાય, તેની પણ કાળજી રાખવામાં આવતી નથી. કન્યાને પરણાવવાનો વખત આવે, ત્યાં સુધી પણ છોકરો ન થાય, તો કન્યા જેને આપવામાં આવે, તેની પાસેથી લખાવી લેવામાં આવેછે, કે અમારે કન્યાનો ખપ જ્યારે પડે, ત્યારે તમારે આપવી. વળી કોઇ છોકરાના બાપને દિકરી ન હોય, અને સામાવાળાને તુરત કન્યાનો ખપ ન હોય, તો તે નીપજે કન્યા આપવાનો દસ્તાવેજ કરેછે, અને ઘણી વાર ઉપરામણી રૂપીઆ પણ આપેછે. કોઇ વાર પોતાને દિકરી ન હોય, તો કોઇ સગાવહાલાની દિકરી પોતાના દિકરાના સાટામાં અપાવેછે, અને તે સગાનું મન બે રીતે મનવેછે; એટલે કાંતો તેને

પૈસા આપેછે, કે કાંતો તેને નીપજી કન્યા આપવાનો લેખ કરી આપેછે. આ તે કેવો વ્યવહાર! ગાય ભેંસને વેચવા સાટવાની જે કૃતિ, તે કૃતિ વડે કન્યાને વેચવા સાટવામાં આવે, એ હિંદુ સંસારની અધમાવસ્થાની પરિસીમા છે! આવા માણસોની કન્યા એમની એમ વિવાહ કર્યા વગરની મરી જાયછે, ત્યારે તેઓ પોકેપોકે મૂકીને રૂએછે, અને લોકો મજાકમાં કહેછે, કે ફલાણાની કીમતી હુંડી ફાટી ગઇ!

કન્યાની અછતને લીધે લોકોના મનમાં અધીરાઇ રહેછે, અને તેઓ કન્યા મેળવવા સારૂ પુષ્કળ પૈસા આપેછે, કે સાટાં તેખડાં કરેછે. એક નાતના કુંવારાં વર કન્યાની યાદી કરતાં જણાયું, કે તેમાં ૪૨ કન્યા ને ૭૬ વર છે. આવી સ્થિતિમાં કન્યાને માટે લોકો અધીરા થાય, એ સ્વાભાવિક છે. તે નાતના લોકો સાથે વાતચિત થતાં તેમણે જણાવ્યું, કે જ્યાં કન્યાની આટલી બધી અછત છે, ત્યાં અમે અમારી કન્યાઓ મફત ફેંકી દઇએ, તો અમારા છોકરાઓને કુંવારા મરવાનો વારો આવે. મેં કહ્યું, તમે જે રસ્તો પકડો છો, તેથી પણ ૩૪ વર તો કુંવારા મરશેજ. તમે તમારી કન્યાઓ મફત આપો, અને બીજાઓ મફત આપે, તોપણ પરિણામ એકજ આવે. તેઓ બોલ્યા, એ ખરૂં, પણ અમે કન્યા મફત આપી દીધા પછી અમારે ઘેરજ બીજો કન્યા આપશે તેની ખાત્રી શી? મેં કહ્યું, આવો અનાચર દૂર કરવા સારૂ તમે કંઈ નાતશાહી બંદોબસ્ત શા માટે નથી કરતા? તેમણે જવાબ આપ્યો, નાતશાહી બંદોબસ્ત થવો અને પળાવવો કઠીણ છે. સર્વના પેટમાં કાતી હોય, તો નાતનો બંદોબસ્ત બાજુએ રહે. કેટલીક બાબતમાં નાતના ઠરાવને તાબે થવાથી ઘણા લોકોને અનેક વાર છેતરાવવું ને સોસવું પડયું છે; કેમકે તેઓ નાતના બંધને અનુસરીને ચાલ્યા જાય, અને બીજા ન ચાલ્યા, તેથી માર ખાવો તેમને પડયો. મેં કહ્યું, લોકોને માર ખાવો ન પડે, અને સુધારો થાય, એવા માર્ગ નાત પકડે, તો કેમ? દાખલા તરીકે, તમારી નાતમાં વિવાહ ન થએલા એવા ૭૬ વર છે, તેમાંથી મોટી ઉમ્મરના ૩૬ તારવી કાઢવા, અને જે ૩૬

કન્યાઓ છે, તે તેમનેજ આપવી. આથી મોટી ઉમ્મરના તમામ વર સંધાઇ જશે, અને કજોડાંનો રિવાજ પણ દૂર થશે. જે છેક નાની ઉમ્મરના છોકરા બાકી રહેશે, તેમને નીપજી કન્યાઓ ખપ આવશે, અને અમુક વયેજ વિવાહ થઇ શકે, એવો બંધ બાંધ્યો હશે, તો દરેક ઘેર કન્યા મળવાનો મોડો કે વહેલો વારો આવશે. આથી અધીરાઈ નાશ પામશે, અને લોકોનાં દીલ સાફ થશે. છેક નાની વયનાં છોકરાં વિવાહ વગરનાં રહેશે, તેની બળબળ પણ માબાપને થવાની નથી. તેમણે જવાબ આપ્યો કે, આ માર્ગ સારો છે, પરંતુ જો નાતના લોકો સમજુ હોય, તોજ આવા કોઈ નિર્ણય પર આવી શકે. વળી હાલમાં નાતની સત્તા એટલી ઓછી થઈછે, કે તેના ઠરાવને લોકો ગણકારતા નથી. કોઇ વગસગવાળા કે મારતેમિયાં એક વાર નાતનો ઠરાવ તોડે, કે તે ઠરાવ રદ બાતલ થઇ જાય.

---

## પ્રકરણ ૯ મું.

## પલ્લું અને પહેરામણી.

બીજા ઘણા દેશોની માફક આપણે અહીં દિકરીને માબાપ તરફનો વારસો મળતો નથી. સાસરામાં ધણીને વારસો મળે, તેની ભોક્તા કે ભાગિયણ તે થઇ શકેછે, પરંતુ દૈવયોગે જો તેને રંડાપો આવે, અને તે છોકરા વગરની હોય, અને તેને દિયર જેઠ હોય, તો સાસરામાં પણ તેને વારસો મળતો નથી. તેના ભરણપોષણનો બંદોબસ્ત કરવાને સાસરાવાળા બંધાએલા છે, તથાપિ ઘણી વાર તેને ત્યાં રહેવું પાલવતું નથી; અને કોઇ ભરણ પોષણનો બંદોબસ્ત ન કરે, તો તેને અદાલતે ચઢવું ગમતું નથી, તેથી તે પોતાના પિયરમાં રહેવાનું પસંદ કરે છે. પિયરમાં માબાપ મરી ગયાં હોય, અને ભાઇ ભોજાઇ બુનિયાત ન હોય, તો તે ત્યાં પણ રહી શકતી નથી. વળી સાસરાવાળા કે પિયરવાળા કે બંને નિર્ધન થઇ જાય, તો તેના બુરા હાલ થવાનો સમય આવેછે. આવાં

આવાં કારણોને લીધે સ્ત્રીધનનો રિવાજ જે જે નાતોમાં ચાલેછે, તે ઉપયોગી ને વખાણવા લાયક છે. સ્ત્રીધન બે રીતનું થાયછેઃ એક તો, કન્યાદાનમા કે બીજે પ્રસગે જે કઇ રોકડ, દરદાગીના વગેરે માબાપ તરફથી મળે, અથવા લગ્ન પ્રસગે સાસરા તરફથી જે દરદાગીના નાતના રિવાજ પ્રમાણે કન્યાને ખાસ મળે તે; બીજું, વરના બાપ પાસેથી જે પલ્લુ લેવામાં આવેછે, તે રોકડ રકમ. એ પલ્લામા માબાપ અને સાસુ સાસરા તરફથી જે અબાબ ( રીત પૂરત ) ના રૂપીઆ કન્યાને મળે, તે કેટલેક ઠેકાણે ઉમેરવામા આવે છે. કેટલાક માબાપ કન્યાના લગ્ન વખતે ચાલ્લામાં જે રકમ આવે તે બધી કે તેનો કોઇ ભાગ પલ્લામા નાખે છે. કેટલીક નાતોમાં માબાપ તરફથી જે પહેરામણી તરીકે રકમ મળે, તે પણ પલ્લામા ઉમેરાયછે એ રીતે જે રકમ થાય, તે વરકન્યાને નામે નાણાવટમાં, કે જ્યા સલામત રીતે વ્યાજ ઉપજાવી શકાય ત્યાં, વ્યાજે મૂકવામાં આવેછે. કન્યાને જોઈતા દરદાગીના, વસ્ત્ર વગેરે માબાપ તરફથી કે સાસરેથી પૂરા પડેછે, તેથી પલ્લાની રકમમાથી લાબી મુદ્દત સુધી કઇ ઉપાડ થતો નથી ઘણી વાર વ્યાજ વધી વધીને મૂળ રકમ બમણી તમણી થઇ જાયછે કન્યા મોટી થયે વખતે તેમાથી દરદાગીના કરાવવામાં આવેછે પલ્લા ઉપર કોઇનો ( ધણીનો પણ ) દરદાવો ચાલતો નથી સમજુ સ્ત્રીઓ પોતાના ધણીને અણીને વખતે પલ્લાનો ઉપયોગ ખુશીથી કરવા દે છે સારો ધણી કમાય ધમાય, તો ઉપાડેલી રકમ પાછી જમા કરાવેછે. રડાપો પ્રાપ્ત થયા પછી કોઇનો આધાર ન હોય, તેવે પ્રસગે પલ્લાના વ્યાજમાથી સ્ત્રીના દહાડા નીકળે છે, કે તેના ગુજરાનમા એથી સારી મદત મળેછે.

કેટલીક નાતોમા પલ્લુ આપવાનો રિવાજ બિલકુલ નથી, તેથી અનાથ સ્ત્રીઓને બહુ આપત્તિ ભોગવવી પડેછે કેટલીક નાતોમા પલ્લાની રકમ બહુ નાની હોવાથી, તે વડે સ્ત્રીને ભીડને પ્રસગે જુજ મદત મળેછે કેટલેક ઠેકાણે પલ્લાની રકમ ઘણી ભારે હોયછે, તે મેળવવામા વરના બાપને બહુ મુશ્કેલી નડેછે, અને ગરીબ ઘરના વરને કન્યા મળવી કઠીણ થઇ પડેછે સુરતના નાગર વાણીઆમાં

પહેલાં ૨૦૦૦) રૂપીઆ પલ્લામાં મૂકવા પડતા. નાતના સાધારણ તથા ગરીબ લોકોને આ રકમ ભારે પડવાથી તે ઘટાડીને પલ્લું રૂ. ૧૦૦૦) નું કરવામાં આવ્યુંછે. કોઇ એવો પ્રશ્ન કરશે, કે એક હજાર રૂપીઆનું વ્યાજ એટલું થોડું આવે, કે તેમાંથી સ્ત્રીનું ગુજરાન આવા સમયમાં કેમ ચાલી શકે ? આપણે અહીં સાધારણ અવસ્થાની વિધવાઓનું ખર્ચ થોડું હોયછે. તેઓ વખતે કંઇ કામ કાજ કરીને થોડું પેદા કરે છે. મોટી નાત હોય, તો જમવાનું ઘણું ચાલેછે તેથી પણ તેમને મદત મળેછે. વિધવાને અલંકારની જરૂર નથી પડતી, અને કપડાનું ખર્ચ પણ તેમને ઘણું થોડું થાયછે, કેમકે શોભીતાં, ઉંચાં ને કીમતી કપડાં તેમનાથી પહેરાતાં નથી. મોટાં શહેર કરતાં કસ્બા અને ગામડાંમાં ગુજરાન થોડે ખર્ચે થાયછે. જ્યારે સોંઘવારી હતી, ત્યારે એક સ્ત્રીના ધાન્ય લૂગડાનું વાર્ષિક ખર્ચ રૂ. ૧૮) ગણવામાં આવતું. પહેલી વારની સ્ત્રા બહુ ટીકટીક કરે, તો તેનો ધણી કે સાસુ કહેછે, કે તું " બારમણ દાણા ને બે જોડાં લૂગડાંની " ધણીઆણી છે; બહુ કરીશ તો એટલું આપીને તને જૂદી કાઢીશું. મોઘવારીના વખતમાં પણ કોઇ ગરીબ કે વચલા વાંધાની સ્ત્રીને વર્ષના ૩૦–૪૦ રૂ. બાંધી આપે, તો રીતસર ગણાય છે, અને તેના કરતાં વધારે આપે, તો સારૂં કર્યું, એમ કહેવાયછે.

પુત્રીઓને વારસો આપવાનો વહિવટ કે કાયદો બીજી પ્રજાની પેઠે હિંદના આર્યોમાં પણ નથી, કેમકે પુત્રી એ પારકા ઘરની વસ્તી ગણાયછે. તે પરણી એટલે પરગોત્રી થાયછે, અને તેના ધણીના હકે તે સસરાનો વારસો મેળવી શકેછે. એ રીતે હરેક સ્ત્રી બાપનો નહીં તો સસરાનો વારસો પામેછે, તેથી હિંદુ સ્ત્રીઓને એક ઠેકાણેથી વારસાનો લાભ મળતાં પરિણામ એકજ થાયછે. માત્ર, જેમણે તેઓને જન્મ આપ્યો, તેમના તરફથી વારસા તરીકે કંઇ લાભ તેમને ન મળે, એ અસ્વાભાવિક લાગેછે; પરંતુ ઘણી નાતોમાં દિકરીઓને માબાપ તરફથી બીજી રીતે સારો લાભ મળેછે. એટલે માબાપ પોતાની શક્તિ પ્રમાણે તેમને દરદાગીના કરાવેછે, તથા

કન્યાદાન વખતે કંઇ વિશેષ આપેછે, પહેરામણી તરીકે કંઇ રકમ પલ્લામાં ઉમેરેછે, ટાણેટચકે તેમને તથા જમાઇઓને રૂપીઆ, દાગીના કે વસ્ત્ર આપેછે. કેટલેક ઠેકાણે સાંજનું વાળું પોતાને ઘેર તેમને કરાવેછે, ઘણે ઠેકાણે અમાસ બારસે ને વાર તહેવારે તેઓને જમાડેછે, આણા જીઆણા વખતે સારૂં ખર્ચ કરેછે, અને લૂગડાં-લત્તાં સાથે સોપારી, એલચી તથા સોય દોરો ધરાધરી પૂરાં પાડવામાં આવેછે. જન્મ પર્યંત દિકરીને કપડાં લત્તાં પૂરાં પાડવામાં આવેછે એટલુંજ નહીં, પણ તેનાં છોકરાં મોટાં થાય, ત્યાંસુધી તેમને પણ આંગલાં ટોપી તેઓજ કરેછે. દિકરીને સીમંત આવે ત્યારે મામેરૂં વિસ્તારવાનું અને તેનાં છોકરાંનાં લગ્ન વખતે મોસાળું ચઢાવવાનું ખર્ચ તેમને કરવું પડેછે, આવી રીતે અનેક આકારમાં દિકરીઓને માબાપ તરફથી મળતર મળેછે, તેથી તેમને વારસ તરીકે ઠીક લાભ મળેછે.

પલ્લાથી ઉલટી પહેરામણી છે. પલ્લું વરનો બાપ આપેછે, અને પહેરામણી કન્યાનો બાપ આપે છે. જ્યાં સુધી પહેરામણીની રકમ નાની હોય ને પલ્લામાં ભળે, અને સ્ત્રીધનનો ભાગ થાય, ત્યાં સુધી તેમાં વાંધો લેવા સરખું નથી; કેમકે બંનેને માટે વર કન્યાના માબાપે કંઇ પણ કરવું અવશ્યનું છે. પરંતુ પહેરામણીની રકમ જ્યારે હદથી જ્યાદે થાય, અને તેનાં હકદાર વરનાં માબાપ ગણાય, ત્યારે તેવો રિવાજ વાંધા પડતો ગણાય.

જે નાતોમાં કૂળવાન અને અકૂળવાન એવા ભેદ હોય, તે નાતોમાં કૂળવાનને પહેરામણી મળેછે. કૂળવાનને ત્યાં કન્યા આપવાની ઇચ્છા ઘણાની હોય, તેથી કૂળવાન વરના ભાવ વધેછે. માગાં ઘણાં હોય, ત્યારે અર્થશાસ્ત્રનો નિયમ લાગુ થાયછે, એટલે વરની કીમત વધી જાયછે. કૂળવાનમાં ચઢતા ઉતરતા ભેદ હોયછે, તેથી ચઢતા ઘરના વરનો ભાવ વધારે બેસેછે. જે કૂળવાન ઘર ખાતું પીતું ને સારો સંબંધ ધરાવનારૂં હોય, તેનો વર વધારે મોંઘો પડેછે. આવું જ્યાં બનેછે, ત્યાં વરનો વિક્રય થાયછે, એમ સમજવું

જોઇએ. જેમ કન્યાવિક્રય હાનિકારક છે, તેમ વરવિક્રય પણ હાનિકારક છે. કન્યાના બાપ પાસે પહેરામણીમાં આપવા પૂરતા પૈસા ન હોય, તો તે સારૂં ઘર મેળવી શકતો નથી. ઓછે ખર્ચે કૂળવાન ઘર મળે એવા હેતુથી, તે મોટો કે ખોડીલો વર કે ઘણું ભૂખડું ઘર પસંદ કરેછે, તેથી દિકરીનો ભવ બગડેછે. અકૂળવાનને ઘેર કન્યા દેછે, તો પોતાનાં ભાણુજાં નાતજાતમાં પોષાતાં નથી, અથવા અકૂળવાન કે ભરતીઆં લોકોમાં બહુ કરીને ખુનિયાત હોતી નથી, તેથી પણ છોકરીને સોસવું પડેછે. " સોબતે અસર, ને તુખમે તાસીર " ની કહેવત છેક ખોટી નથી. બે શીપનું મોતી પસંદ કરવાનો પ્રથા હસી કાઢવા જેવો નથી. આથી એમ ન સમજવું, કે અકૂળવાનમાં પણ કોઇ ખુનિયાત ન હોય, અથવા તેમાંથી કેળવણી, રોજગાર વગેરેને લઇને કોઈ કૂળવાન ન થઈ શકે. એથી ઉલટું, કહેવાતા કૂળવાન ઘરોમાંથી પણ હાલના સમયમાં ઘણાં ઘર પોતાની ખુનિયાત ખોઇ બેઠાંછે, અને માત્ર " નામે નવસારી પોષાયછે ".

કેટલીક નાતોમાં પહેરામણીનો આંકડો ઘણો મોટો હોયછે. રાજા રજવાડામાં પહેરામણીની વખતે એટલી માગણી થાયછે, કે તે કન્યાના બાપથી આપી શકાતી નથી. તેથી કન્યા ઘણી મોટી વય સુધી કુંવારી રહેછે, અને તેને આખરે કોઇ ઉતરતે ઠેકાણે આપી દેવી પડેછે. આ રિવાજ ક્ષત્રિય મરાઠાઓમાં પણ ચાલુ છે, અને તેઓ મોટા હુંડા ( પહેરામણી ) ની માગણી કરેછે. એથી ઉતરતો પણ હદ ઉપરાંત પહેરામણી લેવાનો ચાલ ચરોતરના લેઉવા પાટીદારમાં અને સુરત જીલ્લાના અનાવલા દેશાઇઓમાં છે. આ બંને જાતોના રીત રિવાજ એટલા મળતા છે, કે તેઓનું મૂળ જાણે એકજ હોય, એમ સામાને માલમ પડે. લેઉવામાં પાટીદાર અને કણબી એવા ભેદ છે, ત્યારે અનાવલામાં દેશાઈ અને ભાઠેલા એવા ભેદછે. પાટીદાર જેમ સરકાર દરબારના સંબંધવાળા ને વતનદાર હોયછે, તેમ દેશાઇ પણ સરકાર દરબારના સંબંધવાળા ને વતનદાર હોય છે. કણબીઓ જેમ ખેતી કરેછે, તેમ ભાઠેલા પણ ખેતી કરેછે. જેવી રીતે લેઉવામાં પાટીદાર અતિ કૂળવાન અને કણબી અકૂળવાન

ગણાયછે, તેવી રીતે અનાવલામાં દેશાઇ અતિ કૂળવાન અને ભાઠેલા અકૂળવાન ગણાયછે. કણુબીને ત્યાંનું માગું આવે, ત્યારે જેમ પાટીદાર મેં માગી પહેરામણી માગેછે, તેમ ભાઠેલાને ત્યાંનું માગું આવે, ત્યારે દેશાઇ મેં માગ્યો આંકડો ( પહેરામણી ) માગે છે. પાટીદારને ઘેર દિકરી દઇને જેમ કણુબી ખરાબખસ્ત થઇ જાયછે, તેમ દેશાઇને ઘેર દિકરી દઇને ભાઠેલો ખરાબખસ્ત થઇ જાયછે. જેમ પાટીદારમાં ઉંચા નીચા વર્ગ છે, તેમ દેશાઇમાં પણ તેવા વર્ગ છે. " નહીં ત્રણમાં, નહીં તેરમાં, અને નહીં છપનના મેળમાં ", એવી કહેવત પાટીદારો ઉપરથી પડીછે, કેમકે તેમનામાં ત્રણ ગામ ( ખરૂં જોતાં સાહાત્રણ ) શ્રેષ્ઠ, તેર ગામ તેથી ઉતરતાં, અને છપન ગામ તેથી પણ ઉતરતાં ગણાયછે, એટલે જે એમાંના કોઇ ગામનો વતની ન હોય, તે કૂળવાનમાં ન લેખાય. દેશાઇઓમાં પણ ત્રણ ગામવાળા ( જેમને પેઢીવાળા કહે છે ) શ્રેષ્ઠ ગણાય છે. જે કણુબી કે ભાઠેલો ત્રણ ગામમાંથી વર મેળવવાની ઇચ્છા કરે, તેના ભોગજ ફરી વળેછે. કંકુએ પીળીને હજારો રૂપીયા રોકડા પહેરામણીમાં આપવા પડેછે. વેવાઇ, વેવાણ, વરરાજા અને બીજાં સગાંને રાજી કરવામાં જનાક જતી રહેછે. જાનનો અચરકો ખમી શકાય નહીં, એવો હોયછે. સર્વ નાતોમાં પરગામથી જાન આવે, ત્યારે જે ગાડી આગળ આવે, તેના બળદને ઘી પાવું પડેછે ( ગાડી આગળ લઇ આવવામાં એટલી સ્પર્ધા થાયછે, કે વખતે ભયંકર અકસ્માત્ બનેછે ), પરંતુ લેઉવા પાદશાહની જાનના બળદો માટે ઘીના હવાડા ભરાવ્યાના દાખલા છે! લેઉવાના લગ્નવખતે રજપૂતોની માફક ભાટચારણો આવેછે. તેમને દેણગી આપવી પડેછે, તેથી ભાટચારણો " ભલે લેઉવા પાદશાહ, ભલે ", એમ કહી તેમને વખાણેછે. રજપૂતોની માફક લેઉવાના લગ્ન વખતે અફીણ–કસુંબા થાયછે, અને હુક્કા–પાણીનો સુમાર રહેતો નથી. લગ્નની ધામધૂમનો અડસટ્ટો કેટલી ગડાકુ ( હુક્કામાં પીવાને તૈયાર કરેલી તંબાકુ ) વરી તે ઉપરથી થાયછે ! એ ગડાકુનું વજન કોઈ વાર કળશીથી મપાયછે ! આ શિવાય કન્યાના આપને લગ્ન વખતે ને બીજે અનેક પ્રસંગે કર ક્રિયાવર ને દાપાં

એટલાં આપવાં પડેછે, કે તેથી તે હેરાન હેરાન થઇ જાયછે. અનાવલા દેશાઇઓને માટે પણ અફીણુ તંબાકુ શિવાય બાકીનાં ઘણાંખરાં ખરચ કરવાં પડેછે.

આવા લખલૂટ ખરચથી કણબીઓને ભાઠેલા કાયર થયા. તેઓએ ધીમે ધીમે કૂળવાનને કન્યા આપવાનો નાદ છોડવા માંડયો; એમ છતાં જેઓની પાસે સારો પૈસો હોય, તેઓનું વલણ કૂળવાન ભણી રહે, અને પોતાની દિકરી પટલાણી કે દેસાણુ થાય, એવી ઇચ્છા તેઓ રાખે, એ બનવા સરખું હતું. આસતે આસતે અકૂળવાન લોકો એકઠા કરવા લાગ્યા, કે કૂળવાનને કન્યા ન દેવાના બંધ બાંધવા લાગ્યા. અકૂળવાનમાંથી કન્યા જુજ મળવા લાગી, તોપણ કૂળવાનમાં માંહોમાંહે કન્યા આપવા લેવામાં પહેરામણી આપવાનો રિવાજ ચાલુ રહ્યો. જેમ જેમ સમય માઠો આવતો ગયો, અને કમાણીના માર્ગ કમી થયા, તેમ તેમ લોકોના વિચાર બદલાયા; પરંતુ ચાલુ રિવાજ તેઓ એકાએક તોડી શકયા નહીં. ચરોતરના પાટીદારોએ આખરે સરકારની મદત માગી, સરકારના અધિકારીઓ તેમને સમજુત આપવા તૈયાર થયા. બધાએ મળીને પહેરામણી અને લગ્નના બીજા ખરચના આંકડા ઘણા કમી કરી નાખ્યા, અને તેમના ઠરાવનો જેઓ અમલ ન કરે, તેનો સરકાર અમલ કરાવે, એવો ઠરાવ થયો. સરકારની દરમિયાનગિરી છતાં, પણ પરિણામ જોઇએ તેવું સંતોષકારક પહેરામણીની બાબતમાં આવતું નથી; કેમકે પહેરામણીનો પ્રસિદ્ધ આંકડો ઠરાવને અનુસરીને મુકરર થાયછે, પણ તે ઉપરાંત ઘણી મોટી રકમો છાની રીતે લેવામાં આવે છે. જ્યાં સુધી લોકોનાં મન દૃઢ થયાં નથી, ત્યાં સુધી સરકારના ને શાસ્ત્રના ધારા પણ નકામા પડી રહેછે. અનાવલાઓએ પણ નાત સુધારણાર્થે ધારા બાંધ્યાછે, પરંતુ તેનો અમલ ભાગ્યેજ થાયછે.

કન્યાની અછતને લીધે બીજી ઘણી નાતોમાં પહેરામણી આપો આપ કમી થવા લાગી છે. પહેરામણીને લીધેજ કન્યાની અછત કૂળવાનમાં થઇ, એમ એક રીતે કહી શકાય; કારણ પહેરામણી અને

બીજા ત્રાસથી કંટાળીને અકૂળવાન લોકો તેમને કન્યા આપતા બંધ પડયા, અથવા તેમનાથી બિલકુલ છૂટા પડયા. કેટલીક નાતોમાં હજી કૂળવાનને થોડી કે ઘણી પહેરામણી મળેછે. અમદાવાદના ઔદિચ્ય ( સહસ ) નો દાખલો પ્રથમ અપાઇ ગયો છે. ખંભાતના ઔદિચ્ય (ટોળકિયા), ઉમરેઠના ખેડાવાળ, વિસનગરના વિસનગરા, વગેરેમાં કૂળવાનને પહેરામણી મળેછે. કેટલાક ઘરની પહેરામણીનો આંકડો મુકરર હોયછે, એટલે ઓછામાં ઓછી અમુક રકમ મળે તોજ તે વિવાહનો સ્વીકાર કરેછે. કેટલીક નાતમાં વર જેમ મોટો તેમ તેને વધારે પહેરામણી મળેછે. એક વારની સ્ત્રી મરી જવાથી કોઇ તરૂણ કે આધેર વયમાં રાંડયો હોય, તો તે " નિવડયો " વર ગણાય, માટે તેના પૈસા વધારે પડેછે !

આઠ પ્રકારના વિવાહ વિષે આપણે કહી ગયા છીએ. કોઇ પણ જાતના વિવાહમાં વરને પહેરામણી આપવાનું લખ્યું નથી. માત્ર એક જાતના વિવાહમાં વસ્ત્ર આપવા જણાવ્યું છે. વરના હાથમાં પાણી મૂકી કન્યાદાન દેવું, એ બ્રાહ્મણનો ઉત્તમ પક્ષ મનુએ ઠરાવ્યો છે, એટલે કન્યાદાન સાથે બીજું દાન નથી. માટેજ લોકો " કંકુ ને કન્યા " એમ વિવાહપત્રીમાં લખે પણ છે; પરંતુ તે પ્રમાણે વર્તન ન કરતાં કોઇ કન્યાના રૂપીઆ ખાવા લેછે, તો કોઇ વરના રૂપીઆ ખાવા લેછે. ઉભય પક્ષ પોતાના સંતાનનું વેચાણ કરેછે, તે શાસ્ત્રની નજરે અને વિવેકથી જોતાં પણ નિંદ્ય છે.

હિંદુ શિવાય બીજી જાતોમાં પલ્લા–પહેરામણીનો રિવાજ ચાલેછે. મુસલમાનોએ આ બાબતમાં કદાચ હિંદુઓનું અનુકરણ કર્યું છે. પારસી લોકોમાં પહેરામણી એટલી બધી વધી પડી છે, કે તેથી છોકરીઓ મોટી ઉમ્મર થતાં સુધી કુંવારી રહેછે, કે વખતે તેમને પરણવાનો વારો આવતોજ નથી. એ કોમમાં પહેરામણીની રકમ છેક પચાશ હજાર રૂપીઆ સુધી પહોંચી ગઇછે ! કન્યાની છત વધારે છે, અને કેટલાક તરૂણો વખતે અંગ્રેજોની નકલ કરી પરણવાનું પસંદ કરતા નથી, તેમ ઘરસંસારનું ખર્ચ એટલું વધારી

દીધું છે, કે પરણ્યા પછી તેમને હેરાન થવું પડેછે, તેથી પણ તેઓ લગ્ન કરવાની ઈચ્છા રાખતા નથી. પહેરામણીની રકમમાં મદત કરવા સારૂ લોકોએ ઉઘરાણાં કર્યાં, અને ફંડની યોજના કરી, પરંતુ તેથી—એ લાભ થયો નહીં. પારસી જેવી સમજુ કોમમાં આ રિવાજ જોતજોતામાં વધી ગયો છે, તે બંધ કરવા કે હદમાં લાવવા આગેવાનોએ તજવીજ કરવી જોઇએ.

---

## વિભાગ ૪ થો

## મરણ સંબંધી.

### પ્રકરણ ૧ લું.

### મરણ સમયની વર્ત્તણુંક.

માંદા માણસની જોઇએ તેવી માવજત આપણે અહીં થતી નથી. દવા દારૂ તુરત અને કાળજીપૂર્વક આપવામાં આવતાં નથી; તેમ ખાવા પીવાની અને બીજી બરદાસ પણ બરાબર લેવાતી નથી. શરૂઆતમાં દર્દી રોગને તાણેછે, અને સગાંવહાલાં પણ તે તરફ ધ્યાન આપતાં નથી. જ્યારે રાગ જામેછે, ત્યારે ઘરનાં કે વૈદનાં ઓસડિયાં વપરાયછે. રોગ જાણ્યા વગર ઓસડ અપાય, તે નિરર્થક જાય, અને રોગ વૃદ્ધિ પામે. જ્યારે માંદાનું શરીર હાઠ જાય, ત્યારે દાક્તરને બોલાવવાની દોડમદોડા થાય. "છેલ્લે ક્યારેપાણી ફરી વળે" ત્યારે દાક્તર તો શું, પણ ધન્વંતરિ જાતે આવે, તોપણ શું વળે ?

મંદવાડ શરૂ થાય, ત્યારથી સગાંવહાલાં, ઓળખીતાં અને નાત જાતનાં માણસો તેને જોવા આવેછે. ઘણા મંદવાડમાં પણ જોવા આવનાર માંદાનું મોં જોવા, અને તેની સાથે વાતચિત કરવા માગેછે. બેટા હું કોણ, તું મને ઓળખેછે, તને શું થાયછે વગેરે પ્રશ્ન તે કરેછે. માંદાને નિરાંતે પડી રહેવુંજ ગમતું હોય, તે છતાં લોકો તેને વારે વારે સતાવે, અને વિશ્રાંતિ ન લેવા દે, એ બહુ ખોટું છે.

વળી માંદાના સાંભળતાંજ, તે ઘરનાં સાથે વાતે વળગેછે, ને કહેછે, કે બાઇ મંદવાડ આકરો લાગેછે, વળતાં પાણી ઇશ્વર કરશે ત્યારે થશે, એનાં જતન કરજો. આવી વાતોથી માંદાના તથા ઘરનાંના હાંજા ગગડી જાયછે. વળી જે મળવા આવે, તે જાણે વૈદ્ય કે મહા અનુભવી હોય, તેમ તે ઓસડ ઉપચાર બતાવેછે, અને તેથી કોને કેવો ફેર પડયો, તેના દાખલા આપેછે. ઘરનાં માણુસ જોઇએ તેવાં ખબરદાર ન હોય, તો જે કહે, તેનું ઓસડ અજમાવેછે. એથી લાભને બદલે હાનિ થવાના પ્રસંગ વધારે આવેછે. વળી કોઇ બાધા રખાવે, કોઇ નજર બંધાવે, કોઇ ભુવાને બોલાવવાનું કહે, કોઈ જોષીની સલાહ લેવાનું જણાવે, અને જપ તપ કરવાનું કહે, તે જૂદું. માંદાના ઓરડામાંજ જે આવે તે બેસેછે. લોકોની ઠઠથી અને તેમની વાતચિતથી માંદાને ત્રાસ થાયછે.

જેમ મરણનો સમય નજીક આવતો જાયછે, તેમ જોવા આવનારની સંખ્યા ઘટવાને બદલે વધેછે. માંદાની સ્થિતિ જોઇ જોવા આવનાર આંસુ ઢાળેછે. તેથી દરદીના અને તેનાં નજીકનાં સગાના દુઃખમાં વધારો થાયછે. કેટલેક ઠેકાણે પરગામથી સગાં જોવા આવે તેમને માટે આવે અણીને ટાંકણે પણ સારૂં જમણ કરવું પડેછે. આવે વખતે ઘરનાં બિચારાંના દીલમાં તેલ રેડાયું હોય, છતાં જોવા આવનારને માટે પરોણાગત કરવી પડે, એ કેવું વિપરીત લાગેછે ! આખરને વખતે લોકો ઓસડ ઉપચાર છોડી દે છે. હવે દર્દીના ખોળીઆને વટાળવાની જરૂર નથી, એમ તે કહેછે, અને બીજી સલાહ પણ એવીજ આપેછે. "શ્વાસ ત્યાં સુધી સોસ", એ કહેવત બાજુએ મૂકાય છે. લમણે હાથ દઇ ઇશ્વરે જે ધાર્યું હશે, તે થશે, એમ કહેવામાં આવેછે. "પુન્યે પાપ ઠેલાય", કહી દાનધર્મની તજવીજ થાયછે. દાનધર્મ કરવાની રીત ઘણી સારી છે; પરંતુ તેની તૈયારીથીજ દર્દીની ખાત્રી થાયછે, કે હવે અંતકાળ નજીક આવ્યો. એથી તે નિરાશ ને બેહોસ થઈ જાયછે, માટે દાનધર્મ દર્દીએ જાતે જ્યારે પોતાની સારી હાલત હોય, ત્યારે અગાઉથી કરી રાખવું જોઇએ, અથવા તેના મરણ પછી તેનાં

લાગતાં વળગતાંએ કરવું જોઇએ. " હાથે તે સાથે ", એ કહેણી પોતાને હાથે દાન કરવાને લાગુ છતાં, લોકો દર્દીનો અંતકાળ હોય, અને તેને શુદ્ધિ પણ ન હોય તોપણ તેનો હાથ દાન કરવાના ધાન્યના ટોપલામાં ઘાલેછે, તે એવી સમજથી, કે દર્દીના પોતાના હાથથી દાન થયું, તે તે પામવાનો.

અંતકાળ સમયે દર્દીના મુખમાં મૂકવા સારૂ ગંગોદક ખોળાય છે. તેના અંગ ઉપરના દરદાગીના કાઢી લેવામાં આવેછે. જેવા ખાલી હાથે જન્મ્યા, તેવા ખાલી હાથે જવાનું છે, માટે મરનારના અંગ પર વાલની વીંટી સરખી પણ રહેવી ન જોઇએ. જે દાગીનો એમનો એમ નીકળી ન શકે, તે કાપ મૂકીને પણ કાઢી લેવો જોઇએ. મરનારના તાળવે ચઢેલા જીવને એથી કેવી લાગણી થતી હશે! મરણ સમયે કંઈ મંત્ર ભણાયછે, કે રામ રામ, શ્રીરામ, એવું ઉચ્ચારણ થાયછે. મરનાર ખાટલે કે મેડે મરી જાય, તે ખોટું, અને તેવા બનાવથી સગાંવહાલાંની નિંદા થાયછે, માટે જ્યારથી જીવવાની આશા રહેતી નથી, ત્યારથી તેને ખાટલેથી પથારીએ લેવાની, અને મેડેથી હેઠે ઉતારવાની ઉતાવળ થાયછે. દર્દીના મન ઉપર આથી ઘણી માઠી અસર થાયછે, એટલુંજ નહીં, પણ ઘણીવાર તેને ઉથામવાથી, કે સારાં સાધન ને યુક્તિ વગર ચાદરમાં ઘાલી હેઠે ઉતારવાથી તેના દુઃખમાં ઘણો વધારો થાયછે, કે તેના રામ રમી જાયછે.

માણસ પથારીમાં મરે, તે પણ ખોટું ગણાયછે, તેથી તેને મરતા અગાઉ ભોંય પર નાખવાની તજવીજ થાયછે. કેટલાકમાં મરતા અગાઉ નવડાવવાનો રિવાજ હોયછે, તેથી મરવાની તૈયારીમાં અંગ પર ટાઢું પાણી રેડી તેને પૂરો કરવામાં આવેછે. ભોંયને ગાયના છાણથી લીંપી, મરનારને માટે ચોકો કરવામાં આવેછે. એ ચોકાપર જવ, તલ, દર્ભ વગેરે નાખવામાં આવેછે. પથારીમાં મોત ન થાય, તે માટે મરનારમાં સહેજસાજ જીવ હોય, તે વખતે તેને ઉતાવળથી ઉપાડી ભીનાચોકામાં હાથ પગ પાંશરા કરી સુવાડવામાં આવેછે. છેવટને સમયે આ પ્રમાણે મરનારનું શરીર ગરબોડાવાથી

તેને ભારે કષ્ટ થાય, અને તેનો અંત જલદી આવે, એ દેખીતું છે. જીવ હોય ન હોય, એવે વખતે મરનારના મોં આગળ મોં લાવીને મરણપોક મોટા ઘાંટાથી પાડવામાં આવેછે. બાધા આખડીઓ કરવાની બાકી હોય, તો તે મરનારની પાછળ જશે, એમ પણ કહેવામાં આવેછે. જો કાંઇ પુણ્યદાન થઇ ન શક્યું હોય, તો તારી પાછળ ફલાણું ફલાણું પુણ્ય કરીશું, એવું અંતકાળને સમે તેને આશ્વાસન દેવામાં આવેછે. દાન કરવા સારૂ સમણુ લાડુ ચોળાયછે.

માણસ મરણ પામ્યું, કે તુરતજ તેની ખબર સગેસાગવે પહોંચાડવામાં આવેછે. જે નજીકમાં રહેતાં હોય, તે તો મરણપોક સાંભળીને કે ઘરનાંની હાયપીટ સાંભળીને ભેગાં થઇ જાયછે. દૂરનારહેનાર જેમ જેમ ખબર પડતી જાય, તેમ તેમ મરનારને ઘેર આવવા માંડેછે. ઘણે ઠેકાણે મરનારનું કોઇ સગું નાત જાતમાં ખબર આપવા જાયછે. વડોદરાની કણબીની નાતમાં નળીઆં ઉપર કોયલા વડે મરણની વાત લખી તે નળીઆં ભંગીઆને આપેછે. ભંગીઓ તે જેનાં તેને પહોંચાડી દેછે.

મરનારના ઘરનાં અને નજીકનાં સગાં મુડદાને જેમ ઉતાવળે ઘરમાંથી કાઢી જવાય, તેમ તજવીજ કરવા મંડી જાયછે, કેમકે જેના મુડદાને વાર લાગે, તેની નિંદા થાયછે. મરનારની નાડી બંધ પડી, અને છાતીનો ધબકારો હાથ અરાડતાં ન જણાયો, એટલે તેના રામ રમી ગયા છે, એમ માનવામાં આવેછે. અમુક રોગમાંજ માત્ર તાળવે થીજેલું ઘી કે માંખણ મૂકી જોઇ ખોળીઆમાં જીવ છે કે નહીં, તેની તજવીજ કરવામાં આવેછે. દરદી પ્રત્યે અંતકાળ વખતનું વર્તન એવું હોયછે, કે તે વડે તેના પ્રાણ જલદી નીકળી જાયછે. કેટલાક રોગમાં માણસ મરી ગએલું જણાય, તે છતાં તેનામાં જીવ હોયછે, અને તે સાધારણ પરીક્ષાથી પરખી શકાતું નથી. ચોકે નાખેલું મુડદું કેટલીક વાર હાલવા માંડેછે, અને કેટલીક વાર મશાણે ગએલાં મડદાં પાછાં આવેછે. આ વાત લોકો જાણેછે, તે છતાં મુડદાને ઉતાવળે કાઢી જવાની ને દહન કરવાની તજવીજ થાયછે, તે ચાલ નિર્દય અને નિંદ્ય છે.

મરણપોક પડયા પછી કૂતરાંને નાંખવા સારૂ લાકડશાઈ લાડુ, ઠાઠડીએ બાંધવા માટે કોપરાની કાચલીઓ કે નાળીએર, દેવતા લઈ જવા વાસ્તે તોલડી, મુડદા ઉપર ઓરાઢવા કાજે કાંટિયું, ઠાઠડી બનાવવા અર્થે વાંસ, મુંજ વગેરે સરસામાન લાવવાની ઝપોઝપ તૈયારી થાયછે. ઠાઠડી બનાવવામાં કુશળ હોય, તે ઠાઠડી તૈયાર કરેછે, અને કોઈ છાણામાં અગ્નિ ઉપજાવી તોલડીમાં નાખેછે. તોલડી પકડવા માટે તેને દોરી બાંધેછે, તથા તે તપીને ફાટી ન જાય, માટે તેને માટીનો ગારો લપરડેછે. આ પ્રમાણે ગોઠવણ થઇ, કે તુરત મુડદાને તૈયાર કરી બહાર કાઢવાની સૂચના થાયછે. બ્રાહ્મણ વગેરેમાં મુડદાને નવડાવી તેને કપડાં પહેરાવવામાં આવેછે, અને ઠાઠડી ઉંચકનારા પણ નાહીને સોળે થાયછે. બીજા લોકોમાં ઉચક-નારને માથે પાણીના છાંટા નાખવામાં આવેછે. ગમે તેવો તાપ હોય, તો પણ ઉંચકનારાથી પગરખાં પહેરી શકાતાં નથી. મુડદાને બહાર કાઢી ઠાઠડી સાથે જકડબંધ બાંધી લેવામાં આવેછે. મુડદા ઉપર મરનારની શક્તિ પ્રમાણે સાધારણ કે કીંમતી વસ્ત્ર ઓરાઢવાનો ધારો છે. પૈસાદાર હોય, તે સાલ દુસાલા ઓરાઢેછે, અને માટીને બદલે ધાતુની તોલડીએ આગ કાઢેછે. મરનારને દિકરા હોય, તો સૌથી નાનાને તોલડી લેવી પડેછે, અને મોટા દિકરા ઠાઠડી ઉચકે છે. દિકરા ન હોય, તો આ કામ નજીકના સગા કરેછે. મુડદું ઉપા-ડયું, કે તેને અતિ ઉતાવળે લઇ જવામાં આવેછે, અને "રામ બોલો ભાઇ રામ" કે "રામે રામો"ના ધ્વની, ઉચકનારા અને વારો બદલાવનારા સાથે રહ્યા હોય, તે કાઢેછે. બીજા ડાઘુઓ પાછળ પડી જાયછે, કેમકે તે ઠાઠડી લઇ જનારા જેટલું ઉતાવળે ચાલી શક્તા નથી, કે નિકટના સગાઓ રોકકળ ને ધમપછાડા કરતા હોય તેમને વારવા તથા ઝાલી રાખવા તેમની સાથે રહેછે, કે જેઓ અતલગના સગા ન હોય, તેઓ ઉતાવળે અને મુડદા સાથે ચાલ-વાની પણ પરવા રાખતા ન હોય. ઉચકનારા જેમજેમ થાકતા જાય, તેમ તેમ સાથેનાઓ વારો બદલાવેછે, અને સ્મશાન જો દૂર હોય, તો મુડદાને ભોંય પર મૂકી વિસામો પણ ખવડાવેછે.

કોઇ પરગામી હોય, કિંવા કોઇની નાત નાની હોય, અથવા તે બીજાને ઘેર મરણ પ્રસંગે જતો ન હોય, તેને મદદું લઈ જવામાં મોટી અડચણ પડેછે. પૈસાદાર, અધિકારી કે અહંકારી, જે બીજાની દરકાર ન રાખે, તેને ઘેર આવે પ્રસંગે લોકો જતા નથી. એક શેઠીઓ જ્યારે નાતમાં કોઇ મરી જાય, ત્યારે પછવાડેથી ઘોડે બેસીને સ્મશાન જતો; મતલબ કે શબ ઉચકવાનું કે બીજું કંઇ કામ કરતો નહીં. શેઠની મા મરી ગઇ, ત્યારે કોઇ તેને ઘેર ન ગયું. ગુમાસ્તા વગેરે લોકોને મુશ્કેલીથી ભેગા કરી ડોશીને કાઢી ગયા. પ્રેત સ્મશાને પહોંચ્યાની ખબર પડયા પછી નાતના લોકો લાકડીઓના ઘોડા કરી તે કૂદાવતા સ્મશાને ગયા! શેઠ તેનો ભાવાર્થ સમજી ગયા, અને તે પછી ઘોડે બેસી સ્મશાન જવાની ટેવ તે ભૂલી ગયા. કેટલેક ઠેકાણે નાતમાં ઘણા લોક પૈસાદાર કે બેદરકાર હોઈ મુડદું ઉચકવા જતા નથી, તેથી તેવી નાતોમાં સખત ઠરાવ કરવામાં આવેછે; એટલે જેને ઘેરથી એક પણ માણસ ડાઘુમાં ન જાય, તેનો અમુક દંડ કરવામાં આવેછે. આવે પ્રસંગે નાત જાતના લોકોએ અવશ્ય મદત આપવી જોઇએ.

મુડદાની ઠાઠડી અને તેને લઇ જવાની ઉતાવળ જોઇ પરદેશીઓને હસવું આવેછે. માણુસ મરી ગયું, કે જાણે તેનો ઘર ઉપર કાંઇ ઇલાકોજ ન હોય, તેમ તેને ઘરમાંથી કાઢવો, અને તેના શબ પ્રત્યે જે ભાવ અને વિવેકી વર્ત્તણુંક જોઇએ, તે ન રાખવી, એ સારૂં તો નજ કહેવાય. મુસલમાનો મુડદાને પલંગમાં સુવાડી તે ઉપર ફૂલ વગેરે મૂકી આસતે આસતે લઇ જાયછે. અંગ્રેજ લોકો મુડદાને માટે ખાસ પેટી તૈયાર કરેછે, અને તે ઘણી વાર ગાડીમાં ઘાલીને લઇ જાયછે. ગાડીમાં ઘાલીને શબ લઇ જવાની વાત આપણને વિપરીત લાગેછે; પરંતુ આપણા પૂર્વજોમાં મુડદાને ગાડીમાંજ લઇ જવાનો રિવાજ હતો. વૈદિક કાળમાં મરનારને ઠાઠડી સાથે જકડજસ બાંધી ખભે વહી જવાનો ચાલ નહોતો.

સંન્યાસીઓ, મહંતો વગેરેને ગાજતે વાજતે અને અબીલ

ગુલાલ ઉરાડતે સ્મશાન લઇ જવામાં આવેછે. બેઢંગી, અવઘડ ભરેલી ઠાઠડીને બદલે તેમને માટે ખાસ પાલખી કરાવવામાં આવે છે. દક્ષિણમાં આવી પાલખીઓ સામાન્ય લોકમાં પણ વપરાય છે. ત્યાં મુડદાનું મોઢું ઉઘાડું રાખેછે, અને મરનાર સોવાસણ સ્ત્રી હોય તો તેને દરદાગીના ઘાલેછે અને કપાળે પીળ પણ કરેછે. આપણી પેઠે ત્યાં ઉતાવળે અને રોકકળની સાથે મુડદાને લઈ જવામાં નથી આવતું.

સ્મશાને ગયા પછી ઘણાક મુડદાંને ફરીથી નવડાવેછે, અથવા તે ઉપર થોડું પાણી છાંટેછે. ઉપરનાં કપડાં લત્તાં સ્મશાનના વારાવાળા ભંગીઆને અપાયછે. કોઇ ઠેકાણે છાણાંની અને કોઈ ઠેકાણે લાકડાની ચેહ ખડકાયછે. લાકડાં છાણાં બજારમાંથી કે સ્મશાન નજીક દુકાન હોય, તો ત્યાંથી લાવી રાખેછે. કેટલેક ઠેકાણે લાકડાં મરનારને ઘેરથી ડાઘુઓ ઉચકી લાવેછે. છાણાંની ચેહને માટે તમાણુ જેવો ખાડો ખોદેછે, અને તેને તળીએ છાણાં ખડક્યા પછી મુડદાને સુવાડી તે ઉપર પુષ્કળ છાણાં ખડકેછે. આથી શબનું સર્વ અંગ ઢંકાઈ જાયછે, તેથી બળતી વખતે તેની એબ જણાતી નથી, તેમ બળતાં અંગ જોઇ સામાને ચિતરી ચઢતી નથી. લાકડાંની ચિતા ટુંકી કરેછે, તેથી શબના પગ લટકતા રહેછે, અને તેનાં કેટલાંક અંગ દેખાયછે. પગ ઢીંચણેથી બળીને ટૂટી પડેછે, ત્યારે વાંસડા વતે ઉપાડી ચેહમાં નાખેછે, તથા બળતાં અંગોને વારે વારે ખોરવાં પડે છે. એ માટે લાકડાં કરતાં છાણાંનો ઉપયોગ કરવો, એ વધારે સારૂં છે. અગ્નિસંસ્કાર મરનારને દિકરો હોય તો તેને અગર દિકરો ન હોય, તો કોઇ નજીકના પણ સગોત્રી સગાને કરવો પડેછે. પૂળો સળગાવી ચિતા પાછળ આંટા લેછે, " નાસ પ્રાણીઆ તારો કાળ આવ્યો ", એમ બોલેછે, અને અગ્નિ મોં ઉપર મૂકેછે. દાગ દેનાર નાની વયનો કે કાચા હૃદયનો હોય, તો તે આવે સમયે બેશુદ્ધ થઇ જાયછે.

કેટલીક વાર નજીકમાં મોટી કે પવિત્ર નદી હોય, ત્યાં મુડદું

લઇ જાયછે. દૂરના મામલાને લીધે મુડદું ઉચકવા માટે ઘણા માણસોનો ખપ પડેછે. લોકો થાકી જાયછે, અને આખો દિવસ ભૂખે ટીચાયછે, માટે તેમને ખાવા સારૂ નદી કાંઠે સુખડીના લાડુ આપવામાં આવેછે. "મશાણના લાડુમાં એલચીનો સ્વાદ", એ કહેવત આ ઉપરથી પડી છે. મોટી નદીઓમાં મગર ને કાચબા ઘણા હોયછે, તેમના પોષણ અર્થે કે અગ્નિ તથા જળ એ બેના દાહ વધારે પવિત્ર ગણાય, માટે મુડદાને આખું બાળી ન નાખતાં તેનો કેટલોક ભાગ નદીમાં નાખી દેછે. પવિત્ર નદી નજીક મુડદું બાળવામાં આવે, તો તે બળી રહ્યા પછી તુરતજ "ટાઢી" વાળેછે, અગર કોઇની ઇચ્છા વિશેષ પવિત્ર નદીએ મરનારનાં અસ્થિ લઇ જવાની હોય, તો તે ભેગાં કરી સવડ આવે, ત્યારે નર્મદા, ગંગા વગેરે નદીમાં પધરાવી આવેછે. મરનારના મુડદા સંબંધે આ છેલ્લી ક્રિયા છે.

મુડદાને ગતે ઘાલવાના અનેક રસ્તા લોકોમાં ચાલતા, અને ચાલેછે. મિસર દેશના અસલી રહેવાશીઓ મુડદામાં કસ્તુરી વગેરે ભરીને અકબંધ રહેવા દેતા. હજારો વર્ષ વીત્યા છતાં હજી પણ તેવાં મુડદાં કોઇ કોઇ વાર મળી આવેછે. મુસલમાન, અંગ્રેજ વગેરે લોકો મુડદાને તુરત ઠેકાણે કરતા નથી. ગામ પરગામથી સગાં સાગવાં આવીને મરનારનું મોં જોઇ શકે ત્યાં સુધી, કે અમુક સ્થળે તેને દફનાવવાની ઇચ્છા હોય, તો ત્યાં લઇ જતાં સુધી મુડદું એમનું એમ રહેછે. કોઇ વાર બે ત્રણ દિવસ, તો કોઇ વાર દશ વીશ દિવસ સુધી મુડદું જાળવી રાખેછે. પૃથ્વીના ઘણાખરા લોકોમાં મુડદાને જમીનમાં દાટવાનો ચાલ છે. હિંદુઓમાં પણ સંન્યાસી, સંત, સાધુ વગેરેને તથા સવા વર્ષની અંદરના બાળકને દાટે છે. પરંતુ એ શિવાયના સર્વ હિંદુઓને અગ્નિસંસ્કાર થાય છે. ગંગા યમુનાના પ્રદેશમાં કેટલીક વાર મુડદાને જળશાઇ કરેછે, એટલે તેને નદીના પ્રવાહમાં વહેતું મૂકેછે. પારસી લોકો મુડદાને સૂર્યદાહ આપેછે, એટલે તેને દખમામાં સુવાડેછે. પ્રેતને ગતે ઘાલવાના સર્વ ઉપાયોમાં અગ્નિદાહ સર્વોત્તમ છે, એમ હાલના સુધરેલા લોકો

સમજવા લાગ્યાછે, તેથી યૂરોપ અમેરિકામાં અગ્નિદાહ આપવાની શરૂઆત થઇ છે. અમેરિકામાં તેને માટે ખાસ સંચા તૈયાર થયાછે, એટલે મુડદું તેમાં પાંચ સાત મિનિટની અંદર બળીને ભસ્મ થઇ જાયછે. આ ઉપરથી જણાશે, કે આપણા પૂર્વજોએ અગ્નિસંસ્કારની રીત યોજવામાં આરોગ્યતાના નિયમ જાળવ્યા છે, અને ઘણું ડહાપણ વાપર્યું છે.

---

## પ્રકરણ ૨ જું

## રોવું કૂટવું.

માણસના મરણથી સગાંવહાલાંને લાગે, એ સ્વાભાવિક છે. કહેવત છે, કે "જેટલું મળવું તેટલું બળવું"; એટલે મનનું દાઝવું મેળાપના પ્રમાણમાં છે. શેરીનું એક કૂતરૂં મરી જાય, તો આપણું દીલ દુખાયછે. ઘરનું પાળેલું કૂતરૂં કે બીજું જાનવર મરી જાયછે, ત્યારે વધારે શોક થાયછે અને વખતે રોવું પણ આવે છે. મિત્ર મેળાપીના મરણથી શોક થાય છે, જેને આપણે જોયો પણ ન હોય, એવા કોઇ નામાંકિત, પરોપકારી કે મહા પુરૂષના સ્વર્ગવાસથી દિલગીરી થાય છે. નજીકના સગાંવહાલાંનું મોત શોક ઉપજાવે, અને તે કારીનું હોય, તો વિશેષ દુઃખદાયક થઈ પડે, એમાં નવાઇ નથી. હર્ષ અને શોક સ્વભાવજન્યછે, તેથી તે નાના કે મોટા, ગરીબ કે તવંગર, અણસમજુ કે સમજુ સર્વને થાયછે.

પરંતુ, જેઓ સમજુ અને જ્ઞાની છે, તેઓ શોકને જલદીથી સમાવી શકેછે. મહા પંડિતો અને યોગીઓ હર્ષ શોકથી વિરક્ત રહેછે. સંસ્કૃતમાં એક શ્લોકછે, તેનો અર્થ એવોછે, કે "જે વસ્તુનો નાશ થયો, જે મનુષ્ય મરણ પામ્યું, અને જે વાત થઇ ગઇ, તેનો શોક પંડિત જન કરતા નથી". એક બીજા શ્લોકમાં કહ્યું છે, કે "પંડિત પુરૂષો નહીં મેળવી શકાય એવી વસ્તુની ઇચ્છા કરતા નથી, નાશ પામેલી વસ્તુ માટે શોક કરતા નથી, અને આપત્તિમાં

મોહને આધિન થતા નથી ". એક ઠેકાણે કહ્યું છે, કે " વિપત્તિમાં ધૈર્ય, ચઢતીમાં ક્ષમા, સભામાં વાણીની પ્રવિણુતા, યુદ્ધમાં પરાક્રમ, કીર્ત્તિની ઇચ્છા, અભ્યાસનું વ્યસન, એ મહાન્ પુરૂષોની સ્વાભાવિક વસ્તુઓ છે ".

શોકનું બાહ્ય ચિન્હ રૂદન છે. પરિતાપ બહુ થાય, ત્યારે આંખમાંથી આંસુ આવેછે. અતિ આક્રંદ થાય, ત્યારે માણસ છાતી માથું કૂટેછે, પછાડીઓ ખાયછે, વાળ તોડેછે, અને વખતે દેહ પણુ ત્યાગ કરી દે છે. રૂદન કરી ઉભરો કાઢયા પછી ઘણી વાર મન શાંત થાયછે; પરંતુ જ્યારે તે હદ બહાર જાય, ત્યારે દુઃખદાયક થઇ પડે. ખાઇ પીને પરવાર્યા પછી કોઇ પાકી ઉમ્મરે દેહ છોડે, ત્યારે સગાંવહાલાંને વધારે લાગતું નથી. પણુ કોઇ તરૂણુ અવસ્થામાં ફાટી પડે, કોઇ બાળરંડા થાય, કે કોઇના મરણુથી બીજાનું નસંતાન થતું હોય, ત્યારે સગાંસાગવાંને ઘણું લાગેછે.

માણુસના મન ઉપર સંબંધીના મરણુથી સ્વાભાવિક રીતે જે અસર થવાની, તે સર્વ દેશના અને સર્વ જાતના લોકોને થાયછે. કારીના મરણુ સમયે માણુસમાત્રને શોક થાયછે, અને રોવું આવેછે; પરંતુ ગૂજરાતમાં મરનારની પાછળ રોવા કૂટવાનો જે વિચિત્ર ચાલ ચાલેછે, અથવા જે ભવાઇ ભજવવામાં આવેછે, તે ચાલ કે ભવાઇ બીજે કોઇ ઠેકાણે ભાગ્યેજ જોવામાં આવેછે. પાછલા પ્રકરણુમાં જણુાવ્યા પ્રમાણે મરણુપોક પડી, કે ઘરમાં રોકકળ ચાલેછે. એ સ્વાભાવિક ઉભરો, જેમ જેમ બીજા લોક આવતા જાય, તેમ તેમ વૃદ્ધિ પામેછે. બૈરાં ઘરમાં અને ભાયડા આંગણુામાં રોકકળ કરેછે. મુડદાને ઉચકીને ચાલ્યા, કે મરદ સગાઓ તેની પાછળ બરાડા પાડતા, કે પછાડીઓ ખાતા જાયછે, અને સ્રીઓ તેની પાછળ રોતી ને કૂટતી પોળ સુધી, કે શેરીના નાકા સુધી દોડેછે. નજીકની સગીઓ જોરથી છાતી કૂટેછે, અને વખતે માથાં કૂટવા પણુ મંડી જાયછે. બહુ ધમપછાડા કરનારને બીજા વારેછે, કે ઝાલી રાખેછે. મુડદાને વળાવ્યા પછી બૈરાં ઘરને આંગણે આવેછે, એટલે ત્યાં રીતસર રોવું કૂટવું શરૂ થાયછે.

મરનારની મા, સ્ત્રી કે જે નજીકની મુખ્ય સગી હોય, તેને દરેક નવી આવનારી સ્ત્રી સામે છાજીઆં લેવાં પડેછે. નવી આવનાર પોતાનો વધારે સંબંધ બતાવવાને વધારે જોરથી ને વધારે વાર કૂટેછે, તેથી ઘરની મુખ્ય સ્ત્રીને તેના કરતાં પણ વધારે જોરથી કૂટવાની ફરજ પડેછે. તે બિચારી શોકથી અધમોઇ થઇ ગઇ હોય, શરીરે અશક્ત હોય, કે બેજીવસોતી હોય, તોપણ તેણે કમ્મર બાંધીને કૂટવુંજ જોઇએ. તેની છાતી ઉપર હાથની થાપડીઓ સૌ કરતાં વધારે જોરથી ન પડે, ને કૂદી કૂદીને છાજીઆં ન લે, તેની છાતીમાંથી લોહીની છોળો ન વહે, અને તેનું માથું કૂટવાથી લોહીલોહાણ ન થાય, તો નાત જાતનાં બૈરાંમાં તેની નિંદા થાયછે! લોકલાજની બીક એટલી જબરી છે, કે તેના ભયથી માણસને ઘણું સોસવું પડેછે. બીજી બૈરીઓ આગ્રહ કરીને બધાંને બેસવાનું કહે, ત્યારે સૌ બેસે, અને છેડા વાળી રોવા માંડે. એટલામાં કોઇ નવી બાઇ આવી, કે વળી સૌ ઉભાં થઇ કૂટવા મંડે, આવનાર ઘણુંખરાં આવી ગયાં, એવી ખાત્રી થાય, ત્યારે ઘણે ઠેકાણે ગામ બહાર નદી કે તળાવ હોય, ત્યાં બૈરાં નહાવા જાયછે. બૈરાંનું સરઘસ ધીમે ધીમે ચાલેછે, અને જેમ લગ્નના સરઘસને મુખ્ય મુખ્ય જગાએ થોભવું પડે છે, અને ત્યાં વાજાંવાળા વધારે જોરથી થોભીને વગાડેછે, તેમ આ બૈરાંનું સરઘસ ચકલે ચકલે થોભેછે, અને ત્યાં કૂટવા મંડે છે. ચૌટા જેવે મોટે સ્થળે તો કૂટવાનું કામ વધારે ચાલેછે. ઘાટ ઉપર છેવટની પીટણી પીટયા પછી બૈરાં નહાવા ધોવા માંડેછે. સુકડું બાળી બૈરીને મરદો ઘાટ ઉપર આવે, અને નાહી રહે, ત્યાં સુધી બૈરાંનો પાર આવતો નથી. નાહી રહ્યા પછી પાછા આવતાં પણ બૈરાંનું સરઘસ પ્રથમ પ્રમાણે ભવાઇનો વેષ ભજવેછે.

કેટલેક ઠેકાણે (ખાસ કરીને કાઠીઆવાડમાં) બૈરાં માથાનો છેડો કમ્મરે બાંધી કૂટેછે. જ્યાં ઘુમટા તાણવાનો વિશેષ ચાલ છે, ત્યાં આ પ્રમાણે લાજ મર્યાદા મૂકી નાની મોટી સૌ બાઇડીઓ કમ્મર સુધી અંગ ઉઘાડું કરે, એ કેટલું અમર્યાદ છે! બૈરાંની

આસપાસ તમાસો જોવા સારૂ લોકોની ઠઠ જામેછે. વખતે બૈરાંના કમખા ચોળીઓ પણ ખસી જાયછે. કૂટવાથી છાતીઓ લાલચોળ થઇ રહેછે. આવી સ્થિતિમાં પોતાનું અંગ પરાયાને દેખાડવું એ સમજુ અને આબરૂદાર સ્ત્રીનું ભૂષણ નથી.

મરનાર મોટા ઘરનું ને સારી સ્થિતિનું હોય, ત્યારે અથવા વખતે ત્રાહ્યત્રાહ્યના મરણ સમયે રાજીઆ ગાવાનો ચાલ છે. નાતની કોઇ બાઇને રાજીઆ ગવડાવતાં આવડતું હોય, તો તે ગવડાવે, અને તેવી કોઇ ન મળે, તો પૈસા આપવા કરીને ભાટડીઓને એ કામ સારૂ બોલાવેછે. રાજીઆના રાગ હૃદયભેદક હોયછે, અને તેની મતલબ બોધ લેવા યોગ્ય હોયછે; પણ તેના અર્થ ઉપર કોઇ લક્ષ આપતું નથી. ભાટડીઓ લલકારીને ગાયછે, અને સર્વ બૈરાં એક કે બે ગોળાકારમાં કૂટતાં જાયછે, ને ઝીલતાં જાયછે. મરણ કારીનું ન હોય, તો આ દેખાવ શોકને બદલે ખુશાલીનો થઇ પડેછે. રસ્તે જતા સેંકડો લોકો ત્યાં જોવા અને સાંભળવા ઉભા રહેછે.

સરઘસ ઘેર પહોંચ્યા પછી છેવટની પીટણી ચાલેછે, અને મોં વાળ્યા પછી સૌ વેરાઇ જાયછે. નજીકનાં સગાં ઘરનાંને વારવા ને દિલાસો દેવા થોડી વાર થોભેછે. મરણ ત્રાહ્ય ત્રાહ્યનું ન હોય તો પણ દેખાડો કરવા સારૂ મરનારને સંભારી સંભારીને વારે વારે ડુસકાં ખાયછે. પાસે બેઠેલાંનું બોલવું એવી તરેહનું થાયછે, કે તેથી ઘરનાંને રોવું આવેછે.

ઠેકાણે ઠેકાણે કૂટવાનું હોવાથી બૈરાંને ઘેર આવતાં ઘણી વાર લાગે છે, તેથી મરદો કંટાળીને આગળ આવે છે, અને પોળ કે શેરી નજીક બોડે માથે લોકોને ઓટલે કે ખુલ્લી જગાએ, બૈરાં આવી પહોંચે ત્યાં સુધી, બેસી રહેછે; કેમકે મહોલ્લામાં પેસતી વખતે લગ્નના વરઘોડાની પેઠે સ્ત્રી પુરૂષના ટોળાએ સાથેજ જવું જોઇએ. ફેર માત્ર એટલો, કે લગ્નના વરઘોડામાં પુરૂષો આગળ હોયછે, અને મરણના સરઘસમાં આગળ રહેવાનો હક સ્ત્રીઓને મળે છે. જે ઓથી સ્મશાન જઇ શકાયું ન હોય, અથવા જેમનો ઓછો સંબંધ

હોય, તેઓ કોરે લૂગડે (પાઘડી સાથે) પોળ આગળ આવીને ડાઘું એોની સાથે સામેલ થાયછે.

સરઘસ ઘેર આવ્યા પછી ઘણે ઠેકાણે બહેન દિકરી વગેરેને સાસરે કાણુ લઇ જવાનો સંપ્રદાય હોયછે; એટલે દરેક બહેન દીકરી પોતપોતાના સગાંને લઇને રોતે રોતે પોતાને ઘેર જાયછે, અને ત્યાં રોયા કૂટયા પછી તેઓ કાણુ મરનારને ઘેર પાછી નાખી આવેછે.

રાજા રજવાડામાં રાણીઓ કે ગરાસિયણો પડદાનશીન હોવાથી જાહેર રીતે રોવા કૂટવાનું કામ કરી શકતી નથી, તેથી તેમની વતીનું કામ ખવાસણો–વડારણો કરેછે, અને જો તે પૂરતી ન હોય, તો રોવા કૂટવા સારૂ બીજી બૈરીઓને મજુરીએ પણ બોલાવેછે; મતલબ કે સગાંવહાલાંએ નહીં, તો બીજાંએ પણ રોવું કૂટવું તો જોઇએજ !

રોવા કૂટવાનો ચડસ બૈરાંમાં બહુ વધી પડયોછે. નાતમાં મરણ જાણ્યું, કે બૈરાંને બાર પાદશાહી ! ઘરમાં ભલે નાનાં છોકરાં રોઇ મરે, કે ભૂખે ઠોકાય, ઘરનું કામકાજ ભલે બગડે, પુરૂષો ભલે ટાઢુંશીળું ખાય, પરંતુ નાત જાતમાં, કે બેસતેબાબસતે, કે પાડાપડોશીમાં મરણ થયું, એટલે સનાનમાં ગયા વગર ન ચાલે. જેને સનાન આવતું હોય, કે મરનાર સાથે સંબંધ હોય, તેની વાત જૂદી છે; પરંતુ નાતમાં સર્વ ઠેકાણે, ઓળખાણ પીછાનમાં, અને પડોશી ગમે તો હલકી જાતનો હોય, તોપણ તેને ત્યાં મરણ થયે સનાનમાં જવુંજ જોઇએ. હિંદુઓનાં બૈરાં કૂટતાં હતાં, ત્યાં થઇને એક મુસલમાની જતી હતી, તેને કૂટવાનું મન થઇ આવ્યું ! તેને બૈરાં તરફ જતી જોઇને કોઇ બાઇએ પૂછયું, બૂ કયાં ચાલ્યાં ? બૂએ કહ્યું, ઉધર ઓરતાં કૂટતિયાં હેં, વાંહાં જાકે દો થપલીઆં માર આઉં: ખડી ખડી કુછ બઢતી હું કયા ! આ રીતે બૈરાંને જો ઘણા દહાડા લગી રોવા કૂટવાનું ન મળે તો તેમના હાથ સળવળેછે. કોઇ બાઇને કદી નાત જાતની ખબર અંતર પૂછીએ, તો તે કહેછે, કે હમણાનું રોવા કૂટવાનું થયું નથી, તેથી મારા જાણવામાં કંઇ આવ્યું નથી. જેમને મરનાર સાથે સંબંધ ન હોય, તેઓ બૈરાંના

સરધસમાં પાછળ રહેછે, વાતોના ગપાટા મારેછે, દાંતઠીઠીઆ ઠહાડેછે ! કોઇ નવીન બૈરૂં આવવાથી જ્યારે બધાંને કૂટવું પડે, ત્યારે તેઓ એવી રીતે છાતી ઉપર હાથ મારે છે, કે તે છાતીએ અડતો પણ ભાગ્યે હોય. થોડા સંબંધવાળી બાઇઓ ધબડ ધબડ કૂટે છે ખરી, પણ તે એવી ચતુરાઇથી છાતી પર હાથ મારે છે, કે તેની છાતીને આઝા પણ આવતી નથી. કૂટતાં જે ધ્વનિ સંભળાયછે, તે તેમના બે હાથ એક ઉપર એક અથડાવાથી થાયછેઃ છાતીથી નીકળતો નથી. નદી તળાવે જતી વખતે બૈરાં કપડાંના ગાંસડા ધોવા સારૂ સાથે લઇ આવેછે, " એટલે એક પંથ ને દો કાજ " જેવું થાયછે.

કૂટતી વખતે જે બોલવામા આવેછે, તેમાં હોંશિયારી અને સમય સૂચકતા જોઇએ છીએ. કૂટનાર સામાવાળીના મરનારને સંભારેછે, તેમ સામાવાળી કૂટનારીનાં મરનારને સંભારીને કૂટે છે. મરનાર કેવું હતું, તેના ગુણાનુવાદ પણ તેમાં આવે છે. તેને ઘરનાં કેવું સુખ આપતાં, કે ઘરનાંને તે કેવું સુખ આપતું, કિંવા કેવું સુખ માણવા તે રહ્યું નહીં, વગેરે વાતો કહી બતાવવામાં આવે છે. બીજી કોઈ ઝીલી ન લે, ત્યાં સુધી એકને કંઇતું કંઇ કહેવુંજ પડે છે. જે ઠેઠ સુધી પહોંચી ન શકે, કે બોલવામાં ભૂલ કરે, તેની ફજેતી થાય છે. રોવા કૂટવાના કામમાં નાતની કેટલીક સ્ત્રીઓ કુશળ ગણાય છે. અનુભવ મેળવી હુશિયાર થવા સારૂં છોકરીઓ ગોરો જેવે પવિત્ર ટાંકણે રોવા કૂટવાનું કામ કરે છે, બીજે અનેક પ્રસંગે બૈરાંની તેઓ નકલ કરે છે, અને બૈરાં કૂટતાં હોય, ત્યારે ધ્યાન દઇ તે સાંભળે છે, ને ગોખી રાખે છે. રોવા કૂટવાની પણ એક વિદ્યા છે, અને તે સૌ સ્ત્રીઓને આવડવીજ જોઇએ !

કૂટી રહીને બેઠા પછી બૈરાં છેડા વાળે છે, એટલે મોં ઢાંકીને રાગડા તાણે છે, તેમાં પોતાનાં પાછલાં અને મરનારથી પડેલાં હાલનાં દુઃખ ગાઇ જાય છે. બીજાં બૈરાં રહી જાઓ, રહી જાઓ, એમ ઘણી વાર કહે, ત્યારે તે મોં ઉઘાડું કરી નાક નસીકે છે, અને આંખો સાલ્લાના છેડાથી લોહી નાખે છે. સંબંધ વગરની સ્ત્રીઓ

મોં વાળે ખરી, અને રાગડા તાણે ખરી, પણ તે બીલકુલ રોતી નથી; એમ છતાં જ્યારે મોં ઉઘાડે, ત્યારે તેણે પણ લીંટ કાઢવું જોઇએ, અને આંખે પાલવ અડાડવોજ જોઇએ. કદી આંખે પાણી ન આવ્યું હોય તો મોં ઉઘાડતા અગાઉ તે થુંક લગાડી આંખો ભીની કરે છે !

ઘણે ઠેકાણે મરનારના દશમા સુધી સાંજ સવાર રોકકળ ચાલુ રહે છે, એટલું નહીં પણ કોઇ ગામપરગામી નવું આવે, તો ગમે તે વખતે કાણ કરવી પડે છે. પરગામથી કાણ પગરસ્તે આવે, તો ગાડી ઘોડાના ઘાસ ચારાની તજવીજ ઘરધણીને કરવી પડે છે, તથા કાંણે આવનારને ખાવું ખાવા માટે દૂધ ખાંડ મોકલવાં પડે છે. સાથે નાનાં છોકરાં હોય તેમને કે જેને ખપી શકે તેને જમવા માટે ઘેર લઇ આવે છે. મરદો કાણ કરતી વખતે એક બીજાને કોટી કરી રૂએ છે, અને કાણે આવનાર કોટી કરીને બેસે, ત્યારે તેમના હાથમાં પાણીનું ચાંગળું આપે છે. કાણુવાળા આવે, તે અગાઉ ઘરધણી સગાં વહાલાંને ભેગાં કરે છે. કાણે આવનાર બૈરાં અને ઘર તરફના બૈરાંની પીટણી, પહેલે દહાડે જેવી પીટણી થાય છે, તેના જેવી હોય છે. મરણ વૃદ્ધનું હોય, તો પરગામીને વળાવતી વખતે સુખડીના લાડુ બંધાવવા પડે છે, અને જેને જેવી ઘટે તેવી દેણગી પણ આપવી પડેછે !

મરનારનું કારજ વિત્યા પછી જેવું મરણ તે પ્રમાણે સાંજ સવાર કે વખતે દહાડામાં ત્રણ વાર બૈરાં છેડા વાળે છે. આવું બેસણું સવા મહીનો, છ માસ, કે વખતે બાર માસ સુધી ચાલુ રહે છે. બેસણું બંધ કર્યું હોય, તોપણ વાર તહેવારે નાત જાતનાં બૈરાં મોં વાળવા આવે છે! દશરા દીવાળીએ પણ મોં વાળવાનું ખરૂં !

મરદોનું બેસણું ઘણે ઠેકાણે નવ દિવસ પહોંચે છે, એટલે નવમાનું છેલ્લું બેસણું ગણાય છે. મરદોનું રોવું સરળ હોય છે. સગાંવહાલાં મરનારના સંબંધનું નામ દઇ રૂએ છે, એટલે તે ભાઇ હોય, તો ઓ મારા ભાઈ રે, બંધવ રે, એમ કહે છે; મા હોય, તો ઓ મારી મા રે, સ્રી હોય તો ઓ મારા બાપજી રે, જમાઇ હોય, તો

એ મારા પરોણા રે, એમ કહે છે; અને વિશેષ લાગણી હોય, તો આંસુ પણ ઢાળે છે. બીજાઓ છાના રહેવાનું અનેક વાર કહે, ત્યારે ઓછા સગપણવાળા પ્રથમ અને વધારે સગપણવાળા પછીથી રહી જાય છે. રોતી વખતે બૈરાંની પેઠે માથે ખેસ ઢાંકે છે, અને તેના છેડાથી મોં પણ ઢાંકે છે. રોઇ રહ્યા પછી કારણ ન હોય તોપણ થુંકવાનો, કે નાક નસીકવાનો રિવાજ છે. સગપણ વગરના લોકો એ એ એ એ ઓહ, એમ કેટલીવાર બોલીને બંધ પડે છે. શહેરમાં લોક વધારે ધંધાર્થી હોવાને લીધે, તથા તેઓ લાંબે પલ્લે રહેતા હોય, તેથી બેસણું લાંબું પહોંચતું નથી. પહેલે કે બીજે દિવસે ઉઠામણું કરી નાખવામાં આવે છે.

ઉપરના વર્ણનથી જણાશે, કે રોવા કૂટવાનું કાર્ય ઘણું ખરૂં લાગણીને લીધે નહીં, પણ દેખાડાને માટે થાય છે. લાગણી લાંબી મુદ્દત ટકતી નથી. કાળ શોકને કમી કરે છે. મોત વખતે જે આવેશ આવે છે, તે સ્મશાન પહોંચતાં સુધીમાં કમી થવા માંડે છે, અને ટાઢે પાણીએ નાહ્યા પછી તે ઘણો કમી થઇ જાય છે. મરનાર પાછળ ઝુરી ઝુરીને જીવ આપ્યાના દાખલા કવચિત્ બને છે, પરંતુ સ્મશાન-વૈરાગને કાળ ધીમે ધીમે કોરી ખાયછે. જો એમ ન હોત, તો માણ-સને જીંદગી પર્યંત દુઃખજ વેઠવું પડત. મરનાર વિસારે પડેછે, અને જે હયાત હોય, તેથી સમાધાન પમાયછે. આમ છતાં રોકકળ લાંબી મુદ્દત ચાલે, તે દેખાડાને માટેજ હોવી જોઇએ.

આ ચાલ સારો છે, એમ કહી તેની હીમાયત કોઇ કરતું નથી, તેમ તે સારો નથી, તે છતાં કોઇ તે બંધ પાડવાના પણ ઇલાજ લેતું નથી. કોઇ કોઇ ઠેકાણે નાતવાળા કે શહેરસુધરાઇવાળા કેટ-લોક પ્રતિબંધ કરેછે, એટલે મોટાં શહેરોમાં રાજમાર્ગ ઉપર કૂટ-વાની મનાઇ થાયછે, કોઇ ઠેકાણે નદીએ નહાવા જવાનો અટકાવ થાયછે, કોઇ સ્થળે બહેન દિકરી કાણ લઇ જાય, તે સાથે મરદોએ ન જવું, એવો બંધ બંધાયછે, અને કોઇ લોકો એક બે દિવસમાંજ પાથરણું ઉપાડી દેછે. પરંતુ રોવા કૂટવાની ભવાઇને સામટી બંધ પાડવાનું કોઇ નાતવાળા માથે લેતા નથી, એ દિલગીરીની વાત છે.

લોકો બધી બાબતમાં શાસ્ત્રને આડે આણેછે, ત્યારે રોવા કૂટવાની બાબતમાં તેઓ શાસ્ત્ર સામું કેમ જોતા નથી! કયા શાસ્ત્રમાં મુઆ પાછળ રોવા કૂટવાનું લખ્યું છે? શાસ્ત્રમાં રોવા કૂટવાની સાફ ના પાડેલી છે; ગરૂડપુરાણમાં તેનો નિષેધ કર્યો છે, અને જણાવ્યું છે, કે રોઇ રોઇને લીંટ ગળફા પાડવા. તે મરનારને પહોંચેછે, અને કૂટવાથી તેને દુઃખ થાયછે. જ્ઞાની પુરૂષોએ, ભક્તોએ અને કવિઓએ રોવા કૂટવાની નિંદા કરી છે. કેટલાક રાણીઆ પણ એવા છે, કે જેના બોધથી રોવા કૂટવાનું તજી દેવાય, પરંતુ તેના બોધ ભણી બાઇડીઓ કયારે જુએછે? જૈનોના શાસ્ત્રમાં કહ્યું છે, કે "મૂઢબુદ્ધિવાળા મનુષ્યો પોતાનાં સગાંવહાલાંઓ, જેઓ સ્વકર્મે મૃત્યુ પામેછે, તેનો શોક કરેછે, પણ પોતેજ એક દિવસ એંચાઇ જશે, તેનો કરતા નથી". "એક તો પ્રિય સ્વજનના મરણનું દુઃખ, અને બીજું વળી તેને માટે રડી કૂટી આત્માને નર્કાદિ દુર્ગતિમાં નાખવો", એ તે એવો ન્યાય, કે "એક તો માળ ઉપરથી પડવું, અને વળી તેના ઉપર લાકડીનો માર!" "આક્રંદ, ઉંચે સ્વરે રડવું, શોક કરવો, નામ દઇને રડવું, મારવું, માથાના વાળ તોડવા, વગેરેને પંડિતો આર્તધ્યાનનાં લક્ષણ કહેછે".

રોવુ કૂટવું એ શાસ્ત્રથી વિરૂદ્ધ છે, એમ લોકો જાણેછે, અને કોઇ સારી હાલતના વૃદ્ધ મનુષ્યનું મૃત્યુ થાય, ત્યારે ગરૂડપુરાણ બેસાડી રોવું કૂટવું બંધ કરેછે; પરંતુ ગરૂડપુરાણ સર્વ પ્રસંગે બેસાડતા નથી. વળી કેટલેક ઠેકાણે એવો રિવાજ છે, કે જે ગરૂડપુરાણ બેસાડે, તેને મરનારની પાછળ અધિક ખરચ કરવો જોઇએ. ગરૂડપુરાણ અને ખરચ એ બે વચ્ચે કંઇ સંબધ ન છતાં આવા પ્રતિબંધથી લોકો ગરૂડપુરાણ બેસાડી શકતા નથી. લોકો જરા હિંમત રાખીને રોવાં કૂટવાનું બંધ કરે, તો તે બની શકે, એમ છે; કેમકે એને માટે નાત જાત તરફથી કંઇ શિક્ષા થવાની નથી, કેએથી શાસ્ત્રના વચનનું ઉલ્લંઘન થવાનું નથી. પોતાને ઘેર કોઇ મરી ગયું, ત્યારે એક સમજુ માણસે સો ખસે માળા

ખરીદી આણી. સ્ત્રીઓ રોવા આવે ત્યારે તે પ્રત્યેકના હાથમાં એક માળા આપે, અને કહે, કે બાઇ ! તમને મરનારને માટે લાગે છે, તો આ માળા લેઇ તેના આત્માનું કલ્યાણ થાય, માટે ઇશ્વરની પ્રાર્થના કરો, રોવા કૂટવાથી તેને ત્રાસ થવાનો, માટે જો તેનું સારૂ ઇચ્છતાં હો, તો મારી મરજી પ્રમાણે કરો. સ્ત્રીઓને વિસ્મય તો લાગ્યું, પરંતુ ઘરધણીનું કહેવું અઘટિત કે ખંડન કરી શકાય એવું ન હોવાથી તેમણે માળા ફેરવી. માળા ફેરવી રહી ઉઠવા માંડે, કે તેમના હાથમાં અકેક પતાસું પ્રસાદ તરીકે ઘરધણી મૂકે. આ યુક્તિ ફતેહ પામી, અને રોવા કૂટવાનું બંધ પડયું. એ માટે માણસ જો દૃઢ રહીને કંઇ ને કંઇ ઇલાજ યોજે, તો આવા દુષ્ટ રિવાજનો અંત આણી શકે.

---

## પ્રકરણ ૩ જું.

## શોક અને સૂતક.

મરનારનાં અસ્થિને દૂરની પવિત્ર નદીમાં નાખવા સારૂં તેના કોઇ નજીકના સગાંને ઉઘાડે પગે ચાલતાં જવું પડેછે. આગગાડીની સગવડ હોય, તો તેમાં બેસીને જવાનો સુધારો કેટલેક ઠેકાણે ચાલુ થયો છે. મરનારના દિકરાને કે તેના પાસેના સગાને કેટલાક દિવસ સરાવવું પડેછે. સરાવાની ક્રિયા બહુ કઢંગી ને લાંબી છે. ઉઘાડે શરીરે લાંબા વખત સુધી મેદાનમાં બેસવું, અને વચ્ચે વચ્ચે અનેક વાર ટાઢે પાણીએ નહાવું. નાજુક બાંધાના મનુષ્ય ઉપર એથી માઠી અસર થાયછે. પંદરમાના માસીસા સુધીમાં ઘરના માણસોને એટલાં બધાં કામ કરવાનાં હોયછે, કે તેથી તેમાંનાં કેટલાંક તો માંદા પડી જાય છે. રોકકળની ધમ્માચકડી રોજ ચાલે, દશા ખવડાવવાનું અને સરાવવાનું કામ કરવું, અને જ્ઞાતિભોજન આદિની તૈયારી કરવી. જો મરણ કારીનું હોય, તો ઘેંસ રાબડી સરખું ખાઇને સર્વ કામકાજમાં સામેલ રહેવું.

સગાસાગવાંને મરણ પ્રસંગે શોક થવો,એ સ્વાભાવિકછે, પરંતુ તેને હદથી જાદે લંબાવવો, એ અસ્વાભાવિક અને હાનિકારકછે. કેટલીક નાતોમાં રાંડનારીને લાંબી મુદત સુધી રાખડી ઉપરજ રહેવું પડેછે. માથે આવી પડેલી આફતથી તેનું શરીર બળીને ખાખ થઈ જતું હોય, તેવે પ્રસંગે દેહના પોષણ માટે જેવું જોઇએ, તેવું પણ ખાવા ન આપવું, એ તેને ધીરે ધીરે મારી નાખવા સરખું છે.

સર્વ દેશોમાં શોક દેખાડવા માટે ચિન્હ ધારણ કરવાં પડેછે. કાળો રંગ એ શોકની નિશાની ગણાયછે, તેથી ત્રાસદાયક મરણ હોય, ત્યારે પુરૂષને કાળા રંગની પાઘડી પહેરવી પડેછે; તથાપિ ઘણા કારીના મરણ સમયે ધોળી, અને થોડો શોક બતાવવા માટે લીલી કે જાંબુડી પાઘડી વપરાયછે. બારમા સુધી અથવા સૂતક ઉતરતા સુધી પાસેનાં સગાં મુગટા કે ફાળિયાં બાંધીને કિંવા ઓડે માથે હરે ફરેછે. પુરૂષનાં બીજાં વસ્ત્રમાં શોકદર્શક ફેરફાર થતો નથી. સગપણના પ્રમાણમાં પાઘડી મહીને, છ મહીને કે બાર મહીને બદલાય છે; પરંતુ પુત્રીના રંડાપા જેવા ભયંકર પ્રસંગે બાપને જન્મારા સુધી ધોળી પાઘડી પહેરવી પડેછે. સ્ત્રીઓનાં શોકદર્શક લૂગડાં પુરૂષ કરતાં વધારે મુદત રાખવાં પડેછે. સાલ્લા, કાળા કે કાથીઆ રંગના હલકી કીમતના વપરાયછે, અને કેટલીક નાતમાં વિધવાને મરણપર્યંત ધોળા સાલ્લા પહેરવા પડેછે. કાપડાં પણ ઘણાં ખરાં કાળાં કાથીઆ રંગનાં, ને મોળીઆં કે કસબ વગરનાં વપરાયછે. ભભકાદાર કે શોભીતાં વસ્ત્ર પહેરાતાં નથી; તેમ દાગીના જેમ બને તેમ કમી પહેરવામાં આવેછે. સૌભાગ્યવતિને જરૂરના એવા દાગીના— કાંટો, લોળીયું, કંઠી, કલ્લાં અને ચૂડો-તથા ચાંલ્લો અને માથાના વાળ એ વિધવાને સામાન્ય પણે તજવા પડે છે. બાળરાંડોને કેટલીક છૂટ મળેછે, અને પૈસાદાર હોય, તે હાથે ચૂડાને ઠેકાણે રૂપાની કે સોનાની ચૂડ વાપરેછે.

શોકવાળાંથી શુભ પ્રસંગમાં ઘણે ભાગે સામેલ થવાતું નથી,

અને કેટલીક મુદ્દત સુધી નાતજાતમાં જમવા જવાતું નથી. જમવાની બાબતમાં પુરૂષ કરતાં સ્ત્રીને વધારે મુદ્દત શોક પાળવો પડેછે. વિધવાઓ ઘણુંકરીને જન્મ પર્યંત નાતજાત તજેછે. બાળવિધવાનાં માબાપ પણ લાંબી મુદ્દત કે જીવતાં સુધી નાત જાતમાં જમવા જતાં નથી. જ્ઞાતિભોજનના સંબંધમાં શોક મૂકાવવા માટે નાતના ચાર આગેવાન મરનારને ઘેર જાયછે, અને ચઢતા ઉતરતી સગપણના પ્રમાણમાં શોકનો નીકાલ કરવાનો આગ્રહ થાયછે. ઘરધણી સમજીને અને નાતના રિવાજને અનુસરીને નીકાલ કાઢેછે, કેમકે જો તેમ ન કરે, તો બીજાં સગાંવહાલાંના શોક જારી રહે, અને તેઓ તેને નિંદે પણ ખરા. શોક હોય, ત્યારે વાર તહેવારે સારાં કે તળ્યાં તાવ્યાં જમણ ઘરમાં પણ થઇ શકતાં નથી. નાગર, ક્ષત્રી વગેરે કેટલીક નાતોમાં કારીના મરણ સમયે કાંજી રાબડી જેવા હલકા ખોરાક ખાવા પડેછે.

સગપણના પ્રમાણમાં મરનારની પાછળ કેટલીક રાત્રિ સૂતક પાળવું પડે છે. વધારેમાં વધારે ૧૩-૧૪ રાત્રિનું અને કમીમાં કમી ત્રણ રાત્રિનું સૂતક પળાય છે. સાત પેઢી પૂરી થયે પિત્રાઇ ગોત્રાઇના વર્ગમાં જાય છે, તેથી તેને માટે સૂતક પાળવાની જરૂર નથી, તે છતાં ઘણે ઠેકાણે વધારે પેઢીઓ થઇ જાય, ત્યાં સુધી પણ સૂતક પાળવામાં આવે છે. દીકરીઓ પરગોત્રી ગણાય, માટે તેમને સૂતક લાગતું નથી. સાસુ સસરા એ એક જાતનાં મા બાપ ગણાયછે, માટે તેમના મરણ વખતે પુરૂષને સૂતક પાળવું પડે છે. સૂતકીથી રસોડા પાણીઆરે અડાતું નથી. અડવાથી માટીનાં વાસણ અભડાય છે. સૂતકીને જે અડે, તેને નહાવું પડે છે. પુરૂષોમાં સ્પર્શાસ્પર્શની ઝાઝી છોછ નથી. શાસ્ત્રી પુરાણીઓ વધારે છોછ રાખેછે. દક્ષણીમાં તો સૂતક પહોંચે, ત્યાં સુધી એક ચટાઇ ઉપર કે લાકડાની પાટ કે ખુરશી ઉપર અલગ બેસવું પડે છે. અમુક જાતનાં વાસણ સૂતકીના સ્પર્શથી અભડાય છે, તેથી સૂતકીને જમતી વખતે તેવાં વાસણ આપવામાં આવતાં નથી; અર્થાત્ સૂતકીની સ્થિતિ હલકી જાતના

શૂદ્ર જેવી થાય છે. સૂતક એ હાલના પ્લેગનું કવોરનટાઇન છે, અને તે કોઇ એવા હેતુથી યોજ્યું હશે એમ લાગે છે. સૂતક પહોંચે, ત્યાં સુધી હજામત કરાવી શકાતી નથી, કપાળે ચાંલ્લો કરાતો નથી, અને દેવસેવા કોઇ બીજા પાસે કરાવવી પડે છે. સૂતક ઉતારવું હોય, ત્યારે પોતે વાપરેલાં સર્વ કપડાં ધોવાં જોઇએ, અને હજામત કરાવી નાહીં નાખવું જોઇએ. નજીકનાં સગાંને માટે મૂછો પણ લેવડાવવી જોઇએ. મૂછો લેવડાવવાની બાબતમાં શાસ્ત્રનાં વચન બાજુએ રહેછે. મૂછો સૂતકી લેવડાવે છે, અને બીન સૂતકી પણ લેવડાવે છે. તે સગાને માટે લેવડાવાય છે, તેમ પડોશી કે ઓળખાણવાળા પરનાતીલાને માટે પણ કઢાવવામાં આવે છે ! બહુ સગપણવાળા ને ઘણા ઓળખાણવાળા ઘણુંકરીને હમેશ નમૂછીઆ જોવામાં આવે છે ! ગાંડી ગૂજરાતમાં ગાડરીઓ પ્રવાહ ચાલ્યો તે ચાલ્યો !

આપણે જે કરીએ છીએ, તે હદથી જાદે છે. અતિશય સર્વ વર્જ્યું, એવું મહા પંડિતો કહી ગયા છે. કેટલાક રિવાજ ધર્મશાસ્ત્ર કે પુરાણાદિને લઇને છે, અને કેટલાક રૂઢીથી ચાલે છે. કેટલાક શાસ્ત્રને નામે ચાલે છે, અને કેટલાકમાં શાસ્ત્રનો અંશ પણ હોતો નથી. રૂઢીથી પડતી અડચણો સહેલાઇથી દૂર કરી શકાય. શાસ્ત્રોની મોટી વાતોનો આપણે ત્યાગ કરીએ છીએ, તો તેમાંની ઝીણી વાતો છોડવામાં હરકત નથી.

---

## विभाग ૯ मो

### ખરચ ખૂટણ.

કોઇ પણ જાતનો ઉદ્યમ રોજગાર કરી પૈસા મેળવ્યા શિવાય સંસાર ચાલી શકતો નથી, એ વિષે તથા પૈસાટકાની બાબતમાં આપણે કેવી કંગાલ હાલતમાં છીએ, તે વિષે પૂર્વે કહેવામાં આવ્યું છે. જેમ પૈસા મેળવવાની જરૂર છે, તેમ તેને સાચવીને વાપરવાની જરૂર છે, કેમકે જે એક હાથે મેળવીએ, તે બીજે હાથે ખરચી

નાખીએ તો આપત્તિના સમયને માટે આપણી પાસે કંઇ રહે નહીં, અને તેથી આપણે વધારે દુઃખમાં આવી પડીએ. એમ કરવાથી પૈસા મેળવ્યા તે ન મેળવ્યાની બરાબર થાય છે. પૈસાનો ડગલે ડગલે ખપ પડે છે; માટે તેનો સંચય આપણી શકિત અને જરૂરના પ્રમાણમાં કરી રાખવો, એ ડહાપણની વાત છે. આ કારણસર હવે આપણે આપણા ખરચ ખૂટણનો વિચાર કરીએ.

ખરચ બે પ્રકારનું હોય છેઃ ૧ ચાલુ, ૨ પ્રાસંગિક. ચાલુ ખરચમાં ખાનપાન, પહેરવેશ, મોજશોખ, એ મુખ્ય છે. પ્રાસંગિક ખરચમાં ષોડશ્ સંસ્કારમાંના જે જે સંસ્કાર કરવામાં આવે છે, તે સંબંધનું એટલે જન્મ, જનોઇ, લગ્ન, અઘરણી, મરણ વગેરે પ્રસંગનું, અને દાન ધર્મનું ખરચ મુખ્ય છે. સર્વ ખરચ પોતાની સ્થિતિ ઉપર વિચાર કરીને કરવાનાં છે, અને તેમાં કરકસર કરવાથી ઘણો લાભ થાય છે.

---

## પ્રકરણ ૧ લું.

### કરકસર.

હિંદુ લોકો કસરીઆ ગણાયછે, તેથી તેમને કરકસર વિષે વધારે કહેવાની જરૂર નથી. તોપણ હાલના જમાનામાં વિદેશીઓની નકલ કરવાથી કે તેમના સહવાસથી આપણા આ ઉપયોગી સદ્ગુણમાં ફેર પડતો જાયછે, તે માટે, તથા હિંદુઓ ચાલુ ખરચમાં કસરીઆ છતાં વિશેષ પ્રસંગે ઘોતાળ બની જાયછે, તે માટે કરકસર સંબંધે વિચાર કરવાની આવશ્યકતા છે.

ખરચખૂટણ ત્રણ રીતે થઇ શકેછેઃ ૧ કંજુસાઇથી, ૨ કરકસરથી, અને ૩ ઉડાઉપણાથી. કંજુસાઈ અને ઉડાઉપણું એ બંને દુર્ગુણ છે, અને કરકસર એ સદ્ગુણ છે. કંજુસાઇથી સાધન છતાં માણસ જાતે દુઃખી થાયછે, અને પોતાની સાથે રહેનારને દુઃખી કરેછે. પૈસા જેમ મેળવી જાણવાની જરૂર છે, તેમ તે ખરચી જાણ-

વાની પણ જરૂર છે. હાથે આમલીના બંધ બાંધીને કે પેટે પાટ બાંધીને છતે પૈસે દુઃખ વેઠવું, કે કમાઇ કમાઇને માત્ર સંચયજ કર્યા કરવો, એ ચહાવા લાયક નથી. આપણા પૈસા આપણને કે બીજાને ભોગ ન પડે, તો એ પૈસા માટીની બરાબર છે. ઉડાઉપણુ એ કંજુસાઇથી ઉલટો ગુણ છે, અને તે કંજુસાઇ કરતાં પણ અધમ છે; કેમકે કંજુસનો સંચય ક્યારે પણ કામ લાગે છે, અને તે દેશના દ્રવ્યમાં વધારો કરેછે, પરંતુ ઉડાઉનો પૈસો અયોગ્ય રીતે કે બદફેલીમાં ચાલ્યો જાયછે, તેથી તે ખરચનારને દુર્ગુણી કરેછે, અને દેશના દ્રવ્યમાં ઘટાડો કરેછે. જે જાતમાં સર્વ વ્યક્તિ ઉડાઉ હોય તે જાત દરિદ્રી અને દુર્ગુણી જોવામાં આવશે.

ઘણાં કાર્યમાં વચલો રસ્તો સારો ને સલામત ગણવામાં આવેછે. તે પ્રમાણે ખરચખૂટણમાં પણ વચલો, એટલે કરકસરનો માર્ગ, સારો ને સલામત છે. એથી આપણે સુખમાં રહીએ છીએ, અને સદ્‌ગુણી થઇએ છીએ. આપણે કહીએ છીએ, કે " ત્રેવડ એ ત્રીજો ભાઇ છે ". એક કુંટુંબમાં બે ભાઇ, જેમ કમાઇ કરીને ઉપયોગી થાયછે, તેમ ત્રેવડ એ ઉગારો પાડીને ત્રીજા ભાઇની કમાણીની ગરજ સારેછે.

આપણે ધારીએ, તો કમી ખર્ચે આપણો કાર્યવ્યવહાર સારી રીતે નિભાવી શકીએ. આપણે નિષ્કાળજી રાખીએ, તો તેમાં વધારો થાય. જ્યાં બશેરનો વરો હોય, ત્યાં એક મૂઠી કમીથી ઓછું ન પડે, અને એક મૂઠી વધારે નાખીએ, તો એ મૂઠી અથવા પાશેરનો ફેર પડે, વધારે કરીએ તે નકામું જાય. કહેવત છે, કે " બોલ્યું બહાર પડે, અને રાંધ્યું વરે પડે ", એટલે રાંધવામાં જે વધ્યું હોય, તેનો ઉપયોગ ગમે તે પ્રકારે કરી દેવામાં આવેછે; પરંતુ તેથી રોજ કેટલું નુકસાન થાય ? કેટલાક બેકાળજીથી ભાણામાં જેટલું પીરસાયું હોય, તેટલું રહેવા દે, અને જેટલું ખવાય તેટલું ખાઇને બાકીનું છાંડે છે. છાંડેલું અનાજ નકામું જાયછે. ઘરના કરતાં નાતમાં જમવાનું હોય, ત્યારે છાંડવાના હિસાબ રહેતા નથી. ઘણે ઠેકાણે બાર મણના

વરામાં બે મણનું છાંડીઉં (શાહુકારી) આવેછે. એથી ઘરધણીને કેટલું નુકશાન થશે, તેનો જમનારા વિચાર કરતા નથી. લાડુમાં મણે પોણો મણ ઘી નાખવાનું ઠર્યું હોય, તેમાં શેર ઓછા કે શેર વત્તા ઘીથી લાડુ બગડતો કે સુધરતો નથી; પરંતુ એથી મણે બશેરનો, અને બાર મણના લાડુમાં ૨૪ શેરનો અથવા હાલને ભાવે સોળ રૂપીઆનો ફરક પડી જાય. એજ રીતે જ્યાં દશ શાક કરવાનો વિચાર થયો હોય, ત્યાં એક ઓછા કે એક વધારે શાકથી જમણની વાહવાહ થવામાં ફેર પડતો નથી, પણ ખરચની અંદર દશ વીશ રૂપીઆનો ફેર પડી જાયછે.

સમજુ માબાપ પોતાની દિકરીઓને કરકસર કરવા ટેવ પાડે છે, અને તે વિષે શીખામણ પણ દેછે. સાસરે ગયા પછી રોજના રાંધણામાંથી મૂઠી મૂઠી કાઢીને એક છોકરીએ કોઠીઓ ભરી રાખી હતી, તે દુકાળ પડયો ત્યારે બતાવવાથી, તેનાં સાસુ સસરો ઘણાં ખુશી થયાં, અને તેઓ દુકાળના દુઃખથી બચી ગયાં: એવી એવી વાતો છોકરીઓને કહેવામાં આવેછે. કરકસરની ટેવ કેમ પાડવી, તેને માટે આ વાત કરેછે. એક શાહુકારની પડોશમાં મુસલમાની રહેતી હતી. મુસલમાન રોજ મજુરી કરીને ત્રણ ચાર આના લાવે, તે મુસલમાની ખરચી નાખે. રોજ મલીદો કે બીજું કંઈ સારૂં સારૂં રાંધીને ખાય. શાહુકારને ઘેર પોતાના પુત્રની જુવાન વહુ પહેલવહેલી આવી હતી, તે પેલી મુસલમાનને ઘેર બેસવા ઉઠવા ઘણી વાર જતી. શાહુકાર પૈસાદાર છતાં તેને ઘેર રોજ સાદું ખાનપાન થતું. એક વાર વહુએ પોતાની સાસુને કહ્યું, કે આપણે ઘેર પૈસા છતાં આપણે રોજ દાળ ભાત અને રોટલી જમીએ છીએ, અને આપણો પાડોશી મહેનત મજુરી કરીને દહાડા કાઢે છે, તે છતાં તે રોજ મલીદો ખાય છે. સાસુએ આ વાત સસરાને કહી. સસરે જાણ્યું, કે ઉડાઉ મુસલમાનીના સહવાસથી વહુના વર્તનમાં બિગાડ થશે. મુસલમાની બીજી બધી વાતે બહુ સારી હોવાથી તેનો સહવાસ છોડાવવાની જરૂર નહોતી, તેમ તે છોડવાની સખ્તાઈ કરવાથી લાભને બદલે હાનિ થશે, એમ સસરાનું ધારવું હતું. તેણે આ વાત વિસારે

પાડીને કેટલીક મુદતે વહુને કહ્યું, કે આ પોટલી છાનીમાની મુસલમાનીની ઘંટી તળે ઘાલીને આવજો. એમાં પાંચ રૂપીઆ છે. મુસલમાની ગરીબ હોવાથી તેને એ રૂપીઆ બહુ કામના થઈ પડશે. ઉઘાડી રીતે આપીએ તો તે તો એવી નથી, માટે આ યુક્તિ કરવાની છે. મુસલમાની સાથે બહેનપણું હોવાથી વહુ ખુશી થઇ, અને લાગ જોઇને પેલી પોટલી ઘંટી તળે મુકી આવી. મળસ્કે મુસલમાની દળવા લાગી, તો પેલી પોટલી તેને પગે અથડાઈ. પોટલી છોડીને જોયું, તો તેમાંથી પાંચ રૂપીઆ નિકળ્યા. એ પોટલી કયાંથી આવી, કે કોણ મુકી ગયું, તેની એને બિલકુલ ખબર નહોતી. તે સમજી કે ખુદાએ મારાપર મહેર કરી. એ પૈસાનું શું કરવું, તેના વિચારમાં તે પડી. પોતાના અંગે કશદાગીના ન હોવાથી હાથની માઠીઓ કરાવવાનો તેણે નિશ્ચય કર્યો. સોનીને પૂછતાં માઠીઓ ( રૂપાની ) નું ખરચ રૂ. ૧૦ કરતાં કમી થશે નહીં, એમ જણાયું. પાંચ રૂપીઆ ખૂટયા, તે મેળવવા સારૂ તેણે નિશ્ચય કર્યો, કે ધણી જે કમાઇ લાવેછે, તેમાંથી રોજ દોઢ બે આના બચાવવા, એટલે દોઢેક માસમાં ખૂટતા પાંચ રૂપીઆ ભેગા થશે. તેણીએ તે દિવસે મલીદો ન કરતાં માત્ર ખીચડી બનાવી. ધણીએ જમતી વખતે કારણ પૂછયું, ત્યારે તે બોલી, ખુદાએ મને રૂ. ૫ ) ઈનાયત કર્યા છે. મારે હાથે માઠીઓ નથી, તે કરાવતાં રૂ. ૧૦ ) ખરચ લાગેછે, માટે મારે પાંચ રૂપીઆ હરેક રીતે ભેગા કરવા જોઇએ. ખીચડી રોટલા ખાઇને ગુજારો કરીશું, તો પાંચ રૂપીઆનો ઉગારો જલદી થશે, અને માઠીઓ કરાવી શકાશે. તેણીએ ધારેલી મુદતમાં રૂપીઆ બચાવી માઠીઓ કરાવી. એકલી માઠીઓ હાથે ઘાલતાં કાન, કોટ ને પગ બાંડા દીસવા લાગ્યા, તેથી બીજા દાગીના કરાવવાની જરૂર ઉત્પન્ન થઇ. બાઇ સારૂં સારૂં ખાવાનું ભૂલી ગઇ, અને દાગીનાની લાલચે પૈસા બચાવવા લાગી. આથી તેને કસર કરવાની ટેવ પડી. શેઠની વહુ રોજ મુસલમાનીને ઘેર આવતી. ખાવા પીવાની બાબતમાં તથા મુસલમાનીના વિચારમાં થયેલો ફેર તેના જોવામાં આવ્યો. કેટલીક મુદતે શેઠે વહુને પુછયું, કેમ બેટા ! હવે તમારી બહેન-

પણી મલીદા કરે છે કે નહીં ? શેઠના કહેવાનો મરમ વહુ સમજી ગઇ,અને કરકસરની જરૂર સબધે તેની ખાત્રી થઇ.

ઉપરની વાત ઉપરથી જનસ્વભાવ સબધે એક બીજુ તત્વ નીકળે છે, તે એ, કે માણુસ જેમ ગરીબ તેમ તે પૈસાની ઓછી દરકાર રાખે છે, અને તેથી તેનામા ઉડાઉપણુ આવે છે. તપાસ કરીશું, તો આ વાતની ખાતરી સહેજ થશે ગામડામા જાઓ અને ત્યાના ગરીબ લોકોની રહેણી કરણી જુઓ તેઓ કાલનો વિચાર ભાગ્યેજ કરે છે "મળ્યા ત્યારે મીર, નહીં તો ફકીર", એ રીતની તેમની વર્તણુક હોયછે. ખળામા દાણાના ઢગલા થાયછે, ત્યારે તેમની નજર ફાટે છે તેઓ દાણા જોઇને છલકાઈ જાયછે, તેથી તેમને માટે કહેવાયછે, કે "ઢાબલીમા ધાન ( ધાન્ય ), ઢાકણીમા ધાન, ધાન ! ધાન !! ને ધાન" !!! મારૂં સારૂ ખાવા પીવામા તેઓ કેટલા દાણા સપાટામા ગુમાવી દેછે. સારા સારા કપડા લત્તા મેળવવા તત્પર થાયછે. માગણ વસવાયા, ગામોટ વગેરે જે ખળે આવે, તેને ઉદાર દીલથી આપવા ઘટે તે કરતા વધારે દાણા આપી દેછે માગતા પેટે શાહુકાર મોટો ભાગ લઇ જાયછે, અને સરકારનુ મેહેસુલ ભરવા માટે મોટો ભાગ વેચી મારવો પડેછે, તેથી ખળામાનુ થોડુ જ ધાન્ય કોઠીએ જઈ પડેછે, અને "આવી હોળી ને પરવાર્યા કોળી", એ વાળી વાત થાય છે ઉનાળામા તેમને અર્ધ ભુખમરો વેઠવો પડે છે, અને ચોમાસાને માટે વાણીઆને ઘેરથી સવાયા દોઢા આપવા કરીને દાણા લઇ આવવા પડે છે ગામડામા જે ખેડુત પાસે પૈસા હોય છે, તેઓનુ વર્તન આવુ હોતુ નથી તેઓ આપ લે માચવીને કરે છે, કેમકે તેઓ પૈસાની કીંમત સમજે છે, અને ભવિષ્યની કાળજી રાખે છે.

શાહુકાર નવો ગુમાસ્તો રાખે છે, ત્યારે પ્રથમ તેને શાક લેવા મોકલે છે, અને તે ઉપરથી તે કેવો નિવડશે, તેની પરીક્ષા કરે છે તે જો કાળજીવાળો ન હોય, તો બે ચાર દુકાને ફરીને ભાવ નક્કી કરતો નથી, અથવા મારા નરમા કે તાજા વાસી શાકની તજવીજ કરતો

નથી; કાછીઓ જોખવામાં કંઇ ગરબડ કરે છે કે નહીં, તે તે જોતો નથી. જો તે કાળજીવાળો હોય તો આ સર્વ વાત પર ધ્યાન આપે છે, એટલુંજ નહીં, પણ શાક લીધા પછી પૈસા આપતી વખતે એકાદ લીલુ મરચું, કે બે તરણાં કોથમીરનાં માગી લે છે. કોઇના મનમાં એમ આવશે, કે એકાદ મરચાથી કે બે તરણા કોથમીરથી શું ભરાઇ જવાનું હતું ? પરંતુ " કાંકરે કાંકરે પાળ બંધાય, ને ટીપે ટીપે સરોવર ભરાય ", એ કહેવત યાદ રાખવી જોઇએ. એકાદ મરચાની કે જરા કોથમીરની કંઇ વિશાત નથી. પણ એથી લાવનારની કાળજી અને કરકસરની ટેવ જણાઇ આવેછે. પાઇ પાઇ કરતાં પૈસા થાયછે, એ વાત ધ્યાનમાં રાખવાની છે.

જેના ઘરમાં કરકસરની ટેવ નથી, તેના ઘરમાં બિગાડ ઘણો થાયછે. જીભને વશ ન રાખીએ, તો તે પેધી પડેછે. ખાધાથી ખજાના ખાલી થઇ જાયછે. મિષ્ટાન્ન ખાવાથી દિવસ જાયછે, અને સાદું ખાધાથી પણ દિવસ જાયછે. મિષ્ટાન્નથી વધારે ખર્ચ થાયછે, આળસ આવેછે, અને શરીર બગડે છે. સાદા પણ ગુણકારી ખોરાકથી જે લાભ થાયછે, તે મિષ્ટાન્નથી થતા નથી. જેમ તમે બચ્ચાંને વધારે મીઠાઇ મેવા ખવડાવો, તેમ તેઓ નબળાં થતાં જાયછે. જેમ તેમને હદથી જાદે ખવડાવો, તેમ તેઓ ગળચાઇ જાયછે. માટે ખાવાપીવામાં પણ હદ જોઇએ. ટેવ જેવી પાડીએ તેવી પડેછે. "અહાર ને ઊંઘ વધારીએ તેમ વધેછે", "અહાર મારે કે ભાર મારે"; એવી કહેવતો ચાલેછે, તે નિરર્થક નથી. કહેવાની મતલબ એવી નથી, કે સારૂં જમણ કોઇ વાર કરવું નહીં, કિંવા કસરત વડે કે શરીરની વૃદ્ધિને લીધે વધારે ખોરાકની જરૂર છતાં અહાર વધારવો નહીં.

કરકસર કરવાની ટેવ પૈસાની લાલચથી પડેછે. પૈસાનો થોડો સંગ્રહ થાય, તો તે વધારવાનું મન થાયછે. લાલચ જો વધી પડે, તો તે કંજુસાઇના ઘરમાં જાયછે, માટે તેને હદમાં રાખવી જોઇએ. તેને હદમાં રાખવા સારૂ તેમ ઉડાઉપણું અટકાવવા સારૂ પૈસાનો

સદુપયોગ શીખવવો જોઇએ. છોકરાંને ગજવાખરચ મળતું હોય, તેમાંથી તે થોડું બચાવે, અને બચાવેલામાંથી કોઇ ગરીબ વિદ્યાર્થીને લેખણ, શાહી કે કાગળની ખરી જરૂર હોય, તે અપાવવામાં આવે, તો તેનામાં કરકસર અને પરોપકાર એવા બે સદ્ગુણ પ્રવેશ કરે. સ્ત્રીઓને હાથખરચી કે અમુક કાર્યનિમિત્તે પૈસા મળતા હોય, તેમાંથી તે પોતાને જરૂરી એવી જણસો સંપાડે, કે કાર્ય કરે, તેની સાથે તેમાંથી કંઇ બચાવીને તે દાનધર્માદામાં ખર્ચે, એવી ટેવ પાડવામાં આવે, તો તે " એક પંથ ને દો કાજ " જેવું થઇ શકે.

ઘરમાં કરકસરની અને સુવ્યવસ્થાની ટેવ પાડવી હોય, તો સારો માર્ગ એજ છે, કે ઘરના ખરચખૂટણનો અડસટ્ટો ( બજેટ ) પહેલેથી તૈયાર કરવો, એટલે કયી બાબતમાં કેટલું ખર્ચ કરવાનું, તે ઉત્પન્ન અને જરૂરીઆત ઉપર આધાર રાખી નક્કી કરવું, અને જેમ બને તેમ તેનો અમલ થાય, એવી ગોઠવણ રાખવી. પરચૂરણ ખરચની જે રકમ નક્કી થાય, તે સ્ત્રીને કે જે ઘરની વ્યવસ્થા ચલાવતું હોય તેને, દર મહા એકદમ આપી દેવી. એ રકમમાંથી કરકસર કરીને જે બચાવવામાં આવે, તે તેનું-વ્યવસ્થા કરનારનું-થશે, એમ ઠેરવ્યું હોય, તો તે કરકસર કરી પૈસા ફાજલ પાડવા માટે જરૂર મહેનત કરશે. જેમ રાજ્યને માટે અડસટ્ટાની જરૂર છે, તેમ હરેક સંસ્થાને માટે અને ઘરને માટે પણ તેની અગત્ય છે. અડસટ્ટાની રકમના પ્રમાણમાં અણધાર્યા ખરચને માટે કંઇ રકમ રાખી હોય, તો અડસટ્ટાનો અમલ કરવામાં થોડીજ અડચણ આવશે.

આપણે અહીં પહેલાં દાણાદૂણી ભરી રાખવાનો રિવાજ હતો. આગગાડી થવાથી એ રિવાજ કમી થતો ચાલ્યોછે, પરંતુ તેની વિશેષ જરૂર ગયા વર્ષના દુકાળ વખતે જણાઇ હતી. એક વર્ષ વધારેની ખરચી બનતા સુધી ભરી રાખવી, એ દુકાળને માટે તૈયારી રાખવા બરાબર છે. જેઓ એક વર્ષનો પણ સંગ્રહ કરી રાખેછે, તેઓને રોજનો કે જ્યારે જોઇએ ત્યારે રૂપીઆ અરધાનો સરસામાન લાવનાર કરતાં કિફાયત થાયછે. થોડે થોડે માલ લાવવાથી તે મોંઘો પડેછે, કેમકે મોસમ વીત્યા પછી તેનો ભાવ ચઢી જાયછે. વખત

બેવખત બજારથી સામાન લાવતાં તે મનપસંદ મળતો પણ નથી. વેપારીઓ દાણાદૂણીમાં ભેળસેળ કરેછે, કણકી કોરમું જોઇએ તે પ્રમાણે કાઢતા નથી, અને ઓછું, પાતળું કે સડેલું અનાજ સારા અનાજમાં ભેળવેછે. થોડું લેવા કરતાં સામટું લેવાથી સસ્તું પડેછે, એ વાત સૌના જાણવામાં છે.

કેટલાક એમ સમજેછે, કે સોંઘો માલ લેવાથી કિફાયત થાયછે. સોંઘું તે આખરે મોંઘું પડેછે, એ વાત તેઓ ભૂલી જાયછે. સોંઘો માલ સારો ન હોય, કેમકે સારો હોય, તો તે સોંઘો મળે નહીં. શાકભાજી સોંઘી લાવીએ, તો તેમાંનો કેટલોક ભાગ ઘરડો ને સડેલો નીકળે, તે ફેંકી દેવો પડે. જે ભાગ ચીમળાએલો હોય, તે રાંધવામાં નાખવાથી શાકનો સ્વાદ બગડે. દાણાદૂણી સસ્તા લાવીએ, તો તેમાંથી કણકી, નાકાં, ફોતરાં, ગાંગાં, કાંકરી, રેતી વગેરે બહુ નીકળે, તે કાઢી નાખીએ, તો બાકીનો ભાગ મોંઘોજ પડે. વળી અનાજની જાત સારી ન હોય, તેથી તે ખાતાં પણ કંટાળો આવે. " જે આંખને ન ગમે, તે મોંને ગમતું નથી. " જે ખાવાની રૂચી થતી નથી, અથવા જેથી અણગમો થાયછે, તે શરીરના પોષણને જોઇએ તેવો લાભ આપે નહીં. કપડાંલત્તાં કે ઘરવાખરાનો સરસામાન સોંઘો લેવા જઈએ, તો તે ટકાઉ ન હોય. કદાચ ઉપર ઉપરથી દેખાવડો હોય, તો તકલદી હોય. જો તે થોડી મુદ્દતમાં ફાટી, તૂટી કે ભાગી જાય, તો બીજી વાર ખરીદી કરવાની વહેલી જરૂર પડે; એટલે " ભુંડી રાંડે બમણા વરા" જેવું થાય.

જેનો હાલ ખપ ન હોય, તે ખરીદવું નહીં, અને જેની જરૂર ન હોય, તે લેવું નહીં. આ નિયમ કરકસરને માટે જરૂરનો છે. કોઇ ચીજ સસ્તી મળેછે, એમ જાણી તે ખરીદવાની ઇચ્છા ઘણાંને થાયછે. એ વખતે વિચાર કરવો કે એની આપણને જરૂર છે કે કેમ, અને તે હાલજ જોઇશું કે કેમ ? જે માલનો ખપ લાંબી મુદ્દતે પડવાનો હોય, તે હાલ ખરીદવાથી ઘરમાં પડયો પડયો બગડેછે, એટલે તે સડી જાયછે, બેસી જાયછે, વાંતરી બગાડેછે,

કે રંગે ઝાંખો પડી જાય છે. જ્યારે વાપરવા કાઢીએ, ત્યારે તે અણગમો આપેછે. ખરચેલા રૂપીઆની વ્યાજખાધ લાગે, એ તો જૂદીજ. જેનો કયારે પણ ખપ પડવાનો ન હોય, તે વસ્તુ ખરીદવી નહીં. ઘણીવાર માણસ હરાજીમાં જાયછે, અને ત્યાં જૂદી જૂદી વસ્તુઓના જથા સામટા હરાજ થતા હોય, તેમાંથી એકાદ જથાની માગણી કરેછે. જથામાં કેટલીક વસ્તુઓ કામમાં આવે એવી હોય, અને કેટલીક પોતાના ખપની ન હોય, તોપણ જથો સસ્તામાં જાયછે, જાણી તે લઇ લેછે. ન ખપની વસ્તુઓ વેચવા જતાં ખોટ ખાવી પડેછે, કે ઘરમાં રાખી મૂકતાં તેઓ નકામી જગા રોકેછે. એવી વસ્તુઓ બાદ કરતાં બાકીની કામની વસ્તુઓ ઉપર જે આપેલી કીમત ચઢાવીએ, તો વખતે તે નવી લાવવા કરતાં પણ મોંઘી પડેછે. સહેજ સસ્તો ભાવ પડતો હોય, અને પસંદ પડે, તો બાયડીઓ ઘણી વાર પહેરવાનાં કપડાં જથાબંધ ખરીદી લેછે. એથી રૂપીઆની નકામી રોકાત થાયછે, અને કપડાં લાંબી મુદત પડી રહેવાથી ખરાબ થાયછે.

જણસભાવ ઉધારે લાવવાની ટેવ કરકસરની વિરૂદ્ધ છે; કેમકે ઉધારે આપનાર માલ મોંઘો આપેછે. જો પૈસા વહેલા મળવાની તેને પતીજ ન પડે, તો તે ભાવમાં સવાઇ દોઢી કરેછે. વધારે મુદત સુધી નાણાં ન મળે, તો તે વ્યાજ લેવા પણ ઉભો થાયછે. એ શિવાય હલકા વેપારીઓ નામામાં ગરબડ કરીને ગરીબ અને અજ્ઞાન લોકોને છેતરે, તે જૂદું. બજારમાંથી ઉધાર માલ મળે જતો હોય, તો મંગાવનાર કેટલીક વાર ખપ ઉપર નજર ન રાખતાં વારે વારે મંગાવેછે, અને છેવટે જ્યારે વેપારીનો આંકડો ( બીલ ) આવેછે, ત્યારે તેની આંખો બોચીએ જાયછે.

ખરચખૂટણનો મુખ્ય આધાર પેદાશ ઉપર છે. બીજાનું જોઇને જેઓ ગજા ઉપરાંત ખરચ કરવા જાય, તેઓને ઉડાઉ ગણવા જોઇએ. "લાંબાની વાદે ટૂંકો જાય, તો મરે નહીં તો માંદો થાય", એ કહેવત તેમને લાગુ પડે. જેઓની કમાણી સારી છતાં " ચમડી

તૂટે પણ દમડી ન છૂટે ", એ રહેણી રાખે, તેઓ કંજુસમાં ખપે, અને છતે પૈસે દુ:ખ ભોગવે. પરંતુ દરેક હાલતમાં કરકસરની ભારે જરૂર છે. " પૈસો ક્યાં ગયો, ને ક્યાં આવ્યો", તેની જેઓ કાળજી રાખતાં નથી, તેઓ સારી હાલતમા આવી શકતાં નથી.

---

## પ્રકરણ ૨જું.

### ખાનપાન.

હિંદુઓનો ખોરાક સામાન્ય રીતે સાદો અને કિફાયતભરેલો હોવાથી તે વિષે ઝાઝુ કહેવાની જરૂર નથી. ગરીબ માણસ મહીને બે ત્રણ રૂપીઆમાં, સાધારણ માણસ ચાર પાંચ રૂપીઆમાં, અને શ્રીમંત દશ રૂપીઆની અંદર પોતાનું ખાવાનું ખરચ કાઢી શકે. ગરીબ લોકો શાક પાનનું મોં કોઈ વારજ જુએછે, અનાજ સસ્તી કીમતનું વાપરેછે, અને ઘેંસ રાબડી, દાળ રોટલા, કે ખીચડી જેવી વાનીઓથી તેઓ સંતુષ્ટ રહેછે. સાધારણ માણસ ભાત દાળ ને રોટલા કે રોટલી, અને કોઈ કોઈ વાર શાક મળવાથી સંતોષ પામેછે. સારી સ્થિતિના લોકોમાં ઘી તેલનો વાપર વધારે થાયછે, અને શાક દૂધનો ઉપયોગ વિશેષ થાયછે. પાનની અંદર તો બધાએ વગર પૈસાનું ઠંડું પાણી વાપરે છે.

જે દેશોમાં કે લોકોમાં માંસ મદિરા વપરાયછે, ત્યાં ખાનપાનનું ખરચ ઘણું વધારે થાયછે. ઉંચામાં ઉંચા જમણની પત્રાળીનો આપણને એક રૂપીઓ કે કવચિત્ બે રૂપીઆ પડેછે, ત્યારે માંસાહારી લોકોને એક ઉંચામાં ઉંચા ભાણાનું ખરચ તેથી આઠ દશ ઘણું થાયછે, અને જો તેની સાથે ઉંચી જાતના શરાબ વપરાય, તો ખરચનો સુમાર પણ રહેતો નથી. આપણી વીશીમાં રોજના ચાર આના આપ્યાથી ચાલેછે, ત્યારે વિલાયતની ઉંચી વીશીઓ ( હોટલો ) માં રોજનો એક પાઉંડ ( પંદર રૂપીઆ ) કે વધારે આપવું પડેછે.

આપણા લોકોનું ખરચ આટલું ઓછું છતાં દેશમાં ગરીબી શા

માટે રહેતી હશે, એવો પ્રશ્ન કોઇ વાર થાયછે. જેમ આપણું ખરચ ઓછું છે, તેમ આપણી પેદાશ પણ ઓછી છે. વિલાયતમાં એક મજુર જ્યારે રોજનો રૂપીઓ કે વધારે કમાયછે, ત્યારે આપણા મજુરને ત્રણ ચાર આના માત્ર મળેછે. સાધારણ વેપારીઓ આપણે અહીં વર્ષમાં બસેં ચારસેં રૂપીઆ માંડ ફૂટી કાઢેછે, ત્યારે વિલાયતના તેવા વેપારીઓ તેથી દશ પટ કમાયછે. આપણે પાંચ સાત રૂપીઆ કોરા આપવાથી ચાકર નોકર મેળવી શકીએ છીએ, પણ વિલાયતમાં તેવા ચાકર નોકરને માટે પચીશ ત્રીશ રૂપીઆનો પગાર આપવો પડેછે. આપણે અહીં એક ઉપશિક્ષક ( આસિસ્ટંટ ) પાંચ રૂપીઆના પગારે નોકરી કરે છે, ત્યારે વિલાયતમાં તેવો શિક્ષક અઠવાડીઆના પાંચ રૂપીઆ આપતાં પણ મળી શકતો નથી. વળી એક બીજી વાત એ લક્ષમાં રાખવાની છે, કે આપણા કુટુંબોમાં કમાનાર એકાદ હોય, અને ખાનાર ઘણાં હોય, પાંચ રૂપીઆનો ઉપશિક્ષક પરણેલો હોય, અને વખતે તેને પેટ છોકરાં પડયાં હોય. કોઇ વાર તેને વૃદ્ધ માબાપને પાળવાની જરૂર પડેછે. આ કરતાં પણ વિશેષ વાત એછે, કે દરેક હિંદુને બીજો ખરચ બહુ માગી નાખેછે. એ વિષેનું વિવેચન આગળ કરવામાં આવશે.

આપણી હવાને સાદો ખોરાક માફક છે. સાદો ને ગુણકારી ખોરાક શરીરના પોષણને માટે યોગ્ય ગણાયછે. અન્ન અને શાક ભાજીના ખોરાક કરતાં માંસનો કે બંનેના મિશ્રણનો ખોરાક બળવાન છે કે નહીં, એ વાત વિવાદિત છે, તેની ભાંજગડમાં આપણને પડવાની જરૂર નથી. આપણા ચાલતા ધર્મને અનુસરીને આપણે અનાજ ઉપર જીવીએ છીએ, તે બરાબર છે. એકલા અનાજના ખોરાકથી મનુષ્યજાત નબળી પડેછે, એ વાત માન્ય કરવા જેવી નથી. પરંતુ અનાજનો ખોરાક ખાવો, તે પુષ્ટીકારક હોવો જોઇએ. ઘી, દૂધ, દહીં વગેરે પ્રાણીજન્ય ખોરાક બળવાન છે, માટે તેનો શકિત પ્રમાણે સારો ઉપયોગ કરવો જોઇએ. અનાજમાં પણ ઘઉં, ચણા, અડદ, તુવેર વગેરે વધારે પુષ્ટીકારક છે, માટે તે વધારે વાપરવાનો વહિ-

33

વટ રાખવો જોઇએ. જેમને તન મનની મહેનત વધારે, તેમના ખોરાક પાછળ વધારે ધ્યાન આપવું જોઇએ. ઘણી વાર માબાપ છોકરાંને લુખું કે ટાઢુંશીળું ખાવા આપીને નિશાળે મોકલેછે, તે બહુ ખોટું કરેછે. સારા ખોરાક વગર અને મનની બહુ મહેનતને લીધે વિદ્યાર્થીઓ શરીરે લથડી જાયછે, તેથી કાંતો તેઓ ઠેઠ સુધી પોતાનો અભ્યાસ જારી રાખતા નથી, કે કાંતો તેઓ જીંદગી પર્યંત શરીરે દુ:ખી રહેછે, કે જુવાનીમાંજ મરણ પામેછે. જેમ ગુણકારી ખોરાકની જરૂર છે, તેમ તે તાજો વાપરવાની જરૂર છે. સડેલું કે વાસી અનાજ નુકશાન કરેછે. ઐરાં રાંધવાની આળસે ઘણી વાર છોકરાંને ટાઢું શીળું ખવડાવે છે. ઉનાળામાં સવારનાં દાળ ભાત સાંજે ઉતરી જવાનો સંભવ છે, તે છતાં તેનો વાપર વાળુ વખતે થાયછે, એટલુંજ નહીં, પણ કોઇ વાર વધેલો ભાત બીજે ત્રીજે દિવસે પણ વધારીને ખાવામાં આવેછે.

નિયમિત વખતે ખાવાથી વધારે લાભ થાયછે. પરંતુ આપણે અહીં કોઇપણ બાબતમાં વખતનો હિસાબજ કયાં હોયછે ? આપણો મૂળનો રિવાજ મધ્યાને જમવાનો અને રાતના આઠ નવ વાગ્યે વાળુ કરવાનો (શ્રાવકમાં સૂર્યાસ્ત અગાઉ) છે, પરંતુ અંગ્રેજી રાજ્ય થયા પછી જમવાનો વખત ૯॥-૧૦ વાગતાનો કસ્બાઓમાં અને શહેરોમાં ચાલુ થયોછે. જમવાનો વખત બે કલાક ઘટાડયો, પરંતુ વાળુનો વખત કાયમજ રહ્યો, એટલે બે જમણમાં અંતર વધ્યું; તેથી વચમાં કંઇપણ ખાવાનું ન મળે, તો પ્રકૃતિને નુકશાન થવાનો સંભવ છે. જ્યાં વખતસર કામે જવાનું હોતું નથી, ત્યાં ખાવાનો નિયમ સચવાતો નથી. રાંધનાર પરવારે ત્યારે કે મરજીમાં આવે ત્યારે દેવતા પાડે, અને જ્યારે રસોઇ તૈયાર થાય ત્યારે જમવાનું મળે; એટલે એક દિવસે ૧૧ વાગે, તો બીજે દહાડે ૧૨ વાગે, અને ત્રીજે દહાડે ૧ વાગે જમવાનું થાય. એજ રીતે સાંજે આઠને બદલે નવ દશ પણ વાગે. ખાઇને તુરત સુવાથી પાચન ક્રિયાને હરકત પહોંચેછે, એ વાત જોવામાં આવતી નથી. વળી જો માણસો વાતે વળ્યા હોય, કે કામમાં રોકાયા હોય, તો તૈયાર રસોઇ ટાઢી ઘેરીઓ

થઇ જાય, તો પણ તે જમવા ન ઉઠે. ટાઢી ને ઠીંગરાઇ ગએલી રસોઇ ભાવતી નથી, અને તેથી તે ઓછી ખવાયછે. જોઇએ તે કરતાં ઓછો ખોરાક લેવાથી શરીરને નુકસાન પહોંચેછે.

આપણે અહીં જ્યાં મધ્યાને જમવાનો રિવાજ છે, ત્યાં લોકો, અને ખાસ કરીને બૈરાં છોકરાં સવારમાં કંઇ પણ ખાયછે. અંગ્રેજ લોકોમાં જેમ ચાર વખત ખાવાનો રિવાજ છે, તેમ આપણે અહીં પણ તેવો રિવાજ ગામડામાં ને કાઠીઆવાડમાં છે, સવારે ટાઢા રોટલા, દૂધ કે છાશ અથવા કાચું કોરૂં ( પાપડ પૌંઆ, મઠીઆં આદિ ), કે વસાણાના કિંવા બીજી જાતના કરી રાખેલા લાડુ ખાવામાં આવેછે. એને શિરામણ કહેછે. બપોરના અનેક વાનીઓ કરવામાં આવેછે; અને તે ખોરાકને જમણ કહેછે. પાછલે પહોર કાચું કોરૂ ખાયછે, તેને ડુંગો કહેછે. સાંજે રોટલા, દશમી કે પૂરી, શાક દૂધ સાથે, કિંવા ગામડામાં ખીચડી ને કઢી ખાવામાં આવેછે, તેને વાળુ (કે વ્યાળુ) કહેછે. સાંજનો ખોરાક જમણ કરતાં સાદો હોયછે. દશ વાગે જમવાનું થવાથી, સવારમાં ખાવાનો રિવાજ બહુ કરીને નીકળી ગયોછે. તેને ઠેકાણે સુખી લોકોમાં ચા, કાફી, કોકો વગેરે પીવાનો ચાલ વધતો ચાલ્યોછે. ભૂખે પેટે એકલું ચા આદિનું ગરમ પાણી હાનિકારકછે. એની સાથે કંઇ પણ ખોરાક ખાવો જોઇએ. સાત આઠ વાગે ચાની સાથે ખોરાક ખાય, અને બે કલાક પછી જમવાનું હોય, તો તેથી પણ નુકશાન થાયછે. કેટલેક ઠેકાણે ચા, કાફીનો ઉપયોગ દિવસમાં અનેકવાર થાયછે. એથી લાભને બદલે હાનિ થાયછે; એવું વઘો ( દાકતરો ) નું મત છે. જે ખરચ ચા, કાફી આદિ પાછળ થાયછે; તે ખોરાક પાછળ વધારીને ચઢતી જાતનો ખોરાક ખાવામાં આવે, તો કેવું સારૂં !

ખોરાક જેમ નિયમિત વખતે અને વધારે વાર ખાવાની જરૂર છે, તેમ તેનું વજન પણ બનતા સુધી એક સરખુ રાખવું જોઇએ. જ્યારે ખોરાક સ્વાદિષ્ટ થાયછે, ત્યારે આપણે તે બહુ ખાઇએ છીએ. એવો ખોરાક મૂળે ભારે હોય, અને તે વજનમાં વધારે લેવાય, તો

નુકશાન કર્યો વગર રહે નહીં. ઉંચાં જમણ ઘણી વ્યક્તિઓને માટે કરવાનાં હોય, ત્યારે તે સાંજના કરેછે. અનેક જાતનાં શાક, ભજીઆં અને મિષ્ટાન્ન સાંજે ખાવાથી અપચો થાયછે. નાનાં બાળકને કેટલીટ વાર માતાઓ બહુ ગળચાવેછે, તે એવા હેતુથી, કે મારો છોકરો જલદી માતોતાતો થઈ જાય, પણ એ ભૂલ છે.

જમતી વખતે ઉતાવળ બહુ કરવામાં આવેછે. જેને જમતાં વાર લાગેછે, તેની હાંસી થાયછે. જે વધારે જલદી જમી રહે, તે પોતાની બહાદુરી સમજેછે. કોઇ વાર જલદી જમવા માટે વાદ વદાયછે. પાંચ દશ મિનિટમાં કે પા કલાકમાં જમવાનું કામ પૂરૂં થાયછે. "આ તો જમણવાર છે; જમણ ધાડ નથી", એમ લોકો કહેછે ખરા, પણ તે પ્રમાણે વર્ત્તન રાખતા નથી. "થાયછે, કંઈ વરસાદ આવેછે કે ઉતાવળ કરીએ", એમ કહેવામાં આવેછે, પરંતુ ખાતી વખતે જાણે ધાડ પડવાની હોય, કે વરસાદથી ભીંજાવાની ધાસ્તી હોય, તેમ ખાવાની વેઠ ઉતાવળે ઉતારી દેવાયછે. મોટે કોળીએ ચાવ્યું ન ચાવ્યું કરીને ગળી જવાથી પાચનક્રિયા મંદ પડેછે, કેમકે તેને માથે બમણો બોજો પડેછે, અને મોંમાંની જે લાળ ધીમે ધીમે ચાવવાથી કોળીઆ સાથે ભળીને પાચનને મદત કરેછે, તે લાળ જોઇએ તેટલી કોળીઆમાં ભળવા પામતી નથી સાહેબ લોકો જમવામાં કલાક, બે કલાક કે તેથી પણ વધારે વખત ગાળેછે, તે અનુકરણીયછે.

જમતી વખતે આનંદ જોઇએ. બેચેન મનથી ખાધેલું પચતું નથી. ઘણે ઠેકાણે બૈરાં છોકરાં સાથે જમવા બેસતાં નથી. સારી ને ગમત પડે એવી વાતોચીતોના તડાકા ચાલતા નથી. કોઇ ગાઈ વજાડીને આનંદ ઉપજાવતું નથી. હાસ્યવિનોદનો પણ અભાવ હોયછે. એથી ઉલટું, કેટલેક ઠેકાણે ગમે તે વાતનાં ખોતરડાં કાઢીને, કે ખાવાપીવામાં વચકાં પાડીને, સ્ત્રી પુરૂષો એવી વખતે લઢી ઉઠેછે. નાનાં છોકરાંને પ્રથમ ખાવા ન આપવાથી તે રોકકળ કરેછે. રસોડું નજીક હોવાથી ધૂણીએ આંખો પૂરાઇ જાયછે. નજીક ચોક હોય, ત્યાં એઠવાડને લીધે માંખો બણબણ કરેછે, અને પાસે આવીને જમનારને ત્રાસ આપેછે.

પાનની અંદર પાણી શિવાય બીજું કંઈ હિંદુઓ બહુકરીને વાપરતા નથી. પાણી ઠંડું પાડવાને બરફનો ઉપયોગ થવા લાગ્યો છે, પણ બરફથી ઠંડું કરેલું પાણી શરીરને નુકસાન કરેછે, એવું હાલ અમેરિકાના કેટલાક વિદ્વાન્ દાક્તરોનું મત થયુંછે. ઘણા અધિકારીઓ અને શેઠશાહુકારો બરફની સાથે સોડા, લેમોનેડ, વગેરે જેને ઠંડાં પાન (Cold drinks) કહેછે, તે વાપરવા લાગ્યાછે. પહેલાં આપણે અહીં ઉનાળામાં શરબદ વાપરવાનો ચાલ હતો, તેને ઠેકાણે આ ચીજો વપરાયછે. ઉનાળામાં ઠંડકને માટે, કે બહુ જમવા માટે, કે બે ઘડી આનંદ કરવાને માટે, ભાંગ પીવાનો રિવાજ કેટલાક લોકોમાં છે, પરંતુ તે કેફી વસ્તુ હોવાથી નિંદ્ય ગણાયછે.

હવે ઠંડા પાનને બદલે કેફી પાનની વાત કરીએ, કેમકે તે મોટા મહત્વની બાબત છે. આપણા શાસ્ત્રોમાં કેફનો નિષેધ છે. તેની નિંદા ઠામઠામ બહુ કરવામાં આવી છે, અને તે મોટા દુર્ગુણમાં લેખાયછે. એમ છતાં જેઓ કેફ કરેછે, તેઓ શાસ્ત્ર ઉપર પગ મૂકેછે, એમ સમજવું. કેટલાક કહેછે, કે આપણા ઋષિઓ સોમવલ્લિના રસનું પાન કરતા, અને સોમપાનની વાત વેદોમાં વારેવારે આવેછે. સોમરસ દારૂ જેવો કેફી નહોતો, અને તેનો ઉપયોગ ધર્મ પ્રસંગે કોઈ વાર થતો. ઋષિઓ સોમપાન કરતા, માટે આપણે દારૂ પીવો, એ દલીલ બરાબર નથી. કેટલાંક કાર્ય સતયુગમાં થતાં, તેનો કળિયુગમાં નિષેધછે. વળી જે કાર્યો પૂર્વે થતાં તે સારાં ન હોય, તોપણ તેનું અનુકરણ કરવું, એ વાજબી નથી. જેઓ ઋષિઓના દાખલા સોમપાન કે માંસાહાર માટે આપેછે, તેઓએ ઋષિઓનાં જે જે શુભ વર્ત્તનો હતાં, તે પ્રથમ આચરવાં જોઇએ.

આપણે અહીં અંગ્રેજી રાજ્ય આવ્યું, તે અગાઉ અફીણ, ભાંગ, ગાંજો, માજમ, આકુદી, તાડી, અને મહુડાંનો દારૂ, એ પદાર્થો કેફને માટે વપરાતા હતા. રજપૂત, ગરાશિયા કે તેવા વર્ગના લોકો બહુ કરીને અફીણનો અને મહુડી દારૂનો ઉપયોગ કરતા.

વૃદ્ધ કે ઉધાનવાળા દવા તરીકે અફીણ લેતા. કોઇ શોખી લોકો પણ અફીણના કસુંબાપાણી કરતા. ઉંચ વર્ણમાં જેઓ વંઠી જતા કે કુસંગમાં પડતા, તે છાની રીતે દારૂ તાડી પીતા. ભાંગનો ઉપયોગ થોડો થતો. ગાંજાનો ઉપયોગ વઠેલા લોકો, કે જોગી વેરાગીઓ કરતા. માજમ આકુદીનો ઉપયોગ સહેલાણીઓ, કે વધારે જમવાની લાલચે બીજા કેટલાક કરતા. તાડીનો ઉપયોગ નીચ જાતિમાં એટલે કોળી, ભીલ, નાયકડા, બાવચા વગેરેમાં વિશેષ થતો. એવા લોકોમાં મહુડી દારૂ પણ વપરાતો. આ શિવાય વામમાર્ગીઓ ધર્મને બહાને દારૂને એક ' મકાર ' તરીકે વાપરતા.

એમ છતાં, ઉંચ વર્ણનો ઘણો મોટો ભાગ કેફી ચીજથી વિરક્ત રહેતો. કોઇને દવાને માટે દારૂ જોઇએ, તો તેમને પાંચ સાત ગાઉ કે વધારે દૂર તે લેવા સારૂ જવું પડતું, કેમકે તે વખતે ગામડામાં કલાલની દુકાનો નહોતી. દારૂ પીનારા ગરીબ લોકો પોતાને ઘેર જરૂર પડે ત્યારે મહુડાં ઉકાળીને દારૂ કાઢતા, કે પોતાના તાડ ખજૂરીને છેદીને તેના રસની તાડી કરતા; મતલબ કે એવી ચીજને માટે તેમને ઝાઝું ખરચ થતું નહીં. ભાંગ પીનારા બે ચાર દોઢિયામાં, માજમ આકુદી વાપરનારા એક બે પૈસામાં, અને ગાંજો પીનારા દમડી બે દમડીમાં પોતાનું કાર્ય કરી લેતા. કેફ કે કસુંબાના રૂપમાં અફીણ વાપરનારને વધારે ખરચ પડતું, તો પણ તે હાલના જેટલું નહીં.

હાલ મામલો ફરી ગયોછે. કેફી ચીજો મોંઘી થઇ પડીછે. મહુડી દારૂ ઘેર બનાવી શકાતો નથી, અને તેનો તથા સર્વ કેફી વસ્તુઓનો ઇજારો હોવાથી તેના પૈસા વધારે પડેછે. તાડી જેમાંથી કાઢી શકાય, એવાં ઝાડનું પણ દાણ બેસેછે. કેફી ચીજો મોંઘી કરવાથી તેનો વાપર ઓછો થશે, એવા સ્તુત્ય હેતુથી સરકારે દાણ લેવાનું દાખલ કર્યું છે; પરંતુ સરકારનો હેતુ સિદ્ધ થવાને બદલે કેફનો વધારો થયોછે, અને પૈસા વધારે પડવાથી લોકોની દરિદ્રતા વધતી જાયછે. ઇજારો ભરીને લોકો ગમે ત્યાં દુકાનો કાઢી શકેછે. એમ દુકાનો નજીકમાં તેમ લોકો તે તરફ વધારે લલચાયછે. મોટાં

શહેરોમાં પહેલાં કેટલી દુકાનો હતી, અને હાલ કેટલી છે, તેની ગણત્રી કરવામાં આવે, તો આ વાતની ખાત્રી થાય. એજ રીતે જે ગામોમાં બિલકુલ દુકાનો નહોતી, એવા સેંકડો ગામોમાં તે દાખલ થઇ છે. વળી દેશી દારૂ ને તાડી કરતાં વિલાયતી દારૂનો ઉપાડ વધતો ચાલ્યોછે. એ દારૂ ઘણો મોંઘો પડેછે, અને તે વાપરનારા પૈસે ટકે ખુવાર થઇ જાયછે.

રાજ્યદરબારે અને બીજે ઠેકાણે અફીણનો ઉપયોગ ઓછો થયો છે, એ વાત ખરી; પરંતુ કેટલેક સ્થળે તેને બદલે દારૂ દાખલ થયોછે, અને કેટલેક ઠેકાણે બંનેનો વાપર થાયછે. અફીણ કરતાં પણ દારૂ વધારે મોંઘો પડેછે; કેમકે રાજા ઠાકોરો પણ દારૂ ઉંચી જાતનો પસંદ કરે, તેથી તેના પૈસા ઘણા બેસે.

મદિરાપાન જેમ પૈસાની પાયમાલી કરેછે, તેમ તે શરીરને ખરાબખસ્ત કરી નાંખેછે. હમેશાં કે ઘણો દારૂ પીનારા પોતાનું આયુષ્ય ટૂંકું કરેછે. તેમનું શરીર નાકૌવત થાયછે, કેમકે એથી તેમની પાચનશક્તિ ઘટેછે. તેમના અંગમાં અનેક વ્યાધિ પ્રવેશ કરેછે. કેટલીક વાર તેઓ લકવા અથવા પક્ષાઘાતના ભોગ થઇ પડે છે. દારૂમાં ચકચૂર રહેનાર પોતાનું કામકાજ કરી શકતા નથી. બેભાન અવસ્થામાં ગમે તેમ બકીને પોતાની ફજેતી કરાવેછે. કેટલીક વાર એવા લોકો ન કરવાનાં કાર્ય કરીને પોતાની આબરૂને હાનિ પહોંચાડેછે. છાકટા લોકો વખતે ભયંકર ગુનાહ કરી બેસેછે, કેમકે તેમનો જીવ તેમને સાધ્ય હોતો નથી. દારૂ પીનારી પ્રજામાં સેંકડો હજારો લોક આ રીતે ખરાબ થઇ જાયછે.

કોઇ વાર દવા તરીકે દારૂ વાપરવાની ભલામણ થાયછે. અમુક દરદમાં દવા તરીકે તે સારૂં કામ કરેછે, પરંતુ હરેક કેફી ચીજ એવી છે, કે થોડા દિવસના વાપરથી તેની ટેવ પડી જાયછે, અને તે ફરી ફરીને લેવાનું મન થાયછે. કોઈ પણ ટેવ સહેજ છૂટતી નથી, પણ કેફ કરવાની ટેવ છુટવી તો પરમ કઠણ છે. વળી કેફ એવી ચીજ છે, કે તે વધારે ને વધારે લેવાનું મન થાયછે, કેમકે

શરૂઆતમાં જેટલા વજનથી નીશો આવે, તેટલા વજનથી કેટલેક દહાડે નીશો આવતો નથી; એ માટે નીશો લાવવા જેઓ કેફ કરેછે, તેમને તેમાં વખતોવખત વધારો કરવો પડેછે. આરંભમાં બાજરીના દાણા જેટલું અફીણ લેનારાએ કેટલેક વર્ષે તે બેઆની કે પાવલી ભાર સુધી ચઢાવ્યાના દાખલા છે. શરૂઆતમાં એકાદ રૂપીઆ ભાર દારૂ પીનાર કેટલેક વર્ષે પાંચ દશ રૂપીઆ ભાર કે તેથી પણ વધારે દારૂ લેતો સાંભળવામાં આવેછે.

કેફી લોકો બીજાને કેફી કરવા યત્ન કરેછે. કોઇનો ઓળખીતો કે મિત્ર કેફી હોય, તો તેના સહવાસથી ને આગ્રહથી તે કેટલેક દહાડે મુઠાયછે. "નાક કટ્ટાએ નાત વધારી" ના ઉખાણા પ્રમાણે કેફીઓ પોતાનો વર્ગ હરેક રીતે વધે, એવી તજવીજ કરેછે. પ્રથમ તેઓ પોતાના પદરનું ખરચ કરેછે, અને કેફના અનેક ફાયદા બતાવેછે. અજ્ઞાન કે નબળા મનના લોકો તેથી છેતરાયછે, ને ખરાબ થાયછે.

અંગ્રેજી ભણેલા કે ભણનારા તરૂણો કેટલીક વાર કેફના ફાંદામાં ફસાઇ જાયછે. અંગ્રેજો અમુક રીતે વર્ત્તેછે, તેમની નકલ તેઓ કરવા જાયછે. અંગ્રેજો જે કરેછે, તે સારૂં જ હોવું જોઇએ, એમ માની લેવું યોગ્ય નથી. તેમના દેશને કે હવા પાણીને કોઇ ચીજ અનુકૂળ હોય, અથવા તેમનામાં વિના કારણ કોઇ આચાર ચાલતા હોય, તે આપણા દેશને કે હવા પાણીને પ્રતિકૂળ છતાં, કિંવા તેને માટે ધર્મનું સખ્ત બંધન છતાં, અગર તે આપણા આચાર વિચારથી વિરૂદ્ધ છતાં તેમનું અનુકરણ કરવું, એ અઘટિત છે. "બાવા નાચ્યા ત્યારે બોદલી નાચી", એ કહેવત પ્રમાણે વર્ત્તન કરવામાં ફળ નથી. "ગુરૂ કહે તે કરવું, પણ ગુરૂ કરે તે ન કરવું", એ કહેવત હમેશાં લક્ષમાં રાખવી.

તંબાકુ કેફી ચીજ ગણાયછેઃ જો કે તેમાં અફીણ દારૂ જેટલું ઝેર નથી, કે તેના જેટલી એથી ખરાબી થતી નથી. તંબાકુનો ઉપયોગ ઘણે ઘેર થાયછે. કોઇ તે ખાયછે, કોઇ તે પીવામાં વાપરે છે,

તો કોઇ તે સુંઘે છે. તંબાકુના ફાયદા ઘણા લોક બતાવે છે. જેમ બીજાં ઝેરોમાં છે, તેમ તેમાં પણ વૈદકી ગુણ ઘણા છે. ઔષધ તરીકે તેનો ઉપયોગ કવચિત્ કરવાથી લાભ થાયછે, પરંતુ જ્યારે તેની ટેવ પડી જાયછે, ત્યારે તે કંઇ ગુણ કરતી નથી. તંબાકુ વાપરવાની રીત ગંદી છે, માટેજ કહેવામાં આવે છે, કે "ખાય તેનો ખૂણો, પીએ તેનું ઘર, સુંઘે તેનાં લૂગડાં, એ ત્રણે બરાબર". ઉંચ વર્ણના લોકો પણ તંબાકુ ખાવા કે સુંઘવામાં હરકત લેતા નથી. ખાનારા તે એકલી, ચૂના સાથે કે પાન સાથે ખાયછે. એથી તેમના દાંત સડે છે, અને મોં ગંધાયછે, અને જો તંબાકુ ખાઇને વારે વારે પીચકારીઓ મારે, તો પાચનને માટે જોઇતી લાળ પેટમાં જઇ શકતી નથી. તંબાકુ ખાધાથી પાચનશક્તિ વધે છે, એમ કેટલાક કહેછે. તંબાકુથી બનેલી તપખીર (છીંકણી–બજર) સુંઘવાથી નાકમાં છોડ બાઝતું નથી, અને આંખનું તેજ વધેછે, એમ કેટલાક માનેછે. સળેખમ થયું હોય, કે માથું ચઢયું હોય, તો તંબાકુ સુંઘવાથી ચેન પડેછે. કદાચ તાત્કાળિક કંઇ લાભ થતો હશે, પરંતુ સુંઘવાની ટેવ પડ્યા પછી તેથી લાભ થવા વિષે શંકા છે. તંબાકુ પીનારા તેનો ઉપયોગ હુક્કામાં, ચલમમાં કે બીડીમાં કરેછે. પીવાની બધી રીતમાં હુક્કો પીવો સારો ગણાયછે; કેમકે તંબાકુમાં ગોળ, શીરો કે કાકબ ઉમેરીને તેની ગરમી કે કેફનું જોર કમી કરવામાં આવે છે. કોરી તંબાકુનો ભૂકો ચલમમાં કે બીડીમાં વપરાયછે. ચલમ પીવાનું હલકું ગણાયછે. વાણીઆમાં હુક્કા વાપરવાનો ચાલ વધતો જાયછે, તોપણ તે પીવામાં હજી નાનમ સમજવામાં આવેછે. નર્મદાની ઉત્તરે વાણીઆ બ્રાહ્મણ પહેલાં બીડી કવચિત વાપરતા, અને જેઓ બીડી પીતા, તેની નિંદા થતી. માત્ર ગુજરાતના દક્ષિણ ભાગમાં વાણીઆ બ્રાહ્મણમાં બીડી ઉઘાડી રીતે પીવાતી. બીજે ઠેકાણે જેમ પાન સોપારી કોઇ મળવા આવે તેને ધરવાનો રિવાજ છે, તેમ સુરત અઠ્ઠાવીશીમાં તેને પાંતરાં તંબાકુની ટોપલી કે ઝાંપી ધરવામાં આવેછે. આગગાડી થયા પછી બીડીઓ ગૂજરાતના બધા ભાગમાં પ્રસરી. હાલ તેનો વાપર એટલો વધી પડયો છે, કે "જે તે ન પીએ,

તે નાત બહાર". નાના મોટા સૌ જાહેર રીતે, બજારમાં, વરઘોડામાં, સ્મશાનમાં, અને જ્યાં ઘણાં માણસ ભેગાં થયાં હોય, ત્યાં પણ બીડી પીતા જોવામાં આવેછે. દેશી તંબાકુ ને બીડીઓને ઠેકાણે વિલાયતી તંબાકુ ને બીડીઓ વધારે ને વધારે વપરાયછે. વિલાયતી એ ચીજો બહુ મોંઘી પડેછે, અને તે વધારે નુકસાનકારી છે, એમ કહેવાય છે. તે છતાં તે પીવાની તરાહ ( ફેશન ) ગુંજાસ ઉપરાંત ચાલી છે. હાથે કરીને ખરચમાં પડવું, અને કુટેવ દાખલ કરવી, એ ચહાવા લાયક નથી.

---

## પ્રકરણ ૮મું.

## પહેરવેશ.

શરીરના રક્ષણ માટે, લાજ મર્યાદા જાળવવા, અને શોભાને સારૂં કપડાં વાપરવામાં આવેછે. જંગલી સ્થિતિમાં માણસ નાગાં કે અર્ધાં નાગાં રહેતાં, અને હાલ પણ રહેછે. પ્રાણી માત્રને શરીરના રક્ષણને માટે કંઇને કંઇ સાધન ઇશ્વરે આપેલાં છે, એટલે કોઇને જાડી ચામડી, કોઇને ઘટ્ટ રૂઆંટી, કોઇને જાડાવાળ, ને કોઇને પર પીછાં આપેલાં છે. તે વડે તેમનો ટાઢ તડકાથી ને વરસાદથી બચાવ થાયછે. આવી બક્ષીશ માણસને ઇનાયત થએલી ન હોવાથી તેને રક્ષણનાં સાધન જલદી ખોળવાની જરૂર પડી હશે. શરૂઆતમાં તે જનાવરનાં ચામડાં, ઝાડની છાલ, પાંદડાં વગેરે ઓઢીને પોતાનું રક્ષણ કરી લેવા લાગ્યું. આગળ જતાં ઝાડની છાલ વગેરેને કૂટીને વનકૂળ બનાવવાની, અને જનાવરના વાળ, ઉન વગેરેને વણીને જાડાં કપડાં વણવાની યુક્તિ તેણે શોધી કાઢી. કપાસ, શણ અને રેશમનો શોધ ઘણે કાળે હાથ લાગ્યો. ઉન, કપાસ, શણ અને રેશમનાં શોભીતાં અને તરેહ તરેહની કુમાશનાં તથા રંગનાં કપડાં બનાવવાની યુક્તિ સુકાબલે અર્વાચીન કાળમાં શોધી કાઢી છે.

માણસનું શરીર નાજુક છે, અને તેની ચામડી પાતળીછે, તેથી તેના ઉપર ટાઢ તડકાની ને ભેજની અસર થઇ આવે છે. તેનાથી સખ્ત ટાઢ, સખ્ત તડકો કે સખ્ત શરદી સહન કરી શકાતી નથી,

એટલા માટે તેને કપડાં પહેરવાની અને ઋતુને લઇને તેમાં ફેરફાર કરવાની જરૂર પડેછે. ઋતુનો ફેરફાર અથવા તેની સખ્તાઇ દેશની સ્થિતિ ઉપર આધાર રાખે છે. ઉષ્ણ કટિબંધ માંહેલા દેશોમાં બારે માસ તાપનું પ્રબળ અને શીત કટિબંધમાં બારે માસ ટાઢનું પ્રબળ હોયછે. સમશીતોષ્ણ કટિબંધમાં ટાઢ અને તાપ બાજને હોયછે, તો પણ તેનો વિસ્તાર ઘણો મોટો હોવાથી ત્યાંના એક ભાગના દેશોમા ટાઢ વધારે, તો બીજા ભાગના દેશોમાં તાપ વધારે હોયછે. વળી એકજ કટિબંધમાં છતાં અમુક પ્રદેશની હવામાં રણ, દરિયો, જંગલ અને પર્વત ઘણો ફેરફાર કરેછે. હિંદુસ્તાનનો લગભગ અર્ધો એટલે દક્ષિણનો ભાગ ઉષ્ણ કટિબંધમાં અને ઉત્તર તરફનો અર્ધો ભાગ સમશીતોષ્ણ કટિબંધમાં આવેલોછે. ગૂજરાતનો ઘણો ભાગ સમશીતોષ્ણ કટિબંધમાં, પણ ઉષ્ણ કટિબંધની નજીકમાં આવેલો છે.

પોતપોતાના પ્રદેશની હવાને અનુસરીને સુધરેલા લોકોએ અનેક કાળના અનુભવ ઉપરથી પોતાનો પહેરવેશ મુકરર કરેલોછે. વિલાયત જેવું ટાઢનું પ્રબળ આપણે અહીં ન હોવાથી આપણને વર્ષના મોટા ભાગમાં ઉનનાં કપડાંની કે મોજા વગેરેની જરૂર પડતી નથી. વર્ષમાં મહિનો માસ સખ્ત ટાઢ પડેછે, તે વખતે ઉનનાં કપડાં જોઇએ. એવે સમયે સૂતરનાં ખૂબ જાડાં કે રૂથી ભરેલાં કપડાં વાપરવાથી પણ નભી શકેછે. ઉનાળામાં સખ્ત તાપ પડેછે, ત્યારે કપડાં અણગમો આપેછે. ઘણા લોક માત્ર પંચીઉં કે ધોતીઉં પહેરીને ઉઘાડે ડીલે બેસી રહેછે. સારા લોકો મલમલનાં કે બીજાં ઝીણા વણાટનાં કપડાં વાપરેછે. નાના બાળકને એ સમયે કપડાં પહેરાવીએ, તો તે રૂએછે, કે તે કાઢી નાખવાની કોશીશ કરેછે. વિલાયત ઠંડો મુલક હોવાથી ત્યાં વર્ષના મોટા ભાગમાં ઉનનાં કપડાંની ને આખું શરીર ઢાંકયું રાખવાની જરૂર પડેછે. આપણા લોકોની અને ખાસ કરીને છોકરાંની શરીરસ્થિતિ જોઇ સાહેબ લોકો કંટાળો ખાયછે, અને કહેછે, કે હિંદુસ્તાનના લોકો અર્ધનગ્ન અવસ્થા ભોગવેછે, માટે તેઓ અર્ધા સુધરેલા કહેવાય! ધોતીઉં

અંગરખું પહેર્યું હોય, તોપણ હાથ પગ ઉઘાડા રહે, તેની ગણના પણ અર્ધનગ્નમાં થાય ! આ દેશની હવાનો અનુભવ થયા પછી અને પોતાને વીત્યા પછી તેઓ આવી ટીકા કરવાનું ભૂલી જાયછે.

પાશ્ચાત્ય વિચારથી, કે સાહેબ લોકોની દેખાદેખીથી, કે તેમને સારૂં લગાડવા, કે તેમના પગરખાંમાં પગ ઘાલવા માટે આપણા લોકો અંગ્રેજી ઢબનો પોષાક પહેરવા લાગ્યા છે. એથી શરીરને લાભ થશે કે નહીં, એ કોઇ જોતું નથી. ઉનનાં કપડાં બધી ઋતુમાં માફક ન આવે. મોજાંની કોથળીઓ ઉનાળામાં અણગમો આપે. કાળો રંગ અશુભ ગણાય છે, તે છતાં તે રંગનું કાપડ હોંસથી વપરાયછે. રંગ શરીર ઉપર કેવી અસર કરેછે, તે કોઇ જોતું નથી, તંગ પાટલૂન આપણી રહેવાની ઘાટીને અનુકૂળ નથી, તે છતાં તેનો વાપર વધતો જાયછે. તંગ કપડાં શરીરને હાનિકારક છે, ગરમ હવાને માફક નથી, ચલન વલનને હરકત કરેછે, તોપણ તેના કોડ થાયછે. અંગ્રેજી રીતે ઉનના ઘણાં કપડાંમાં ઢબુરી રાખવાથી એક બાળકના પ્રાણ ગયાનો દાખલો બનેલો છે. એમ છતાં, એ પણ જણાવવું જોઇએ, કે સગવડ કે જરૂરને માટે તેવાં કપડાં પહેરવાં પડે, એ વાત જૂદી છે. ઉતાવળે ચાલવું હોય, કે ઘોડા પર મુસાફરી કરવી હોય, કે રાજ્ય દરબારે જવું હોય, તો ધોતીઆ કરતાં પાટલૂન વધારે ઠીક પડે; પરંતુ પાટલૂનને ઠેકાણે પાયજામો–સુરવાલ તે કરતાં પણ વધારે અનુકૂળ થાય.

કપડાંનો બીજો ઉપયોગ લાજ મર્યાદા જાળવવાનો છે. નાગા ફરવામાં નિર્લજપણું છે, એ સૌ કોઇ સમજેછે. મોટી ઉમ્મરનાં છોકરાં કેવળ નાગાં ફરે, એ સારૂં નથી. બનતા સુધી બધું શરીર કપડાંથી ઢાંકેલું રહેવું જોઇએ, અને બહાર જવાનું થાય, કે કોઇ મેળાવડામાં સામેલ થવું હોય, ત્યારે તો એ પ્રમાણે કરવાની ખાસ જરૂર છે. એમ છતાં, કેટલાક લોકો માત્ર ધોતીઉં પહેરી ખભે પીછોડી નાખી બહાર જાયછે, તે બરાબર નથી. ઘરમાં કદાપિ એક ધોતિઆથી કે પોતડીથી ચાલી શકે, પણ જ્યારે બીજાઓની સાથે સામેલ

થવું હોય, ત્યારે તે ચાલી ન શકે. સ્ત્રીઓએ પગની પાની પણ ન દેખાય, એ રીતે સાડી પહેરવી જોઇએ. સાડીની અંદર ચણીઆ વાપરવાની રીત ઓછી થતી જાયછે, તે સારૂં નથી. શરીર ન દેખાય, એટલા માટે પહેલાં પોતદાર સાલ્લા સાડીઓ વપરાતી; તેને ઠેકાણે હાલ ગવન વગેરે પરદેશી ઝીણું કાપડ વપરાય છે, અને તે વળી ચણીઆ વગર ગાંઠે પહેરાયછે, તે પસંદ કરવા યોગ્ય નથી. એકજ કપડું પહેરવું હોય, તો તેને ચેણ મૂકાવી કે રાખીને ઘેર ઘણો વધારવામાં આવતો, તે એવી મતલબથી કે તેમાં કંઇ ઝોક પડે, કે તેનો કંઇક ભાગ ફાટે, તોપણ શરીરનું અંગ દેખાય નહીં. મારવાડણના ઘાઘરા, મુસલમાન સ્ત્રીઓની પેશવાહ, અને મડમોના પેટીકોટ ( ઘાઘરા ), એ સ્ત્રીઓના પોષાકનાં; અને મુસલમાની જામા, અને પાટીદારનાં ચોળગલાં ( અંગરખાં ), એ પુરૂષોના એવા પોષાકનાં ઉદાહરણછે.ગામડામાં હજી ઘેરાં સાલ્લાની કલ્લી કરી બે કૂખે ખોસેછે, તેથી સાલ્લાનો નીચલો ઘેર વધવાથી ચલન વલનમાં સરળતા થાયછે. રાણીઓને માટે ભરગચ્છીના ઘાઘરા એવડા મોટા કરવામાં આવતા, કે તે પહેરીને ચાલવું હોય, તો બે દાસીઓને બે બાજુએ રહી તે ઉંચકવા પડતા ! લાજ અને મોટાઇ ઉપર પહેલાં અતિશય લક્ષ અપાતું, એવું આ ઉદાહરણથી જણાશે. ધીમે ધીમે લોકોના વિચાર ફરતા ગયા, અને કપડાનો ઘેર કમી થતો ચાલ્યો. પહેલાંની રીતથી ખરચ બહુ થતું, અને ફરવા હરવામાં હરકત આવતી, પણ ફેરફાર એટલો બધો થયો, કે હાલ લોકો બીજી હદે જઇ લાગ્યા છે. ચણીઆને ચેણ નહીં સરખી દેવામાં આવેછે, એટલે તેને માટે ચાર સાડાચાર હાથનું કપડું બસ થાય છે. કલ્લી પાટલી ઝાઝી કરવાની ન હોવાથી ટૂંકા સાલ્લા ચાલી શકેછે. પહેલા અંગરખાંની બાંહ્યો ઘણી લાંબી શીવડાવી હાથ ઉપર ચૂડ પાડવામાં આવતી. કોઇ કોઇ ઠેકાણે તેની લંબાઇ હસવા સરખી રખાતી, અને તેની ચૂડ આખા હાથ ઉપર થતી. પહેલાં પાઘડી જેમ લાંબી તેમ તે વધારે પસંદ થતી; હાલ પાઘડી જેમ ટુંકી, તેમ તે વધારે પસંદ થાયછે. હાલ સર્વ કામમાં કપડું તાણ્યું તુસ્યું અને તંગ વાપરવામાં શોભા મના-

યછે; પરંતુ શોભા કરતાં લાજ મર્યાદાનો વિચાર વધારે કરવો ઘટે છે. કાંચળીઓની બાંહ્યો બહુ ટૂંકી રાખી હાથનો ઘણો ભાગ ઉઘાડો રાખવો, અને તેના બીજા ભાગ ઢૂંકાને ઘણા તંગ રાખવા, એ શોભા નહીં, પણ નિર્લજપણું છે. કેટલેક ઠેકાણે કાંચળીને માટે ઘણું બારીક કાપડ અને જાળીઉં ( નેટ ) સુદ્ધા વાપરવાની ગેરાં હિંમત ધરે, તે છટેલપણાની નિશાની છે. સાડીના છેડા વડે બધું અંગ ન ઢાંકવું, એ અયોગ્ય છે; અને એટલા માટે ચોળીઓ, કબજા ચોળી, કાપડા ઉપર કબજા કે પોલકાં પહેરવાની રીત પસંદ કરવા જેવી છે. સધન કે પાશ્ચાત્ય વિચારના લોકોની બૈરીઓ કંઇ કંઇ બૂટ મોજાં વાપરતી થઇ છે, તે આપણી હાલતને માફક છે કે કેમ, તે વિષે સવાલ ઉત્પન્ન થાયછે. જેમને કંઇ કામકાજ કરવાનું નથી,' ઘોડા ગાડીઓમાં જવા આવવાનું છે, પૈસા ટકાની પંચાત નથી, અને સાહેબ લોકો, મડમો વગેરેના સંગમાં આવવાનું હોય, તેમની વાત જૂદી છે; પરંતુ એ ચેપ વધતો જાય, અને ઉતરતી કે ગરીબ પંક્તિના લોકોમાં દાખલ થાય, તો તેથી દેશને નુકસાન છે.

કપડાંના વાપરનું ત્રીજુ કારણ શોભાછે. સૌને શોભા ગમેછે. જંગલી લોકો પણ શોભાને માટે શરીરને ચિત્ર વિચિત્ર રીતે રંગે છે, અને તે ઉપર છુંદણાં પાડે છે. છુંદણાં પાડીને શરીર શોભાવવાનું જંગલીપણું થોડું કે ઘણું સુધરેલી પ્રજાઓમાં પણ કાયમ રહ્યું છે. આપણે અહીં સ્ત્રીઓ હાથે ત્રાજવાં, અને હોઠે, ગાલે તથા કપાળે છુંદણાં પડાવવામાં શોભા સમજેછે, માટે તેથી થતા કષ્ટની પણ દર ઠાર કરતી નથી. વિલાયતમાં ખલાસીઓમાં હાથે ત્રાજવાં પાડવાનો રિવાજછે. રંગ વડે શોભા વધારવા સારૂ આપણે અહીં દાંત રંગવામાં આવેછે, મસી લગાડવામાં આવેછે, કાજળ સારવામાં આવે છે, અને હાથે પગે મેંદી મૂકવામાં આવેછે. વિલાયતમાં મડમો પોતાનો ચહેરો વધારે સફેદ દેખાડવા માટે ધોળી ભૂકીનો ઉપયોગ કરેછે. જંગલી લોકો શોભાને માટે માથે પીંછાં ખોસેછે, અને અનેક જાતનાં પાંતરાં ને ડાંખળીઓ વાપરેછે. પાશ્ચિમાત્ય લોકોની સ્ત્રી

ઓની ટોપીઓમાં આવી આવી ચીજો ખોસવી, એ શોભાભરેલું ગણાયછે. શોભા એવી જોરાવર દેવી છે, કે તેના કુંડમાં રક્ષણ, લજ્જા અને પૈસા એ સૌ હોમાઇ જાય છે ! ટાઢે હુઠવાતાં છતાં ઝીણું કપડું વાપરવાનું મન થાય, શરીરનાં જે અંગ ઢાંકવા જોઇએ, તે વસ્ત્રની આરપાર દેખાય, તોપણ બારીક કપડું વાપરવાની ઇચ્છા થાય, પોતાની હાલત સારી ન હોય, તો પણ કીમતી કપડાંના કોટ થાય, એ સૌ શોભાની બલિહારીછે. રક્ષણ અને મલાજાને માટે સાદાં ને સ્વચ્છ કપડાં બસ થાયછે, તે છતાં શોભાની ખાતર કપડાં પાછળ કેટલા પૈસા ખરચાય છે ? પોતાની હાલતને અનુસરીને ખરચ કરવામાં આવે, તો વાંધા સરખું નથી. પરંતુ ઘણીવાર આવા કામમાં હદ ઉપરાંત ખરચ થાય છે. હાલના જમાનામાં શોભા સંબંધીના વિચારમાં પણ ફેર પડયો છે. શોભાને માટે પહેલાં પણ કીમતી કપડાં વપરાતાં, પણ તે ઘટ્ટ અને ટકાઉ લેવાતાં, તથા નિરૂપયોગી થયા પછી પણ તેમાંથી કંઇ ઉત્પન્ન થતું. હાલ તો બારીક અને તકલદી કપડાં જોઇએ છીએ. એવાં કપડાં જલદી ફાટી જાયછે, કે તેનો રંગ ઉડી જવાથી તે વાપરી શકાતાં નથી. વળી નિરૂપયોગી થયા પછી તેનું કંઇ ઉપજતું પણ નથી. દાખલા તરીકે અમદાવાદી કે બનારશી ભરગચ્છીની સાડી, સોણું કે બાંટ લોઃ અને તેને, ઉઠીને આંખે બાઝે એવા બારીક સુતરેલ, કે રેશમી કપડાંને થપ્પા દઇને તૈયાર કરેલી સાડી સાથે, સરખાવો. વિલાયતી કીનખાબ ને દેશી કિનખાબનો મુકાબલો કરો. વિલાયતી રેશમી ધોતીઆની દેશી રેશમી ધોતીઆં સાથે સરખામણી કરો. દેશી થપ્પા, કોર, તોઇ, પ્રીતને ઠેકાણે વિલાયતી તોઇ, પ્રીત ને કિનારીઓ વપરાય છે, તેની પરીક્ષા કરી જુઓ.

શોભાની વ્યાખ્યા હાલ વિલાયતી નજરથી મુકરર થાય છે. વિલાયતી લોકો જે ઘાટ ને રંગ પસંદ કરે, તે આપણે પણ પસંદ કરીએ છીએ. ભભકા ભરેલા મૂળ રંગ કે મિશ્ર રંગ, જે પહેલાં સારા ગણાતા, તે હાલ ગમતા નથી. રાખોડીઓ, ઝી.. ..નો. કાળો,

મેવખાઉ વગેરે રંગ વખણાયછે. અંગરખાને બદલે અંગ્રેજી ઘાટના કોટ ઠીક લાગે છે, અને તેને માટે કચકડાનાં, લાકડાનાં, શીપનાં, કાચનાં કે હાડકાંનાં બટન વપરાયછે. અંગરખાની સાથે બોરીઆં ને કસો વિદાયગિરી લેવા લાગીછે. કપડું વેતરતાં તેની જે ચીંદરડીઓ પડે તેમાંથી બોરીઆં ને કસો મફ્ત થાય, અને તે અંગરખુ ફાટતા સુધી પહોંચે; પરંતુ તે જૂની ઘાટીની બનાવટ જુવાનીઆઓને ગમતી નથી. પાસાવાળી બંડીઓ કે સાદાં પહેરણને બદલે અંગ્રેજી ઘાટનાં ખમીસ વગેરે વપરાયછે. ધોતીઆને ઠેકાણે તંગ પાટલૂનનો વાપર વધવા લાગ્યોછે. પાટલૂન ચડાનારાને સુરવાલ કે પાયજામાનો ઘાટ ગમતો નથી. આપણી રીતભાતને પાટલૂન કરતાં સુરવાલ વધારે અનુકૂળછે. પાટલૂનની અંદર ચડ્ડી, પંચીઉં કે બીજું પાટલૂન પહેરવાની રીત થોડાજ રાખેછે. ભોગજોગે ને પાટલૂનનું એકાદું બટન તૂટી ગયું, તો ફજેતી થાયછે. પાટલૂન પહેરનારા નીચા ડગલા બહુ કરીને પસંદ કરતા નથી. ટૂંકા ડગલા–હાફ્ કોટ જે લગભગ આપણા પહેરણ જેટલાજ નીચા હોય, તે પહેરવાથી કોઇ વખતે એબ ઉઘાડી પડેછે. ઠાઠી લોકો સુરવાળ ઉપર ટૂંકી બંડી વાપરે છે, પરંતુ તેઓ એબ ઢાંકવા માટે કમ્મરે પિછોડી બાંધી તેનો ધણલો વાળેછે. કેટલાક ધોતીઉં પહેરનારા લાંબા મોજાંનો ઉપયોગ કરેછે. એ લાંબા મોજાં વિલાયતમાં મડમો વાપરે છે, ત્યારે આપણે અહીં તે પુરૂષો પગે ઘાલેછે. પવન વડે ધોતીઉ ઉડેછે. ત્યારે મોજાં ઉપરના પગના ભાગ ખુલ્લા દેખાયછે, અને સાહેબ લોકોમાં એથી હાંસી થાયછે. કોઇ વળી નાનાં મોજાં (સોક્સ) ધોતીઆ સાથે પહેરેછે, તે તો વધારે ભુંડું લાગેછે. તરેહ તરેહના ઘાટના દેશી જોડાને ઠેકાણે વિલાયતી તરેહના બૂટનો વાપર વધવા લાગ્યોછે. બૂટથી હાલવા ચાલવાનું ઠીક પડેછે, તેથી તેના વિષે વાંધો લેવા સરખું નથી; પરંતુ ઘણીવાર ગુંજાશ ઉપરાંત વધારે કીંમતી બૂટ વાપરવાથી પૈસા માટે આપત્તિ ભોગવવી પડેછે. નાના મોટા જે કાનટોપીઓ પહેલાં વાપરતા, તેને ઠેકાણે હવે બંગલા–ટોપીઓની તરાહ ( ફેશન ) ચાલીછે. ટોપીઓમાં પણ

વિલાયતી ઘાટ વધારે પસંદ પડેછે. બચ્ચાંના પોષાક પણ વિલાયતી ઘાટના પ્રચારમાં આવતા જાયછે, એટલુંજ નહીં, પણ સ્ત્રીઓને પણ એ ઘાટની મોહની લાગીછે. પારસીઓમાં તો બૈરીઓ મડમોની પેઠે માથે ટોપીઓ ઘાલતી થઇછે, માથાનું બાંધણુ તેમણે દૂર કરવા માંડયુંછે. બૂટ મોજાંનો બહુ વાપર ચલાવ્યોછે, અને માથાના વાળને કપાળ તરફથી કાતરી આગળ ગુચ્છા આણ્યાછે. પારસણો મડમોની નકલ કરેછે, અને હિંદવાણીઓ પારસણોની નકલ કરેછે. ઉછરતી પ્રજા ચોટલીને નાપસંદ કરી સાહેબ લોકોની માફક માથે ટૂંકા વાળ અને આગળ એક વાળનો ગુચ્છો રાખેછે.

કોઇ પ્રશ્ન કરશે, કે પહેરવેશ વિષે ઉપર પ્રમાણે ટીકા શા માટે થવી જોઇએ. માણસો પોતાને જેવું પસંદ પડે, તેવું પહેરે ઓઢે તેમાં બીજાને શું ? જેવી રીતે મુસલમાની રાજ્ય હતું, ત્યારે મુસલમાની ઘાટ હિંદુઓ પસંદ કરતા, તેવી રીતે હાલ અંગ્રેજી રાજ્ય ચાલેછે, ત્યારે લોકો વિલાયતી ઘાટ પસંદ કરે, તેમાં ખોટું શું ? પ્રશ્ન અલબત વિચાર કરવા સરખા છે. આપણે પૂર્વે કહી ગયા છીએ, કે પોષાકથી શરીરનું રક્ષણ થવું જોઇએ, અને એબ ઢંકાવી જોઇએ. દેશદેશમાં ત્યાંની હવાને અનુસરીને પોષાક મુકરર થયા હોયછે. ઠંડા દેશના પોષાક જો આપણી હવાને માફક ન આવે, તો તે વાપરવા સરખા ન ગણાય. જો તેથી લાજ મર્યાદા ન જળવાય, તો તે પસંદ કરવા યોગ્ય ન કહેવાય. જેમાં વિશેષ ખરચ થાય, અને પોતાની સ્થિતિ સારી ન હોય, તો તે વાપરવામાં ઘેલાઇ ગણાય. પહેરવેશ વડે પ્રજાઓ ઓળખાયછે. વિલાયતની મડમો જ્યારે આપણી સ્ત્રીઓના પોષાકથી ખુશ થાયછે, ત્યારે આપણે તેમનો પોષાક વાપરવા લલચાઇએ છીએ, કહેવત છે; કે " દેશ છોડીએ, પણ વેશ ન છોડીએ. " હરેક પ્રજાએ બનતા સુધી પોતાનો પહેરવેશ કાયમ રાખવો, એ ડહાપણ ભરેલું છે.

પહેરવેશમાં દરદાગીનાનો સમાવેશ થઇ શકે. દરદાગીના શોભા તથા મોટાઇ દેખાડવા માટે વપરાયછે. શરૂઆતથી માણસોને અંગ શોભાવવાનું રૂચ્યું હશે, એમ લાગેછે. જંગલી લોકો અંગ પર

કોડીઓ, કાચના મણકા, હાડકાં અને હલકી ધાતુના દાગીના વાપરેછે. આપણે અહીં કાળીપરજના લોકોમાં હજી એ રિવાજ છે; અને કીડીઆમેરો, પ્રવાળની માળા, અને જૂઠાં મોતીના દાગીના આપણા લોકોમાં પણ વપરાયછે. હાડકાંના દાગીના સાંભળીને આપણને વિસ્મય લાગે, પરંતુ આપણા લોકોજ હાથી–દાંતના ચૂડા વગેરે વાપરેછે, તે હાડકાં નહીં, તો બીજું શું છે ? કાળીપરજની સ્ત્રીઓ હાથે પગે પીત્તળની ચૂડીઓ ઉપગઉપરી એટલી ઘાલેછે, કે તેનો ભાર ઉંચવર્ણની નાજુક સ્ત્રીઓથી સહન પણ ન થઇ શકે. ગુજરાતના ઉત્તર તરફના પ્રદેશોમાં હજી બૈરાંને હાથે એટલી બધી ચૂડીઓ પહેરવામાં આવેછે, કે જેથી તેમનો આખો હાથ ભરાઇ રહેછે. એ ચૂડા દાંતના કે સીસમના હોયછે. જરા ઠીક સ્થિતિના લોકો તેને ચાંદીની ચીપોથી મઢાવેછે. ગુજરાતના બીજા ભાગોમાં એ ચૂડીઓની સંખ્યા ઓછી થઇછે, અને તેનું કદ નાનું થયું છે; તોપણ તેવી ચાર ચૂડીઓની કીંમત ૪૦–૫૦ રૂપીઆ પડેછે. હાથી–દાંતના ચૂડા પાછળ આટલું બધું ખરચ કરવું, અને જાડા ડગળા જેવી તે ભારે ચૂડીઓ વાપરવી, એ ઠીક ન લાગવાથી એવા ચૂડાને બદલે છંદ ( સોને મઢેલી ઘણી પાતળી ચૂડીઓ ) વપરાયછે. છંદને બદલે શહેરોમાં સોનાની કે કાચની બંગડીઓ અને આગળ સોનાનાં કડાં, સાંકળાં વગેરેનો ઉપયોગ થાયછે. શ્રીમંત લોકો તેને ઠેકાણે હીરા મોતીના દાગીના વાપરેછે. આ શિવાય આંગળીઓએ વીંટીઓ, કોણી આગળ સોના રૂપાના વાંક, ગુજરી, બેરખી કે કડાં (ઘણે ભાગે ગાભાવાળાં) પહેરવામાં આવેછે. પગે જે દાગીના વપરાય છે, તે ઉચ્ચ લોકોમાં રૂપાના હોયછે. કાઠીઆવાડમાં હજી રૂપાના નક્કર કલ્લાં એટલાં ભારે વપરાયછે, કે જેનું વજન પાંચ શેર છ શેર થાય, આને બેડીઓ કહીએ, તો કહી શકાય; ફેર એટલોજ કે કેદીના પગે લોઢાની અને સ્ત્રીઓને પગે રૂપાની બેડીઓ હોયછે. વડોદરા જેવા શહેરમાં હજી એવાં કલ્લાં વપરાયછે, કે જેનું વજન ત્રણ શેર ચાર શેર થાય. સિંહ મોંઢાનાં કે વાઘ મોંઢાનાં અમુક ભાતનાં કલ્લાં કરવા સારૂં વીસ પચીસ રૂપીઆ તો ઘડાઈ

આપવામાં આવેછે. ધણીએ વીસ રૂપીયા મજુરીના ઠરાવ્યા હોય તો બૈરી જઇને પાંચ રૂપીઆ સોનીને છાના આપી આવેછે, ને કહેછે, કે સિંહ વાઘના કાન ખૂબ મોટા કરજો. એ કાન ચાલતી વખતે બૈરીઓને સામસામે પગે વાગેછે, ને લોહી કાઢેછે. દેવમંદીરે કે બીજે ઠેકાણે જ્યાં સ્ત્રી પુરૂષનો મેળાવડો ને ગર્દી હોય, ત્યાં બિચારા પુરૂષોને સ્ત્રીઓનાં કલ્લાંથી બહુ ખીવું પડેછે ! જ્યાં કલ્લાં વધારે વપરાયછે, ત્યાં ટાણે ટચકે કલ્લાં ઉપર સાંકળાં કે કાંબીઓ પહેરેછે. કલ્લાં સાંકળાંને ઘુઘરાના લચકા બાંધવામાં આવેછે (ગરીબ હોય તો કાંસા પીતળના પણ બાંધે), અને સારી પેઠે ખખડે, એટલા માટે બૈરીઓ ચાલતી વખતે જોરથી પગ મૂકેછે. એથી તેમના પગ છોલાયછે, તો પણ તેની દરકાર તેઓ કરતી નથી. પગના આંગળાંએ છલ્લાં છવીટીઆં ઘાલેછે, તે પણ જેમ જાડાં હોય, તેમ પસંદ પડેછે. હાલમાં નાજુકાઇ ઉપર લોકોનું લક્ષ ગયું છે, તેથી પોલાં નાજુક ઘાટનાં કલ્લાં સાંકળાંનો વાપર ઊંચ જાતિઓમાં ચાલ્યો છે. મદ્રાસ તરફ સ્ત્રીઓ કેડે કંદોરા ઘાલેછે. એ રિવાજ આપણે અહીં માત્ર નાંદોદમાં છે. કોટે પહેરવાના દાગીના પુષ્કળ જાતના હોયછે. તૂસીપાટીઆં, હાંસડી ને અરીસા ગામડામાં વપરાયછે. દોરા, હીરાકંઠી, મોહનમાળા, ફાળકાસાંકળી, કાંઠલી, ચંદનહાર, વગેરે સોનાના દાગીના છે; અને ચીસ પટ્ટી, મોતીની માળાઓ, કંઠાઓ વગેરે મોતીના કે હીરામોતી મિશ્રિત દાગીના કોટને માટેછે. નાકે કાંટો કે વાળીઓ વપરાયછે. સાચા મોતીના હીરાજડીત કાંટા કે વાળીઓ ઘણી કીમતી હોય છે. ગરીબ અને સાધારણ પંક્તિના લોકો જૂઠાં મોતીના કાંટા, અને એકલી સોનાની કે ઝીણાં મોતીવાળી વાળીઓ પહેરેછે. કાને અનેક જાતના દાગીના ઘાલવામાં આવેછે. કાને અકોટી સાથેનાં મોટા લોળીઆં ઘાલવાનો રિવાજ ઓછો થયોછે; તોપણ હજી સોનાનાં કે તેને મોતીએ બાંધેલાં એવાં લોળીઆં બહુ વપરાયછે. એ લોળીઆં પહેરવા માટે કાનની બૂટેમાં વેહ પાડી તેને ઘણા વધારવામાં આવેછે. એ વેહમાં વખતે આંગળીઓ આવી શકે, અને લોળીઆંના ભારથી કાનની બૂટો તૂટી

પણ જાયછે. નાજુક અને ચઢતા વર્ગના લોકો લોળીઆને ઠેકાણે ઘણાં નાજુક લોળીઆં, ફૂલ (કર્ણ ફૂલ) કે લવિંગીઆં કે અમેજી ઢબને અનુસરીને એરિંગ વાપરેછે. કાનને ઉપલે ભાગે વાળીઓ, વેલ્લા, ચોકડાં, નખલીઓ, બુગડીઓ વગેરે સોનાના કે હીરામોતી જડીત દાગીના વપરાયછે. માથે કપાળ તરફ દામણી ને મોતીની શેરો ટાંકેછે; અને ચોટલે ચાક, નાગ ફણી, ગોફણો વગેરે અનેક દાગીના દક્ષણી રિવાજને અનુસરીને ખાસ કરીને ગૂજરાતના દક્ષિણ ભાગમાં વાપરેછે, અને એ રિવાજ ગૂજરાતના ઉત્તર તરફના ભાગમાં પણ પ્રસરવા માંડયોછે. પુરૂષો કાને સોનાની કે મોતીની વાળી, કાઠીઆવાડમાં કોકરવા, ઉત્તર ગૂજરાતમાં કડકીઆં–વાળાં: કોટે સોના મોતીની કે હીરા જડીત અનેક પ્રકારની કંઠીઓ: કોણીએ કડાં: કાંડે પોંચીઓ, નવઘરાં કે સોનાનાં કડાં: આંગળીઓએ વેઢ વીંટીઓ: કેડે કંદોરા: અને પગને અંગુઠે કેટલાક વીંટીઓ પહેરેછે. છોકરી છોકરાઓને દાગીના સ્ત્રી પુરૂષના જેવા ઘણુંકરીને પહેરાવવામાં આવેછે.

આ ઉપરથી હિંદુઓમાં દરદાગીના કેવા,ને કેટલા વપરાયછે, તેનો કેટલોક ખ્યાલ વાંચનારના મનમાં આવી શકશે. સાધુઓ કેટલીક વાર કહેછે, કે સ્ત્રીને કાને વીંધી, નાકે વીંધી, અને કેદીઓની પેઠે હાથે પગે બેડીઓ પહેરાવી, તોપણ તે હદમાં રહેતી નથી ! ગમે તેટલા દાગીના કરાવો, તોપણ સ્ત્રીજાતિનું મન ભરાતું નથી. નાગરોમાં સ્ત્રીને સીમંત આવેછે, ત્યારે તેને એટલા બધા દાગીના ઘાલવામાં આવેછે, કે તેને "નાગરનો વાઘ" એવી ઉપમા મળેછે, અને દાગીના ઘાલ્યા પછી તેનાથી ફરી હરી શકાતું નથી, તેથી તેને પાલખીમાં કે ગાડીમાં ઉંચકીને બેસાડવી પડેછે. ઐરાંને દાગીનાના કોડ કેવા હોયછે, તે વિષે એક રમુજી વાત ચાલેછે. એક નવી આવેલી વહુ પાસે ચંદન ઘસવા સારૂ સસરાજીએ ઓરસીઓ માગ્યો. વહુએ કહ્યું, દાદાજી, એ મારાથી ઉંચકાતો નથી. સસરો કંઇ બોલ્યો નહીં. વાત વિસારે પાડયા પછી કેટલીક મુદ્દતે તેણે છાની રીતે એ ઓરસીઓ સોની પાસે ચાંદીએ મઢાવ્યો, અને તેને

ઘુઘરીઓ લટકાવી. દાગીનો ઘેર લાવીને વહુને આપ્યો, અને કહ્યું, બેટા ! હું તમારે માટે એક નવો અરીસો કરાવી લાવ્યો છું. વહુએ ઘણી ખુશીની સાથે તે કોટમાં ઘાલ્યો. તે હળવા બેઠી, ત્યારે શરીરના ચલનવલનથી અરીસો છાતીમાં ધણધણ વાગવા લાગ્યો, તો પણ તેણે તે કોટેથી કાઢયો નહીં. સસરાએ જાણ્યું, કે વહુ જો વધારે વાર હળશે, તો છાતીએ પથરો ફૂટાઈ ફૂટાઇને તે બિચારીને ક્ષય થશે. તેણે વહુને કહ્યું, બેટા ! એ દાગીનો ઘણો ભારે છે, તેથી તે છાતીમાં વારેવારે અફળાવાથી તમારી છાતી પાકી આવશે, માટે તમે તે કાઢી મૂકો. વહુ બોલી, ના દાદાજી ! એ દાગીનો મને બહુ ગમેછે, માટે હું તે હમેશ પહેર્યો કરીશ ! સસરાએ પછી ભેદ ભાગીને કહ્યું, કે બેટા, જે ઓરસીઓ તમારાથી તે દહાડે ઉચકાતો નહોતો તેજ ઓરસીઓ રૂપે મઢયો, માટે તમે હોંસથી કોટે ઘાલ્યો, અને તે વારેવારે વાગેછે, તેની પણ દરકાર કરતાં નથી. વહુ બિચારી ઝંખવાણી પડી ગઇ. નાનાં છોકરાંના હાથ પગ ભારે દાગીનાથી કંતાઇ જાયછે, તોપણ તે ભારે દાગીનો ખુશીથી પહેરેછે. કેટલાક દાગીનાથી સ્ત્રીઓને ઘણી અગવડ ભોગવવી પડેછે, અથવા તેમના શરીરને ઈજા થાયછે; તોપણ તેઓ તે હોંસભેર વાપરેછે. થોડી કીમતના દાગીના સારૂ છોકરાંના જાન જોખમમાં આવી પડયાના દાખલા આપણે વારેવારે સાંભળીએ છીએ, તથા દરદાગીનાને માટે ચોરીઓ ને લૂટફાટ પુષ્કળ થાયછે, એ પણ આપણે જાણીએ છીએ, તે છતાં તેનો છંદ છોડાતો નથી, એ દિલગીરીની વાતછે.

શોભાને માટે થોડા ને નાજુક દાગીના વાપરવાને હરકત નથી; તેમ શ્રીમંત લોકો કીમતી દાગીના ભલે વાપરે. દરદાગીના પાછળ કેટલુંક નાણું રોકવું એ આપણું અર્થ-શાસ્ત્ર મનાયછે; કેમકે તે અણીને વખતે ઉપયોગી થઇ પડેછે. પરંતુ અતિશય સર્વ વર્જવું જોઇએ. શરીરને ઈજા ભોગવવી, કે જીવ જોખમમાં નાખવો, તેના કરતાં શોભાને ઓછી ચહાવી, એ વધારે સારૂં છે. શોભાની ખાતર ઘરના સુખનો ભોગ આપવો, એ મૂર્ખાઇ છે. અમુક પડોશણ, સખી કે સગીએ જેવો દાગીનો કરાવ્યો, તેવો મારે જોઇએ, એવી

હઠ કરી પોતાની ગુંજાશ ન છતાં ધણીને સતાવવો, એ સારૂં નથી. શોભાને માટે ખરચ કરવું, એ પોતાની આવકના પ્રમાણમાં હોવું જોઇએ. એવું ખરચ જરૂરનું કે ફરજીઆત સમજવું ન જોઇએ. તેની પાછળ તણાઇ મરવામાં માલ નથી. દરદાગીનામાં રોકેલું નાણું ખાંજરે પડેછે. પૈસો પૈસાને પેદા કરેછે. પણ ઘરેણામાં રોકેલા પૈસાથી ઉલટી ખોટ આવેછે. વાપરવાથી ઘરેણું ઘસાયછે, તેનો કંઈ ભાગ ખરી પડેછે, ઘડનારા સોનામાં ઘાલમેલ કરેછે, કે તેમાંનો કંઇ ભાગ ચોરી ખાયછે; તેથી જ્યારે તેને વેચવા જઈએ, ત્યારે રૂપીઆની બાર આની કે આઠ આની બધ બેસેછે. "સાતે વારે સોની" ની કહેવત ચાલેછે, તેનો અર્થ એવો કે એક દાગીનો ફરી ફરીને જો સાત વાર સોનીના હાથમાં જાય, તો પૂરો થઇ જાય; કેમકે તે પાછળ મજુરી પડે તે, તથા તેમાં ભેગ થાય, અને તેમાંથી જે ચોરાય, તે સર્વનો હિસાબ ગણીએ, તો દાગીનાની મૂળ કીમત તેમાંજ ચાલી જાયછે.

બીજાને બતાવવા માટે રૂડે ટાંકણે દાગીના માગી લાવીને પહેરવાની રીત સારી નથી. ખોટો ડોળ રાખવામાં લાભ નથી: માગીને આણેલો દાગીનો પડી જાય, કે ખોવાય, તો પૈસા ભરી આપવા પડે. પૈસાભરી આપવા જેવી શક્તિ ન હોય, તો ફજેતી થાય. ખોટા દાગીના વાપરીને મોટાઈ બતાવવી, એ છેતરપ ડી છે, અગર તેમાં શોભા માનવી, એ જંગલીપણુ છે. જેમ લોકોની સ્થિતિ અધમ થવા માંડીછે, તેમ ભારે વસ્ત્રાભૂષણને ઠેકાણે હલકાં કે જૂઠાં, પણ દેખાવમાં સામાને છેતરે એવાં વસ્ત્રાભૂષણ વાપરવાનો પ્રચાર ચાલેછે, તે નિંદ્યછે. શ્રીમંત ખોટો દાગીનો ઘાલે તો તે ખરામાં ખપેછે, અને ગરીબ ખરો દાગીનો વાપરે, તોપણ તે ખોટામાં ખપેછે, એમ લોકો જાણેછે, તે છતાં પણ ગરીબને ખોટા દાગીના પહેરવા ગમેછે. ખોટા દાગીના ઘણીવાર પરખાઇ જાયછે, અને નાતજાતના લોકો પહેરનારની સ્થિતિથી વાકેફ હોવાથી તેઓ તેની કીમત સહેજે કરી શકેછે.

---

## પ્રકરણ ૪ થું.

## મોજ શોખ.

ખાનપાન અને પહેરવેશ ઉપરાંત ઘરખટલો ચલાવવામાં બીજાં અનેક જાતનાં ખરચ થાયછે. તે પેદાશના પ્રમાણમાં સુખ સગવડને માટે થાય, ત્યાં સુધી વાસ્તવિક ગણાય, પરંતુ એ હદ ઓળંગવામાં આવે, ત્યારે તેની ગણના ઉડાઉપણામાં કે મોજશોખમાં થાય. વાસ્તવિક ખરચ વિષે અત્રે વિશેષ કથનની જરૂર નથી.

માણસ આખો દિવસ કામ ધંધો કર્યા કરે, તો તે કંટાળી જાય. જેમ આળસથી શરીર કટાઇ જાયછે, તેમ હદ ઉપરાંત કામ કર્યાથી તે ઘસાઇને ક્ષીણ થઇ જાયછે. મન અને તન બંને વિશ્રાંતિ માગેછે. કામથી થાકયા કે કંટાળ્યા પછી થોડી વિશ્રાંતિ લઇએં, તો મન અને તન બંને પાછું કામ કરવાને વધારે લાયક થાયછે. જેમ એકજ જાતના કામથી કંટાળો આવેછે, તેમ એક જાતનું ખાનપાન, નિવાસ, રહેણીકરણીથી પણ કંટાળો આવેછે, તેથી બે ઘડી મોજશોખ, આનંદ, હાસ્યવિનોદ કે રમતગમત કરવા તરફ માણસનું વલણ થાયછે. એ વગર સંસાર વૈતરા જેવો ને લુખ્ખો લાગેછે.

મોજશોખાદિની જેમ જરૂર છે, તેમ તે હદમાં રાખવાની અગત્ય છે. હદ ઉપરાંતનો મોજ શોખ સુખને બદલે દુઃખ આપેછે; તે તરફ વધારે લક્ષ આપવાથી માણસ પોતાનું કર્ત્તવ્ય ચૂકેછે, પૈસા ટકા ગુમાવેછે, અને મનથી તથા તનથી ખરાબ થાય છે. મોજ શોખ અનીતિવાળા કે અનીતિને માર્ગે દોરે એવા હોય, તો તેને છાંયડે ઉભા રહેવું પણ ઘટારત નથી. મોજ શોખ નીતિની મર્યાદાની અંદર રહે, અને પોતાને કે બીજાને દુઃખદાયક ન થાય, એવા હોવા જોઇએ.

સાહેબ લોકો કેટલી મોજમજાહ ભોગવેછે, તે આપણે જોઇએ છીએ. તેઓ આપણા કરતાં ઓછું કામ કરેછે, એમ નથી, તે છતાં

પણ તેઓ રમત ગમતમાં ઘણો ભાગ લઈ શકેછે. તેઓ જેટલું સંસારનું સુખ ભોગવેછે, તેનો ચોથો ભાગ પણ આપણે ભાગ્યેજ ભોગવતા હોઇશું. એ વાત ખરી છે, કે તેઓ પ્રવૃત્તિ વૃત્તિના અને આપણે નિવૃત્તિ વૃત્તિના બહુ ભાગે છીએ. તેઓનામાં ચંચળતા વિશેષ છે, અને આપણામાં શિથિળતા વધારે છે. તેઓ નિયમિત જાદે છે, અને આપણે અનિયમિત અધિક છીએ. તેઓ પદાર્થને પ્રધાનપણું આપેછે, ત્યારે આપણે ચૈતન્યને મુખ્ય માનીએ છીએ. આથી તેમની અને આપણી રહેણી કરણીમાં ફેર પડવોજ જોઇએ, તથાપિ તેમની કેટલીક રહેણી કરણી અનુકરણીય છે, એમાં તો શક નથી. સંસાર શૂન્ય છે, મિથ્યા છે, ક્ષણિક છે, ભ્રમીત છે, એમ માનીને તેનો લહાવો બિલકુલ ન લેવો, એ સંસારમાં પડેલા પ્રાણીને માટે યોગ્ય છે, એમ ન કહેવાય.

આપણા લોકો મોજ શોખથી કેવળ વિરક્ત છે, એમ કહેવાનો હેતુ નથી; કેમકે સંસારના પાસમાં પડેલા પ્રાણીને માટે એમ બનવું સ્વાભાવિક નથી. વૈરાગ કોઇકનેજ આવેછે, અને સંસારથી વિરક્ત કોઇકજ થાયછે. એવા વિરલા પુરૂષોને અપવાદ તરીકે ગણીને તેમને આપણે ધન્યવાદ આપીશું; પરંતુ જેમને સંસારનો પથરો જન્મ સુધી કોટે વળગેલો છે, તેમને એ બોજો કેવળ વૈતરાના બોજા જેવો ન લાગે, અને તેના ભારથી દબાઈ મરીને તેઓ દુઃખમાં નિરંતર ડુબેલા ન રહે, એટલા માટે તેમણે નિસ્સાર સંસારમાંથી મળી આવે તેટલું સુખ મેળવવા પણ પ્રયત્ન કરવો જોઇએ.

પરંતુ ખેદકારક વાત એ છે, કે આપણે અહીં મોજ મજાહનાં સાધન કમી થતાં જાયછે, અને ભણેલા લોકોમાં તેનો વધારે અભાવ થતો ચાલ્યો છે. અંગ્રેજી ઢબની કેળવણી શરૂ થતા અગાઉ લોકોની બાલ્યાવસ્થા રમત ગમતમાં જતી હતી. લગભગ દશ વર્ષની વય થતા સુધી નિશાળે જવાનું, કે ભણવા પાછળ વિશેષ મહેનત લેવાનું, કોઇ સમજતું નહીં. અનેક જાતની રમતોથી છોકરાંને ગમત મળતી, અને તેમનો બાંધો મજબૂત બંધાતો. હાલમાં ચાર

પાંચ વર્ષના છોકરાને નિશાળમાં ગોંધે છે, અને વખતે બોલવા શીખે ત્યાંથી તેને કંઇ ઘેર શીખવવાનું શરૂ થાયછે. છોકરાંને રમતાં દેખે તો માબાપ લઢેછે. દેશી રમતો ભણેલાઓને જંગલી લાગેછે. રમવામાં તેઓ છોકરવાદી સમજેછે, પણ મોટી ઉમ્મરના ને મોટા ઓહદ્દા ધરાવનારા સાહેબ લોકો કામથી પરવાર્યા, કે રોજ રમવા નીકળી પડેછે, તેનું ઉદાહરણ તેઓ લેતા નથી. દેશી રમતો વિલાયતી રમતો જેવી ખરચાળ નથી માટે, કે તેમાં વપરાતાં સાધન વિલાયતી સાધનો જેવાં શોભીતાં નથી માટે, કે તેઓ જાતે દેશી છે ( વિલાયતી નથી ), એ માટે, તેમને તે જંગલી લાગતી હોય, તો તેમની સમજશક્તિ ઉપર આફરીન છે ! વપરાતાં સાધન શોભીતાં ન હોય, તો શોભીતાં સાધન શા માટે ન મેળવવાં ? દેશી રમતો ગમતી ન હોય, તો વિલાયતી રમતો પણ શા માટે ન રમવી ? પરંતુ આપણે ગમે તેવું પણ આપણું હોય, તે તજીએ છીએ, અને વિલાયતી સારૂં હોય, તે પણ ગ્રહણ કરતા નથી. રમત એ જો શરીરને કસવા અને મનને આનંદ આપવા માટે હોય, તો ભલે તે દેશી હોય કે વિલાયતી, પરંતુ તેનો અનાદર કરવો ઉચિત નથી.

દેશી રમતો ઘણી છે. તેમાંની ઘણી રમતો એવી છે, કે તે આનંદની સાથે અંગને કસેછે. તેને માટે નથી જોઇતું ખાસ મકાન, કે નથી જોઇતા પૈસા. અંગ્રેજી ઢબની ખરચાળ કસરતો શાળાઓમાં સર્વત્ર દાખલ થઇ શક્તી નથી; પરંતુ જો તેને બદલે દેશી રમતો દાખલ થાય, તો વગર પૈસે અથવા જુજ ખરચે તનની કેળવણીનો હેતુ પાર પડેછે. કેટલીક રમતો એવી છે, કે અંગ્રેજી સારી રમતોની બરાબરી કરી શકે. વળી કેટલીક રમતો એવી છે, કે જે મોટા માણસો પણ રમી શકે. દિલગીરીની વાત છે, કે આ રમતો દહાડે દહાડે નાબુદ થવા લાગી છે, અને તે પાછળ લોકોનો અભાવ કે અનાદર વધતો જાયછે.

કેટલીક રમતો શરીર કસવા માટે નહીં, પણ વખત ગાળવા

અને મનને આનંદ આપવા, કે તેને કસવા માટે યોજેલી હોયછે. શેતરંજ, ચોપાટ, ગંજીફા વગેરે આ જાતની રમતો છે. શેતરંજ એ રાજેશ્રી રમત ગણાયછે, અને તે મનને સારી રીતે કસેછે, તે છતાં તેનો ઉપયોગ થોડાજ કરેછે. ચોપાટ કેવળ દેશી રમત છે, માટે તેનો ઉપયોગ ભણેલાઓથી ઓછો થાયછે. દશાવતારી જેવા ચઢતી કીસમના ગંજીફા દેશી હોવાથી ઓછા વપરાયછે; પરંતુ વિલાયતી ગંજીફાનો વાપર એથી વિશેષ આવ્યછે. આપણને કામ કરવા કરતાં બેસી રહેવું ગમે છે; હાથ હલાવ્યા વગર પડી રહેવાનું મળે, તો તે વધારે પસંદ પડેછે; તેથી કદાચ કોઇ પણ જાતની રમતમાં ભાગ લેવા તરફ આપણું વલણ થતું નહીં હશે !

દેશમાં ચાલતી બીજી ઘણી ગમતોમાં ભાગ લેવાનું ભણેલા ઓને ગમતું નથી. મદારી, વાદી, નટ, બજાણીઆ વગેરેના ખેલ હલકા લાગે છે. એવાજ ખેલ જો કોઇ સાહેબ આવીને કરે તો તે સૌ જોવા જાયછે, ને પુષ્કળ પૈસા આપેછે. પરદેશી ખેલાડીની ટાપ-ટીપ વધારે, તેથી તે શોભી ઉઠેછે. દેશી બજાણીઆ જેટલી કસરત કરેછે, તેટલી પરદેશી બજાણીઆ વખતે કરી પણ શકતા નથી, તે છતાં દેશીની કીમત રૂપીએ આની પણ ભાગ્યે થાય છે. ઘણી વાર મહોલ્લાઓમાં તે બિચારા પુષ્કળ હાડ ફોડેછે, તે છતાં બેચાર આનાના પૈસા પણ તેમને પૂરા મળતા નથી. પોષાક અને સર સામાનની ટાપટીપ કરે, તો તેઓ વધારે કમાઇ શકે.

ભવાઇ એ નાટકનું અધમ સ્વરૂપ છે, તથાપિ તે હજી ઘણે ઠેકાણે ચાલેછે. ગામડાના હલકા લોકોને ખુશ કરવા માટે ભવાયા અનીતિના ચાળા કરેછે, બિભત્સ ગાણાં ગાયછે, અને નીતિ કે બોધને બદલે અનીતિ ફેલાવેછે; તે છતાં જોવા માટે વહુ બેટીઓને તથા નાનાં છોકરાં સુદ્ધાંને માબાપ છૂટ આપે, અને પોતે પણ તેમાં ભાગ લે, એ કેટલું ખેદકારક છે ? ભવાઈ સુધારવાનો ઘણો યત્ન મરહુમ રાવ સાહેબ મહિપતરામે કર્યો હતો, અને તેથી એક બે ટોળાં કંઇ સુધારા પર આવ્યાં હતાં, પરંતુ

લોકોને સુધરેલી કરતાં મૂળની ભવાઇ વધારે પસંદ હોવાથી તેઓ પણ મૂળને રસ્તે જઇ ચઢ્યા. એ પછી પુણેકર સાંગલીકર વગેરે દક્ષણી નાટકો પ્રચારમાં આવ્યાં, તે ભવાઇ સરખાં વાંધા ભરેલાં નહોતાં; પરંતુ તેમને ખરેખરૂં નાટકનું નામ આપી શકાય નહીં. એ પછી પારસીઓએ અને ગૂજરાતીઓએ નાટકની ટોળીઓ કાઢી. લોકોનું વલણ ગાયન–હલકાં શ્રૃંગારી ગાયન–તરફ વધારે હોવાથી, તથા તેમને હલકી જાતની મોજ મજાહ વધારે પસંદ હોવાથી એ ટોળીઓ પણ પૈસા પેદા કરવાની લાલચે તેમની મરજીને અનુસરે છે. નાટકનો ખરો ઉદ્દેશ બાજુએ રહેછે. નાટક એ સંસારની આરસી કહેવાયછે, તે હાલનાં નાટક નથી. લોકોને દૃષ્ટાંતરૂપે સદ્‌બોધ આપવો, સંસારમાં કેવાં સુખ દુઃખ માણસને માથે આવી પડેછે, અને તેમાંથી શી રીતે દૂર થવાયછે, અનીતિનાં ફળ કેવાં માઠાં નીપજેછે, અને સત્યનો આખરે કેમ જય થાયછે, તે બતાવવું, અને માણસની નાજુક લાગણીઓને અસરકારક રીતે ઉશ્કેરી તિવ્ર કરવી, એ નાટકનો મુખ્ય આશય, હાલની ટોળીઓ જોઇએ તેવો જાળવી શકતી નથી. શબ્દાલંકાર ભરેલી, માલ વગરની શ્રૃંગારમય કે બિભત્સ રસમાં જાય, એવી કવિતા ક્ષણે ક્ષણે આવીને ઉભી રહેછે. હારમોનિયમ સાથે ગવાયછે, પરંતુ તાલ સૂર સચવાતા નથી, તેથી તે ગાયનની ગરજ પણ સારતી નથી. જે નાટકમાં કવિતાનું ભરણું બહુ ન હોય, તે લોકોને પસંદ પડતું નથી. આવાં નાટક હજારો લોક જોવા જાયછે, અને તેની કવિતાની કડીઓ ગોખીને લોકો ઘરમાં ને માર્ગમાં લલકારેછે. કોળી ભીલના છોકરા તે નાટકના જેવા ચાળા કરીને ખેતરોમાં ગાયછે, અને ગધેડા પર બેસીને માટી લેવા જતા કુંભારના છોકરા પણ એવા રાગડા તાણેછે! મેળાવડામાં વાંચવાની કવિતા માટે નાટકના રાગ પસંદ કરવામાં આવેછે, અને શુભ પ્રસંગને માટે તથા નવરાત્રીમાં ગાવાના ગરબા માટે પણ એજ રાગ વધારે અનુકૂળ થાયછે. દક્ષણી લોકમાં બૈરાંને ગાવાનાં ગાણાંમાં પણ એ રાગ વધારે ભાગ લેછે. નાટક એ સંસારની આરસી નથી, પણ સંસાર એ નાટકની આરસી થાયછે! દેશની

સંસ્થાઓ વડે ત્યાંના લોકોમાં ચાલતી નીતિરીતિની તૂલના થઇ શકેછે. લોકોની નીતિરીતિ સારી હોય, તો તેઓ હલકી કીસમનાં નાટકોને ઉત્તેજનજ ન આપે, અને પરિણામે તેવાં નાટકોને સુધારાના પાયા પર આવવાની ફરજ પડે. એટલા માટે સમજુ લોકોએ હલકાં નાટકોનો અનાદર કરવો, અને સારાં નાટકોને ઉત્તેજન આપવું જોઇએ.

ગાયન અને નૃત્ય એ મોજ શોખની મોટી બાબતો છે, અને તે સૌને પ્રિયછે. ગાયનથી જાનવરો વશ થાયછે, તો માણસ વશ થાય, એમાં શી નવાઈ? એ પવિત્ર અને આનંદદાયક વિદ્યા આપણા દેશમાં પૂર્ણતાને પામી હતી. ગાવું બજાવવું એ અવશ્યની વિદ્યા મનાતી, અને તે સ્ત્રી પુરૂષો ઘેર ઘેર શીખતાં. જેમ હાલ વિલાયતમાં છે, તેમ પૂર્વે આપણે અહીં વહુ દિકરીઓ અને સ્ત્રીઓ ગાનતાન કરતી અને પુરૂષો પણ તેમાં સામેલ થતા. સ્ત્રીઓ નૃત્ય કળા જાણતી, અને પગે ઘુઘરા બાંધી પોતાના પતિ સમક્ષ નૃત્ય કરી તેને રંજન કરતી. પરંતુ બીજી વિદ્યાઓની માફક આ વિદ્યા પણ સારાં કુટુંબોમાંથી વિદાયગિરી લેવા લાગી, અને આખરે તે રામજણીઓ—નાયકાઓને ઘેર જઇ વસી. તાનસેન જેવો પ્રવીણ ગવૈયો દીપક રાગથી બળતો હતો, તેને "મલાર" ગાઇ શીખવીને ઠંડો પાડનાર એક વડનગરની નાગરણ હતી! આ ઉપરથી ગૂજરાતમાં ગાયનનો પ્રસાર કેવો હશે, તેનું વાંચનાર અનુમાન કરી શકશે. મદ્રાસ તરફ હજી ગૃહસ્થની સ્ત્રીઓને ગાવું બજાવવું શીખવવામાં આવેછે. ગૂજરાતમાં સ્ત્રીઓ જવલ્લેજ તે શીખેછે, એટલે આપણો ઘરસંસાર આ સુખદાઇ વિદ્યાના લાભથી વિમુખ રહેછે. પરિણામ એ થાયછે, કે ગાયનના શોખીઓ તેનું સુખ જ્યાંથી મળે, ત્યાં જવા લલચાયછે, અને માંગલિક પ્રસંગે ગાઇ બજાવી તથા નૃત્ય કરી જાણનાર નાચણોને પોતાને ઘેર બોલાવે છે. મિજલસમાં જાત જાતના લોકોને તથા મિત્રમંડળને આમંત્રણ થાયછે, એટલુંજ નહીં, પણ સ્ત્રીમંડળને તેનો લાભ મળવા સારૂ ખાસ ગોઠવણ થાયછે! શુભ પ્રસંગે વેશ્યાનાં પગલાં ઘરમાં ઘાલવાં, એજ પ્રથમ તો વાંધા

પડતું છે, તેના હાવભાવ અથવા ચાળા અનીતિજનકછે. તેનું ગાણું, સમયાનુકૂળ ન છતાં સાંભળનારને અવળે માર્ગે ચઢાવનારૂં છે. વહુ, દિકરી તથા છોકરાં છૈયાંને વારાંગનાના નાચ ગાયનમાં સામેલ કરવાં, એ હાનિકારક છે. અપવિત્ર કિસબણો પવિત્ર પ્રસંગે હાજર થાય, એ અયોગ્ય છે. પૈસાદારની નકલ સાધારણ સ્થિતિના લોકો કરેછે. તેમને એથી ખરચના બોજામાં ઉતરવું પડેછે. વિદ્વાનો ને અધિકારીઓ આવા નાચ તમાસા કરાવે, અથવા તેમાં સામેલ થાય, તેનું અનુકરણ બીજા લોકો કરે, માટે તેમણે પોતાની રીતભાત બીજાને દાખલો લેવા લાયક રાખવી જોઇએ. તેમણે પોતાને ત્યાં તાયફા બોલાવવાનું, અને બીજાને ત્યાં થતાં નૃત્ય ગાયનમાં જવાનું બંધ કરવું જોઇએ. કદી ગાયનનો શોખ હોય, તો સારા ગવૈયા બોલાવવા, અને તેમના જલસા કરાવવા.

લૌકિક નીતિમાં ભારે બિગાડ કરનાર અને તરૂણોને ખુઆર કરનાર ગુણકાઓ છે. તેમનાં ઘર ગામ વચ્ચે, કે જાહેર રસ્તાઓ ઉપર, કે પ્રખ્યાત ઠેકાણે હોયછે. સરકાર કે શહેર સુધરાઇવાળાએ તેમને એવે ઠેકાણેથી કાઢવી જોઇએ, અથવા લોકોએ તેમને એવા લત્તાઓમાં ઘર ભાડે આપવાં ન જોઇએ. ઠેર ઠેર દારૂની દુકાનોથી જેમ લોકોને ખરાબ થવાનાં નજીકમાં સાધન મળેછે, તેમ વેશ્યાવાડા ભરવસ્તીમાં હોવાથી અનીતિને બહુ ઉત્તેજન મળેછે. લોકોની નીતિમાં વિકાર કરનાર સાધનો જેમ કમી થાય ને દુર રખાય, તેમ કરવાની ફરજ સર્વ સમજુ લોકોની છે. ગણિકાઓએ કેટલાનાં ઘર ભગાવ્યાંછે, કેટલાના પૈસાની પાયમાલી કરીછે, અને કેટલાને હમેશને માટે ભયંકર રોગના ભોગ કર્યાછે, તે સૌના જાણવામાં છે, છતાં તેની સામે સખત ઇલાજ લેવામાં નથી આવતા, એ ખેદકારક વાત છે.

" એક પંથ ને દો કાજ " થાય, એટલે જેથી મોજ શોખ ને આનંદ મળે, તથા ધર્મકાર્ય થાય, એવી યોજનાઓ આપણા પૂર્વજો કરી ગયાછે. વર્ષમાં અનેક જાતના પુષ્કળ તહેવાર કે પર્વ મુકરર થાયછે. કેટલાક તહેવાર ઉપવાસ કરવાના છે. લંઘનનો ઉપયોગ વૈદકશાસ્ત્રમાં જણાવ્યો છે. ઉપવાસને દહાડે મરજીમાં આવે તેવા પ્રકા-

રની ફળાર થઇ શકેછે, તેથી ખોરાકમાં ફેરફાર થતાં પ્રકૃતિને લાભ થાયછે. એવા દિવસ ઇશ્વર ભજનમાં કાઢવાથી આત્માને જે લાભ થાય, તે જૂદો; પરંતુ ઘણા લોકો માત્ર લાંઘો ખેંચી કાઢવાથીજ આત્માનું કલ્યાણ થાયછે, એમ સમજેછે, તે તેમની ભૂલ છે. બીજે દિવસે ચઢતી જાતનાં કે ખાસ જમાણનાં પારણાં થાયછે. કોઇ તહેવારને દહાડે વડાં, ભજીઆં વગેરે તળ્યું તાળ્યું, કોઇ દહાડો કંસાર, કોઇ દિવસ સેવ રોટલી, કોઇ દિવસ શીરોપૂરી, કોઇ તહેવારે તલસાંકળી ને ઘુઘરી, કોઇ ટાણે ખજૂર ને ધાણી ચણા, કોઇ દીન સર્વ વાનીઓ વાસી, કોઇ પર્વે સામો ને નમાર, કોઇ ટાંકણે બાફેલો લોટ, અથવા બાજરી કે ચોખાની કુલર, અને કોઇ સમે દૂધ પૌંઆ ખાવાનું હોયછે. કોઇ ઋતુમાં પતંગો ચગાવવાનો, કોઇ ઋતુમાં ગેડી દડા રમવાનો, કોઇમાં ગુલાલ રંગ વગેરે છાંટવાંનો, મજાક મશ્કરીની છૂટ લેવાનો, તથા મીલો બાંધી સામસામે લઢવાનો, અને કોઇમાં ગરબા ગાવાનો મહિમા ગણાયછે. ગુલાલ રંગને બદલે ધૂળ ને છાણમૂત્ર વપરાય, અને દિયર ભોજાઇ કે તરૂણ સ્રી પુરૂષો લાજ મર્જાદાનો વિચાર છોડી દે, એ ઘણું ખોટું છે. મીલ બાંધીને લઢવાનો રિવાજ લગભગ નાશ પામ્યોછે. એવે વખતે માણસને મરદાની, કે જુસ્સા બતાવવાની, તથા લઢવામાં ચતુરાઇ કે કુશળતા દેખાડવાની તક મળતી, તે નાબુદ થઇછે. ખરી વાત છે, કે કોઇ વાર એથી માણસનાં માથાં ફૂટતાં, કે ક્વચિત્ કોઇ ઘવાતા કે મરણ પામતા. એવા જોખમમાં પડવાનું હાલ આપણને મન થતું નથી. કોઇ ઋતુમાં અમુક જાતનો પોષાક, તો બીજી ઋતુમાં બીજી જાતનો પોષાક પહેરવાની રીત છે. કોઇ મોસમમાં મેળા તો કોઇ મોસમમાં ઉજાણી જવાનું રાખેલછે. કોઇ ઋતુમાં ધનુરમાસ થાયછે, અને કોઇમાં નદિએ જઇ તારા–સ્નાન કરવામાં આવેછે. કોઇ માસ દાનધર્મને માટે છે, તો કોઇમાં શ્રાદ્ધના દિવસ આવતાં લોકોને જમવાના તડાકા ચાલેછે. મેળા ઘણા ઉપયોગી ને આનંદદાયક છે. નગર–ઉજાણી થોડો આનંદ આપતી નથી. અંગ્રેજોની પિકનિક પાર્ટી, તે નગર–ઉજાણી જેવી, કે આપણાં બૈરાંની આમળીપીંપળી

સરખી છે. બૈરાં પોત પોતાને ઘેર અવનવી વાનીઓ બનાવેછે, અને ગામ બહાર કોઇ બાગમાં, કે ઝાડની ગુફામાં જઇ ત્યાં તેઓ જમે છે. એક બીજીની વાનીઓ અદલ બદલ થાયછે, અને ખાવાની તથા ગપ્પો મારવાની મજા પડેછે. પરંતુ આ બધા રિવાજ ભણેલાઓને અને અધિકારીઓને પસંદ પડતા નથી. તેઓ તેમને જંગલી જેવા ગણેછે. તેમને લોકો સાથે સામેલ થવાનું ગમતું નથી, તેથી તેમના બારે દહાડા સરખા જાયછે. આવા દહાડામાં ને વારતહેવારમાં તેઓ તફાવત જોતા નથી. તહેવારને દહાડે સરકાર રજા આપે, તે અધિકારીઓ પડી રહેવામાં, કે ઘેર બેસી ગપાટા મારવામાં, કે પાનાં ટીચવામાં, કે વાંચવા લખવામાં કાઢે. બહુ તો બે ઘડી ફરવા જાય, કે કોઇ મિત્રને ઘેર જઇને બેસે. તેમની સ્ત્રીઓ વળી તેમના કરતાં પણ ઓછા આનંદમાં રહેછે. ધણીઓના વિચારને આધિન થઇ તે બિચારીઓ આખો દહાડો ઘરમાં ભરાઇ રહેછે. તેમને હરવા ફરવાનું મળતું નથી, તેમ તેમનાથી મેળાખેળા, ઉજાણીઓ વગેરેના બહારના લાભ લેવાતા નથી.

વાર તહેવાર શિવાય લગ્નાદિ અનેક પ્રસંગમાં મોજમજાહની ગોઠવણ હોયછે. લગ્ન પ્રસંગે શું શું કરવાનું હોયછે, તે આપણે કહી ગયા છીએ. એવે સમે સારાં સારાં કપડાંલત્તાં ને દરદાગીના પહેરીને મહાલવાનું મળેછે, જમવાના તડાકા ચાલેછે, હાસ્યવિનોદ ને મજાક મશ્કરીઓ થાયછે. બૈરાં ભેગાં મળી ગાણાં ગાય છે, અને તેમની મહેનતના બદલામાં પતાસાં, સોપારી વગેરે મળે છે. લગ્ન થતી વખતે કે થઇ રહ્યાપછી મજાક મશ્કરી હદપાર જાય છે. તરૂણ વહુ દિકરીઓ ટોળે મળી વેવાઈ વેવાણોને ગાળો દેવા મંડી પડેછે, અને એ ગાળો વખતે કાનમાંથી કીડા ખરે એવી ભુંડાળી હોયછે. આવાં ફટાંણા ગાતાં સ્ત્રીઓ લાજ મર્જાદા બાજુએ મૂકેછે. પોતાનાં માબાપ, ભાઇ ભાંડુ કે ધણી નજીકમાં હોય, તેની તેઓ દરકાર કરતી નથી. આ ચાલ ધિક્કારવા લાયક છે. એજ રીતે હોળીના તહેવારોમાં લોકો ભુંડાળા ફાગ ગાયછે, અને ઘેરૈયા ગમે તેવાં બિભત્સ વેણ ઉચ્ચારેછે, બિભત્સ ચેષ્ટા કરેછે, તથા આવતી

જતી સ્ત્રીઓને પજવેછે, તે પણ તિરસ્કારને પાત્ર છે. હાસ્ય વિનોદમાં, મજાક ઠઠ્ઠા કરતાં, કે સાધારણ વાતચીતમાં, ઘણા લોકોને ભીભાળા કે અમર્યાદ શબ્દો વાપરવાની ટેવ હોયછે. એવા કેટલાક શબ્દ એટલા સામાન્ય થઇ ગયા હોયછે, કે તે વાપરવામાં તેમને ખોટું લાગતું નથી, તેમ સાંભળનાર તેની દરકાર કરતાં નથી. વહુ દિકરી કે છોકરાંછૈયાંની સમક્ષ એવા શબ્દ વાપરવાથી તેમને ખોટી ટેવ પડેછે. કેટલીક વાર ગમતની ખાતર છોકરા પાસે માને વહુ કહેવરાવે, કિંવા કંઇ લાલચ આપીને ગાળો દેવડાવે, તે ધિક્કારવા યોગ્ય છે.

મોજ શોખ અને સુખને માટે લોકો ગાડી ઘોડા ને બાગ બગીચા રાખેછે, શોભીતાં મકાન બંધાવેછે, અને મકાનને સુંદર રીતે શણગારેછે. એ સર્વમાં તરાહ અંગ્રેજી દાખલ થઇછે, ને થાયછે. યૂરોપ અમેરિકાના લોકો જ્યારે આપણી બાંધણી ને કોતરકામનાં વખાણ કરેછે, ત્યારે આપણને તેમની ધાટી ગમેછે. ઘર શણગારવામાં પણ લગભગ સર્વ સામાન, અને તેને ગોઠવવાની રીત, વિલાયતી હોયછે. ઘર શણગારવામાં આપણા લોક કંઇ સમજતા નહોતા, એમ કેટલાક કહેછે, અને કારણમાં બતાવેછે, કે તેને માટે આપણી ભાષામાં શબ્દ પણ નથી; પરંતુ એ વાત ખોટી છે. જંગલી લોકો પણ ઘર શણગારવામાં સમજેછે, અને તે પોતાના જંગલી વિચાર પ્રમાણે ઘરને શણગારેછે. આપણી હાજતો થોડી ને સાદી હોવાથી, તથા આપણી બેસવા ઉઠવાની રીતભાત જૂદી હોવાથી, અંગ્રેજી તરેહનો સામાન આપણા ઘરોમાં ન હોય; તથાપિ આપણે જરૂરનો સામાન, તથા ઘરને શોભા આપે એવો સામાન, ભેગો કરીએ છીએ, ને ગોઠવીએ છીએ. ઘર શણગારવાને કાઠીઆવાડના લોકો માંડ કહે છે, અને માંડ માંડવી કહે, ત્યારે તેનો અર્થ ઘર શણગારવું એવો થાયછે. નવી વહુ આવે, ત્યારે તેને જે ખંડ આપવામાં આવે, તેમાં માંડ મંડાય છે. પોતાની સ્થિતિના પ્રમાણમાં એ માંડ એવી હોયછે, કે લોકો તે જોવા જાયછે. એ વાત ખરી છે, કે તેમાં કોચ ખુરશીઓ કે બીજો વિલાયતી સામાન ગોઠવાતો નથી, પરંતુ જે ગોઠવાયછે,

તે સર્વ દેશી, સુંદર ને કીમતી હોયછે. ખાનપાન, પહેરવેશ અને ઘરવાખરાના સામાન ઉપરથી માણસના શોખની કીમત થાયછે. શોખ અને સુખને માટે નોકર ચાકરો રાખવામાં આવેછે. આ બધું જ્યાં સુધી આવકના પ્રમાણમાં થાય ત્યાં સુધી સારૂં છે. ઘણી વાર આવક ઘટયા છતાં માણસ ચાલતું ખરચખૂટણ જારી રાખેછે, અને લપડાક મારી મોં રાતું રાખવા જાયછે. પરંતુ એવું પોલેપોલું કયાં સુધી નભી શકે ? એમ કરવાથી પાસે બે પૈસાની પુંજી રહી હોય, તે પણ ચાલી જાય છે, અને વખતે કરજ કરવાની જરૂર પડેછે. કેટલીક વાર પોતાનો ભભકો બતાવવાને માણસ બહારનો દમામ વધારે રાખેછે, અને હદ ઉપરાંત ખરચ કરેછે.

બીજા હેતુની સાથે મોજ શોખની ખાતર માણસો પ્રવાસ કરેછે, અને મોટા શહેરોમાં કે હવા ખાવાનાં સ્થળોએ જાયછે. કુવાના દેડકા પેઠે એકજ સ્થળે પડી રહેવું સારૂં નથી. પ્રવાસથી અને હવા ફેર માટે જવાથી ઘણા લાભ થાયછે. વેતરૂં તો જન્મ પર્યંત વળગેલું છેજ, પરંતુ જ્યારે અવકાશ મળે, ત્યારે તેમાંથી વિરકત થઇ, સારાં સ્થળોએ થોડી મુદ્દત પણ જવાની જરૂર છે. શરીરની તંદુરસ્તી, મનની વિશ્રાન્તિ, અને બુદ્ધિની ખીલવટ મોજ મજાહની સાથે મળેછે. પોતાનાં સાધનના પ્રમાણમાં આવી જાતનું સુખ ભોગવવું જોઇએ, પરંતુ જેઓ સાધન તરફ કે પોતાના કામ ધંધા તરફ પૂરતું ધ્યાન ન આપતાં વારે વારે છટકવાનું કરેછે, તેઓ લાભને બદલે નુકસાનની કમાણી કરેછે, એમ સમજવું.

કેટલીક પ્રજાઓ કે જાતો શોખીન ગણાયછે. યૂરોપમાં ફ્રેન્ચ લોકો શોખીન મનાયછે. પારીસનો ઠાઠમાઠ જોઇનેજ ત્યાંના લોકોના શોખ વિષે પ્રવાસીની ખાત્રી થાયછે. મુસલમાન લોકો સ્વભાવથી શોખી હોયછે. પારસીઓમાં યૂરોપી શોખ વધવા લાગ્યો છે. હિંદુઓમાં દખણી લોક વધારે શોખી છે. ગૂજરાતીઓમાં કેટલીક જાતો શોખીનના વર્ગમાં મૂકાયછે, પરંતુ બીજી પ્રજાઓને મુકાબલે તેમનો શોખ હદમાં હોયછે. જે પ્રજા શોખીન હોય, તે ઘણુંકરીને

ઉડાઉ અને આળસુ હોય, અને તેથી તેની જોઇએ તેવી ઉન્નતિ થતી નથી. ફ્રાન્સના લોકોએ જર્મનીની સાથેની લઢાઇમાં કેવો માર ખાધો, તે વાંચનારના જાણવામાં હશે. મુસલમાનોની એકંદરે હાલ કેવી સ્થિતિ છે, તે આપણે જાણીએ છીએ. પોતાની પાદશાહત ગુમાવ્યાને હજી દોઢસો વર્ષ પણ પૂરાં થયાં નથી, તે છતાં તેમનો મોટો ભાગ કંગાલિયત હાલત ભોગવેછે. "મળ્યું ત્યારે મીર, ને ન મળ્યું, ત્યારે ફકીર", એવી તેમની રહેણી કરણી છે. મહારાષ્ટ્રની પેશવાઇ પરવાર્યાને આશરે એંશી વર્ષ થયાં છતાં એ દેશમાં કેટલી નિર્ધનતા જોવામાં આવેછે ? મોજ શોખમાં મચી રહેનાર અને તે પાછળ ખૂબ ખરચ કરનાર પ્રજા અધમ હાલતને પહોંચેછે. આપણે જેમ આપણા શોખ વધારીશું, તેમ તે પાછળ વધારે ખરચ કરવું પડશે, અને પૈસા તરફનું નુકસાન થશે. શોખની વસ્તુ નહીં મળે, ત્યારે હેરાનગતિ ભોગવવી પડશે. તેની પાછળ મન પરોવાએલું રહેવાથી કામકાજમાં પૂરતું લક્ષ અપાશે નહીં. શોખ વધારવાથી કેવું પરિણામ આવેછે, તે વિષે એક મારા મિત્રે પોતાના અનુભવની વાતો કહી, તે અંગ્રેજી શોખ ધરાવનારને દાખલા રૂપ થઇ પડશે.

તે મિત્ર પદ્વી મેળવ્યા પછી નોકરીમાં દાખલ થયો. શરૂઆતમાં તેની નેમણુક સાધારણ પગાર ઉપર થઇ. પોતાની સ્થિતિને છાજે એવા ભાડાથી એક ઘર પોતાને રહેવા માટે રાખ્યું. નજીકમાં એક પરગામી શ્રીમંત મિત્રનો બંગલો હતો, તેમાં કેટલાક નકશીવાળા કોચ પડેલા હતા, તેમાંથી બે કોચ વાપરવા સારૂ તેણે માગી આણ્યા. કોચ ઉત્તમ જાતના હતા, પણ તેના પરનું મઢેલું કપડું ફાટી ગયેલું હતું, તેથી તેને ફરીથી મઢાવવા પડયા. જે ખંડમાં કોચ મૂકયા, તે ખંડમાં કંઇ પાથરેલું નહોવાથી કોચની ગોઠવણ સારી ન દેખાઇ, તેથી ભોંયે પાથરવા માટે તેને શેતરંજી લાવવી પડી. પ્રથમ તેણે જાજમ લાવવાનો વિચાર કર્યો, પણ ખારવાની ઝાંખા રંગની જાજમ કોચને શોભશે નહીં, એમ લાગ્યું. શેતરંજી પાથર્યા પછી એકાદ ખુરશીની તથા એક ગોળ મે-

જની જરૂર જણાઈ. આ બધું લાવીને મૂકવામાં આવે, તો પછી તે ખંડમાં લાકડાની દીવી અને દીવેલનું કોડિયું શોભવાનું નહીં. વળી આવી જાતનો સરસામાન રોજ સાફ રાખવા માટે એક ચાકરની જરૂર પડવાની. આ સર્વનો વિચાર કર્યા પછી તે ગભરાયો, અને સમજ્યો, કે માગી આણેલા કોચ મને ગજા ઉપરાંત ખરચમાં નાખશે. તે બંને કોચ પાછા બંગલે મૂકી આવ્યો.

---

## પ્રકરણ ૫ મું.

### જમણવાર.

કમાઈ કમાઈને ભંડાર ભરવાથી માણસના મનનું સમાધાન થતું નથી. અહોરાત મહેનત કરીને પૈસા મેળવવાનું પ્રયોજન શું? પોતાના કુટુંબના પોષણ માટે અને પોતાની આબરૂ જેથી વધે તેમાં ખરચવા સારૂ પૈસા પેદા કરવામાં આવેછે. પોતાના અને પોતાના કુટુંબના ઉદર નિર્વાહ માટે પૈસા મેળવવા, એ હરેક માણસની ફરજ છે, અને યથાશક્તિ સર્વ કોઇ અદા કરેછે. પોતાની કમાણી જો આ કામ પૂરતીજ હોય, તો માણસ બીજાં કાર્યોમાં ખરચ કરી આબરૂ મેળવવાનો વિચાર બાજુએ મૂકેછે; અગર જો તે બાજુએ ન મૂકે, તો મૂર્ખાઇ કરેછે, એમ સમજવું. જેમની કમાણી વધારે હોય, તે પોતાની સમજ પ્રમાણે અને પોતાની શક્તિના પ્રમાણમાં આબરૂ અથવા શોભા મેળવવાનાં કાર્ય કરેછે. એ કાર્ય જ્યાં સુધી પોતાની ખુશીથી, અને પોતાની ઇચ્છામાં આવે તે પ્રમાણે કરવાનાં હોય, ત્યાં સુધી તેમાં વાંધા સરખું કાંઇ નથી; પરંતુ જ્યારે તે કરવાની ફરજ પડે, પોતાની ઇચ્છા ન છતાં કરવાં પડે, અથવા પોતાની શક્તિ કરતાં વધારે ખરચ તે માટે કરવુ પડે, ત્યારે તે વાંધાભરેલાં ગણાય.

માણસને જેમ એકલા રહેવું ગમતું નથી, તેમ તેને એકલા જમવું પણ ગમતું નથી. બે માણસ સાથે જમનાર હોય, તો તેને આનંદ થાયછે. ભાઇબંધ દોસ્તો ને સગાંવહાલાં સાથે જમનાર હોય,

તો વિશેષ આનંદ થાયછે; માટે અમુક પ્રસંગે તેમને આમંત્રણ કરી જમવા તેડવામાં આવેછે. નાત એ સગાંવહાલાં, ભાઇબંધ દોસ્તદાર અને ઓળખીતાનો સમુદાયછે, તેથી ખાસ પ્રસંગે આખી નાત નોતરવામાં આવે છે. નાતને જમાડવી, તેને જ્ઞાતિભોજન, નાતવરો કે વરો કહેછે. કોઇવાર તેને જમણુવાર કહેવામાં આવે છે, પરંતુ તે સામાન્ય શબ્દ છે, અને નાત શિવાય બીજા સમુહને પણ તે લગાડવામાં આવેછે. વાણીઆમાં નાતથી મોટી જમણવાર કરવી હોય, ત્યારે મહાજન, કંઠીબંધા ને શ્રાવકમાં નોકારશી કરેછે. બ્રાહ્મણોમાં ચોરાશી થાયછે. કોઇ પોતાની નાતના અમુક પ્રદેશના લોકોને કે સર્વ પ્રદેશના લોકોને તેડેછેઃ જેમકે લુઆણા મહીરેવા કરેછે, ત્યારે મહી અને નર્મદા નદીની વચ્ચેના પ્રદેશમાં રહેનારા લુઆણાને તેડવામાં આવેછે. કોઇ શ્રીમાન પોતાની નાતના લોકો જ્યાં જ્યાં રહેતા હોય, ત્યાં ત્યાં નાતો જમાડે છે. કોઇ વેપારી ચોટાં જમાડે છે, અને કોઇ શ્રીમાન ઝાંપે ચોખા મુકી આખું ગામ જમાડેછે.

શુભ પ્રસંગે લોકો જમવા જમાડવાનો લ્હાવો લે, અને બીજાં ખરચ કરીને નાત જાતમાં રૂડું જીવે, એ ચહાવા લાયકછે. જમણવારો ચાલે છે, ત્યારે લોકોને કેટલો આનંદ થાયછે ? ગામ પરગામથી લોકો ઘેર આવેછે, કામકાજથી થોડા વિરક્ત થાયછે, કપડાં લત્તાં અને દરદાગીનાવડે શરીર શોભાવેછે, વરઘોડા મિજલસો વગેરેમાં સામેલ થાયછે, ઉંચાં ઉંચાં જમણ જમીને આનંદ પામે છે, અને ગપાટા સપાટામાં વખત ગાળી સંસારનાં સુખ ભોગવેછે. આપણે અહીં વિનોદની અને વાતચિતની મુખ્ય બાબત કહીએ, તો તે સાંસારિકછે; કેમકે ધર્મની કોઇને દરકાર નથી, અને રાજકીય બાબતની કોઇને પરવા નથી.

જમાડવાના પ્રસંગ અનેક છે. શ્રાદ્ધ સમચરી વગેરે ટાંકણે પોતાના પરવાર પ્રમાણે લોકો વાપરેછે; શ્રાવણ માસમાં કે અધિક માસમાં કોઇ વ્રત ઉજવીને, શ્રાવકો ઉજમણું કરીને, કે કોઇ વાસ્તુ કરીને બ્રાહ્મણો તથા સગાંવહાલાંને જમાડેછે; જાત્રાએ જઇ આવ્યા

પછી ગંગાપૂજન વગેરે કરીને પોતાની શુંજાશ પ્રમાણે બ્રાહ્મણોને વગેરેને જમણુ આપેછે; છોકરાંનાં બાળાંબળીઆંને મુંડન કરાવીને, કે તેમની બાધા ઉતરાવીને બ્રહ્મભોજન કરાવેછે; જનોઇ, સુનતા, કે બિસમિલ્લાને ટાણે જમણવાર કરેછે; લગ્નને ટાંકણે નોતર જમાડે છે, અને ઢાળવ્યવહાર, જ્ઞાતિભોજન, કે તેથી પણ વધારે વિસ્તારની જમણવારો કરેછે; અધરણી આવે ત્યારે ઢાળવ્યવહાર કે જ્ઞાતિ ભોજન આપેછે; મરણને સમયે દશા ખવડાવે છે, એક કે વધારે વરા કરેછે, માશિયા કરેછે, વર્ષી, છમાશી ઉપર વધારે વાવરેછે, કે નાત જમાડે છે; વળી આ સમયે કોઇક બ્રાહ્મણોની ચોરાશી પણ કરેછે. બ્રહ્મભોજન ધર્મ નિમિત્તે થાયછે, અને તેની સાથે સગાંવહાલાંને જમવાનું મળેછે. આ ઉપરથી જોવામાં આવશે, કે જમાડવાના પ્રસંગ ઘણા આવેછે, અને તે પાછળ ઘણું ખરચ થાયછે; એ માટે તેમાં ઘટાડો થવાની ઘણી જરૂર છે.

જેમની પાસે મબલક પૈસા છે, તે પોતાની ઇચ્છા પ્રમાણે ગમે તેટલું ખરચ કરે, તેમાં વાંધો લેવાનું થોડું છે. જેમને ઘેર છપન ઉપર ભુંગળો વાગેછે, એવા અમેરિકાના ધનાઢ્ય લોકોએ લગ્ન પ્રસંગે દશ લાખ અને તેથી વધારે ખરચ કર્યાના દાખલા છે. વડોદરાના દિવાન વેણીરામભાઇએ આખું વડોદરૂં જમાડયું હતું, એટલુંજ નહીં, પણ શહેરનાં જનાવરો ભૂખ્યાં ન રહે, માટે કૂતરાં, ગાય, ભેંસો વગેરેને માટે પણ કંસાર બફાવ્યો હતો ! કેટલાક શ્રીમંત લોકો ટાણે ટાણે ગામ કે મહાજન કે કંઠીબંધા જમાડેછે. શુભાશુભ પ્રસંગે રાજા રજવાડા લાખો રૂપીઆ ખરચી નાખેછે. પરંતુ હરેક વાત હદમાં સારી લાગેછે. મોટાનો ચેપ નાનાને લાગે છે, અને તેમને તણાઇ મરવું પડેછે. "લાંબાની વાતે ટૂંકો જાય, તો મરે નહીં તો માંદો થાય", એ કહેવત પ્રમાણે ગજા ઉપરાંત ખરચ કરનારાની વલે થાય છે.

પૂર્વે, જમણવારનો ચાલ ઐચ્છિક હોવો જોઇએ. અમુક પ્રસંગે નાતવરા કરવાજ જોઇએ, એવો લેખી કાયદો કોઈ નાતમાં

હોય, એમ જણાતું નથી;એમ છતાં હાલે ઘણીખરી નાતોમાં અમુક અવસરે જમણવાર કરવાની ફરજ મનાયછે. કોઈ જમણવાર ન કરે, તો નાત તેને પૂછી શકતી નથી, કે તેને તે માટે ઘણુંકરીને સજા કરી શકતી નથી. એ ઉપરથીજ ધારાનો અભાવ છે, એમ સમજાયછે. તો પણ દરેક વ્યક્તિ નાતમાં એવો ધારો છે, એમ કહેછે, અને એ મનાએલા ધારાને કે રૂઢીને જે ન અનુસરે, તેની લોકો વાતો કરેછે, કે નિંદા કરેછે. લોકાપવાદથી લોકો એટલા ડરેછે, કે તેઓ પોતાની શક્તિ ન છતાં પણ પતંગીઆ થઇ પડેછે.

નાતની રૂઢી ઉપરાંત લોકો પોતાના કુટુંબના કે બાપદાદાના ચાલને અનુસરવા યત્ન કરેછે. મારા પિતરાઈએ અમુક જાતનો વરો અમુક પ્રસંગે કર્યો, માટે તેવે પ્રસંગે મારે પણ તેવો અથવા તેથી ચઢીઆતો વરો કરવો જોઇએ. પિતરાઈ કરતાં પોતાની સ્થિતિ હલકી હોય, તોપણ આવી નુકસાનકારી સ્પર્ધા લોકો રાખેછે. બાપદાદાએ મોટા મોટા વરા કર્યા હતા, તેમનું નામ અને આબરૂ જાળવવા માટે તેમના પગરખામાં પગ ઘાલવોજ જોઇએ. બાપદાદાની પાસે ઘણા પૈસા હોવાથી તેમણે કદાચ " ઝાંપે ઝાંપે ઝાલકો નાખી હોય ", કે ગામની ભાગોળ સુધી માંડવા રચ્યા હોય, પરંતુ આપણે આપણી સ્થિતિનો વિચાર કરવો જોઇએ. ઘરમાં " હલ્લાં કુસ્તી કરતાં હશે", તો બાપદાદાની આબરૂ કેમ જાળવી શકાશે ? ભમતના માર્યા લોકો આવાં ખરચ કરવા સારૂ બાપદાદાએ સંપાડેલાં વતન, ઘરબાર, દરદાગીના વગેરે ખોઈ બેસેછે. એથી બાપદાદાનું નામ ડૂબે કે તરે, તેનો કોઇ વિચાર કરતું નથી.

નાતવરાથી જેમ આબરૂ વધેછે, તેમ કૂળ જળવાઈ રહેછે, કે વધેછે, એવી સમજથી લોકો ઘણી વાર તણાઇ મરેછે. માથે આવેલા વરા નહીં કરીએ, તો નાત જાતમાં હોહા થશે, અને કૂળને બટ્ટો લાગશે, માટે તે હરેક રીતે કરવા જોઇએ. સારૂં ખરચ કરનારાના છોકરા ઘોડીઆમાંથી ઝડપાયછે, કેમકે તેણે ઉંચાં ને મોટાં જમણ કરીને નાતમાં પોતાનો શિક્કો વધાર્યો હોયછે. શિક્કો વધા-

રવામાં શક્તિનો વિચાર થતો નથી, એ દિલગીરીની વાતછે; કેમકે જે ઘરમાં " હનુમાન હડિયા કાઢતા હશે, ને ભૂત ભુસ્કા મારતા હશે ", તો ખોટા શિક્કાની માફક એ શિક્કાનો ચળકાટ થોડી મુદ્દત રહેશે, અને આખરે તેમાંથી તાંબુ નીકળી આવશે !

ચાલતા રિવાજથી વિરૂદ્ધ વર્ત્તન કરવાની હિંમત વ્યક્તિથી એકાએક થઇ શકતી નથી. જેઓ વચલા વાંધાના કે ગરીબ હોય, તેમનાથી એવાં પગલાં ભરી શકાતાં નથી, કેમકે તેઓની નિંદા વધારે થાયછે, અને વખતે તેમને સહન પણ કરવું પડેછે. મોટા અને શક્તિવાન લોકો પહેલ કરે, તો તેમને કોઇ પૂછે નહીં, કિંવા તેમને કોઇ નુકસાન કરી ન શકે. એવા લોકોનો દાખલો તેમનાથી ઉતરતી સ્થિતિના લોકો ખુશીથી લેશે. નાતના મોટા ભાગના ભલાની ખાતર મોટા લોકોએ જમણવાર અને બીજા ખરચ કમી કરવાની પહેલ કરવી જોઇએ.

જમણાદિ ખરચ કમી કરવાનો સૌથી સારો માર્ગ નાતના પોતાના હાથમાં છે. રૂઢી વિરૂદ્ધ વર્તવાથી વ્યક્તિને કંઇ ને કંઇ ખમવાની બીક રહે છે,તેથી પોતાની ઇચ્છા છતાં પણ તે કંઇ કરી શકતી નથી. આવા વિચાર નાત સમસ્ત મળીને કરે, અને ઠરાવ નાતશાહી થાય, તો તેનો અમલ સૌ કરે. આમ કરવાથી દરેક વ્યક્તિને લાભ થાય, અને નાત સમસ્તને તરવાનો વારો આવે. વેપાર રોજગાર કમી થતા જાયછે, વર્ષ વર્ષને ખાતાં આવેછે, અને નોકરી ચાકરીમાં માલ રહ્યો નથી. સ્થિતિ આવી છતાં, ખરચ તો વધ્યાજ કરેછે. આવક કરતાં જાવકના નળ મોટા હોય, તો કૂવા તળાવ તો શું, પણ નદીઓ સરખીએ સૂકાય જાય. આ વાતનો વિચાર નાતના લોકોને થતો નથી, એ નવાઇ સરખું છે. કોઇને શંકા થશે, કે ખરચ વધેછે શી રીતે ? મોંઘવારીને લીધે ખરચ વધે, એ વાત તો સ્પષ્ટ છે. પહલાં કોળી ભીલ વગેરે હલકી વર્ણના લોકો મગ-ધાન્ય કે ખીચડીનું જમણ કરતા, તેઓ હવે કંસાર ને ચૂરમાં કરેછે. કણબી લોકો લુલિયું કરતા, એટલે મણ લોટમાં ખશેર પાંચ શેર

ઘી નાખીને આપતા, અને તેને બેતાળું, પિસ્તાળું એવાં મોટાં નામ આપતા. ઘઉંની સુંવાળીઓ કરી તે ઉપર લોટમાં થોડી ખાંડ મેળવીને મૂકતા, અને તેને ખાજાં ને ખાંડ કહેતા ! એજ કણબીઓ હવે ઉપર ઘીનાં ને ખાંડ શાકરનાં જમણ કરતા થયાછે. ગામડાંમાં ને કસ્બાઓમાં ઉપર ઘીનું કે " વાળેલું " જમણ કરી એકાદ શાકથી ચલાવી લેતા; ત્યાં શહેરી જમણ ને કોડીબંધ શાક ભાજીઆં થવા લાગ્યાં છે. ગામમાં જોઇએ તેટલાં કે ચઢિઆતાં શાક ન મળે, તો આગગાડી મારફતે વડોદરા, અમદાવાદ, સુરત, મુંબઇ વગેરે ઠેકાણેથી કાગળ લખીને કે તાર કરીને મંગાવવામાં આવેછે ! જે નાત પહેલાં બસેં રૂપીએ થતી, તેની પાછળ મોંઘવારીને લીધે છસેં અને ચઢતી જાતના જમણને લીધે એક હજાર રૂપીઆ ખરચ થાયછે; એટલે પહેલાંના કરતાં પાંચ ગણું ખરચ વધ્યું છે. જમણવારનું ખરચ વધવાનાં બીજાં પણ કારણો છે. પહેલાં નાતના લોકો હાથો-હાથ રસોઇ કરી લેતા, અને હવે રસોઇઆની મંડળીઓ ( કંપ-નીઓ ) જામવાથી એ કામ પૈસા ખરચીને કરાવવું પડે છે. વરાને માટે લોટ જાઇએ, તે પહેલાં ઢાળ વ્યવહારનાં કે નાતનાં ઔરાં દળી આપતાં. હાલ જ્યાં સંચા ચાલે છે, ત્યાં તૈયાર લોટ લાવેછે, ને બીજે ઠેકાણે તે વેચાથી દળાવેછે. પહેલાં સગાંવહાલાંનાં ઔરાં નાતને માટે ભાત જોઇએ, તેને સારૂ ડાંગેર ખાંડી આપતાં, અને હાલ ડાંગેર વેચાથી ખંડાવે છે, કે બજારમાંથી તૈયાર ચોખા લાવેછે. પેહેલાં નાતના ભાયડા નવમા સુધી બેસણે આવે, ત્યારે તેઓ નાતને માટે પત્રાળાં શીવી આપતા, અને લોકો નાના મોટા એક પત્રાળાથી ચલાવી લેતા. હાલ પત્રાળાં વેચાતી લાવવાં પડેછે, અને તે મોટાં ને ઘણાં વપરાય છે. પહેલાં નાતમાં છાંડીયાની બંધી ચાલતી, અને હાલ છાંડવાથી બિગાડ ઘણો થાયછે. કોઇ પ્રશ્ન કરશે, કે જો કમાઇ ઘટી હોય, અને ખરચ ઘણું વધ્યું હોય, તો લોકો ઉંચાં જમણ કરીજ કેમ શકે ? કમાઈ ઘટી છે, અને ખરચ વધ્યું છે, એ બંને વાતની ખાત્રી તપાસ કરવાથી થશે. બાપદાદાએ વારસામાં મૂકેલા પૈસા ખરચમાં તણાય છે, અને એ રીતે દેશનું ધન કમી થાયછે,

ઘી નાખીને ખાફતા, અને તેને બેતાળું, પિસ્તાળું એવાં મોટાં નામ આપતા. ઘઉંની સુંવાળીઓ ફરી તે ઉપર લોટમાં થોડી ખાંડ ભેળવીને મૂકતા, અને તેને ખાજાં ને ખાંડ કહેતા! એજ કણબીઓ હવે ઉપર ઘીનાં ને ખાંડ શાકરનાં જમણ કરતા થયાછે. ગામડામાં ને કસ્બાઓમાં ઉપર ઘીનું કે " વાળેલું " જમણ કરી એકાદ શાકથી ચલાવી લેતા; ત્યાં શહેરી જમણ ને કોઠીબંધ શાક ભજીઆં થવા લાગ્યાં છે. ગામમાં જોઇએ તેટલાં કે ચઢિઆતાં શાક ન મળે, તો આગગાડી મારફતે વડોદરા, અમદાવાદ, સુરત, સુંબઇ વગેરે ઠેકાણેથી કાગળ લખીને કે તાર કરીને મંગાવવામાં આવેછે ! જે નાત પહેલાં બસેં રૂપીએ થતી, તેની પાછળ મોંઘવારીને લીધે છસેં અને ચઢતી જાતના જમણને લીધે એક હજાર રૂપીઆ ખરચ થાયછે; એટલે પહેલાંના કરતાં પાંચ ગણું ખરચ વધ્યું છે. જમણવારનું ખરચ વધવાનાં બીજાં પણ કારણો છે. પહેલાં નાતના લોકો હાથો-હાથ રસોઇ કરી લેતા, અને હવે રસોઇઆની મંડળીઓ ( કંપ-નીઓ ) જામવાથી એ કામ પૈસા ખરચીને કરાવવું પડે છે. વરાને માટે લોટ જાઇએ, તે પહેલાં ઢાળ વ્યવહારનાં કે નાતનાં બૈરાં દળી આપતાં. હાલ જ્યાં સંચા ચાલે છે, ત્યાં તૈયાર લોટ લાવેછે, ને બીજે ઠેકાણે તે વેચાથી દળાવેછે. પહેલાં સગાંવહાલાંનાં બૈરાં નાતને માટે ભાત જોઇએ, તેને સારૂ ડાંગેર ખાંડી આપતાં, અને હાલ ડાંગેર વેચાથી ખંડાવે છે, કે બજારમાંથી તૈયાર ચોખા લાવેછે. પેહેલાં નાતના ભાયડા નવમા સુધી બેસણે આવે, ત્યારે તેઓ નાતને માટે પત્રાળાં શીવી આપતા, અને લોકો નાના મોટા એક પત્રાળાથી ચલાવી લેતા. હાલ પત્રાળાં વેચાતી લાવવાં પડેછે, અને તે મોટાં ને ઘણાં વપરાય છે. પહેલાં નાતમાં છાંડીયાની બંધી ચાલતી, અને હાલ છાંડવાથી બિગાડ ઘણો થાયછે. કોઇ પ્રશ્ન કરશે, કે જો કમાઇ ઘટી હોય, અને ખરચ ઘણું વધ્યું હોય, તો લોકો ઉંચાં જમણ કરીજ કેમ શકે ? કમાઈ ઘટી છે, અને ખરચ વધ્યું છે, એ બંને વાતની ખાત્રી તપાસ કરવાથી થશે. બાપદાદાએ વારસામાં મૂકેલા પૈસા ખરચમાં તણાય છે, અને એ રીતે દેશનું ધન કમી થાયછે,

પૈસા ખૂટે છે, ત્યારે લોક વતનવાડી, ઘરબાર, દરદાગીના ઘરેણે મૂકે છે, કે વેચેછે. જ્યાં સુધી કોઇ ધીરનાર મળે છે, ત્યાં સુધી કરજ કરીને પણ વરા કરેછે. વરા કરવાની ખાતર લોકો પેટે પાટા બાંધે છે; એટલે ખાવાપીવામાં એટલી કસર કરેછે, કે જેથી તેમનાં બાળ બચ્ચાંની તંદુરસ્તીને નુકસાન થાય છે, અને સુખ શું, તે તેઓ સમજતા નથી. ખરી વાત છે, કે આવી હાલત લાંબી મુદત કે હમેશાં નભી શકે નહીં. પૈસા ખૂટશે, વતન અને ઘરબાર વેચાઇ જશે, દરદાગીના ભોર મૂકાશે, કરજમાં ડુબી જવાશે, અને આખરે જે વાર્યું નથી થતું, તે હાર્યું કરવું પડશે. હમણાં હમણાં કેટલાં દેવાળાં નીકળેછે, કેટલા ઘરબાર વગરના થઈ જાયછે, અને કેટલાને દુઃખના માર્યા દેશ તજી વિદેશમાં જવું પડેછે ? એજ આપણા લોકોની હાલની હાલત બતાવી આપેછે.

"બાપનું બારસું ને બૈરીની અઘરણી એ ફરી ફરીને આવતાં નથી", માટે તે ટાંકણે ગમે તેમ કરીને પણ ખર્ચ કરવુંજ જોઇએ, એવી લોકોની સમજ છે. બારમાને માટે દિકરો હરેક રીતે પૈસા મેળવેછે. અઘરણીને માટે બૈરી પોતાના વહાલા દાગીના અને "સ્ત્રી ધન"ના પૈસા આપવા તૈયાર થાયછે. જો ધણી ન માને તો તે રૂશણું લેછે, અને કંકાસ કરેછે. બાપના બારમાને માટે યત્ન કરતાં પણ જો પૈસા ન મળે, તો નજીકનાં સગાં તેને પૈસા ધીરવા કે મફત આપવા ઉભાં થાયછે; કેમકે જો બારસું રઝળે, તો કુટુંબની ફજેતી થાય, અને નાતમાં મોં કાઢીને બોલવાનો વારો ન આવે. ધણી મરી જાય, અને વિધવાને નિર્વાહનાં પૂરાં સાધન પણ તેણે મૂકયાં ન હોય, તોપણ તેની પાછળ વરો કરવોજ જોઇએ. ધણીના શોકથી સ્ત્રી બિચારી શેકાઇ જતી હોય, રોકકળથી તે અધમોઇ થઇ ગઇ હોય, ગામમાં ઘર કે સીમમાં ખેતર સરખું પણ હોય નહીં, તે છતાં તેને નાત વરાને માટે ત્રેવડ કરવી પડે, એ કેટલું વિપરીત લાગેછે ?

શુભ પ્રસંગે જમણ શોભે, પણ અશુભ પ્રસંગે જમણ સંભવે

પણ કેમ ? મરણ ત્રાહ્યત્રાહ્યનું થયું હોય, અને ઘરમાં લોહીની છોળો વહેતી હોય, તેને ઘેર ઓડું માથું કરી જમવા બેસવાનું ગમે પણ કેમ ? શું એ નિર્દય ને કસાઇના જેવું કામ નથી ? પ્રેતાન્ન ખાવાની શાસ્ત્રથી છૂટ નથી; મરણ પાછળ નાતો જમાડવાનું શાસ્ત્રમાં કહ્યું નથી; આપણી વિવેકબુદ્ધિ એ કૃત્યને સારૂં ગણે નહીં; તેમ છતાં એ દુષ્ટ ચાલ આપણે તજી શકતા નથી, એ આપણી કેટલી નિર્બળતા બતાવેછે ? જે દહાડે દશમું કુટાતું હોય, તે દહાડે નાની નાત કે વ્યવહારના લોક જમવા જાયછે. અગિયારમે બારમે ઘરનાં સૂતકી છતાં નાતવાળા તેમનું જમે છે. સૂતકીને અડીએ તો અભડાઇએ, પણ તેના ઘરના ને તેનાથી સ્પર્શાએલા લાડુ જમવામાં બાધ ન લઇએ, એ કેવો ન્યાય ! લોકો સૂતકીનું ખાઇને પછી નાહી આવેછે, એટલે તેઓ પાક થયા એમ સમજે છે; પરંતુ અન્ન જઇ પેટમાં પડેછે, અને નાહ્યાથી પેટની અંદરની શુદ્ધિ થવાની નથી. એવી નાતો મોટી ઉમ્મરના કે જાત્રાએ જઇ આવેલા કેટલાક જમતા નથી, એથીજ સાબીત થાયછે, કે એ નાતો વર્જવા યોગ્ય છે.

કેટલીક નાતોમાં લગ્ન કરતાં પણ મરણ પ્રસંગે વધારે ખરચ કરવું પડેછે. મરનાર વાડીવિસ્તાર મૂકીને વૃદ્ધ વયે મરી ગયો હોય, અને તેની હાલત ખરાબ ન હોય, તો તેની પાછળ સારૂં ખરચ થવાની લોકો આશા રાખેછે. "સો વર્ષે સાખ પડી, તે છોકરાને ખાવા જડી", એમ તેઓ બોલેછે. દીર્ઘ આયુષ્ય ભોગવ્યા પછી કોઇ મરણ પામે, તો તેને માટે વધારે દિલગીરીનું કારણ નથી, તથાપિ તે કંઇ આનંદનો સમય ન ગણાય. સો વર્ષે મરે, તોપણ માણસ ભાગ્યું છે, કંઇ લાકડું ભાગ્યું નથી; તેથી તેની પાછળ કંઇ આનંદ ઉત્સવ ન થાય. વળી આપણે અડીં ઘરડાં પાછળજ નાત વરા કરવા, એવું કયાં છે ? ગમે તેટલી વયે અને ગમે તે સ્થિતિમાં કોઇ મરણ પામે, તોપણ તેની પાછળ જમાડવાની ફરજ તો ખરીજ. દાટવા લાયક નાની ઉમ્મરનું બાળક કે બાળવા લાયક પણ પરણ્યા વગરનું છોકરૂં મરી જાય, તેની પાછળ ચોથીઉં–કંટવાં–કુંઆરડાં

કરવાં પડેછે, એટલે છોકરાંની નાત જમાડવી પડેછે ( કેટલાંક શહેરોમાં ચોથીઉં ન કરતાં નિશાળના છોકરાને દૂધ પાવછે, કે તેમને ખડીઆ વહેચેછે, તે ચોથીઆ કરતા સારો રિવાજ છે ). જેને હાટડ્યું હોય, તેવા બાળક પાછળ દૂધ ભાતનું ચોથીઉં કરેછે. દૂધમાં પાણી ઝીકવામાં આવેછે, તે ખાઇને વખતે છોકરાં માદાં પડેછે. જેને બાળ્યું હોય, તેવા છોકરા પાછળ શીરો, લાડુ કે સુખડી કરવામાં આવેછે, અને કેટલીક નાતમાં તો તે જમવા મોટી ઉમ્મરના પણ જાયછે ! છોકરૂં પરણ્યું, એટલે તે જાણે પુખ્ત ઉમ્મરનું માણસ બન્યું હોય, એમ માની તેની પાછળ જ્ઞાતિભોજન કરવાનો ત્રાસદાયક રિવાજ છે. દશ વર્ષનો છોકરો મરી જાય, અને આઠ વર્ષની વહુ રાંડે, તોપણ તેની પાછળ નાત જમે, અને મોટી ઉમ્મરનાં માણસ જમવા જાય, એ કેટલું નીચ અને નિર્દય છે ? કેટલીક સમજુ નાતોમાં એવો રિવાજ છે, કે મરનારની જેટલી વય હોય તે કરતાં વધારે વયનું માણસ તેનો વરો જમવા ન જાય. એના કરતાં પણ સારો માર્ગ એ છે, કે મુઆ પાછળ નાત વરા બંધજ કરવા.

સીમંત અને વાસ્તુનું ખાવાની શાસ્ત્રમાં મના છે, તે છતાં તેનો બાધ કોઇ સમજુજ લેછે. સીમંતની નાત કરવાનો રિવાજ ઘણામાં છે. સીમંત એકજ વાર આવેછે, માટે તે પાછળ જો વરો ન થાય, તો પોતાની આબરૂ જાય, એમ સમજી સ્ત્રીઓ હઠ લઇને પણ વરો કરાવે છે. હાથ પહોંચતો ન હોય, તો કરજ કરીને, કે સ્થાવર જંગમ મિલકત વેચી સાટીને, પણ સીમંતની નાત સારૂ પૈસા મેળવવા જોઇએ. જનોઇ ની નાત કેટલાક જમાડેછે, અને કેટલાક પોતાની સંપત્તિ પ્રમાણે ઓછુ વધારે વાવરેછે, પરંતુ દરેક જણને તે માટે કેટલુંક ખરચ કરવું પડે છે. ઉપવિત આપતી વખતે જમણવાર કરવાનું કયા શાસ્ત્રમાં છે ?

લગ્ન એ સૌથી મોરો, આનંદનો ને ધામધુમનો પ્રસંગ ગણાયછે. તે સમયે સર્વ દેશોમા અનેક રીતે નાણા ખરચવામા આવેછે,

પરંતુ આપણા દેશની પેઠે એક પંક્તિએ સેંકડો હજારો માણસોને પોતાની ગમે તેવી સ્થિતિ હોય, તોપણ જમાડવાની ફરજ કે ઘેલાઇ બીજા દેશમાં સામાન્ય નથી. કેટલીક નાતોમાં જ્યેષ્ઠ પુત્રી કે પુત્ર પાછળ વરો કરવાની ફરજ મનાયછે. બીજાં છોકરાં પાછળ નાત કરવી, કે સગાં જમાડવાં, તે ઘરધણીની મરજી ઉપર છે; એમ છતાં પણ કેટલાક તણાઇ મરીને બીજાં છોકરાંના લગ્ન વખતે નાતો જમાડવા ઉભા થાયછે. અવસર આવે, ત્યારે પુલણજી થવું, અને પોતાની સ્થિતિ ધ્યાનમાં ન લેવી, એ અવિચારનું કામ છે. બે ઘડીની નિંદાથી ડરીને, કે બે ઘડીની પ્રશંસાથી લોભાઇને, લાંબી મુદ્દતને માટે, કે હમેશને માટે, દુઃખી થવું એ ડહાપણ ભરેલું ન કહેવાય. કેટલીક નાતોમાં આવે ટાણે વરો કરવાની ફરજ ન છતાં પણ કોઇ કોઇ પતંગીઆની પેઠે કૂદી પડેછે, અને બીજાઓને ખોટો દાખલો આપેછે. કોઇ કોઇ એવા નીકળેછે, કે અમુક વરો કરવાનો નાતે પ્રતિબંધ કર્યા છતાં તે કરેછે, અને નાતનો બંધ તોડેછે. પોતે જથાવાળો હોય, તો નિયમના ઉલ્લંઘન માટે નાતથી તેને સજા થઇ શકતી નથી. એકે રિવાજ તોડયો, તેનો દાખલો બીજા લેછે, અને કેટલીક નાતોનો બંધ તૂટી જાયછે.

કેટલાંક શહેરોમાં અને કેટલીક નાતોમાં જમણવારની ફરજ સમજવામાં આવતી નથી. બાપનું બારસું રખડે, તેની કોઈ પરવા કરતું નથી. સીમંતની નાત ન થાય, તોપણ હરકત લેવાતી નથી. પોતાની હાલત સારી ન હોય, તો જ્યારે હાલત સારી થાય, ત્યારે રહેલો વરો કરેછે. કોઇ કોઇ વાર પાંચ પચીશ વર્ષ વીત્યા પછી વરા થાયછે, અને કોઇ વાર રહ્યા હોય, તે બિલકુલ થતા પણ નથી. કોને ઘેર કયો વરો બાકી છે, તેની કોઇ નોંધ રાખતું નથી, કે તેની કોઇ ટીકા પણ કરતું નથી. ગામડાંમાં ને કસ્બાઓમાં આથી ઉલટો પ્રકાર જોવામાં આવેછે. કંઇ ખાસ કારણે કોઇની નાત રહી ગઇ હોય, તો નાતના લોકો વારેવારે તેના મોં ઉપર કે તેનાં સગાંવહાલાંને કહી બતાવેછે. દક્ષણી લોકોમાં પાંચ પત્રાળીએ પણ લગ્ન થઇ શકે, એમ કહેવાયછે. તેમનામાં જ્ઞાતિભોજનનો રિવાજ નથી.

પૈસાદાર લોકો ગમે તેટલાં માણસ નોતરે, એ વાત જૂદી છે, પરંતુ ઓછું ખરચ કરવું હોય, તો સારી સ્થિતિના માણસ પણ ગમે તે ગામે જઇ લગન કરી આવેછે. આ રીતિ સ્તુતિપાત્ર અને અનુકરણું કરવા જેવી છે. ગૂજરાતના લોકને તો ગમે ત્યાં રહેતા હોય, અને ત્યાં લગ્ન કરવાની સોઇ હોય, તો પણ લગ્નાદિ પ્રસંગ ઉપર પોતાને વતન આવવું જોઇએ, અને પોતાની નાત જમાડવીજ જોઇએ. જમાડવાની સાથે એથી બીજી પણ ઘણી હરકતો દેશાવરી લોકોને ભોગવવી પડેછે.

કેટલીક વાર લોકો કહેછે, કે ખાવું ખવડાવું, એ તો ઉછીના વ્યવહાર છે. આપણે અબોટિયાં ને દરકાગીના પહેરીને બીજાને ઘેર હક તરીકે પાટલો માંડીએ, તો આપણે ઘેર અવસર આવે, ત્યારે બીજાને જમાડવાની આપણી ફરજ છે. આ વાતમાં દેખીતી કંઇ સત્યતા છે, પરંતુ એને આગળ લંબાવીએ, તો જેવું જમણ આપણને બીજા જમાડે, તેવુંજ જમણ આપણે તેને આપવાની પણ ફરજ છે. જો આપણે હલકું જમણ કરીએ, તો ઉછીના વ્યવહાર બરાબર વળી ન રહે. નાતમાં બધા સરખી સ્થિતિના હોય, તોજ ઉછીના વ્યવહાર તેઓ બરાબર વાળી શકે. ગરીબ અને તવંગર જ્યાં સુધી એકજ નાતમાં હશે, ત્યાં સુધી સર્વ વ્યક્તિઓ સરખી રીતે ખરચ કરી શકવાની નથી. વાળી ખાળીને હિસાબ સમજવાની ફરજ કોઇ નાત સમજતી નથી. ઘણી વાર લોકો કહેછે, કે નાત કોઇને બારણે બેઠી નથી. જમણવાર એ નાતને તો માત્ર એક દિવસનું વાળું છે. આવા કથનનો લાભ લે તો કેવું સારૂં?

જમણવારના લાભ લોકો કેવા બતાવેછે, તે જોઇએ. જ્યાં નાતનો જથ્થો મોટો હોય, ત્યાં લોકોને વર્ષમાં પાંચ સાત મહીના જમવાનું પરવડેછે, એટલે તેમનું વાર્ષિક ખરચ ઘણું કમી થાયછે. આ લાભ બતાવતી વખતે લોકો "ઉછીના વ્યવહાર" ની વાત ભૂલી જાયછે. પોતાને ઘેર વરો આવશે, ત્યારે કેટલું ખરચ થશે, તેનો વિચાર તેઓ કરતાં નથી. જે નાતમાં પાંચ સાત માસ ખાવાનું મળે, તે નાત જમાડવી પડે, તો સાધારણ પક્ષે પાંચસેં રૂપીઆ

ખરચ લાગે. જે માણુસ વિસ્તારી હોય, તેને ત્યાં દર ત્રણ ચાર વર્ષે એક નાત આવે, તેથી તેનું વાર્ષિક ખરચ આશરે દોઢસો રૂપીઆ પડે. પાંચ સાત મહીના જમવાનું મળવાથી દોઢ સો કરતાં ઓછું ખરચ થાય, ત્યાં સુધી તેમાં લાભ નથી, એ સ્પષ્ટ છે. ગરીબ સ્થિતિના લોકો, જેઓ પોતાનું ગુજરાન દોઢનો બમેં રૂપીઆમાં ચલાવતા હોય, તેમને તો આથી ખોટ છે, એમ સમજવું. ચઢતી સ્થિતિના લોકોને ચઢતી જાતનો વરો કરવો પડે, તેથી તેમને પાંચસેં કરતાં વધારે ખરચ પડે; અને પારકે ઘેર જમવાથી તેમને માત્ર વાળું જેટલોજ ઉગારો પડે, કેમકે તે ગરીબની પેઠે ટ કેટંક ખેંચી કાઢી ન શકે. તેથી તેમને પણ જમણવારથી લાભને બદલે નુકસાન છે. જેઓ નમારસુંડા છે, કિંવા ગરીબ સ્થિતિની વિધવાઓ છે, અથવા જેમને નાતવરા કરવાના પ્રસગજ આવનાર નથી, તેમને પારકે ઘેર જમવાનું મળવાથી લાભ છે ખરો, પરંતુ નાતમાં એવા ઇસમોની સંખ્યા બહુ થોડી હોયછે. ગરીબ ગુરબાંને મદત આપવાની ગોઠવણ નાત તરફથી સહેજ થઇ શકે એવી છે, માટે તેમના થોડા લાભની ખાતર આખી નાતે સોસવું, એ બરાબર નથી.

નાતના ફાયદા બતાવવા માટે કેટલીકવાર જણાવવામાં આવે છે, કે લોકો પોતાને ઘેર સારૂં જમણ કરી શકતા નથી, તેથી નાતોમાં સારાં સારાં જમણ જમવાનો તેમને લાભ મળેછે. પકવાન્ન અને તરેહ તરેહનાં શાક ભજીઆ ઘેર કરીને ખવાય નહીં; કદાપિ કરે, તોપણ ઉદાર મનથી સરસામાન વપરાય નહીં, તેથી નાતના જેવી સરસ રસોઇ થઇ શકે નહીં. જેમને આછું પાતળું ખાઇને દહાડા કાઢવા પડે છે, તેમને નાતનું જમણ વસાણારૂપ થઇ પડેછે. નાતવરા ન કરવાથી દર વર્ષે રૂ. ૧૫૦ ની કિફાયત થાયછે, એ એ વાત ઉપર જણાવી છે. એ રકમનો પોણો ભાગ પણ જો ઘેર સારાં જમણ કરવામાં વાપરે, તો બસ થાય; નાતનાં ઉંચાં મિષ્ટાન્ન સ્વાદિષ્ટ હોવાથી વધારે ખાવાનું મન થાયછે, તેથી તે શરીરને ફાયદાને બદલે નુકસાન કરે છે. એના કરતા શરીરને પુષ્ટી આપે,

અને જીભને પણ સ્વાદ આપે, એવો ખોરાક ઘેર ઓછા ખરચે થઇ થઇ શકે. કઢાઇઆની દાળ ખાવાની કેટલાકને એવી લાલચ પડેછે, કે તેમને પરગામ સારી કમાણી મળતી હોય, તોપણ તે વતન છોડી પરગામ જતા નથી, એટલુંજ નહીં, પણ વખતે લાજ શરમ મૂકી ઘેલાઇઆમાં જમવા જાયછે. ઘેર કપાસીઆ જેટલું પણ ઘી ખાય નહીં, અને નાત કરવાનો વખત આવે, ત્યારે ઘેલાળ બને. માંખ મારીને નીચોવનાર વાણીઆને ઘેર વરો આવ્યો, ત્યારે ઘીની તાંબડીને વહુનાં પગની ઠેસ વાગવાથી તે ઢળી ગઇ. પંગત વચ્ચે આવો બનાવ બનેલો જોઇ વાણીઓ કહે, બેટા ! ઘી ઢળ્યું, તેની ફિકર નહીં, પણ ઘાલમાં તેથી ભીનું થયું, માટે તે ઉપર એક બે ટોપલા ખાંડ પાથરીને કોરૂં કરી નાખો !

જમણવાર વિષે કેટલીક બીજી વાતો કરવાની બાકી રહેછે. જે ગામોમાં જમવા માટે વાડીઓ નથી, તે ગામોમાં, તથા જ્યાં વાડીઓ છે, ત્યાં કિંચિત્ ખરચ ને મહેનતનો બચાવ કરવા માટે લોકો મોહોલ્લાઓમાં કે સરિયામ રસ્તા ઉપર નાતો જમાડેછે. બંને ઘાલની પાછળ ખાળકુંડીઓ અને સંડાસની ગંધ આવ્યા કરેછે. રસ્તાને વાળી ઝુડીને જોઇએ તેવા સાફ કરવામાં આવતા નથી. બૈરાં છોકરાંની પહેલી ઘાલ બેઠી હોય, તો ભાયડાઓ માગ રાખવા માટે બૈરાંની પાછળ ઝઝુમીને ઉભા રહેછે. પીરસવાનો તાલ ન હોવાથી કે ટેવને લીધે બૈરાં છોકરાં બુમરાણ કરી મૂકેછે. પીરસનાર સાથે ઓળખાણ હોય, તેને ઝટ ને જોઇએ તે કરતાં પણ વધારે પીરસાયછે. કોઇને ભાત પીરસાય ત્યાં સુધી બીજાને પૂરા લાડુ વગેરે પણ આવ્યા ન હોય. કોઇ જમીને હાથ ધુએછે, ને ચાલતી પકડેછે, તો કોઇ ભાત દાળ માગ્યા કરેછે. એવી સ્થિતિમાં ભીખારૂની ધાડ લૂટી પડેછે. ભીખારીમાં વાઘરી રાવળીઆ ઉપરાંત ઢેડ ચમાર પણ દાખલ થઇ જાયછે, અને આખી નાતને અભડાવી મારેછે, એટલુંજ નહીં. પણ વખતે કોઇનાં પંચપાત્ર પણ તે તાણી જાયછે. ગધેડાં ને કુતરા બિલાડાં પણ પતરાળાં ચાટવા મંડી જાયછે. પતરાળાં ઉપાડયાં કે મજૂર કે હજામ કે જમનારા પોતે જમીને

સહેજસાજ વાળેછે. જમીન પર એઠવાડ પડયો હોય, અને માંખો બણબણ કરતી હોય, તોપણ ત્યાં ભાયડાઓની પંગત બેસેછે. લોકોને આભડછેટ અને ગંદવાડના વિચાર થતો નથી, એ નવાઇ છે; પણ નાત ગંગાનો પ્રવાહ ગણાયછે, અને પવન વડે સૌ પવિત્ર થઇ જાય છે ! જમનારા જાણે ધાડ પડવાની હોય, તેમ ઉતાવળે ખાઇ નાખેછે. જો કાંઇ ચીજ ખૂટવાની બૂમ આવી, તો તે બમણું ત્રમણું ભાણામાં લઇ રાખેછે, અને ન ખવાય તેટલું છાંડેછે. ઘરધણીને એથી કેટલો બિગાડ થશે, તેનો કોઇ વિચાર કરતું નથી. કીંમતી વાનીઓ છૂટથી પીરસાય, અને શાક ભાજીઆંની કોટડીને તાળાં વાગે ! જમતી વખતે ઘણી લઢાઇઓ શાક તરકારીને માટે થાયછે. દક્ષણી લોકો સ્વચ્છ જગામાં જ્યારે રાંગોળી પૂરીને, અગરબત્તીઓ સળગાવીને, અને પાટલા માંડીને ઠાઠમાઠથી જમવા બેસે છે, ધીમાશથી નિરાંતે જમે છે, તથા શાક ભાજીઓ ઉપરાઉપરી પીરસેછે, ત્યારે આપણી જમણધાડમાં તેથી ઉલટોજ પ્રકાર જોઇએ છીએ. પહેલાં આપણે અહીં પણ જમવાની જગાએ છંટકાવ થતા, મોટાં ને સારાં પતરાળાં વપરાતાં, ઠંડે પેટે નિરાંતે જમાતું, કોઇ ન આવ્યું હોય, તો તેને માટે રહા જેવાતી, બધું પીરસાયા પછી થાલનાં તમામ માણસો શરૂઆત કરવાને તૈયાર છે એમ માલમ પડે, ત્યારે ઇશ્વરની કે ઇષ્ટ દેવની ' જે ' બોલાય, તે પછી જમવાનું ચાલતું થતું. શાક વગેરે ફરી ફરીને પીરસતાં સર્વ જમી રહે, ત્યારેજ ભાત નિકળતો, અને બધાં હાથ મોં ધોઇને એક ચિત્ત (તૈયાર) થાય, ત્યારેજ સૌ ઉઠીને ઉભા થતા. ઘણી વાર આપણે પહેલાંના સારા ચાલ છોડી દઇએ છીએ, અને ખોટા ને ખરાબ ચાલ નવા પાડતા જઇએ છીએ. પહેલાં કોઇ ઠેકાણે છેવટ " ઉનની " થાલ બેસતી, એટલે નાતના આગેવાનો, ગૃહસ્થો અને વૃદ્ધ માણસો સૌથી છેલ્લા બેસતા, તે એવા ઇરાદાથી કે ઘરધણીને ત્યાં કંઇ ખૂટે તો બૂમ ન પડે; એટલુંજ નહીં, પણ વખતે નાતના આગેવાન કેટલીક રસોઇ પોતાને ઘેર તૈયાર રાખતા, અને ઘરધણીને ત્યાં ખૂટે, ત્યારે તે મંગાવી લેતા. જ્યાં આગેવાન આવા ઉદાર

દિલના ને આશ્રય આપનાર હોય, ત્યાં તેમને નાતના લોકો પૂજ્ય સમજી માન આપે, અને તેમની આજ્ઞા માને, તેમાં શી નવાઇ ? ઉતની ઘાલ માટે ઉંની રસોઇ થતી, તેથીજ તેનું એવું નામ પડેલું છે. નાતનું ચુંથેલું તેમને પીરસાતું નહીં, કેટલીક વાનીઓ તેમને માટે અલગ રાખવામાં આવતી, અને પીરસતી વખતે તે ઉંની કરવામાં આવતી. તેમને વળી કઢેલાં દૂધ પીરસાતાં; અને શીતળ જળ મળવા માટે, માટીના કોરા ઘડા પાણીથી ભરી રાખવામાં આવતા. આવા ઠાઠમાઠ હાલમાં આપણે કવચિતજ જોઇએ છીએ. નાતને માટે ખાસ વાડીઓ કરાવી તેમાં બેસવા માટે પાટલા પાટીઆ રાખવામાં આવે, અને કપાસીઆથી ભરેલાં માટીનાં કોડીઆંને બદલે સારી રોશનાઇ કરવામાં આવે, તો જમવાના આનંદમાં વધારો થાય.

જમણવારોનું લખલૂટ ખરચ કમી કરવા માટે કેટલીક નાતો વાળા વખતે બંદોબસ્ત કરેછે, પરંતુ તે પૂર્ણ વિચારથી, હમેશ નિભે એવા, અને ફળદાયક નિવડે એવા કરવામાં આવતા નથી. એક ઠેકાણે સૂતકના બાધથી કે બીજા કારણથી મરણ પાછળ તેરમાની નાત તે દિવસે ન કરતાં પંદરમા પછી ગમે ત્યારે કરવાનો ઠરાવ થયો. પરિણામ એ થયું, કે તેરમું ખાલી ન જાય, માટે તે દિવસે મણ બે મણનું વાવરવું પડે, તેનું ખરચ વધ્યું, અને પંદરમું વીત્યા પછી તુરતજ નાત કરવાની રીત ચાલી. બીજે ઠેકાણે ખરચ ઘટાડવાને ઇરાદે એવો બંધ બાંધ્યો કે કોઇએ નાતમાં ઉપર ઘી પીરસવું નહીં. આથી પરણ્યાની કે મુઆની સર્વ નાતમાં વાળેલા લાડુજ થવા લાગ્યા. વારેવારે લાડવા ખાવાથી કંટાળો આવે, અને વરાના જમણનો આનંદ ઓછો થાય, એ વાત તો જાણે બાજુએ મૂકીએ, પરંતુ વાળેલા લાડુમાં લોકો ઉપર ઘીની વાનીઓ કરતાં પણ વખતે વધારે ઘી નાખવા લાગ્યા, તેથી ખરચમાં બચાવ કરવાનો ઇરાદો પણ પાર ન પડયો. આના કરતાં અમુક અવસરની નાતોજ ન કરવી, અથવા ઘણી નાતો કરતા હોય, તે ઓછી કરવી, એવો બંધ બાંધ્યો હોય, તો ખરચમાં ઘટાડો

થાય, અને સારાં નરસાં જમણ કરવાની રીત ચાલુ રહે. વળી નાત કરવાની ફરજ નાતવાળા તરફથી નથી, એવું સ્પષ્ટ ઠરાવવામાં આવે-જ્યારે જેને સવડ આવે, ત્યારે તેને નાત કરવી હોય તો કરે, અને જે નાત ન કરે, તેની કોઇ અદગોઇ કરશે, તો નાત તેને પૂછશે, એવો બંધ બાંધવામાં આવે-તો તેથી લાભ થયા વિના ન રહે. એડાવાળમાં આખી નાત જમાડવાનો રિવાજ નથી. સૌ પોતપોતાની "આંટ" જમાડેછે, અને વ્યવહાર એટલા ઓછા રાખેછે, કે આંટનું જમણ ઘણીવાર તપેલાંથી તૈયાર થઇ શકેછે. મુઆ પાછળ "ખમણાં" ભાગેછે, તે સૌ એક દહાડે ભંગાયછે, તેથી કોઇને ઘેર મણ અધમણ, તો કોઇને ઘેર બશેર પાંચ શેર વાવરવાથી પતી જાયછે. વિવેકની ખાતર નોતરાં આખી નાતમાં દેવાય છે. "જીવો ને જીવાડો", એ કહાણી એમનામાં ચાલેછે, અને ઢાળ વ્યવહાર વધારતી ઘટાડતી વખતે તે લાગુ થાયછે. શ્રીમંત લોકો હોય, તેજ માત્ર કોઇ વાર આખી નાતની જમણવાર કરેછે. આ બાબતમાં એડાવાળોનો દાખલો બીજી નાતોએ ગ્રહણ કરવા સરખો છે.

---

## પ્રકરણ ૬ હું.

### અવસર ઉપરનાં બીજાં ખરચ.

શુભાશુભ પ્રસંગે જમણ ઉપરાંત બીજાં ઘણાં ખરચ કરવાં પડેછે. પ્રથમ આપણે લગ્નની વાત કરીએ. લગ્ન ઉપર કેટલીક નાતોમાં વડી પાપડ વહેચવાનો ચાલ છે. મોટી નાતોમાં વડી પાપડ વખતે આઠ મણ દશ મણનાં કરવાં પડેછે. ખરચ કરતાં કઠાકૂટ એટલી ભારે છે, કે લોકો તેને બદલે હાલ ખાંડનાં વડી પાપડ કરેછે. કેટલીક નાતોમાં ગણપતિ સ્થાપના વખતે નાતમાં કે મહાજનમાં નાળીએર લહાયછે, અથવા કોઇમાં વરઘોડામાં આવનારને નાળી-એર આપેછે. કોઇ ખરાં નાળીએરને બદલે ખાંડનાં નાળીએર વહેચે છે. લગ્ન વખતે ખારેક, ટોપરાંને સોપારી વડે વેવાણોના ખોળા ભર-

થામાં આવેછે, અને બીજી બૈરીઓને પણ તે વહેંચવાં પડેછે. કેટલીક નાતોમાં એ ચીજોનું વજન દશ બાર મણ થાયછે. પૈસાદાર હોય, તે નાતમાં, ચોખળામાં કે મહાજનમાં તાંબા પીતળનાં વાસણનું "લાણું" કરેછે. વરકન્યાને સગાંવહાલાં તરફથી "ખાવું" એટલે મગજ કે દળના લાડ-લાડુ કે બજારમાંની મીઠાઇ આપવાનો રિવાજ છે. જથાવાળાને ત્યાં એ ખાવું એટલું બધું આવેછે, કે તે બગડી જાયછે, કે સોંઘે ભાવે વેચી દેવું પડેછે. લગ્ન પ્રસંગે કેટલાંક લુગડાંલત્તાંને દરદાગીના નવા કરાવવામાં આવેછે, ઘરબારને રંગવા ધોળવાનું કામ ચાલેછે, માંડવા રચાયછે, રોશનીને માટે ગોઠવણ થાયછે, ટકોરખાનાં બેસેછે. વાજાં વાગેછે, વરઘોડાને માટે દારૂખાનું લેવાયછે, મશાલોની ગોઠવણ થાયછે, અને વરઘોડો દીપી ઉઠવા માટે અનેક જાતનાં વાજાં, પાખરવાળા ઘોડા, ગાડીઓ, પાલખીઓ, હાથીઓ, બંદુકો છોડનારા આરબો વગેરે મેળવાયછે. કેટલીકવાર શણગારેલા ઘોડા વગેરેનાં ભાડાં ઘણાં વધી જાયછે, અને વરઘોડા પાછળ પુષ્કળ ખરચ થાયછે. કદી લગ્ન દિવસનું કે ગોરજ હોય, તોપણ રાત્રે વરઘોડો ચઢાવવો જોઇએ; કેમકે તે વગર તે સારો દીપે નહીં. "વાણીઆ વરઘોડે" એવી કહેવત છે, એટલે વાણીઆ વરઘોડા પાછળ ઘણું ખરચ કરેછે. અને બીજી નાતોવાળા પણ તેમની નકલ કરેછે. કન્યાદાનમાં આપવા માટે ખાસ દાગીના કરાવવા પડેછે. પહેરામણી કે પલ્લા વિષે આપણે પાછળ વાત કરી ગયા છીએ. કન્યાના મામાને મોસાળું કરવું પડેછે. કન્યાના બાપને ઉબેતર કરીને કે માટલું પૂરીને વેવાઇ તરફનાંને માંડવો પહેરાવવો પડેછે.

લગ્ન અને બીજે પ્રસંગે અનેક જાતનાં દાપાં આપવાં પડેછે. ઘોડાની નાથ ઝાલીને, લૂણ ઉતારીને, ઓતરઠા બેસીને, કે બારણું વાસીને વરની બહેનો ને ફોઇઓ દાપાં લેછે. પરણેતર કરાવવામાં ગુંથાએલા બ્રાહ્મણો ચાંલ્લા કરાવીને ખાસ દક્ષણા માગેછે. ગોર એ સમે મોટી રકમની આશા રાખેછે. કેટલીક વાર પાંચ પચીશ રૂપીએ પણ તે રીઝતા નથી. દરજી, માળી, કુંભાર, હજામ વગેરે પોતાના

લાગા માણસની સ્થિતિ જોઇને વધારે ઓછા માગવાની હઠ કરેછે. ભેગા થએલા બ્રાહ્મણોને ભુરશી ( દક્ષણા ) વહેંચાયછે. ઓચ્છવ કીર્તન કરનારાને અમુક રકમ આપવી પડેછે. ઇષ્ટદેવ તથા ગુરૂ તથા બીજાં મંદીરોના લાગા લેવાયછે. હાથેવાળા સારૂ ગુરૂને ખાસ બોલાવ્યા હોય, તો તેમને સારી રકમ આપવી પડેછે. ગામઠી મહેતાજીઓ છોકરાઓને છૂટી અપાવવા આવેછે, અને રૂપીઓ બે રૂપીઆ પઠાવેછે. પાટીદાર રજપૂત વગેરેમાં ભાટચારણાદિ માગણોને દેણગી આપવી પડેછે. સીમંત વખતે બેનના માબાપ મામેરૂ વસ્તારે છે, અને પોતાની સંપત પ્રમાણે રૂ. ૩૧) થી માંડીને ત્રણસેં રૂપીઆ સુધી ચાંલ્લો કરેછે. બેનને માટે ખાસ કપડાં કરાવવાં પડે, તે જૂદાં. લગ્નાદિ પ્રસંગે બ્રાહ્મણોમા યજ્ઞ યાગાદિ કરીને ઘણા પૈસા ખરચાયછે.

મરણ સંબંધી કેટલોક ખરચ આપણે પાછળ ગણાવી ગયા છીએ. મરનાર વૃદ્ધ હોય, તો કાણે આવનારને લાડુ બંધાવવા પડેછે, લૂગડાં પહેરાવવાં પડેછે, કે રોકડ આપવું પડેછે. જમાઇઓને પાઘડીઓ બંધાવવી પડેછે. છોકરાઓને તેમના સસરા પાઘડીઓ બંધાવેછે. છોકરીઓને શોક મૂકવા માટે ઘેર બોલાવવી પડેછે, અને કપડાં કરાવવાં પડેછે. કારટીઆ સરામણનું દાપું લેછે. એક વર્ષ સુધી "મેળો" આપવો પડેછે, કે એક માણસને જમાડવું પડેછે. એક વર્ષ સુધી ગોરને ત્યાં કે પીંપળે પાણીનું બેડું રેડવું પડેછે, કે તે બાબતના પૈસા આપવા પડેછે. દરેક મરનાર પાછળ પુણ્ય (દાન) કરવું પડેછે, અને તે પાછળ મરનારના મોભા પ્રમાણે નાની મોટી રકમ કાઢવી પડેછે. સજ્જા પૂરીને ગોરને સારી કીમતનો સરસામાન એટલે પલંગ, તળાઇ, ઉસીકા, પહેરવાનાં કપડાં, દરદાગીના વગેરે આપવાં પડેછે. મરનાર સ્ત્રી હોય, તો તેના માબાપને "છાબડી" આપવી પડેછે; અને ગોરણીઓ જમાડવી પડેછે. ગોરણીઓ નિમિત્તે વખતે બે ચાર મણનો લાડુ વરેછે.

ઉપર જણાવેલાં કેટલાંક ખરચ નાનાં હોયછે, અને કેટલાંક ખરચ ગરીબ લોકો નાના પાયા પર કરેછે, તથાપિ સર્વ ખરચનું

એક'દર કરીએ, તો રકમ મોટી થાયછે, અને તે પોતાની સ્થિતિ પ્રમાણે સર્વને ભારે પડેછે. એમાંનાં કેટલાંક ખરચ કાઢી નંખાય, કે કમી કરી શકાય, એમ છે. અમદાવાદના લોકોએ વરઘોડા પાછળનું ખરચ ઘણું કમી કરી નાખ્યુંછે, તેનો દાખલો બીજા ગામવાળાએ લેવો જોઇએ. ઘણા ઘોડાને બદલે થોડા ઘોડાથી પણ વરઘોડા નીકળી શકે. બહુ દારૂખાનું છોડી પૈસા ઉપર દેવતા મૂકવો તેના કરતાં થોડા દારૂખાનાથી નભી શકે. ઘણાં વાજાં ને તાસાં કરતાં એકાદ સારૂં વાજું બસ થાય. ખેડાવાળનો વર એકલી દરજીની ભુંગળથી પણ પરણી શકેછે! મોટા ને કીમતી માંડવા કરતાં, નાનો ને શોભીતો માંડવો બાંધ્યો હોય, તો ચાલી શકે. લગ્ન દિવસનું હોય તો પછી વરઘોડો રાતે કાઢવાની કંઇ જરૂર નથી. એમ કરવાથી રોશની ને દારૂખાનાના ખરચનો બચાવ થાય. દક્ષણી લોકો બનતા સુધી દિવસનાં મુહુર્ત રાખેછે, અને આપણા લોકો તેવું મુહુર્ત આવતું હોય, તો તે રાતે વરઘોડો કાઢવાની ખાતર બદલવા ચાહેછે!

શુભાશુભ પ્રસંગે ચાંલ્લો ને બારશ–દુઃખવટો કરવાનો ચાલ છે, તે સારો છે. તે અંગ્રેજી પદ્ધતિનાં પ્રોવિડંટ ફંડની ગરજ સારેછે. ખરચ કરનારને એથી સારી મદત મળેછે. આપણે અહીં ચાંલ્લા કે બારશમાં એક બે રૂપીઆ આપવાનો ચાલ હતો. હમણાં હમણાં એ રકમ વધતી ચાલી છે. વર્ષમાં ઘણે ઠેકાણે ચાંલ્લા કરવાના પ્રસંગ આવેછે, તેથી મોટી રકમ આપવાનો રિવાજ એકંદરીએ ભારે પડેછે. વડોદરા વગેરે ઠેકાણે દક્ષણીઓનું જોઇને ગૂજરાતીઓમાં પોષાક આપવાનો પ્રચાર ચાલેછે; એ રીત પસંદ કરવા જેવી નથી; કેમકે આવેલા પોષાક વેચવા જતાં પૈસા ઓછા ઉપજેછે, અને પોષાક આપનારને ખરીદવા જતાં પૈસા વધારે આપવા પડેછે, તેથી નુકસાન બંનેને થાયછે.

---

## પ્રકરણ ૭મું.

### દાન ધર્મ.

આત્માના કલ્યાણને માટે કે પેલે ભવ પામવાની સમજથી આપણા લોકો અનેક રીતે દાન ધર્મ કરેછે. અભ્યાગતને બારણેથી પાછો ન કાઢતાં ચપટી ચાંગળુ જે મળે તે આપવું એવો શાસ્ત્રીઓ બોધ કરેછે. બીજાના દુઃખમાં ભાગ લેવો, અને તેને યથાશક્તિ મદત કરવી, એ માણસ માત્રની ફરજ છે. આપણા લોકો માણસને મદત કરેછે, એટલુંજ નહીં, પણ પ્રાણીઓને પણ મદત કરેછે. ગાયને માટે ગમાનક કાઢે છે, અને કૂતરાંની ચાટમાં કાંઇ વધ્યું ઘટ્યું નાખી આવેછે. કૂતરી વીઆય, ત્યારે તેને કંસાર ખવડાવેછે, અને કીડીઓને દરે લોટ ભભરાવે છે. કબુતરોને માટે પરવડીઓ અને ખોડાં ઢોરને માટે પાંજરાપોળો કરાવેછે. ઉનાળામાં વટેમાર્ગુ-ઓને માટે જેમ પાણીની પરબો મંડાવેછે, તેમ પશુ પક્ષીઓને માટે પાણીના હવાડા ને કુંડાં ભરાવેછે.

દાન ધર્મને માટે લોકો ઉપજનો દશાંશ કે અમુક ભાગ જૂદો કાઢે છે. એ શિવાય વેપાર ઉપર કે શુભાશુભ પ્રસંગે દાન ધર્મને માટે અનેક જાતના લાગા લેવાયછે; જેમકે પાંજરાપોળ માટે, પરવડી માટે, અમુક મંદીર કે મંદીરો માટે, ઇષ્ટદેવને કે ગુરૂને માટે વગેરે. આ શિવાય ભરભીખારૂં બારણે આવે, તેને વધ્યું ઘટ્યું, કે મુઠી દાણા, કે ચપટી લોટ આપવામાં આવે, તે જૂદો. આ ઉપરથી જણાશે કે આપણે દાન ધર્મ કરવામાં સારી રકમ ખરચીએ છીએ, અને આપણા લોકોમાં એ વૃત્તિ એટલી સામાન્ય છે, કે તેવી બીજા દેશોમાં ભાગ્યેજ જોવામાં આવેછે. એ વાત ખરી છે, કે આપણને બીજા લોકોની પેઠે દેખાડો કરતાં આવડતો નથી, કે તેમ કરવું ગમતું નથી. આપણા ધર્મમાં ગુપ્તદાનનું વધારે પુણ્ય ગણ્યું છે, તેથી પુણ્યની પ્રસિદ્ધિ કરવી, એ યોગ્ય પણ નથી. બીજાની પ્રશંસાને માટે કે જગતમાં કીર્ત્તિ મેળવવા માટે પુણ્ય કરવું, એ તેનો અધમ પ્રકાર છે.

આપણા શાસ્ત્રમાં સુપાત્રે દાન કરવાનું કહ્યું છે. સુપાત્ર કોને ગણવો, તેની સમજમાં હાલ બહુ ફેર પડી ગયેલોછે. બ્રાહ્મણ એ ઉંચ વર્ણનો હોઇ તેને લોક કલ્યાણનાં કાર્યમાં ભગ્યા રહે વાનુંછે, માટે તે સુપાત્ર ગણાય. તેને પોતાનો કાળ અધ્યયન કરવા કરાવવામાં ગાળવાનો હોવાની તે વેપાર વણજ કરીને પોતાનો નિર્વાહ કરી ન શકે, માટે તેને પોષવામાં પુણ્ય છે. પરંતુ જે બ્રાહ્મણો પોતાનું કર્ત્તવ્ય કરતા નથી, બીજાની પેઠે વેપાર વણજ કરીને પૈસા પેદા કરેછે, અને વખતે મફતનું મળવાથી આડે માર્ગે ચાલેછે, તે છતાં પણ તેમને સુપાત્ર ગણવા, એ યોગ્ય લાગતું નથી. તેમની પાસે પુષ્કળ પૈસા હોય, તો તેમને દાન આપવામાં લાભ શો ? તમે કોઇ બ્રાહ્મણને પૈસા આપો અને તે બદફેલીમાં વાપરે, તો તમને પુણ્ય થશે કે પાપ ? ભિક્ષુક બ્રાહ્મણો ભીખ માગવી, એ પોતાનો પેશો સમજેછે, અને તેથી તેઓ પોતાનું કર્ત્તવ્ય કરતા નથી, અને બીજા ઉદ્યમ ધંધા પણ લેઇ બેસતા નથી. તેમને દાન આપવાથી આપણે આળસને ઉત્તેજન આપીએ છીએ, એવું ઠરેછે. એજ રીતે આપણી દાન વૃત્તિનો લોકો ખોટો લાભ લેછે, અને દેશમાં નિર્ધનતા વધેછે. લોકો કહેછે, કે “ આ સમયમાં વેપારી ને ભીખારીની ખોટ નથી. ” વેપાર ઘટવાથી અને વેપારીની સંખ્યા વધી પડવાથી વેપારીઓને જેમ ભટકવું પડેછે, તેમ વગર મહેનતે મફતનું ખાવા મળવાથી, ભીખારીઓનાં ટોળેટોળાં ભટકતાં આપણા જોવામાં આવેછે. સંતસાધુ, જોગી વેરાગી અને ગોસાંઇ ફકીરની સંખ્યા અતિશય વધી પડી છે. રાતે ખાતર પાડે, કે દિવસે કોઇ આઘું પાછું થાય, તો જાસુસ લઇને ચાલતી પકડે, એવા વાઘરી કોળી વગેરે મોટાં ટીલાં તાણી સાધુનો વેષ લઇ માગવા નીકળેછે. ભીખ માગવાથી પેટ ભરાશે, જાણી અનેક લોકો કામ ધંધો છોડી દઇ ભીખવા નીકળેછે. સંસારથી કંટાળે, કે કામ ધંધો થઇ ન શકે, ત્યારે લોકો જોગી, વેરાગી કે નાનકશાઇ થઇ જાયછે, અને ભીખને માટે ભટકતા ફરેછે. અમાસ બારશે કે નિત્યની ભીખ માગનારા

બ્રાહ્મણોની સંખ્યા થોડી નથી. 'વિદ્યાર્થીના આશીર્વાદ' કરી ભીખ માગનારા બહુ આવેછે. ટેલ નાખનારા, ચાંલ્લા કરનારા, પાર્થીવ-કરનારા, પૂજા કરનારા, અખાડાઓમાં રહેનારા, માતા કાઢનારા, જોષ જોનારા, કાવડવાળા, તેલીઆ, રાવળીઆ, ભર્થરી, એક તારો વગાડનારા વગેરે અનેક જાતના વેષમાં માગનારા એટલા બધા આવેછે, કે લોકો કાયર કાયર થઇ જાયછે. એ લોકો દાતારની શ્રદ્ધા મૂકાવેછે. કુપાત્રના મોટા જથામાં થોડા સુપાત્ર હોય, તે પણ પેટ પૂરતું મેળવી શકતા નથી.

બારણે ચઢેલાને પાછો ન ઠેલવો એવા ઇરાદાથી, જે આવે તેને આપવામાં સુપાત્રનો નિયમ સચવાતો નથી. કુપાત્રને દાન-આપવાથી ઉલટા પાપના સરીગત થવાયછે. જેને તેને દાન આપવાથી આળસને ઉત્તેજન અપાયછે, અને દેશમાં નિર્ધનતા વધેછે. એટલા માટેજ વિલાયત જેવા દેશોમાં ભીખારીઓને માટે કાયદો હોયછે. ત્યાં અહીંની પેઠે ઉઘાડી રીતે ભીખ માગી કે આપી શકાતી નથી. જે સશક્ત હોય, તેણે મહેનત મજુરી કરીને પેટ ભરવું જોઇએ. જેઓ અપંગ હોય, મહેતન મજુરી કરી ન શકે એવા હોય, કિંવા જેમના ધંધા પરમાર્થના હોઇ ઉદર પોષણ માટે કાંઇ સાધન ન હોય, તેમને દાન આપવું, એજ સુપાત્રે દાન છે, અને એથીજ ખરૂં પુણ્ય થાયછે. ભીખારીઓ જેમ બને તેમ ઓછા કરવા જોઇએ, અને તેનો માર્ગ એજ છે, કે દાન કરવામાં વિવેકનો ઉપયોગ કરી નલાયકને પાછા કાઢવા.

પરાપૂર્વથી ચાલતી સંસ્થાઓ અને પૂર્વકાળની સ્થિતિ ઉપર નજર રાખીને દાન આપવાના જે માર્ગ બંધાયાછે, તે માર્ગે લોકો દાન ધર્મ કર્યે જાયછે, પરંતુ જેમ જમાનો બદલાયછે, તેમ સંસ્થાઓ અને સ્થિતિમાં ફેર પડેછે. તેથી દાનધર્મના માર્ગમાં પણ તે પ્રમાણે ફેરફાર કરવાની જરૂર ઉત્પન્ન થાયછે. બાળરક્ષક ગૃહ, કે અનાથ આશ્રમની સંસ્થા નવી નીકળીછે, અને તે જરૂરની છે, માટે તેને પણ મદદ આપવી જોઇએ. હાલની કેળવણીના બંધારણમાં 'વિદ્યા-

ર્થીના આશીર્વાદ' કહી લોટ માગવાનું કે કેટલેક ઘેરથી થોડું થોડું રાંધેલું ( માધુકરી ) માગી લાવી પેટ ભરવાનું ચાલી શકે તેમ નથી, તેથી વિદ્યાર્થીઓને ભણવાના સામાનની મદદ કરવી, તેમના નિર્વાહ માટે શિષ્ય-વૃત્તિઓ સ્થાપવી, કે તેમને માટે વીશીઓ કાઢવી, એ પુણ્યનું કામ છે. માટે દાન ધર્મ માટે કાઢેલી રકમમાંથી કેટલોક ભાગ તે પાછળ પણ ખરચવો જોઇએ. વાંચવા માટે પુસ્તકશાળાઓ કાઢવાથી વિદ્યાને ઉત્તેજન મળેછે, માટે પુસ્તકશાળાઓને મદદ કરવી, એ પુણ્યનું કામ છે. વિદ્યાને ઉત્તેજન આપવું, એ પુણ્યનું કામ આપણે અહીં અસલથી મનાએલુંછે, અને તેથીજ વિદ્યાર્થીઓને લોટ આપવામાં કે જમાડવામાં આવતા, તથા લેખી પુસ્તકોની નકલો કરાવી તેમને વહેંચવામાં આવતી. પોતાની નાતની કે હરકોઇ જાતની અનાથ વિધવાઓ, નિરાશ્રિત બાળકો, કે અપંગ લોકો, જેઓથી કામ ધંધો થઇ ન શકે, કે ભીખ માગી ન શકાય, તેમને મદદ કરવી, એ બ્રાહ્મણને દાન આપ્યા કરતાં ઓછા પુણ્યનું કામ છે, એમ કોણ કહી શકશે ? દરદીઓને માટે દવાખાનાં સ્થાપી તેમના દુઃખનું નિવારણ કરવું, એ શું ઓછા પુણ્યનું કામ છે ? ગરીબ લોકો ઔષધનું કે દાક્તરને વારે વારે બોલાવવાનું ખરચ કરી શકતા નથી. પહેલાં વૈદ્ય લોકો ગરીબની દવા મફત કરતા, પરંતુ હવે તેઓ પણ દવાના તથા જવા આવવાની મહેનતના પૈસા લેતા થયાછે, તેથી તેવા લોકો ઔષધ વગર, અને વૈદ્ય દાક્તરની મદદ વગર, હેરાનગતિ ભોગવેછે.

હવે આપણે આપણી અસલની ચાલતી આવેલી પુણ્ય કરવાની રીતિ વિષે વિચાર કરીએ. કોઇ પૈસાદાર નસંતાન હોય, તે પોતાની પુંજીનો કેવો ઉપયોગ કરવો, તે વિષે મરતા અગાઉ મૃત્યુપત્ર કરી જાયછે. તેમાં જણાવેછે, કે અમુક રકમો અમુક સગાંવહાલાં તથા ચાકર નોકરને, અમુક રકમ પોતાના ગુરૂને, અમુક રકમો અમુક મંદીરો ખાતે, અમુક રકમ સદાવ્રત કાઢવા, અમુક રકમ પાંજરાપોળ ખાતે, અમુક રકમ પર્વડી ખાતે, અમુક નદી તળાવના ઘાટ બાંધવામાં કે દુરસ્ત કરવામાં, અમુક રકમ કુવા વાવ કરવામાં,

અમુક રકમ નાતમાં ઉત્સવ કરવા સારૂ, અને અમુક રકમ પોતાની ઉત્તરક્રિયા તથા જ્ઞાતિભોજન ને લાણાં કરવામાં વાપરવી. આ બધા માર્ગ ખોટાછે, એમ ન કહેવાય. સગાંવહાલાં ને ચાકર નોકરને સારૂ પોતાના સંબંધ કે સ્નેહની ખાતર કે તેમણે ઉઠાવેલી નોકરી માટે રકમો કાઢવી, એ યોગ્ય છે. પોતાના ગુરૂને કે મંદીરોમાં પૈસા આપવા, એ અયોગ્ય નથી; પરંતુ તે પાછળ હદ ઉપરાંત નાણાં લોકો આપી જાય, તો તે વાંધા પડતું ખરૂં. હજારો, લાખો ને વખતે કરોડો રૂપીઆ ગુરૂઓ પાસે થાય, તેનો ઉપયોગ શો ? ગુરૂઓ ગમે તો ઘરબારી હોય, તોપણ તેમની સ્થિતિને છાજે એટલા પૈસા મળે, તો બસ થાય. તેમણે શા માટે રાજાઓના ઠાઠમાઠથી રહેવું જોઇએ ? એવા પૈસા ઘણી વાર ભંડારોમાં નકામા પડયા રહેછે, કે તેમનો દુરપયોગ થાયછે. મંદીરોની પુંજી બાબત ઘણી વાર વાંધા ઉઠેછે, અને ફરિયાદો સરકાર દરબારે ચઢતાં નાણાં લાંચ રૂશ્વતમાં વપરાયછે, વકીલોને ધીકેળાં થાયછે, અને સેવકો મનસ્વી રીતે નાણાંની અફરાતફરી કરેછે. મંદીરોનાં નાણાં એ સાર્વજનિક મિલકત છે; તેના રક્ષણ માટે લોકો તરફથી કે સરકાર તરફથી યોગ્ય ઇલાજ લેવાતા નથી, એ દિલગીરીની વાત છે. સરકાર તરફથી એ નાણાંના રક્ષણ માટે કાયદો થવાની જરૂર છે. સિલકમાં ઘણાં નાણાં હોય, તો તેના વ્યાજમાંથી અનેક પરમાર્થનાં ને લોકોપયોગી કાર્ય થઇ શકે, એમ છે. ગુરૂઓ પાસે ઘણું ધન હોવા છતાં તેનો કિંચિત્ ભાગ પણ તેમના સેવકોને ઉપદેશ આપવામાં કે તેમના ધર્મનું રહસ્ય જણાવવામાં વપરાતો નથી. હિંદુ ધર્મ, તત્વજ્ઞાન અને શાસ્ત્રનો લોપ થવા માંડયોછે, તે પાછળ આવાં નાણાં વપરાય, તો કેટલો લાભ થાય ? સરકારી નિશાળોમાં ધર્મની કેળવણીનો અભાવ હોવાથી ઉછરતી પ્રજા ધર્મજ્ઞાનથી વિમુખ રહેતાં તે નાસ્તિક, સંશયી કે અન્ય ધર્મને ચહાનારી થાયછે, તો ધર્મગુરૂઓ ને મંદીર-મઠાધિપતિઓ શા માટે ધર્મનું જ્ઞાન અપાય, એવી શાળાઓ કાઢવા માટે યત્ન ન કરે ? ગરીબો, વટેમાર્ગુઓ કે ખરા સાધુસંતને અન્ન આપવા માટે સદાવ્રત કાઢવાં, એ સારી વાત છે; પરંતુ તેનો

કેટલો ખોટો ઉપયોગ થાયછે, તે આપણે જાણીએ છીએ. ધુતારા, વેષધારી અને ભામટાઓ તેનો વધારે લાભ લેછે, અને એથી આળસને અને દુર્ગુણને ઉત્તેજન મળેછે. પ્રાણીઓને માટે પાંજરાપોળો અને પર્વડીઓ ઉપયોગી છે, અને તે તરફ ખાસ કરીને શ્રાવકો અને બીજા હિંદુઓ પોતાનું લક્ષ આપેછે, તે સારી વાત છે. પરંતુ આપણી જેવી પ્રાણી ઉપર દયા ખાવાની ફરજ છે, તેવી અને તે કરતાં પણ વધારે ફરજ માણુસોના કલ્યાણને માટે શુભ કાર્યો કરવા તરફ આપણે અદા કરવાની છે; એટલે એક વાત ઉપર વિશેષ લક્ષ રાખીને બીજી મહત્વની વાતો ભૂલી જવી નથી જોઇતી. ઘાટ બંધાવવા ને નવાણુ કરાવવા પાછળ હિંદુઓ ઘણું ખરચ કરેછે, તે જોઇને અંગ્રેજોને તથા કેવળ અંગ્રેજી વિચાર ધરાવનારને આશ્ચર્ય લાગેછે, અને તેને માટે તેઓ વખતે ટીકા પણ કરેછે. પરંતુ હિંદુસ્તાન જેવા ઉષ્ણુ દેશમાં પાણીની કીમત કેટલી છે, તેનો વિચાર ઠંડા દેશમાં રહેનારાથી, કે જેમને અનુભવ થયો નથી તેમનાથી, બરાબર રીતે થઇ શકે નહીં. પાણીની કંઇ કીમત ન છતાં પાણી પાવાનું મોટું પુણ્ય આપણે અહીં મનાયું છે, કેમકે ઉષ્ણુ દેશમાં માણુસ અન્ન વિના કલાકના કલાક રહી શકે, પણ પાણી વિના કંઠે કાચકી પડી હોય, તો બે ઘડી પણ નભી શકાતું નથી. ગઇ સાલના દુકાળમાં અન્ન કરતાં પાણી વિના પ્રાણીઓની ઘણી ખરાબી થઇ હતી. વગડાઓમાં કુવા વાવ બંધાવવાથી પંથીઓને કેટલું સુખ થાયછે ? આગગાડી નહોતી, તે વખતે લોકોને પગ રસ્તે મુસાફરી કરવી પડતી. પાણીની સવડ રાખવાની જરૂર એટલી મનાતી, કે " દોરી લોટો ને છરી, તેની મુસાફરી ખરી " એવી તેને માટે કહેવત ઉત્પન્ન થઇછે. અતિ તૃષાથી પ્રાણુને ધોકો લાગવા સરખું હોય, તો અત્યંજનું પાણી જમીનમાં ખાડો ખોદી તેમાં રેડાવી પીવાની પરવાનગી શાસ્ત્રકારો આપેછે, તે ઉપરથી પાણીની અગત્ય વિશેષ સમજાએલી છે, એમ સિદ્ધ થાયછે. નવાણો જેમ પ્રાણીને ઉપયોગી છે, તેમ તે ખેતીવાડીના કામને બહુ જરૂરનાં છે. આ વાતની ખાત્રી સરકારને પણ થવા લાગીછે. નદી તળા-

વના ઘાટ બાંધવાથી નહાનાર ધોનારને તથા પાણી વહી જનારને લાભ થાયછે. પરંતુ આવાં કામો પાછળ હદ ઉપરાંત ખરચ કરવું, અને એ કરતાં વિશેષ ઉપયોગી કામો તરફ નજર ન નાખવી, એ બરાબર નથી. નાતના ઉત્સવ, ઉત્તરક્રિયા, જ્ઞાતિભોજન, લાણાં વગેરેમાં પણ કમી ખરચ કરી બીજાં તે કરતાં સારાં કાર્યોમાં વધારે દ્રવ્ય વાપરવું જોઇએ. કેટલાક પોતાની સર્વ પુંજી એકજ મંદીરમાં કે એકજ ધર્મકાર્ય માટે આપી જાયછે, જે મંદીર તેની રકમ ન આવવાથી ભૂખે મરવાનું, કે હેરાન થવાનું ન હોય, તેને તે રકમ આપવાથી વિશેષ પુણ્ય નથી. એક મહારૂદ્ર કે એવા કોઇ એકજ કાર્યમાં સર્વ પૈસા આપી દેવાથી જેટલું પુણ્ય થાય, તેના કરતાં તે પૈસા અનેક ધર્મ માર્ગમાં ખરચવાથી વધારે પુણ્ય થાય. જે કાળે દેશને જેની વિશેષ અગત્ય હોય, તે કાળે તેવા કામમાં પૈસા આપવાથી વધારે ફળ થાયછે. દુકાળના વખતમાં સંખ્યાબંધ છોકરાંને માબાપ ભૂખે મરતાં ને રખડતાં મૂકીને ચાલ્યાં જાયછે; તેવાં છોકરાં ભૂખથી મરી જાયછે, કે અન્ય ધર્મીઓને હાથ જઇ વટલેછે. તેમનું રક્ષણ કરવા કે તેમને પોતાના ધર્મમાં જાળવી રાખવા કયા ધર્મગુરૂઓ, આચાર્યો કે મંદીર–મઠાધિપતિઓ નાણાં ખરચે છે ? અન્ય ધર્મીઓ તે વખતે જેટલું કરેછે, તેટલું પણ તેમનાથી થતું નથી, એ શોચનીય છે. સુધરેલા દેશોમાં હુન્નરકળાની કેળવણી માટે કે અમુક દેશહિતના કામ માટે પોતાની લાખો રૂપીઆની પુંજી લોકો આપી દેછે, તેવું કાર્ય કરવાને કોઇકજ આર્ય બહાર પડેછે.

બ્રાહ્મણોને જમાડવાના અને દાન દક્ષણા આપવાના એટલા બધા પ્રસંગ ઠરાવેલા છે, કે જાણે તેમણે કેવળ પોતાના સ્વાર્થને માટેજ દાન ધર્મનું બંધારણ બાંધ્યું હોય એવી શંકા ઉત્પન્ન થાય. કયા કાર્યમાં બ્રાહ્મણનો ખપ નથી પડતો, અને કયા કાર્યમાં તેને લાભ નથી મળતો ? હરેક સંસ્કારમાં બ્રાહ્મણ જોઇએ. લગ્નમાં તેને મળતર મળેછે, અને મરણ સમયે પણ તેને બખ્ખાં થાયછે; અમાસ બારસે તે ખરો અને હરેક પર્વણીએ પણ તે હાજર હોય; વ્રત ઉદ્ય-

વવામાં તે જોઈએ, અને દેહના કલ્યાણમાં તેની જરૂર ખરી; શ્રાવણ માસમાં તેના ભાવ વધારે, અને મળ માસમાં તેની કીમત સૌથી વધારે હોય; સુખમાં તેની અગત્ય ને દુઃખમાં પણ તેની જરૂર પડેછે. હિંદુઓ ઉપર બ્રાહ્મણોનો બોજો અસહ્યછે. તેમ છતાં તેથી તેમની પોતાની હાલત સુધરવાને બદલે બગડીછે. " ભીખનાં હાંલ્લાં શીકે ચઢતાં નથી", એ કહેણી ખરેખરીછે.

---

## પ્રકરણ ૮ મું.

### કરજ.

ઉપલાં પ્રકરણમાં જે અનેક જાતનાં ખરચ બતાવ્યાં છે, તે પોતાની સ્થિતિનો વિચાર ન કરતાં જેઓ ફૂલણજી થઈને ફરેછે, તેઓને કરજદાર થવાની જરૂર પાડેછે. વેપાર રોજગારને માટે યોગ્ય હદ સુધી કરજ કરવામાં વાંધો નથી. કુટુંબના પોષણને માટે કરજ કરવાની ફરજ પડે, તેનો ઇલાજ નથી. વડિલો કરજનો વારસો મૂકી જાય, તેને માટે માણસ નિરૂપાય છે. પરંતુ જેઓ ઉડાઉપણાથી કે માન શોભા મેળવવા માટે કરજના ખાડામાં પડે છે, તેઓ હાંસીને અને ધિક્કારને પાત્ર થાયછે; અને તેઓ પોતે દુઃખી થાયછે, એટલુંજ નહીં પણ પોતાનાં બાળબચ્ચાંને દુઃખના દરિયામાં ડુબાવી દેછે.

કરજ એ ભયંકર ચીજ છે. એનો બોજો અસહ્ય છે, અને તે દિવસે દિવસે વધતો જાયછે. 'કરજનું વ્યાજ માણસને મારી પાડેછે. " એક રામે લંકા લીધી, તો સોળ રામ ( દોકડા ) શું ન કરે ", એવી કહેવત ચાલેછે. વ્યાજનું વ્યાજ, જેને આપણે ચક્રવૃદ્ધિ કે દીવાળીઆદી વ્યાજ કહીએ છીએ, તેના વેગને ઘોડા પણ પહોંચી શકતા નથી. દોકડાને વ્યાજે એક રૂપીઓ સો વર્ષ સુધી રાખીએ, તો વ્યાજ મુદ્દલ સાથે તેના સુમારે બ્યાશી હજાર રૂપીઆ થાયછે ! " બાર વર્ષે બમણા " થાય, એવું તો નૈરાં છોકરાં પણ બોલે છે;

પણ તેની જે અસર મન પર થવી જોઇએ, તે અસર ઘણાના મન પર થતી નથી.

"અણીઆને કણીઆ" સુખે સુવા પામતા નથી. કરજદારને ચેન પડતું નથી. લેણદાર વારેવારે તગાદા કરેછે, તેમને પૈસા આપતા નથી, ત્યારે તેઓ મનમાં આવે તેમ બોલેછે, અને તેથી લોકોમાં ફજેતી થાયછે. વારંવાર ઉઘરાણી કર્યા છતાં, પણ જ્યારે લેણદારને પૈસા મળતા નથી, ત્યારે તેઓ ફરિયાદ માંડેછે. અદાલતથી હુકમનામું થયું, એટલે ઘરબાર જપ્ત થઇ હરાજ થઇ જાયછે, કે કેદમાં જવાનો વખત આવે છે. કરજ વધી પડવાથી ઘણી વાર આબરૂદાર લોકોને દેવાળાં કાઢવાં પડેછે. મોટા મોટા વરા કરીને કે પોતાળપણું દાખવીને બે ઘડીને માટે મેળવેલી શોભા નાશ પામે છે, આબરૂના કાંકરા થઇ જાય છે, અને હેરાનગતી વેઠવી પડેછે.

નાણાં આપી શકાય એવી સ્થિતિ ન હોવાથી કરજદારને જુઠા વાયદા કરવા પડેછે, કે ખોટા માર્ગ પકડવા પડેછે. ફરિયાદ વખતે જુઠું બોલેછે, જુઠા પુરાવા આપેછે, અને મુદ્દત વગેરેની હરકતો બતાવી દાવો રદ થાય, એવી તજવીજ કરેછે. કરજને મુદ્દતનો બાધ નડે, એવું આપણું શાસ્ત્ર નથી. કરજ તો આઠમાં આઠ અવતારીને અદા કરવું પડે, એવી આપણી સમજ છે. જેમ મિલ્કતના ભોક્તા વારસો થાયછે, તેમ કરજના જવાબદાર વારસો થાયછે, એમ આપણે માનીએ છીએ. આ સમજ અને આ માનવું સકારણ છતાં આપણે કરજના પંજામાંથી છુટી જવા સારૂ ધાનત બગાડીએ છીએ. દેવાળું કાઢવાનો પહેલાં કોઇને પ્રસંગ આવે, તો તેને માથે વ્વાનળ તૂટી પડયું છે, એમ મનાતું. એથી તેની સાત પેઢીને લંછન લાગતું, માટે બનતા સુધી લોકો દોકડે પૈકે દેવું પતાવી વાને યત્ન કરતા, અથવા તેવી હાલત ન હોય, તો સર્વ માલમિલ્કત લેણદારોને આપી દીધા પછી જેટલું કરજ રહે, તેટલાની ફારકતી કાઢી આપતા. આજની પેઠે માલમિલ્કત છુપાવીને, કે બીજાને લખી આપીને, લેણદારોને રોવરાવવાની, કે "લા" લેવાની

ધાનત કોઇને થતી નહીં. દેવાળું નીકળે, ને લોકના કાળી રાતે કાઢી આણેલા નાણાં ડુબે તો ભલે, પણ આપણા ગાડી ઘોડા, અને આપણા મોજ શોખ કાયમ રહેવા જોઇએ, એવી મતિ પહેલાં લોકોની નહોતી. માથે ઋણ હોય, તો મરતી વખતે જીવ ઘુંટાયા કરે, અને છોકરા દેવું આપવા માટે જળ મૂકે, ત્યારેજ શાન્તિથી પ્રાણ દેહત્યાગ કરે, એવા દાખલા આજે બનતા આપણે જોતા નથી.

ઉધાર ઉછીનું લાવવાંથી કેવું નુકસાન થાયછે, તે વિષે પૂર્વે કહેવામાં આવ્યું છે. ઉધારે લાવવું એ કરજ કર્યાની બરાબર છે. ઉધારે આણેલા માલ માટે કેટલીક મુદ્દત સુધી વ્યાજ આપવું પડતું નથી; તથાપિ એ પ્રમાણે આણેલો માલ મોંઘો મળેછે, તેથી વખતે વ્યાજ કરતાં પણ વધારે નુકસાન ખમવું પડેછે. ગરીબ અને અજ્ઞાન લોકોને શાહુકારો તેમનાં ખાતાના હિસાબ કરતી વખતે ઘણી વાર ઠગેછે, કેટલીક વાર રકમો ગેબ કરેછે, કે ખોટી ઉમેરેછે, સરવાળા ખોટા ગણેછે, કે વ્યાજ વધારે મૂકેછે. "સોળ પંચ્યાં ખ્યાશી ને બે મૂકયા છુટના, એટલે બાકી રહ્યા એંશી", એવી ગણત્રીઓ ગણાયછે. પોતે ઘરાકને ઓછું ઘાલી આપે, અને ઘરાકનું હોય, તે વધારે પડાવી લે. ઘરાકને ત્યાંથી સોજો ને સારો માલ પરખાય, અને ઘરાકને આપવો હોય, તે માલ પાતળો પોચો ગમે તેવો અપાય; અને તેથીજ કહેવત ચાલેછે, કે "કોળણ ઝાડકે તે કાંઇનું કાંઇ, ને વાણીયણ ઝાડકે તે માંહીનું માંહી" ! ગરીબ લોકોને શાહુકાર નીચોવી નાંખેછે. તેના પેટપર રાજાથી માંડીને સૌની પાટું પડેછે, અને તેથી તેઓ ઘણું કરીને હમેશ ચીથરેહાલ રહેછે, અને કરજના બોજાથી મુક્ત થતા નથી.

આપણા લોકોમાંથી કરજદાર કેટલા છે, અને તેમનું કુલ કરજ કેટલું છે, એનો જો અડસટ્ટો કાઢવામાં આવે, તો આપણા લોકની ખરી સ્થિતિ કેવી છે, તેનો ખ્યાલ થઇ શકે. જે પ્રજા કરજદાર હોય, તે નિર્ધન ગણાવી જોઇએ. (પ્રજા વડે પ્રજાનો મોટો ભાગ સમજવો). ખેડુતની માથા દીઠ સરેરાશ કમાઈ વર્ષે દહાડે વીશ

રૂપીઆ ગણવામાં આવેછે. એ ગણત્રી ખરી માનીએ, તોપણ એથી એટલું તો નક્કી થાયછે, કે ખેડુતોમાં વીશ કરતાં ઓછી કમાણીવાળા પણ ઘણા હોવા જોઇએ. વળી ખેડુતથી હલકી સ્થિતિના લોકોની સંખ્યા મોટી છે, તેમની કમાઈ વીશ રૂપીઆથી કમી હોવી જોઇએ. ઉપલા વર્ગના લોકોની મોટી સંખ્યા સાધારણ ખેડુત કરતાં ચઢતી સ્થિતિમાં નથી. મતલબ કે દેશની વસ્તીનો મોટો ભાગ વીશ પચીશ રૂપીઆની કમાણી કરનારો છે. સારી રીતે રહેનાર હિંદુ લોકો જો સોંઘવારી હોય, તો આટલી કમાઇથી પોતાનું ગુજરાન માંડમાંડ ચલાવી શકે, પરંતુ મોંઘવારીના વખતમાં એટલી કમાઈથી તેમને ભુખમરો વેઠવો પડે. વિલાયતમાં જ્યારે દરેક માણસ વીશ રૂપીઆ કરતાં વધારે સરકારને કર આપી શકેછે, ત્યારે આપણે એ કમાઇ વડે આપણો ઘરસંસાર નભાવવો પડેછે, આથી લોકને કરજગ્રસ્ત થવું પડે, એમાં શી નવાઇ ? પોતાના ગુજરાન ઉપરાંત અનેક જાતના ખરચ કરવાના પ્રસંગ આવેછે, તેથી વારેવારે કરજ કરવાની જરૂર પડેછે. આથી લોકોને માથે કરજનો બોજો વધ્યા કરેછે. રહેવાની સાદી રીતમાં પણ દહાડે દહાડે ફેર પડતો જાયછે, એટલે તે વધારે ખરચવાળી થતી ચાલી છે, તેથી વળી કરજ વધવાનો સંભવ વધારેછે.

વ્યાજના દર ઉપરથી દેશની આબાદીનો અડસટ્ટો નીકળી શકેછે. દેશ સધન હોયછે, ત્યાં વ્યાજનો દર કમી હોયછે. જે શાહુકાર પૈસાવાળો હોય, તે વ્યાજે રૂપીઆ જમા માંડતો નથી, અથવા માંડેછે, તો વખતે ઉલટા સચવામણીના પૈસા માગેછે, બીન વ્યાજે રૂપીઆ લેછે, કે ઘણું થોડું વ્યાજ આપવા કબુલ થાયછે. જ્યાં વેપાર રોજગાર ધોધકારે ચાલતો હોય, ત્યાં પણ વ્યાજ વધારે હોય છે, એ વાત ખરીછે; પરંતુ આપણા દેશના ઘણા ભાગમાં તેવો વેપાર ન છતાં પણ વ્યાજનો દર આકરો હોયછે. ખેડુ વગેરે પાસેથી શાહુકાર ભારે વ્યાજ લે, એ કંઇ વેપારના કારણથી નહીં, પણ ખેડુની દુર્બળ હાલતના કારણથી છે. નિર્ધનતાને લીધે જ્યારે માગણી થાય, ત્યારે રૂપીઆ મળી શકવાની ખાત્રી નહીં, તેમ

આપેલા સર્વ રૂપીઆ પાછા મળશે કે કેમ, તેનો પણ નિશ્ચય નહીં, તેથી રૂપીઆ ધીરવાનું જોખમ વહોરનાર વધારે વ્યાજ માગેજ. ઘરાકની સ્થિતિ અને દાનત ઉપર આધાર રાખીને વ્યાજનો દર મુકરર થાયછે. ગરીબ લોકોને દોકડો બે દોકડા વ્યાજ ભરવું પડેછે. કેટલીક વાર તેમને સવાયાં નાણાં આપવાં પડેછે અને કેટલીક વાર કડિયા રૂપીઆ લાવીને મહીને રૂપીએ પેસો, બે પૈસા, કે વધારે આપવું પડેછે. આવી રીતે ઉપાડેલી રકમને વધતાં વાર લાગતી નથી. કેટલેક વર્ષે તે રકમ ઘણી મોટી થઇ જાયછે, ત્યારે તેનું વ્યાજ પણ પૂરૂં આપી શકાતું નથી. આવી રીતના કરજમાં ડુબેલા લોકોની સંખ્યા ઘણી મોટી છે.

ઉદર નિર્વાહને માટે કરજ કરવાનો સમય આવે, એના કરતાં કંગાલ હાલત બીજી કયી ? બાર મહીના પહોંચે એટલું અનાજ પણ કોઠીઓમાં રહે નહીં, અને ચોમાસું બેઠું, કે ખાવાના દાણા સવાયા દોઢા કરીને ખેડુતોને લાવવા પડે, એ તેમની મુફલીસ હાલત બતાવી આપેછે. આવી સ્થિતિના લોકોને શુભાશુભ પ્રસંગે જે ખરચ કરવાં પડે, તેને માટે કરજ કાઢવાની ફરજ પડે, તેમાં નવાઇ નથી. શાહુકારનો મોટો ભાગ ખેડુ વગેરે લોકોને ગામડામાં ધીરધાર કરવાનો ધંધો કરેછે. તેઓ ખેડુતો કરતાં સારી હાલતના દેખાયછે, તથાપિ તેમને જ્યારે ઘરાકો તરફથી પૈસા ફરી વળતા નથી, અને પોતે સરાફોને ત્યાંથી નાણાં ઉપાડયાં હોય, તે આપી શકાતાં નથી, ત્યારે તેમની પણ વલે માઠી થાયછે. દુકાળના વખતમાં આવા પુષ્કળ વેપારીઓનાં ઘર બેસી ગયાં છે. એમની લતાડ સરાફો એટલે નાણાવટીઓને લાગેછે, અને તેમને દેવાળાં કાઢવાનો વખત આવેછે.

સર્વ લોકોને ઘરખટલાના ખરચ ઉપરાંત શુભાશુભ પ્રસંગે કે અન્ય રીતે જે ખરચ કરવાં પડેછે, તેનો બોજો મોટો છે. પોતાની આવકનો વિચાર ન કરતાં જેઓ એવાં ખરચ કર્યે જાયછે, તેઓ કરજના ભારથી કચરાવાજ જોઇએ. જ્યાં સુધી

તેમની આંખો ઉઘડશે નહીં, અને જ્યાં સુધી તેઓ, કે તેમની નાતના સમસ્ત લોકો, ખરચ ઘટાડવાના ઈલાજ લેશે નહીં, ત્યાં સુધી તેમને સોસવું જ પડશે.

સારી કમાણીવાળા અને વતનદારોની હાલત જોઈશું, તો તેઓ પણ ઘણાખરા કરજમાં ડુબેલા માલમ પડશે; કેમકે તેઓ પણ પોતાની ઉપજ સામે ન જોતાં હરેક પ્રસંગે પૈસા ખરચવામાં પાછી પાની કાઢતા નથી. જેમ મોટા, તેમ તેમનાં ખરચ મોટાં અને કરજ પણ મોટાં! રાજા રજવાડા, ભાયાત, સરદાર, પટાવત, ઈનામદાર, વતનદાર ઘણાખરા કરજદાર જોવામાં આવેછે. હજારો રૂપીઆનું ઉત્પન્ન છતાં શાહુકાર ચીઠી કરી આપે, ત્યારે હાંલ્લે અનાજ ઓરાય, એ કેવી શોકજનક અને હાંસીકારક સ્થિતિ!

---

## વિભાગ ૫.

## પરચુરણ બાબતો.

## પ્રકરણ ૧લું.

### માન આવકાર.

માન આવકાર આપવાની રીત સર્વત્રછે. જંગલી, અર્ધ જંગલી, કે સુધરેલી સર્વ પ્રજાઓમાં એ રીત થોડી કે ઘણી, કિંવા હલકી કે ઉતરતી જાતની જોવામાં આવેછે. સુધરેલી પ્રજામાં માન આવકાર-વિવેક-સભ્યતા વિશેષ હોયછે. માન આવકારની બાબતમાં મુસલમાન લોકો સૌથી ચઢિયાતા ગણાયછે. રાજાઓ, આચાર્યો, અને ગુરૂઓને બીજા કરતાં વધારે માન મળેછે. વડિલને માન આપવું અને તેની સાથે સભ્યતાથી વર્તવું, એ જરૂરનું મનાયછે.

માન આવકાર બોલવા લખવામાં અને વર્તણુંકમાં રહેલોછે. ભાષામાં કેટલાક શબ્દ માનવાચક ઠરાવેલા હોયછે. મોટા માણસને કે વડિલને આપણે તું કહી એક વચનમાં બોલાવીએ, તો તે અવિ-

વેંકમાં ગણાયછે; તેથી તું ને બદલે તમે અને વધારે માન આપવું હોય, તો આપ કે પોતે શબ્દ વાપરીએ છીએ. કાળી પરજના લોકો રાજાને રાજો કહેછે, અને તેને તું કહીને બોલાવેછે; એટલે એ લોકો માન આપવામાં સમજતા નથી, એમ ઠરેછે. સુરત તરફ આપ શબ્દ ઘણો વપરાતો નથી, ત્યારે કાઠીઆવાડમાં તે બહુજ વપરાય છે. શહેરોમાં કે સુધરેલી નાતોમાં નાનાને બોલાવે, ત્યારે તે જી કહેછે, અને ગામડાંમાં તે એ, કે હાં, કહેછે, તે તોછડું લાગેછે. એજ રીતે સાહેબ, સાહેબજી, મહેરબાન વગેરે શબ્દો મોટાને માનની ખાતર લગાડાયછે, તે ગામડામાં થોડા વપરાયછે. પારસી લોકો આવજોજી, લખજોજી, કરજોજી, એમ આજ્ઞાર્થ ભવિષ્ય સાથે જી વધારેછે, તે માનવાચક છે, અને તેને બદલે આપણે આવશો, લખશો, કરશો એવાં ક્રિયાપદ વાપરી આજ્ઞાર્થ દૂર કરીએ છીએ. નાનું હોય, તે પોતાને સેવક, દાસ, તાબેદાર વગેરે શબ્દો મોટાને માન આપવા માટે લગાડેછે. મોટું નાનાને આશીર્વાદ લાયક શબ્દો વાપરે છે, અને નાનું મોટાને તાબેદારી બતાવનાર શબ્દ વાપરે છે. તેની સાથે મોટાને માનવાચક પુષ્કળ વિશેષણો લગાડે છે. આ રીત લખવામાં ઘણી ચાલે છે. મોટાને કાગળ લખવો હોયછે, ત્યારે તેનું સ્થાન ગમે તો નાનું ગામડું હોય, તોપણ તેને શુભસ્થાન કહી, મોટાને પૂજ્યારાધે, ચતુરસુજાણ, સદ્ગુણ નિધાન, સકળ ગુણસંપૂર્ણ, અનેક સર્વે શુભોપમાયોગ્ય વગેરે લખવામાં આવેછે. માત પિતાને લખવું હોય, તો પરમ પૂજ્ય, તીર્થ સ્વરૂપ વગેરે લખીએ છીએ. રાજાને, આચાર્યને, ગુરૂને, મોટાને, નાનાને, અને બરોબરીઆને કેમ લખવું, તે મુકરર થએલું હોય છે; અને તેમાં વધારે *વિવેક બતાવવા સારૂ વધારો પણ કરવામાં આવેછે. ટુંકું કરવા* સારૂં અંગ્રેજી ઢબ પકડીને લોકો થોડાં વિશેષણ આપી ચલાવી લે છે. ફારસી આરબીમાં કોને કેવી રીતે લખવું, અને આખા પાત્રની ઢબછબ કેવી જોઇએ, તે સમજવા સારૂ પુષ્કળ ગ્રંથો થએલ છે.

રાજા વગેરેને કેટલાક સાધારણ શબ્દોને બદલે ખાસ શબ્દો

લગાડાયછે; જેમકે, ખાવાને ઠેકાણે આરોગવું: સુવાને બદલે પોઢવું—સુખાળા થવું, આવવાને બદલે પધારવું, જવાને બદલે સિધાવવું: મરવાને બદલે કૈલાસવાસી, સ્વર્ગવાસી, વૈકુંઠવાસી, ગોલોકવાસી થવું, લીલા વિસ્તારવી, ( જૂદા જૂદા પંથને લઈને ) વપરાયછે. તેમની સાથે વાતચિત કરતાં મહારાજાધિરાજ, શ્રીમંત સરકાર, હજુર એવા શબ્દો બોલવામાં આવેછે. તેઓ કંઈ ફરમાન કરે, ત્યારે જેવો હુકમ, જેવી હજુરની આજ્ઞા, માલીકની મરજી વગેરે શબ્દો સામું માણસ વાપરેછે. રાજાની સ્વારી જતી હોય, તો કોઈ ઠેકાણે લોકો તેમની જે બોલે છે. કચ્છમાં તોપ સંભળાય, કે સર્વ પ્રજા " જીઓ રાજ " એમ બોલે છે. રાજા છીંક કે બગાસું ખાય, કે પાસેનાઓ ખમા, ઘણી ખમા, એવા શબ્દ ઉચ્ચારે છે, અને આંગળી વડે ચપટી વગાડે છે.

પોતાનો ધણી જેવી રીતે તેના માબાપને બોલાવતો હોય, તેવી રીતે વહુ તેમને ઘણું કરીને બોલાવે છે, એટલે ધણી જો તેની માને બા, જી, કે જીજી કહેતો હોય, તો વહુ પોતાની સાસુને તે રીતે બોલાવેછે, કોઈ ઠેકાણે સાસુને સાસુજી કે બાઈજી કહીને પણ તે બોલાવેછે, ને દિયરને નાના ભાઈ અને જેઠને મોટા ભાઈ કહેછે. દિયરની વહુ જેઠની વહુને ભાભીને ઠેકાણે ભાભીજી કહેછે. ઘણો પ્યાર દેખાડવા માટે ઈશ્વરને, માતુશ્રીને, સ્રીને અને ઇષ્ટમિત્રને તું કહીને બોલાવવાનો રિવાજ છે; તેમ છોકરાં મોટાં થાય, તોપણ માબાપ તેમને એકવચને બોલાવેછે, પરંતુ જાહેરમાં કહેવું હોય, તો ઘણુંખરૂં બહુવચન વાપરેછે.

બીજા સાથેની વર્ત્તણુકમાં સભ્યતા બહુ વપરાયછે. વડિલ કે કોઈ પરપુરૂષ આવે, તો ઘરની સ્રીઓ ઉઘાડે માથે બેઠી હોય, તો માથું ઢાંકી દેછે. વહુઓ હોય, તે લાજ કાઢેછે, કે ખૂણેખોચરે ભરાઈ જાયછે. આવનારના દરજ્જા પ્રમાણે ઘરધણી તેને સામો લેવા જાયછે, અને પધારો કહી તેને ઘરમાં લાવી આસન આપેછે, ખબર અંતર પૂછેછે, પાણી, પાન સોપારી વગેરે ધરેછે, અને સભ્યતાથી

વાતચિત કરેછે. આવનાર પરગામી હોય, તો તેને પોતાને ત્યાં ઉતરવાનો તથા જમવાનો આગ્રહ કરેછે. સગપણ અને સંબંધના પ્રમાણમાં તેને આદરમાન આપેછે, અને તેની પરોણાગત કરેછે. કોઇ સ્ત્રી મળવા આવે, તો તેને લેવા ઘરની મુખ્ય સ્ત્રી જાયછે, અને તેના દરજ્જા પ્રમાણે તેને માન આવકાર આપેછે. જતી વખતે તે જઇશ કે ઉઠીશ, એમ કહેછે; અને ઘરધણીઆણી જશો કે આવજો એવા શબ્દ બોલેછે. કેટલેક ઠેકાણે આવજો કહે, તો ભૂત પ્રેત આવી જાય, એવા વહેમથી આવજો ન કહેતાં જશોકે, એમ બોલે છે. જનારી પરગામી હોય, તો તેને જાતનાં જતન કરજો, વહેલાં આવજો, સૌની ખબર પૂછજો, એમ કહેછે. સાંજે કે પહેલી રાતે કોઇ મળવા આવ્યું હોય, તો તેને જતી વખતે વેહેલાં ઉઠજો, એવું કહેવાનો કેટલેક ઠેકાણે ચાલ છે.

બે માણસ મળે કે છૂટાં પડે, ત્યારે આપણો અસલનો રિવાજ ભેટવાનો–કોટી કરવાનો હતો, તે ધીમે ધીમે નાશ પામતો જાયછે. મોટી ઉમ્મરનાં ભાઇ બહેન કે મા દિકરો એક બીજાને ભેટે, તે પહેલાં ખોટું ગણાતું નહીં. ભેટવું એ ઘણા પ્યારની નિશાની છે. સાધારણ ઓળખાણના માણસો મળે, કે જૂદા પડે, ત્યારે બ્રાહ્મણ કે વડિલને બે હાથ જોડી નમસ્કાર કરવામાં આવે, અને બ્રાહ્મણ કે વડિલ હોય, તે બે હાથની હથેળીઓ સાથે રાખી આશીર્વાદ આપે. મુસલમાની રાજ્ય આવ્યા પછી સલામ કરવાનો વહિવટ દાખલ થયો, અને તે અદ્યાપિ ચાલેછે, તથા તેની સાથે અંગ્રેજી પદ્ધતિ પ્રમાણે હાથ મેળવી હલાવવાનો ( શેક હેન્ડ કરવાનો ) રિવાજ પણ ચાલુ થયોછે. ગમે તેવા દરજ્જાનું માણસ આવે, તોપણ સ્ત્રીઓને નમસ્કાર સલામ આદિ કાંઇ કરવાનું હોતું નથી, તે છતાં કેટલીક નિશાળોમાં કન્યાઓ પાસે સલામો કરાવવામાં આવેછે, તે રિવાજથી ઉલટું અને અયોગ્ય છે. કાઠીઆવાડમાં એવે ટાણે કન્યાઓ ઓવારણાં લેછે, તે સભ્ય અને રમુજી લાગેછે. મેળાપ વખતે પોતપોતાના પંથને અનુસરીને, કે બીજા કારણે રામરામ, જેગોપાળ,

જેશ્રીકૃષ્ણ, જેમહાદેવ, બંદગી, સાહેબજી, સાહેબ મહેરબાન, જયજય વગેરે બોલવાનો રિવાજ છે. સામો માણસ મોટા દરજ્જાનો હોય, તો સામી સલામ ન કરતાં માત્ર પોતાનું માથું નમાવેછે, મંદહાસ્ય કરે છે, કે કંઇ પણ નથી કરતો; સલામ કરનાર બહુ વાંકો વળેછે, અને એકી વખતે ઘણી વાર હાથ હલાવી સલામો કરેછે, અને વખતે પગે લાગેછે. સામો માણસ બેસવા કરવાનું ન કહે, તો તેને હાથ જોડીને, કે હાથ પાછળ રાખીને ઉભા રહેવું પડેછે. બેસવાનું થાય; તો ઉભે પગે કે પગ ઉપર પગ ચઢાવીને બેસવાથી અવિવેક થાયછે. કેટલાક દરબારમાં ઘુંટણીએ બેસી પગનાં તળીઆં પાછળ લઇ જવાં પડેછે, ધોતીઆને બદલે સુરવાલ પહેરવા પડેછે, છૂટે દુપટ્ટે જવાતું નથી, અને દુપટ્ટા વડે કમ્મર બાંધવી પડેછે. દરબારમાં છીંક ખાવી, બગાસું ખાવું, વાયુસાવ કરવો, કે મૂછે હાથ નાખવો, એ અસભ્ય કે અપમાન ભરેલું ગણાય છે. રાજા સાથે વાત કરતાં મોં આગળ રૂમાલ કે દુપટ્ટાનો છેડો રાખવો જોઇએ, અને પાછા ફરતી વખતે પૂઠ ન બતાવાય, માટે પાછે પગલે કેટલાંક ડગલાં જવું જોઇએ.

બાઇડીઓ એક બીજાને મળે, ત્યારે તે જેવી સ્થિતિમાં હોય, અથવા જે કામ કરતાં હોય, તે કહેછે; જેમ, બેઠા હોય, તો કહેશે, બેઠાં કે, ઉભાં હોય, તો કહેશે, ઉભાં કે, દાતણ કરતાં હોય, તો કહેશે, દાતણ થાયછે કે, વગેરે. પુરૂષો મળે ત્યારે બેઠા કે, શું થાય છે, કેમછે, કેમછો, શી ખબર છે, એવા શબ્દ બોલે છે. કોઇના ઘરમાં કે મિજલસમાં જતી વખતે આપણે જોડા કાઢીએ છીએ, અને સાહેબ લોકો ટોપી ઉતારેછે. આપણે કોઇ ખોટું કામ કરે, ત્યારે તાળીઓ પાડીએ છીએ, અને અંગ્રેજી રિવાજ પ્રમાણે સારા કામને માટે કે સારૂં બોલવાને માટે તાળીઓનું માન મળેછે. આપણે અહીં સ્ત્રીઓ લાજ કાઢીને કે પુઠ ફેરવીને માન આપેછે, ત્યારે મલબાર તરફના એક જાતના લોક છાતી ઉઘાડી કરીને માન આપે છે । ઉપકાર કરનારને આપણે સાષ્ટાંગ દંડવત્ કરીને માન આપીએ

છીએ, ત્યારે મુસલમાન વગેરે કેટલાક લોક તેના હાથનું ચુંબન કરી માન આપેછે.

જૂદા જૂદા લોકમાં માન આપવાની રીતો વિચિત્ર હોયછે. ગ્રીનલાંડના લોકોમાં માન આપવાની રીતજ નથી. ફિલિપ્પાઇન બેટોની પાસેના બેટોમાં સલામ કરવાની રીત એવી છે, કે હાથ અથવા પગ પકડી પોતાના મોં ઉપર ફેરવવો. લાપ્લાંડના લોક સલામને બદલે પોતાનું નાક બીજાના નાક જોડે જોરથી દાબેછે. ન્યુ ગિનિના લોક પોતાને માથે ઝાડના પાંતરાં મૂકવાં, તેને સલામ ગણેછે. સુંડાની સામુદ્રધુનીના કિનારા પર રહેનાર લોક પોતાનો ડાબો પગ ઉંચકી જમણા પગ ઉપર ધીમેથી ફેરવી મોં ઉપર લાવેછે. ફિલિપ્પાઇન બેટના રહેવાસી પોતાનું શરીર ઘણુંજ વાંકુ વાળેછે, અને હાથ ગાલપર મૂકી એક પગ અધર રાખેછે, તથા બીજા વતી ઘુંટણીએ બેસેછે. ન્યુબિયાના લોક સામા ધણીનો ઝભ્ભો ઉંચકી પોતાની કમરે લપેટેછે, તેથી પેલો જાણે અરધો ઉઘાડો થાયછે. જાપાનના લોક એક બીજાને મળેછે, ત્યારે પગમાંથી જોડા કાઢેછે, અને આરાકાનના લોક રસ્તામાં જોડા કાઢેછે, ને ઘરમાં મોજા ઉતારેછે. ચીનાઓ પોતાના હાથ હલાવેછે, અને પરસ્પર છાતી લગાડેછે, તથા માથું નમાવેછે. કોઇને આબરૂ આપવાની હોય, ત્યારે તેઓ બે હાથ જોડી ઉંચા કરેછે, ને શરીરને નમાવી જોડેલા હાથને જમીન ભણી લઇ જાયછે. જો ઘણે દહાડે મળે, તો બેઉ ઘુંટણીએ બેશી મોં નીચું કરે, અને તે પ્રમાણે ત્રણ ચાર વખત કરેછે.

ઘરમાં આપણે ગમે તેમ બેસીએ, ને ગમે તેવાં કપડાં પહેરીએ, તો ચાલે, પરંતુ કોઇને ઘેર કે મિજલસમાં સભ્યતાથી બેસવું જોઇએ. નાના મોટાનો કે દરજ્જાનો વિચાર કરી કયાં બેસવું, તે નક્કી કરવું જોઇએ. આપણાથી મોટા પાછળ પડે, કે નીચે બેસે, તે અવિવેક ગણાય. ફાટેલાં કે મેલાં કપડાં પહેરવાં ઠીક નથી. જ્યાં પાઘડી પહેરવી ઘટે, ત્યાં ફેંટા કે ટોપી ન ચાલે. પુરૂષ અને સ્ત્રીએ

પણ એક જબરી સત્તાછે. તે વખતે ધર્મને, કાયદાને અને સરકારને પણ હંફાવેછે, તો તે રૂઢીબાઇને બાજુએ મૂકી શકે, એમાં શી નવાઇ ? અંગ્રેજીમાં જેને પબ્લિક ઓપિનિયન (Public opinion) કહેછે, તેમાં લોકમતનો બહોળો અર્થ સમાયોછે, તેથી આપણે તેને પ્રજામત કહીશું. સુધરેલા દેશોમાં પ્રજામત એ જબરદસ્ત સત્તાછે. સરકાર તેને માન આપેછે, અને તેથી બીહેછે. આપણે અહીં પણ પહેલાં પ્રજામત જોરાવર હતું. હાલ જેમ પ્રજા ઘસાઇ ગઇછે, તેમ પ્રજામતનું જોર પણ ઘસાયુ છે. એમ છતાં સંસારની બાબતમાં લોકમતનું જોર જેમનું તેમ કાયમ રહ્યુછે, એમ કહીએ, તો ચાલી શકે.

લોકમત એ જે વ્યક્તિઓથી લોકનો સમૂહ થાયછે, તે વ્યક્તિઓના અથવા તેના મોટા ભાગના સરખા મતનો સરવાળો છે. એ મત અનેક કારણોથી બંધાએલું હોયછે. ધર્મ અને રૂઢી અથવા રીત રિવાજ એ તેના પાયા છે. વહેમ અને અજ્ઞાન ભળે, ત્યારે એ મત અધમ ગતિને પામેછે, અને લોકને નુકસાનકારી નિવડેછે. જ્ઞાન અને સંસર્ગ વડે તે ચઢતી પાયરીએ જાયછે, અને લોકોને લાભકારી થાયછે.

ચાલતા આવેલા ચાલને વળગી રહેવું, એવું બહુધા લોકમત હોયછે; માટે જે કોઇ એવા ચાલને તજે, અથવા તેમાં ફેરકાર કરે, તેને લોકો નિંદેછે. નાની અને નજીવી બાબતોમા પણ લોકમતને માન આપવું પડેછે. લોકમતથી ડરીને સ્ત્રીઓ તાપમાં ઉઘાડે પગે અને વરસાદમાં છત્રી વગર જાયછે. લોકમત વિરૂદ્ધ હોય, તો અમુક જાતના દાગીના કે અમુક ઘાટનો કે જાતનો પોષાક પહેરી શકાતો નથી. સુરત તરફ વાણિયા પણ દક્ષણીશાહી એટલે ચકરી પાઘડી પહેરી શકેછે, તે ઉત્તર ગૂજરાતના વાણિયાથી પહેરી ન શકાય, કેમકે ત્યાં લોકમત તેની વિરૂદ્ધ છે. સુરત બાજુ ઘરડા ડોસા પણ ટોપી પહેરી શકેછે, પરંતુ ઉત્તર ગૂજરાતમાં નિશાળે જતા મોટા છોકરા ટોપી પહેરે, તો તેમની નિંદા થતી, કેમકે લોકમત તેની વિરૂદ્ધ હતું. પરંતુ હમણાં હમણાં લોકમત બદલાયું છે, અને નિ-

શાળે જતા છોકરા ટોપીઓ પહેરતા થયાછે. કેટલેક ઠેકાણે પુરૂષો પણ તાપમાં છત્રી ઓઢીને ગામમાં ફરવા નીકળે, તો તે અવિવેકમાં ગણાયછે. જ્યાં ચૂડા પહેરવાનો રિવાજ છે, ત્યાં કોઇ સ્ત્રી છંદ, ચીપિયાં કે બંગડી પહેરવાની હિમ્મત કરતી નથી; કેમકે તે લોકાપવાદથી ડરેછે. લોકો વાતો કરશે, એવા ભયથી કેટલેક ઠેકાણે શ્રીમંતોની સ્ત્રીઓને પણ પાણી ભરવા જવું પડેછે, કે દળણું ખાંડણું કરવાં પડેછે. જોઇએ તે કરતાં કમી ખરચ કરે, તો લોકો હાંસી કરે, અને વધારે ખરચ કરે, તોપણ તેઓ દોષ દે. લોકમત એ આવે પ્રસંગે ખરેખર કાશીનું કરવત છે, અને તે બંને તરફથી વહેરેછે.

માણસનાં ખાનગી કામોમાં લોકોએ શા માટે દરમિયાનગિરી કરવી જોઇએ ? કોઇ માણસ પોતાની કમાઇના પ્રમાણમાં વધારે ઓછું ખરચ કરે, તેમાં લોકોને શું ? સાધનો હોય, ઉંચી જાતના દરદાગીના કે વસ્ત્ર પહેરે, તે ઉપર લોકોનો ઠોક શા માટે જોઇએ ? વ્યક્તિના જે કૃત્યનો સમાજ સાથે સંબંધ નથી, અને જે ધર્મ કે નીતિની વિરૂદ્ધ નથી, તે કૃત્યની ટીકા કરવાનો જેમ સમાજને હક નથી, તેમ તેના મતની પરવા કરવાની વ્યક્તિને જરૂર પણ નથી; એમ છતાં સમાજ ટીકા કરે, અને તે ટીકાથી વ્યક્તિઓ ડરેછે, એવું આપણા જોવામાં આવેછે.

જે જાતો ખાતર પાડવાનો, લૂટફાટનો, ચોરી કરવાનો કે ગજવાં કાતરવાનો ધંધો કરેછે, તેઓ એ ધંધામાં પાપ છે, એમ સમજતી નથી; એટલુંજ નહી, પણ જે કોઇ તેમાં ઘણો કુશળ નિવડે, તે વધારે પ્રસંશાને પાત્ર થાયછે; કેમકે તેમાં લોકમત એ ધંધાની તરફેણમાં હોયછે. આપેલા માલમાંથી ચોરી લેવામાં જે ખબરદારી વાપરે, તેનાં કેટલીક જાતોમાં વખાણ થાયછે; કારણ કે તે જાતોનું લોકમત તેના લાભમાં હોયછે. વેપાર વણજમાં સામાનું પડાવી લેવું કે તેને ઓછું ઘાલી આપવું, એ કિસબ ગણાયછે, અને લોકમત તેને ઉત્તેજન આપેછે. નોકરિયાત પૈસા આડે અવળે રસ્તે મેળવે, તેની ફિકર નહીં; કેમકે ખોટી રીતે પૈસા પેદા કરનારને

લોકમત ધિક્કારતું નથી. જે લોકોમાં ગાળ દેવાને કે બિભત્સ બોલવાનો રિવાજ છે, તે લોકો મા બહેન કે વહુ દિકરીની સમક્ષ ગમે તેવાં વેણુ ઉચ્ચારેછે; કેમકે તેથી બોલનારને કે સાંભળનારને કંઇ લાગતું નથી. જ્યાં લોકમત આવું અધમ હોય, ત્યાં સંસાર સ્થિતિ અને તેની નીતિ રીતિ અધમ હોવીજ જોઇએ.

સુધારાનાં ને સારાં કૃત્યો કરવામાં પણુ લોકમતને લેખામાં લેવું પડેછે. જ્યાં કન્યાઓને નિશાળે મોકલવાનો ચાલ નથી, ત્યાં કોઇની મરજી પોતાની દિકરીને નિશાળે મોકલવાની થાય, તોપણુ તે લોકમતથી ડરીને છાનોમાનો બેશી રહે છે. રોવા કૂટવા વગેરેનો રિવાજ કોઇ છોડી દેવા માગે, તો તે લોકની નિંદાથી ગભરાયછે. લોકનું એકત્ર મત સુધર્યા શિવાય વ્યક્તિઓને સુધારાના કાર્ય કરવામાં હરકતો નડેછે; એટલા માટે લોકમત સુધારવાની જરૂરછે. લોકમત સુધરે, તો સંસાર સુધારો અને બીજા સુધારા પણુ આપોઆપ દાખલ થાય.

ઘણા કાળથી બંધાએલું લોકમત સુધારવું, એ સહેલું કામ નથી. અજ્ઞાન અને વહેમના પાસમાં પડેલા લોકોને પોતાનું મત ખોટું, ભૂલભરેલું કે નુકસાનકારી છે, એમ લાગતું નથી. જેઓ ઉંડા વિચાર કરવાને શક્તિમાન નથી, તેઓ અમુક મતની ખોડખાંપણુ કે સરસાઇ નરસાઇ ખોળી શકતા નથી. જેઓ અમુક વાતની બીજી બાજુ જોઇ શકતા નથી, તે પોતે જોએલીજ બાજુ સાચી ને સારી સમજેછે. એટલા માટે લોકમત કિંવા પ્રજામત ફેરવવું હોય, તો લોકોમાં કેળવણીનો બહોળો પ્રચાર કરવો જોઇએ. તેમને વારેવારે સમજુ લોકોએ સુબોધ આપવો જોઇએ. વર્ત્તમાન ચોપાનિયાવાળાએ પ્રજામતને સારે રસ્તે દોરવા નિરંતર યત્ન કરવા જોઇએ. વહેમ અને રૂઢીથી થતી હાનિઓ જણાવવી જોઇએ. સુધરેલા દેશના રીતરિવાજ ને આચરણથી તેઓને વાકેફગાર કરવા જોઇએ, લોકોનું સમગ્ર હિત શામાં રહ્યુંછે, તેની તેમને માહીતિ આપવી જોઇએ, તથા સુધરેલી અને બળવાન પ્રજાનું મત કેટલું કરી શકે છે, તેનું તેમને ભાન કરાવવું જોઇએ.

કેળવણીની વારેવારે પ્રસંશા કરવી પડેછે, કેમકે તેજ સંસારને અને દેશને તારનાર છે. સંસારને તારવા માટે જે લોકમત અવશ્યનું છે, તે કેળવણીના પ્રસાર વગર બંધાવાનું નથી. આપણે જોઇએ છીએ, કે જે નાતનો મોટો ભાગ સુશિક્ષિત કે ભણેલો છે, તે નાતનું લોકમત ઉંચી જાતનું હોયછે. વગર ધારાએ તેઓ અમુક જ્ઞાન મેળવ્યા વગરના છોકરાને કન્યા આપતા નથી, છેક નાની બાળકીઓ પરણાવી દેતા નથી, તથા હાનિકારક ને હાંસી થવા સરખી રૂઢીઓ તેઓ તજતા જાયછે; કેમકે એમ કરવાથી લોકની નિંદા થવાનો તેમને ભય થોડોજ રહેછે. જે નાતોમાં ભણેલાની સંખ્યા નહીં સરખી હોય, તે નાતોમાં તેમને લોકમતથી તણાવું પડેછે. પ્રવાસ અને સંસર્ગ વડે પણ એક જાતની કેળવણી મળેછે, માટે તેમનો સમાવેશ આપણે કેળવણીમાંજ કરીશું. જે નાતોમાં પ્રવાસના પ્રસંગ ક્વચિતજ આવેછે, અથવા જેમને ચઢતી જાતના લોકોના સંગમાં આવવાનું બનતું નથી, અને જેઓ કેળવણીથી પણ વિમુખ છે, તે નાતોમાં લોકમત સુધરવાનું નહીં, અને તેથી તેમાં સુધારા પણ થઇ શકવાના નહીં. તેમની સ્થિતિ અધમ અને જંગલી પ્રજાના જેવીજ રહેશે.

---

## પ્રકરણ ૩૭નું.

### વહેમ.

સૃષ્ટિની ઉત્પત્તિ સમયે માણુસની સ્થિતિ પશુના જેવી હતી, એવું આપણે કહી ગયા છીએ. એ અવસ્થામાં શરીરને પોષવાની અને શરીરના સંબંધની કેટલીક લાગણીઓ માણુસમાં હોય. તીવ્ર અથવા બારીક લાગણીઓ અને બુદ્ધિની ખીલવટ કાળે કરીને માણુસમાં આવે છે. બુદ્ધિ ખીલી ન હોય, ત્યારે ખરા ખોટાનો ને સારાસારનો વિચાર થઇ શકતો નથી, અને સૃષ્ટિમાં જે અનેક બનાવો ને ચમત્કારો બનેછે, તેનાં કારણ ખોળી શકાતાં નથી, તો

એ સર્વ બનાવનાર જે પરમ કૃપાળુ અને મહાશક્તિમાન ઇશ્વર, તેના સંબંધની તો કલ્પના પણ થઇ શકે નહીં. કોઇ મરી ગયું, એટલે તેમાં શો ફેરફાર થયો, હમણાં બોલતું ને હાલતું હતું, તે એકાએક બંધ કેમ પડયું, તેનામાંથી શું જતું રહ્યું, જે જતું રહ્યું તે કયાં ગયું, ગએલું કયાં કેવી રીતે રહેશે, અને તે પાછું આવશે કે કેમ, એવા વિચાર માણસના મનમાં આવે; પરંતુ તેનો સમાધાનકારક ખુલાસો કરવાની શક્તિને અભાવે તે ગમે તેવી કલ્પના બાંધે. મરનાર વિષે તેને વારેવારે વિચાર થયા કરે. ઘણી વાર તે ઉંઘમાં ઝબકી ઉઠે, અને જાણે મરનાર તેના સ્વપ્નામાં આવ્યું હોય, કે તેના સામું ખડું થયું હોય, એવો ભાસ થઇ તે થરથર ધ્રૂજવા લાગે. આવા વિચારથી મરનારનો જીવ મુઆ પછી કેટલીક મુદ્દત આ જગતમાં રહેછે, અથવા તે ભૂત થઇ ભટકયા કરેછે, અને લોકના શરીરમાં પ્રવેશ કરીને કે બીજી રીતે તેને હેરાન કરેછે, એવું તે માને. આવા વિચાર સર્વ દેશોમાં અને સર્વ પ્રજાઓમાં ચાલતા હતા, અને હજી પણ થોડા ઘણા ચાલેછે. મરનારની જાતિ વગેરેને લઇને ભૂતને અનેક નામ અપાય છેઃ જેમકે, ભૂત, પ્રેત, પિશાચ, ડાકણ, શાકણ, ચુડેલ, બ્રહ્મરાક્ષસ, ઝાંપડો, ઝાંપડી, જીન વગેરે.

જેમ લોકોમાં જ્ઞાન વધતું ગયું, તેમ તેમના વિચારમાં ફેરફાર થતો ગયો. સર્વ મરનાર ભૂત થઇ રખડી શા માટે મરે, અને તે તેનાંજ સગાંવાહાલાંને અને અન્ય લોકોને હેરાન શા માટે કરે ? આવા વિચાર મનમાં પ્રકટ થતાં તેમણે ધાર્યું, કે જેઓ સુમાર્ગે ચાલે, તેમનો આત્મા સ્વર્ગે જાય, અને કુમાર્ગે ચાલે, તેમનો આત્મા નર્કે જાય. તેમના પાપ પુણ્યનો નિર્ણય થઇ તેમને બેમાંથી એક સ્થાને મોકલતા સુધી માત્ર તેમને ભટકવાનું કે એક ઠેકાણે રહેવાનું થાય. આથી લિંગદેહની અથવા પ્રેતાત્માની કલ્પના થવી જોઇએ. લિંગદેહને જગતની વાસના રહેછે, એમ ધારી તેને સારૂ દાનધર્મ કરવાની કે સરાવવા વગેરેની રીત ચાલી. પૂર્વજનો

ઉધ્ધાર કરવા સારૂ આ સર્વ કરવાનું છે, એમ કહેવામાં આવેછે. વળી લોકો કહેછે, કે મુઆ પછી જે અવગતિયાં થાય, તે ભૂત થાય. બીજું એમ કહેવામાં આવેછે, કે ભૂત લોકની સૃષ્ટિ જૂદી છે, અને કોઇ કોઇ વાર પોતાની વાસના તૃપ્ત કરવા સારૂ તે આ જગતમાં દેખા દેછે.

મરનાર બહુ મહારથી, સદગુણી કે પરોપકારી થયો હોય, તો તેને લોકો પૂજ્ય ગણી તેના પાળીઆ કે મૂર્તિઓ કરવા લાગ્યા, તથા તેની માનતા પણ માનવા લાગ્યા. એજ રીતે સૃષ્ટિના અદભૂત બનાવ, ઉપયોગી પદાર્થો, અને બળવાન શક્તિઓને દેવ દેવીઓ કલ્પી તેમની પૂજા કરવા લાગ્યા. અરૂણ, વરસાદ આદિની દેવમાં ગણના થઇ. સમુદ્ર નદી આદિમાં દેવ—દેવીનું પવિત્રપણું મનાયું. વાયુ, જળ, તેજ, આકાશ અને પૃથ્વી એ પાંચ તત્વથી જગત બન્યું છે, માટે એ તત્વો દેવપદ પામ્યાં. જેથી ભય કે દુઃખ ઉત્પન્ન થાય, એવાં પ્રાણીઓ પણ દેવ તરીકે પૂજાવા લાગ્યાં.

અમુકના મેળાપથી કે અમુક બનાવ બનવાથી કે અમુક સંયોગથી અમુક કાર્ય અનેક વાર બગડે કે સુધરે, તો તે ઉપરથી તે મેળાપ, બનાવ કે સંયોગ ખોટો કે સારો મનાવા લાગ્યો. બહાર જતી વખતે બિલાડી કે સર્પ આડે ઉતરે, તો કાંઇપણ હરકત થશે, અથવા ધારેલું કામ સિધ્ધ નહીં થાય, પણ જો તે વખતે સામે ગાય કે સોવાસણ કે કપાળમાં જેણે ચાંલ્લો કરેલો છે, એવો કોઇ પુરૂષ મળે તો ફતેહ થશે, એમ માનવામાં આવે. કામ કરવા જતાં કોઇ છીંક ખાય, તો કામ કથળશે, પણ જો તે એકી વખતે બે છીંક ખાય, તો હરકત નહીં, એમ સમજવામાં આવે. અમુક વારે અમુક દિશાએ જતાં સામો કાળ આવેછે, માટે તે દિશાએ કોઇ જાય, તો તેને નુકસાન થાય. જોગણીનું ઘર જોયા વગર કંઇ કાર્ય કરવામાં આવે, તો તે બગડે. ગ્રહોનો સંયોગ સારો ન હોય, તો તે વખતે આરંભેલું કામ લાભદાયક નિવડે નહીં.

ઉપર જણાવેલા વિચાર અલ્પ જ્ઞાનથી કે અજ્ઞાનથી ઉદ્ભવેછે.

અંધારામાં દોરી, મોગરી કે પંડાળું પડયું હોય, તો માણુસને તે સાપ હશે, એમ લાગેછે. એ સાપ છે, એમ કોઇ કહે, તો આપણે એકાએક ખરૂં માનીએ છીએ. જ્યારે તે વસ્તુને તપાસવાનો અને તે વિષે વિચાર કરવાનો અવકાશ મળે, ત્યારે ખરૂં શું, તેની ખાત્રી થાયછે. અમુક વસ્તુનો આકાર કોઇ પદાર્થ પ્રાણીને સહેજ મળતો હોય, અને તે પદાર્થ પ્રાણીના વિચાર આપણા મનમાં ઘોળાયા કરતા હોય, તો તે આકાર ધીમે ધીમે તે પદાર્થ કે પ્રાણીનું સ્વરૂપ પકડતો હોય, એવો આપણા મનને ભાસ થાય છે, અને આખરે તે વસ્તુ ધારેલો પદાર્થ કે પ્રાણીજ છે, એમ આપણે માની લઇએ છીએ. માટલાંની ઉતરેવડને ચોર સમજીને, કે અમુક વસ્તુના પડછાયાને ભૂત સમજીને, માણુસ ઘણી વાર ગભરાઇ જાયછે. આ અજ્ઞાનનું પરિણામ છે, અને એને આપણે વહેમ કહીએ છીએ.

વહેમથી મન ઉપર જે અસર થાયછે. તે સંતાપજનક અને માઠું પરિણામ આપનારી નિવડેછે. લોકો કહેછે, કે "સૌનું ઓસડ, પણ વહેમનું ઓસડ નથી", એ ખરેખરી વાત છે. અમુક રોગ મને થયોછે, તે મટવાનોજ નથી, એવો કોઇને વહેમ પેસી જાય, તો તેના પર દવાદારૂ લાગુ થઇ શકે નહીં. રોગ ન છતાં પણ રોગ છે, એવો કોઇ વહેમ ઘાલે, કે તેના મનમાં એવો વહેમ ભરાઇ જાય, તો તે રોગ તેને લાગુ પડેછે, અથવા તેથી રીબાવું પડેછે. એક માણુસ દિશાએ જવા બેઠો, તેના બે પગ વચ્ચે થઇને કાચંડો ગયો, તે તેના પેટમાં પેશી ગયાનો તેને વહેમ પડયો. એ વહેમથી તેનું શરીર લેવાતું ગયું, અને કોઇ દવાથી તેને આરામ ન થયો. આખરે એક યુકિતવાળા માણુસે એક મરેલો કાચંડો આણી, તે ઉપર રાખ ભભરાવી, દિશાએ જવાની જગાએ તેને મૂકયો, અને પેલા વહેમી માણુસને જુલાબની દવા આપી. જુલાબ સખ્ત હોવાથી તેને પુષ્કળ ઝાડા થયા, અને પ્રવાહી ઝાડો રાખ ઉપર પડવાથી કાચંડો ખુલ્લો દેખાયો વહેમી માણુસની ખાત્રી થઇ, કે એ કાચંડો મારા પેટમાંથી જુલાબ વાટે નીકળી ગયો. મનનો વહેમ ટળ્યો, એટલે તેને ઝટ આરામ થયો.

વહેમ મટાડવાના ઉપાય ઘણી વાર વહેમી હોયછે. કોઇને ભૂતનો વળગાડ છે, એમ માલમ પડેછે, કે ભુઆ જતિ વળગાડ છે, એમ કહેછે, ત્યારે તે કાઢવા માટે ભુઆ જતિ બોલાવવા પડેછે. તેઓ મંત્રીને દોરા બાંધેછે, મંત્ર ભણીને વળગાડવાળાને ધુણાવેછે, કે પોતે ધુણીને તેના ઉપર અસર કરેછે. પોતે કોઇ દેવદેવીના ઉપાસક હોયછે, અને તે દેવદેવી પોતાના અંગમાં આણી તેની સહાયતાથી ભૂતને તેની માગણીથી તૃપ્ત કરી કાઢેછે, કે તેને શીશામાં ઉતારેછે. વહેમ વહેમને ભલે છેદે, કે કોઇ ઢોંગ કરતું હોય, તેના પર ભલે તે અસર કરે; પરંતુ વાયુ ( હિસ્ટિરિયા ) જેવા કેટલાક રોગ વળગાડ જેવા લાગેછે, તેને માટે ઓસડ ઉપચાર ન કરતાં માત્ર વહેમી ઇલાજ લેવામાં આવે, તો માઠું પરિણામ નીપજેછે. ઘણી વાર રોગ ન સમજાય, કે તે એકાએક થઇ આવે, તો અજ્ઞાન લોક વહેમી ઇલાજને પહેલું માન આપેછે. બાળકને કોઇની નજર વાઇ હશે, એમ ધારી તેની માતા નજર ઉતારેછે. નજર બાંધતાં જો થાળીમાં વાડકો બરાબર ચોંટી જાય, તો તે માનેછે, કે નજર આકરી વાઇ છે. થાળીમાં વાડકો શાથી ચોંટેછે, તેનું કારણ ન સમજાયાથી તેના મનમાં નજરની વાત દૃઢ થાયછે. નજર બાંધવાથી જ્યારે મટતું નથી, ત્યારે તે દોરા ધાગા કરાવેછે, ભુઆ જાગરિયાને બોલાવેછે, જોષી પાસે જોષ જોવરાવી તે બતાવે, તે ઉપાય યોજેછે, જાપ જપ રૂદ્રીઓ વગેરે કરાવેછે, અને આવા આવા ઉપાયથી થાકેછે, ત્યારેજ તે વૈદ દાકતરનો વિચાર કરેછે. બૈરાં કહેછે, કે શું કરીએ, બાઇ, " જ્યાં ત્યાં ભૂલાં ભમવાનાં છે". અને એમ છતાં તે ભૂલાં ભમ્યાજ કરેછે, ! વહેમી ઇલાજ લેવામાં ઘણો કાળ ગત થતાં રોગ ઘર કરી બેસેછે, અને તે વૃદ્ધિ પામતો જાયછે; તેથી આખરને વખતે ઓસડ ઉપચાર લાગુ થતા નથી, અને દરદી રીબાઇ રીબાઇને મરણ પામેછે.

ભૂત ઘણું ખરૂં સ્ત્રીઓને વળગેછે. જે પુરૂષો ઝોડની ઝપટમાં આવી જાયછે, તે કાચા મનના હોયછે. દૃઢ મનના પુરૂષની પાસે

ભૂત આવી શકતું નથી. કોઇ વિદ્વાન કે અધિકારી ધુણતો આપણે જોતા નથી. સાહેબ લોકોને ભૂત વળગતું નથી. હિંદુસ્તાન જેવા પવિત્ર મનાતા દેશમાં ભૂત વસતાં હોય, એટલે મુએલાં માણસ અવગતિયાં થઇ ભટકતાં હોય, અને વિલાયતમાં તેમનો અભાવ હોય, એમ માની શકાય નહીં. આપણા લોકો કહેછે, કે "જે બીએ તેને આવી લાગે", માટે ભૂતપ્રેતની અસર બીકણ ઉપર થાયછે. વળી કોઇ કારણથી કે અમુક મતલબ સાધવા, કેટલીક બાઇડીઓ વળગાડ વળગ્યાનો ઢોંગ કરેછે, અને ઘરનાંને પજવેછે. ખૂબ સતાવવાથી, માર મારવાથી, કાકડા વડે હાથ બાળવાથી કે મરચાંની ધુણીથી, તેવી બાઇડીઓના અંગમાં પેઠેલું ભૂત પલાયન કરી જાયછે, કે તે બાઇડીઓ ઢોંગ કરવો ભૂલી જાયછે.

કોઇ ઘરમાં ભૂતાવળ છે, એવો વહેમ પડે, તો તે ઘરમાં કોઇ વસવા જતું નથી. કદી કોઇ વસવાની હિંમત કરે, તો જેને કંઇ સ્વાર્થ હોય, તે ભાગી રાતે પથરા નાખીને કે બીજી ચેષ્ટા કરીને તેને બીવડાવેછે; તેથી તેને તે ઘર છોડવાની જરૂર પડેછે. અમુક સ્થળે કોઇ ભૂતનો વહેમ ઘાલે, તો ત્યાં કોઇ અસૂર સવાર જવાની હિંમત ધરતું નથી. કદી કોઇ જાય અને કંઇ અકસ્માત્ બને, કે કોઇ સ્વાર્થી માણસ કંઇ વિચિત્ર દેખાવ દેખાડે, તો તે ગભરાઇ જાયછે, કે ઝોડથી ઝપટાઇ જાયછે. હાડકાંના ફોસફરસને પાણીનો સ્પર્શ થવાથી સ્મશાન અને હાડકાં નાખવાની જગાએ ભડકા થાયછે, તેને ભૂતના ભડકા માનવામાં આવેછે; એટલે તેવી જગાએ ભૂતનો વાસ હોયછે, એમ લોકો સમજેછે. ભૂતને ન માનનાર એક હિંમતવાન માણસને બીજાએ વાદમાં કહ્યું, તમે જો ભૂતથી ડરતા નથી, તો આજ અમાવાસ્યા છે, માટે મધરાતે સ્મશાનમાં જઇ ખીલી મારી આવો, ત્યારે ખરા. તેણે આ વાત કબુલ કરી. ખીલી લઇ તે મધરાતે સ્મશાનમાં ગયો. હિંમતવાન હોવાથી તેને કંઇ બીક ન લાગી. તેમ ભૂત પલિત કંઇ તેના જોવામાં પણ ન આવ્યું. તે નિડરપણે ખીલી ઠોકવા લાગ્યો, પણ રાત અંધારી હોવાથી તેના ધોતીઆની ફડક તે ખીલીમાં દબાઇ. આ

વાત તેના જાણુવામાં નહોતી. જેવો તે મોં ફેરવી ચાલવાનું કરેછે, તેવું તેનું ધોતીઉં ખેંચાયું. વહેમ પડયો, કે મારૂં ધોતીઉં કોઇ ભૂતે નક્કી પકડયું. આવા વહેમથી તે બેભાન થઇ છતાંપાટ જમીન ઉપર પડયો. હોડ બકનાર છાનોમાનો તેની પાછળ આવેલો હતો. તેણે જો તેનું ધોતીઉં ખીલીમાંથી કાઢી લઇ તેને સાવધ કર્યો ન હોત, અને તેની આસનાવાસના કરી ન હોત, તો કદાચ તે બિચારાના રામ રમી ગયા હોત. તે માણુસ જો ખરા દઢ મનનો ને વિચારવાન હોત, તો ધોતીઆના ખેંચવાથી તે હેબક ન ખાત. તેનું મન પણુ કેટલુંક વહેમી કે પોચું હોવું જોઇએ.

કેટલાંક વર્ષ પર આપણે અહીં મેજ હલાવવાનો ( ટેબલ ટર્નિંગનો ) વાયરો હતો. ત્રણુ પાયાના મેજ પર ત્રણુ માણુસો હાથ મૂકી રાખે, તો કેટલીક વારે મેજનો એક પાયો હાલવા લાગે, અને જમીન ઉપર ટકોરા મારે. આપણું કાર્ય થશે કે નહીં, તે એ મેજ ટકોરાથી કહી આપતું હતું ! લોકો આ બનાવને સાચો માનવા લાગ્યા, કેમકે શા કારણુથી મેજ હાલેછે, ને ટકોરા મારે છે, તે તેઓ સમજી શકતા નહોતા.

જાદુના ખેલ મંત્રથી, નજરબંધીથી કે કોઇ દેવદેવીના હાથાથી થાયછે, એમ ઘણા લોકો માનેછે; કેમકે તે શાથી કે શી રીતે થાય છે, તે તેમના જાણુવામાં આવતું નથી. જાદુગર ઘણું કામ હાથચાલાકીથી કરેછે, અને બાકીનું રસાયન આદિ વિદ્યાના બળથી થાયછે. જેનું કારણુ આપણે જાણીએ છીએ, તેવો પ્રયોગ આપણુને સાધારણુ લાગેછે, પરંતુ તેજ પ્રયોગ અજ્ઞાનીને ચમત્કાર લાગેછે. આપણે અહીં આગગાડી પ્રથમ આવી, ત્યારે તે ચલાવનાર વરાળયંત્ર ( એનજીન )ની અદ્ભુત શક્તિ જોઇ તેને અજ્ઞાન લોકો શક્તિ-દેવી માની ફુલના હાર ચઢાવતા, નાળિયેર વધેરતા અને તેની માનતા પણુ માનતા ! પણુ હવે તેવું કોઇ ભાગ્યેજ કરેછે.

જ્યોતિષ ઉપર આધાર રાખનારા વારેવારે જન્મકુંડળી, જન્મોત્રી, વર્ષફળ જોવરાવેછે, અને કોઇપણુ કાર્ય જોષીની સલાહ

વગર કરતા નથી. જોષીનું વચન જુઠું પડે, તો કુંડળી વગેરે ખોટાં હોવાં જોઇએ, કે જન્મકાળ ખોટો લેવાયો હશે, એવાં કારણથી મનનું સમાધાન થઇ જાયછે. જોષી પોતાની દિકરીનું લગ્ન કરવું હોય, ત્યારે સારામાં સારૂં મુહૂર્ત્ત જુએ, એ દેખીતું છે, છતાં તેની દિકરી પણ વખતે રાંડેછે, અને તે ઉપરથીજ લોકો કહેછે, કે જોષી વૈદ્ય સાચા હોય, તો "જોષીનાં રાંડે નહીં ને વૈદ્યનાં મરે નહીં". આ ઉપરથી જ્યોતિષ આદિ શાસ્ત્રો કેવળ ખોટાં છે, એવું મારૂં કહેવું નથી; પરંતુ તેના ઉપરજ કેવળ આધાર રાખવો કે તે વડે વહેમમાં ગરકાવ થવું, એ બરાબર નથી. અંગ્રેજ વગેરે ઘણી પ્રજાઓ શુકન મુહૂર્ત્ત જોતી નથી, તેથી જો તેમનાં કાર્ય આપણા કરતાં વધારે બગડતાં હોય, કે તેમની દિકરીઓ વધારે રાંડતી હોય, તો શુકન મુહૂર્ત્તના ખરાપણાની ખાત્રી થાય; પરંતુ તેવું કંઇ જોવામાં આવતું નથી.

કોઇ ચીજ અનેક વાર કરતાં બગડી, કે તેથી કંઇ માઠું પરિણામ આવ્યું, તો માણસ વહેમાઇ જઇ તેને છોડી દેછે, ને કહેછે, કે તે અમારા ઘરમાં કે કુટુંબમાં પળતી કે સહેતી નથી. કોઇને ઘેર રાઇતી ચીરી પળતી નથી, તો કોઇને ત્યાં લુણચાં પળતાં નથી. કોઇના કુટુંબમાં માટીનાં વાસણ સહેતાં નથી, તો કોઇના કુટુંબને ઓલો–ચૂલો સહેતો નથી. કોઇને ત્યાં ટાઢીશિ-ચળને દહાડે ચૂલામાં આંબો રોપવો પડેછે, તો કોઇને ત્યાં માળવાળું પાણીઆરૂં કરી શકાતું નથી. કોઇને જમણે કાને કડી પળતી નથી, તો કોઇને પગે છલ્લાં સદતાં નથી. કારણ તપાસતાં જણાયછે, કે રાઇતી ચીરી, મેથીયાં વગેરે લાગટ બે ચાર વર્ષ બગડયાં, એટલે તે પળતાં નથી, એવો કરનારના મનમાં વહેમ પેસી ગયો. માટીનાં કાળાં વાસણ, કે ઓલા–ચૂલાના વાપરથી કર્મસંજોગે કંઇ નુકસાન થયું, એટલે એ ચીજો ઉપર વહેમ ગયો. ટાઢીશિયળે ચૂલાનો ઉપયોગ કરવાથી, માળવાળું પાણીઆરૂં બનાવવાથી, જમણે કાને કડી ઘાલવાથી, કે પગે છલ્લાં પહેરવાથી " કાગનું બેસવું, ને તાડનું પડવું", એ ન્યાયે કંઇ નુકસાન થયું

હશે, તેથી વહેમ પેઠો. મારાં માતુશ્રી વહેમી નહોતાં, તેથી અમારાં કુટુંબમાં રાઇતી ચીરી પળતી નહીં, તે છતાં તેમણે તે કરવાની હિંમત ધરી. યોગ એવો બન્યો, કે તે લાગટ બે વર્ષ બગડી, તો પણ તેથી હારી ન જતાં તેમણે ત્રીજી વાર કરી, તો તે સારી થઇ, અને કુટુંબને કંઇ નુકસાન ન થયું. એક જણના કુટુંબમાં પહેલાં એક બાઇ સતી થઇ હતી. ચિતામાં પ્રવેશ કરી અગ્નિ પ્રકટાવ્યો, તે વખતે તે બાઇએ જેટલા દાગીના અંગ ઉપરથી કાઢીને ફેંકી દીધા, તેટલા તેના કુટુંબમાં પહેરવા યોગ્ય ગણાયા અને જે દાગીના તેના અંગ ઉપર રહી ગયા તે વાપરવા યોગ્ય નહીં, એમ મનાયું. તેને પગે છલ્લાં રહી ગયાં હતાં, તેથી તે તેના કુટુંબમાં પળતાં નથી એમ ધરાયું. એક બાઇએ જીદ કરીને છલ્લાં પહેર્યાં, તેથી તેનો પગ સુજી ગયો, એટલે ચાલતો આવેલો વહેમ દૃઢ થયો. છલ્લાં સાંકડાં પડવાથી કદાચ પગ સુજ્યો હશે, પણ એવે સમે કારણ તપાસવા બેસેછે કોણ? છલ્લાંના વહેમનો જેવો ઇતિહાસ છે, તેવો ઘણા વહેમનો ઇતિહાસ કે કારણ ખોળ કરેથી મળી શકે.

છોકરૂં દેખાવડું હોય, તો તેને કે પીઠીવાળાં વર કન્યાને, નજર લાગશે, એવા ભયથી તેમને ગાલે બાઢાં કરવામાં આવેછે. બચ્ચાંને સારાં કપડાંલત્તાં ને દરદાગીના પહેરાવ્યાથી તેને નજર વાગે, એમ સમજી કોઇ વસ્ત્ર મેલું પહેરાવેછે, ગાલે બાડું કરેછે; કે તેમને કાળા દોરા બાંધેછે. તેમને નવડાવીને, કે તેમની નજર ઉતારતી વખતે બૈરાં બોલેછે, કે "વાટનું, ઘાટનું, ચૌટાનું, ચકલાનું, અલાબલા રોગદોગ સૌ જજો ગંગલી ઘાંચણને ઘેર"! નજરનો વહેમ ગોધરા પંચમહાલ તરફ વધારે છે. ત્યાં માલીકની પરવાનગી વગર કંઇ શાક ચૂટયું હોય, તો તે ચઢતું નથી, કે ખાધું હોય તો પચતું નથી, એમ મનાય છે. 'ગોધરાની ડાકણ' એવી ઉપમા નઠારી સ્ત્રી છોકરીને અપાયછે; કેમકે ગોધરા તરફ ડાકણો બહુ હોયછે, એવો લોકોને વહેમ છે. એ ડાકણો માણસ કે પ્રાણીનું કાળજું તળીને ખાઇ જાયછે, એવી વાતો ચાલેછે. સંખેડા મહાલના

માંકડી ગામમાં હજી ડાકણો છે, એવી વાત કાને આવતાં, મેં જાતે જઇ ત્યાં તપાસ કરી હતી, પણ કોઇ ડાકણ મારા જોવામાં આવી નહીં. એજ પ્રમાણે ગોધરા પંચમહાલમાં ઘણાએ તપાસ કરીછે, પરંતુ કોઇને ડાકણનો પત્તો લાગ્યો નથી. મદ્રાસ તરફ " દષ્ટી દોષમ્ " ( નજર ) નો વહેમ ઘણો છે, અને તેના ભયથી પરાયા લોકની સાથે કોઇ જમવા બેસતું નથી ! કોઇને છોકરાં થતાં ન હોય, કે જીવતાં ન હોય, તો તે બીજાનાં છોકરાંને છાનામાનાં લાખાં કરેછે, કે બીજા ટુચકા કરેછે. ધણીને વશ કરવા અજ્ઞાન સ્ત્રીઓ અનેક ટુચકા કરેછે, અને તેનું પરિણામ વખતે ભયંકર નીપજેછે. મરણ પામેલી સોકય નડે નહીં, માટે નવી બૈરી કોટે સોકયપગલું હમેશ પહેર્યું રાખેછે.

કેટલાક વહેમની ઉત્પત્તિ ધર્મશાસ્ત્રથી, ઘણાકની પુરાણોથી, અને ઘણાકની જ્યોતિષ્‌થી થએલીછે. કેટલાક વહેમનો તેમાં માત્ર અંકુર હોયછે, અને તે લોકોએ ઉછેરી મોટા કર્યા હોયછે. કેટલાક વહેમનો વારસો મુસલમાનોથી મળ્યોછે, અને કેટલાક વહેમ બ્રાહ્મણ, ધૂતારા, છુમંત્ર કરનારા જોગી જતિ વગેરેએ અમુક સંજોગોને લીધે ગ્રહણ કર્યાછે. ગાડરીઆ પ્રવાહની પેઠે લોકો જે તરફ વળ્યા તે વળ્યા. તેઓ કયાં જઇએ છીએ તેનો, કે પરિણામ શું આવશે, તેનો વિચાર કરતા નથી. જેના ઉપર તેમને વિશ્વાસ હોય, તે જે કહે, તે તેઓ ખરૂં માનેછે. મોટા જે કરે, તેની નકલ નાના આંખો મીંચીને કરેછે. બ્રાહ્મણો " પોથીમાંના રીંગણાં " કહે તોપણ તેમનું કહેવું લોકો માન્ય કરેછે, કેમકે તે જે કહે, તે શાસ્ત્રપૂર્વક અને ખરૂં હોવું જોઇએ, એમ તેઓ સમજેછે. જ્યાં લોકોની સ્થિતિ આવી હોય, ત્યાં તેઓ કેમ સુધરે, અને તેમનું કલ્યાણ કેમ થાય ? તેમને કોઇ બોધ આપવા જાય, તો તે તેમને રૂચતો નથી; કેમકે પોતે જે કંઇ કરેછે, તે ખોટું કરેછે, અથવા બોધ આપનાર ખરૂં કહેછે, એમ તેમના મનમાં આવતુંજ નથી. આપણે અહીં ખાસ કરીને બૈરામાં વહેમે ઘર કર્યું છે. જ્યાં અજ્ઞાન છે,

ત્યાંજ વહેમ વાસ કરી શકેછે. જ્યાં સુધી કેળવણીનો પ્રચાર થશે નહીં અને લોકો સારાસારનો વિચાર કરતા થશે નહીં, ત્યાં સુધી વહેમની મોહજાળમાં તે ફસાયલાજ રહેશે.

કોઇ વાર ઢોંગધતુરાથી અજ્ઞાન લોકને વિશ્વાસ પડેછે, કે તેને તાત્કાલિક કંઇ લાભ પણ થાયછે; કોઇ વાર જબરા કે વિકાળ મનુષ્યની નજરથી નબળા મન પર અસર થાયછે; કોઇ વાર જોગી જતિની જડીબુટ્ટીથી લાભ મળેછે, કોઇ વાર ખરા સાધુ સંતની વિભુતિ ફાયદો કરેછે; કોઇ વાર મહાયોગીઓનું વચન કે તેમનો આશીર્વાદ ફળદાયક નીવડેછે; અને કોઇ વાર જોષીઓનાં નેટાં કે ટેલિયાના ટાળા ખરા પડેછે; પરંતુ એ ઉપર હમેશ વિશ્વાસ રાખવાથી લાભને બદલે હાનિ થાયછે. ઢોંગધતુરો જો જાતેજ ઢોંગ કે ખોટાપણું બતાવેછે, તો તે સદા સર્વત્ર લાભકારક કેમ થાય ? નબળા મન પર નજરની અસર થાયછે, તે જબરા મન પર થતી નથી, માટે માણસે પોતાનું મન જબરૂંને દૃઢ કરવા મહેનત લેવી એ વધારે સારૂં છે. જોગી, જતિ, સાધુસંત ને મહાયોગીઓનો ઢોંગ લઈ બેસનાર ઘણા હોય છે. તેમાંથી ખરેખરો સારો હજારે એક પણ મળવો મુશ્કેલછે. તેમના નાહમાં કેટલા લોક ખરાબખસ્ત થઇ જાયછે ! જોશીનાં નેટાં સંબંધે લોકોમાં કહેવત ચાલેછે, કે " જોશમાં ગ્રહણ, અને વૈદકમાં નેપાળો", એટલુંજ માત્ર સાચું પડેછે ! ગ્રહણ પણ વખત બેવખત થાયછે, એટલે જોષીઓના વરતારા પ્રમાણે થતું નથી, એ આપણે જાણીએ છીએ. જોષીઓ અને ટેલિયા લાંબી મુદતના અનુભવથી, કે પ્રથમથી ખબર મેળવીને વાતો કહે, તેમાંની કેટલીક ખરી પડે, અથવા ગ્રહકુંડળી કે હાથની રેખાઓ જોઇ જે કહે, તેમાંનું કેટલુંક ખરૂં પડે, તે ઉપરથી તેમના કહેવા પરજ આસ્થા રાખવી, અને તે પ્રમાણે વર્તવું, એ સકારણ ને સલામત નથી.

---

## પ્રકરણ ૪ થું.

### રૂઢી.

કાળે કરીને દૃઢ થએલા એવા દેશાચાર, લોકાચાર અને કુળાચારને રૂઢી કહેછે. રૂઢીને ઠેકાણે ચાલ, રીતભાત, શિરસ્તો વગેરે શબ્દો વપરાય છે. રૂઢી એ વહેમની બહેન છે, અને તે વહેમની પેઠે અજ્ઞાન ઉપર પૂર્ણપણે રાજ્ય કરેછે, તથા સમજુઓની પાસેથી પણ ખંડણી લેવા ચૂકતી નથી. તેની સત્તામાં નહીં હોય, એવા લોક થોડાજ હશે. બૈરાં સૌથી વધારે રૂઢીને વળગી રહેનાર હોયછે, માટેજ રૂઢીને બૈરકશાસ્ત્ર એવું પદ મળ્યુંછે.

જો કે શુદ્ધ હોય, તો પણ લોક વિરૂદ્ધ ( લોકાચાર કે લોકમત વિરૂદ્ધ ) હોય, તે કરવું નહી, એવા એક શાસ્ત્રના વચન ઉપર આધાર રાખીને રૂઢીને વિશેષ માન આપવામાં આવેછે; પરંતુ શ્રુતિ સ્મૃતિ વગેરે શાસ્ત્રોના મોઢા આગળ રૂઢી કંઇ હિસાબમાં નથી. વસિષ્ટ કહેછે, કે રૂઢી કરતાં શાસ્ત્રનું પ્રમાણ બળવાન છે. મહાભારતના અનુસાશન પર્વમાં કહ્યું છે, કે " ધર્મ કયો એ જાણુવાની જેમની ઇચ્છા હોય, તેઓએ એવું સમજવું, કે શ્રુતિ એટલે વેદ, એ પહેલા દરજાનું પ્રમાણ. સ્મૃતિ એટલે ધર્મશાસ્ત્ર એ બીજા દરજાનું પ્રમાણ અને રૂઢી એટલે દેશાચાર એ ત્રીજા દરજાનું પ્રમાણછે." "સ્મૃતિ વેદથી વિરૂદ્ધ હોય તો જેમ તે સ્મૃતિનો ત્યાગ કરીએ છીએ, તેમ રૂઢી સ્મૃતિથી વિરૂદ્ધ હોય, તો તે રૂઢીનો ત્યાગ કરવો. " સ્કંદ પુરાણમાં કહ્યું છે, કે " જે વાત વિષે શ્રુતિ અથવા સ્મૃતિમાં, આજ્ઞા અથવા નિષેધ એ બેમાંનું એકે કહ્યું ન હોય, તો તે વિષે દેશાચાર અને કુળાચાર એ પ્રમાણ કરવા લાયક છે". વળી વેદવ્યાસે ખુલાસો કર્યોછે, તેમાં " વેદ, સ્મૃતિ, અને પુરાણ એમની વચ્ચે એક બીજાની સાથે વિરોધ પડે, તો વેદ બળવત્તર, અને સ્મૃતિ તથા પુરાણ વચ્ચે વિરોધ પડે, તો સ્મૃતિ બળવત્તર." આ ઉપરથી વેદ સૌથી બળવાન, સ્મૃતિ તેથી ઉત્તરે, પુરાણ

સ્મૃતિથી ઉતરે, અને સૌથી છેલ્લી રૂઢી આવે. એમ છતાં હાલ રૂઢી ખાઇને વધારે બળવાન ગણવામાં આવેછે. અને વખતે તે વેદ, સંહિતા અને પુરાણાદિકને બાજુએ મૂકેછે.

એકે કર્યું, તેની નકલ બીજા કરેછે. પ્રથમ કંઇ આચરણ કરનારને ખાસ કારણ હશે, અને તે વખત પૂરતુંજ હશે, તથાપિ તે કારણ નષ્ટ થયું હોય, તોપણ તેનું અનુકરણ કરવાનો ગાડરિયો પ્રવાહ ચાલેછે. એનો આપણે એક રમુજી દાખલો આપીશું. ઘણા કાળ ઉપર એટલે જે વખતે દશા ને વીશા ખડાયતા વાણીઆ ભેગા હતા, તે સમયે ખડાયતાનો વર એક ગામે પરણવા ગયો. પરણેતર શરૂ થતા અગાઉ ગામમાં ધાડ પડી, અને નાશભાગ થવા લાગી. વરકન્યાને લઇને તેમનાં સગાંવહાલાં નાઠાં, અને કેટલેક દૂર જઇ એક ખેતરમાં ભરાયાં. ચોરી આગળથી વરને બોડે માથે લેઇ જવામાં આવ્યો હતો. લગ્નકાળ વીતી ન જાય, માટે વર કન્યાને ખેતરમાંજ પરણાવ્યાં. વર કન્યાને જમાડવા કંસાર કયાંથી લાવવો, એ પ્રશ્ન થયો. ખેતર વાલનું હતું, તેથી તેની પાપડીઓ ફોલીને દાણા કાઢયા, અને તેને કંસાર માનીને તે વડે કામ ચલાવી લીધું ! કાંતો આ વાતની યાદગિરી રહેવા, કે કાંતો અંધપરંપરાને લઇને તે પછી લગ્ન થાય, ત્યારે વરને બોડે માથે ઉધલાવવાનો અને વર કન્યાને વાલનો કંસાર જમાડવાનો રિવાજ ચાલ્યો, તે અદ્યાપિ ચાલેછે ! એજ રીતે ખડાયતાની ચોરીમાં એક વખત ચકલી પડીને બળી મોઇ, માટે ખડાયતાના લગ્ન વખતે રીતસર ચોરી બાંધવામાં આવતી નથી ! કોઇ નાતમાં લગ્ન પ્રસંગે ભંગડીનું ચિત્ર પાડવું પડેછે, તો કોઈ નાતમાં માંસાહારનો રિવાજ બંધ પડયો છતાં વરને લોહીનો ચાંલ્લો કરવો પડેછે ! માંસાહારના યુગમાં અનેક પ્રસંગે બકરૂં વધેરવામાં આવતું, તેનું સ્મરણ રહેવા માટે હાલ બકરાંને બદલે ભુરૂં કોળું કાપવામાં આવે છે, અને તેના પર કંકુ ગુલાલ વગેરે છાંટીને લોહીનો દેખાવ કરવો પડેછે.

આપણે રોવા કૂટવાના પ્રકરણમાં કહી ગયા છીએ કે આ ચાલ શાસ્ત્ર વિરૂદ્ધ છે, તથાપિ રૂઢી દેવીને તાબે થઇને લોકો તે

આચરેછે. તેઓ કહેછે કે ઘણા વર્ષથી ચાલતો આવેલો ચાલ બંધ કેમ પડાય ? કદિ બંધ કરીએ, તો લોકો નિંદા કરે. લોક લાજથી ડરવું જોઇએ. એજ રીતે જે જે ચાલ શાસ્ત્ર વિરૂદ્ધ હોય, અથવા હાલની સ્થિતિને પ્રતિકૂળ હોય, અથવા અડચણ ભરેલા કે હાનિકારક હોય, તોપણ તે દૂર કરવાની લોકો હિંમત ધરતા નથી. લગ્ન પ્રસંગે ચાલતી અનેક રૂઢીઓ વિષે આપણે લગ્નના પ્રકરણમાં વાત કરીછે. તેથી તે વિષે પુનરૂક્તિ કરવાની જરૂર નથી. મેશ્રી વાણીઆમાં ઉબેતર કરતી વખતે પંચવલું જમાડવામાં આવેછે, એટલે પાંચ સાત છોકરાંને પાઘડી આદિ પહેરેલાં લુગડાં સાથે એકજ થાળમાં જમવા બેસાડેછે. પહેલાં તેઓ શ્રાવક હતા, તેની નિશાની તરીકે કદાચ " પંચવલું " રહી ગયું હશે; પરંતુ તેમના હાલના ધર્માચરણથી તે વિરૂદ્ધ છતાં ચાલ પડયો માટે તે વિષે કંઇ વાંધો લેવામાં આવતો નથી. વરને પોંખતી વખતે વરનું નાક સાસુ તાણે, એ પણ એક ચાલ, અને તે ચલાવવોજ જોઇએ. સીમંતની ક્રિયા વખતે બુસટીઓ ધેનને લપડાક મારે, એ વળી બીજો ચાલ, અને તે આચરવોજ જોઇએ. જનોઇ વખતે રૂઠેલા બડવાને મામો જઇ મનાવી આવે, અને પોતાની કન્યા આપવાનું ખોટું વચન આપે, એ પણ એક રૂઢી, અને તે ચાલુ રહેવીજ જોઇએ. ઘેર લગ્ન આવવાનું હોય ત્યારે અંગ્રેજોમાં જૂનાં ખાસડાનો સંગ્રહ કરવામાં આવેછે, અને લગ્ન થઇ રહ્યા પછી તેની મારંમાર ચાલેછે, એ પણ એક ચાલ. એજ રીતે આપણા લોક મજાકઠઠ્ઠાની ખાતર જાનવાળાને રૂનાં ભજીઆં, થોરના પાનનું શાક વગેરે પીરસીને બનાવેછે, કે વેવાણોને તેલ વાળા પાપડ બરડે જોરથી મારી તેમનાં કપડાં બગાડેછે; એ પણ એક ચાલ. મજાકઠઠ્ઠા હદમાં હોય, અને નુકસાનકારી ન હોય, તો તે કરીને ભલે લોકો બે ઘડી આનંદ ઉપજાવે.

દેશાચારને ઘણી વાર માન આપી તેને સપ્રમાણ ગણવામાં આવેછે. માતુલી એટલે મોસાળની કન્યા દક્ષિણમાં પરણી શકાય, કેમકે તે દેશનો એવો સંપ્રદાય છે. હિંદુસ્તાનના બીજા કોઇ દેશમાં

એ પ્રમાણે ન થઇ શકે કેમકે ત્યાં એવી રૂઢી ચાલતી નથી. પાછી ધરતીમાં એટલે કાઠીઆવાડમાં અને મારવાડ તરફ મશકનું, પખાલનું કે કોસનું પાણી પીવામાં બાધ નથી, કેમકે ત્યાં તેવો રિવાજ ચાલેછે. પરંતુ તેનું અનુકરણ બીજા ભાગમાં કરી ન શકાય. મદ્રાસ તરફના કેટલાક બ્રાહ્મણો પંચકેશ મુડાવેછે, અને કાશી તરફ પંચકેશ રહેવા દેછે, કેમકે ત્યાં તેવો રિવાજ છે. બંગાળા તરફના બ્રાહ્મણો મત્સ્યાહાર કરેછે, કેમકે તેમનામાં એ ચાલ પરાપૂર્વથી ચાલેછે. ધોએલું ધોતીઉં જ્યાં સુધી કેડેથી ઉતરે નહીં, ત્યાં સુધી દક્ષણી બ્રાહ્મણો તેને પવિત્ર માનેછે. અનાજને શેકીને પછી તે પાણીથી રાંધવામાં આવે, તોપણ તે ફળાહારની બરાબર થાયછે, માટે તે નહાયા ધોયા વગર જમવામાં અડચણ નથી, એમ તેઓ સમજેછે. પરંતુ બીજા દેશના બ્રાહ્મણોને એ વાત માન્ય નથી, કેમકે તેમનામાં તેવો ચાલ નથી. દક્ષણી બ્રાહ્મણો બ્રાહ્મણ શિવાય બીજાના હાથનું પાણી લેતા નથી, પરંતુ ગૂજરાતી બ્રાહ્મણો કેટલીક જાતો વર્જ્ય કરીને બાકીનાના હાથનું પાણી વાપરેછે. આ બધું દેશદેશના ચાલતા રિવાજને અનુસરીને થાયછે.

કોઇનો કાળાચાર એવો હોયછે, કે લગ્ન કે અઘરણી વખતે માતા વાવવાંજ જોઇએ; એટલુંજ નહીં પણ તે પ્રસંગે માતાનો માઢ માથે લઇ સ્ત્રીઓની સાથે ધણીએ પણ ઘુમવુંજ જોઇએ ! પુરૂષે સ્ત્રીના જેવું આચરણ કરવું, એ હાસ્યાસ્પદ છતાં રૂઢીને કે વહેમને તાબે થઇને તેને તે પ્રમાણે કરવું પડેછે. જે કુળમાં ત્રિપિંડી કરવાનો રિવાજ હોય, તેના દરેક ઘેર તે કરવીજ પડેછે. જે કુળમાં મુંડન કે બાધા અમુક સ્થળનાં દેવદેવીની સનક્ષ કરવાનું હોય, તે કુળની દરેક વ્યક્તિને ગમે તેવી હરકત હોય, તોપણ તે પ્રમાણે કરવું પડેછે. જે કુળમાં કાળા ચૂડા પહેરવાનો રિવાજ હોય તે કુળની કોઇ બૈરીથી બીજા રંગના ચૂડા પહેરી શકાતા નથી. જે કુળમાં કે નાતમાં પરણતી વખતે વરના દાંત રંગવાનો રિવાજ હોય તે કુળમાં કે નાતમાં કન્યાની પેઠે વરના દાંત રંગવા પડેછે,

ઘર મોટી ઉમ્મરનો કોઇ હરકત લે, તો રંગવાનો આકાર પણ કર્યાં વગર ન ચાલે, એવી સમજુત કરી તેના મનનું સમાધાન કરવામાં આવેછે.

રૂઢી બાઇને તાબે થઇને દરેક સ્ત્રીને દાંત રંગીને લાલ કે કાળા કરવા પડેછે. કવિઓ સ્ત્રીનું વર્ણન કરતાં તેના દાંત દાઢમની કળી જેવા વર્ણવેછે, તેથી દાંત રંગવાનો ચાલ જૂનો હશે, એમ સમજાય છે. ઇશ્વરથી બક્ષાએલા સફેત દાંતને રંગવાનું કારણ નથી, એમ સમજી જે સ્ત્રી પોતાના દાંતને રંગતી નથી, તેની નિંદા કરેછે. દાંત રંગવા કરતાં પણ વિશેષ વાત લોકો રૂઢીને તાબે થઇને કરેછે. ચીનમાં સ્ત્રીના પગની પાટલી જેમ નાની તેમ તે સ્વરૂપવાન ગણાયછે, માટે ત્યાં નાનપણથી છોકરીઓને પગે લોઢાના પાટા કિંવા જોડા રાખી તેને વધવા દેતા નથી ! જેમ કટિ પાતળી તેમ સ્ત્રીનું સૌંદર્ય વખણાયછે, માટે યૂરોપમાં છોકરીઓની કમ્મરે લોઢાના પાટા બાંધી કેડને વધવા દેતા નથી! પોપટની ચાંચ જેવું નમણું નાક વખણાયછે, તેથી એક દેશના રાજાઓના તેવાં નાક કરવા સારૂ બચપણમાં તેને વાળવામાં આવેછે ! જેમ દાંત તીણા ને અણીદાર તેમ સારા, એવી સમજથી આફ્રિકાની એક જાતમાં દરેક દાંત ઘસી—વહેરીને તીણા કરવામાં આવેછે ?

રૂઢી વિરૂદ્ધ સારૂં કે માઠું કંઇપણ કાર્ય કોઇ કરવા જાય તો લોકો કૌવો કરી મૂકેછે; અને લોક વિરૂદ્ધ આચરણ ન કરવાનું હાનિકારક શાસ્ત્રવચન આગળ ધરેછે. એક જોગીએ કૂતરો પાળ્યો હતો. જોગી હમેશ કાળો અંચોળો નાખી ભીખ માગવા જતો. એક વાર કોઇએ તેને લાલ રંગનો અંચોળો આપ્યો, તે પહેરીને જેવો તે પોતાની મઢીમાં પ્રવેશ કરવા જાય છે, તેવોજ તેનો પાળેલો કૂતરો તેને ભસવા લાગ્યો. જોગી બોલ્યો, રાંડના, તું મને પણ ઓળખતો નથી. કૂતરો બોલ્યો, તમને ઓળખવા ન ઓળખવા સવાલ નથીઃ હું તો જે કોઇ નવું કરે, તેને ભસવાનો ! જગત્‌ના લોકો કૂતરા સમાન છે, અને તે કોઇપણ નવું કરે, કે તેને નિંદવા મંડી જાય છે.

નવાઈ સરખું એ છે, કે કેટલાક સારા ચાલ છૂટી જાયછે, અને નઠારા ચાલ વધતા જાય છે. સારા ચાલ એક વાર છૂટી ગયા, તો પછીથી તે દાખલ થતા નથી. નઠારા ચાલ નવા દાખલ થયા હોય, તો પણ તે છોડી શકાતા નથી. પહેલાં જણાવી ગયા છીએ, તે પ્રમાણે પરણાવ્યા પછી છોકરીઓને મોડી વળાવવાનો, અને જીઆણું વળાવતા અગાઉ તેમને પિયરમાં લાંબો વખત રાખવાનો ચાલ હમણાં હમણાં કમી થતો ગયો છે. સ્ત્રીઓને ઘટતી છૂટ અને માન આપવાનો આર્યોમાં પરાપૂર્વથી રિવાજ હતો, તે મુસલમાની રાજ્ય આવ્યા પછી દૂર થયો. પહેલાં લોકો જળમાર્ગે ગમે ત્યાં જતા, પણ કોઇ વાંધો લેતું નહીં, પણ હાલ વિલાયત વગેરે દેશો તરફ ગમન કરનારને માટે જબરો વાંધો ઉઠાવવામાં આવેછે. પહેલાં લોકો એક બીજાને શુભાશુભ પ્રસંગે જેટલી ને જેવી મદત કરતા, તેટલી ને તેવી મદત હાલ તેઓ કરતા નથી. પહેલાં કન્યાવિક્રય ને સાટાં તેખડાં કવચિતજ થતાં, અને હાલ તે સાધારણ થઇ પડયાંછે. ગોરો આવે, ત્યારે વહુને પ્રથમ વર્ષે સવા પાંચ શેર, અને પછીથી ૧૧ શેર ખાવું મોકલવાનો કેટલાકમાં રિવાજ હતો, અને હવે તેની સાથે ઓરણી કે સાળું મોકલવામાં આવેછે. વિવાહ કરતી વખતે પ્રથમ વહુને સાદાં સાંકળાં (રૂપાનાં) ચઢાવવાનો રિવાજ હતો, તેને બદલે હાલ વધારે કીમતના પગના દાગીના સાથે એરખી, ઘુઘરી, છંદ વગેરે, હાથને માટે હેમના દાગીના ચઢાવવા પડેછે. કેટલીક નાતોમાં વરને દસૈયાં જમાડવાનો ચાલ નીકળી ગયો છે, અને તેને બદલે કન્યાને દસૈયા જમાડવાં પડેછે. પહેલાં વડિલની સમક્ષ જુવાન બાપથી પોતાના બચ્ચાને બોલાવી પણ ન શકાય, અને હાલ વીશ વર્ષનો બાપ પોતાના છોકરાને કેડમાં ઘાલી બજારમાં ભટકતો ફરેછે. પોળમાં એક વૃદ્ધ માણસ હોય, તો તેની ધાક પહેલાં એટલી ચાલતી, કે તેના સાંભળતાં કોઇ એકાએક બોલી શકતું નહીં, અને તે આવે, કે સૌ લઢાઇ ટંટા છોડી દઇ પોતપોતાના ઘરમાં પેશી જતું. હાલ વડીલની માઝા ઓછી થઇછે.

જે કરવાની શાસ્ત્રથી આજ્ઞા હોય, અથવા જે કરવા ન કરવાનું

શાસ્ત્રથી સિદ્ધ થાય, તે કરવા ન કરવાની બાબતમાં રૂઢીને આગળ ધરવામાં આવેછે. લોક કહેછે, કે શાસ્ત્રમાં ભલે કહ્યું હોય, પણ અમારામાં અમુક વાત કરવાનો ચાલ નથી, માટે અમે તે કરી શકતા નથી. જે વાતનો શાસ્ત્રથી બાધ નથી, તે પણ જો રૂઢી વિરૂદ્ધ હોય, તો અમે કરવાના નહીં. છોકરીઓને ભણાવવાની શાસ્ત્રમાં મના નથી, અને પહેલાં તેઓને ભણાવવામાં આવતી પણ હતી, એવું તેમને કહીએ, તો તે કહેશે, કે એ બધું ખરૂં, પણ છોકરીઓને ભણાવવાનો ચાલ નથી, માટે તેવો ચાલ પાડી ન શકાય. પુનર્વિવાહ કરવાની શાસ્ત્રકારોએ છૂટ આપી છે, પરંતુ તે કરવાનો રિવાજ નથી, માટે તે અમારાથી થઇ શકે નહીં, એમ લોકો કહેછે.

જૂની રસમો દૂર કરવા માટે નિજામ—હૈદ્રાબાદના કેટલાક મુસલમાન ગૃહસ્થોએ એક મંડળી સ્થાપી છે. તેમાં દાખલ થએલા રાયચૂરના તાલુકાદાર મીર લાયકાતઅલ્લીએ મંડળીના સભાસદ તરીકે લીધેલી પ્રતિજ્ઞા પ્રમાણે પોતાની કેળવાએલી કન્યાનાં લગ્ન કરતી વખતે નીચેની રસમો બંધ કરી હતી. ૧. સાચક એટલે મેવો, સાકરીઆ ચણા વગેરે માટલીઓમાં ભરીને વરવાળા કન્યાને મોકલેછે તે. ૨. મેંદી—કન્યાની બહેન કે નજીકની સગી તૈયાર કરેલી મેંદી થાળીમાં ભરીને વરને હાથે લગાડવા લઇ જાયછે, અને વર પાસેથી દાપું લેછે તે. ૩. શબ ગશ્ટ૦—લગ્ન ને મેંદી થયા પછી તે રાત્રે વરના તરફનાં માણસોનું સરઘસ ગાજતે વાજતે ને વખતે આતસબાજી સાથે કન્યાને ત્યાં જાય, ત્યારે કન્યાનો ભાઇ વરના ઘોડાની વાગ પકડી લાગો માગેછે તે. ૪. બાઝ ગશ્ટ—કન્યાને લઇને સરઘસ વરને ત્યાં પાછું આવે તે. ૫. જલવાહ—લગ્ન થયા પછી બીજે દહાડે વર કન્યાને સામસામે બેસાડે. કન્યાના ખોળામાં નાળીએર, હાંગરની ધાણી, સાકર, ખારેકો, બદામો એ પાંચ વસ્તુઓ પૂરે, તેમાંથી વર નાળીએર ઉપાડી લે, અને કહે, કે હું તમારો ગુલામ છું. તમારા તાબામાં રહીશ, અને તમને છેહ નહીં

આપું. પછી બંનેને માથે લાલ કપડું ઓરાઢી, વચ્ચે કુરાન મૂકી, તેની પાસે એક આરસો મૂકેછે. વર તરફના તેને પૂછેછે, કે કન્યાએ આંખ ઉઘાડીછે ? કન્યા આંખ ઉઘાડે નહીં, ત્યાં સુધી એ પ્રશ્ન પૂછયા કરે, અને તેણે ઉઘાડી, એમ વર કહે, એટલે ઢાંકેલું કપડું લઇ લેછે. હું તમારો ગુલામ છું, એવું વારેવારે વર કહે, ત્યારેજ કન્યા આંખ ઉઘાડેછે. ૬. લગ્ન વખતે કન્યા હાંતે મશી ઘસેછે તે. ૭. તેને પાન ચવડાવવામાં આવેછે તે. ૮. આંખે કાજળ આંજેછે તે. ૯. બુલાખ ઘાલવા માટે નાક, અને કાંટા વગેરે ઘાલવા માટે કાન કોચાવેછે તે. ૧૦, કીડીઆસર ( મંગળસૂત્ર ) કોટે ઘાલેછે તે. અને ૧૧. લગ્નને માટે રૂઢી પ્રમાણે વપરાતી બંગડીઓ હાથે પહેરાવેછે તે. મુસલમાનોની અને હિંદુઓની કેટલીક રૂઢીઓ મળતી આવેછે, કેમકે એકે બીજાની નકલ કરેલી હોયછે. જો મુસલમાન લોકો, અને તે ચઢતી જાતના સરદાર વર્ગનાઓ, પોતાની રસમો દૂર કરે છે, તો હિંદુઓએ પણ તેમનો દાખલો લઇ તે પ્રમાણે કરવું ઘટેછે.

કેટલીક વાર ગરજના માર્યો નવા ચાલ પડેછે. શરૂઆતમાં તેને માટે થોડી ઘણી ચરચા થાયછે, પણ કાળે કરીને તે દૃઢ થઇ જાયછે. યાવની ભાષા કંઠે પ્રાણ આવે, તોપણ ન બોલવાનું શાસ્ત્રવચન બાજુએ રહ્યું, અને મુસલમાની રાજ્યમાં ફારશી, અરબી, અને અંગ્રેજી રાજ્યમાં અંગ્રેજીનો અભ્યાસ કરવામાં કોઇ વાંધો લેતું નથી. કન્યાઓને ભણાવવામાં પ્રથમ વાંધો ઉઠયો હતો, પણ હાલ તે વિષે ઘણો વાંધો લેવામાં આવતો નથી. બાળલગ્નનો ચાલ પણ ધીમે ધીમે કમી થતો જાયછે. પુનર્વિવાહ પણ ધીમે ધીમે પગ પેસારો કરેછે. ઘણી વાર લોકો વાર્યું કરતા નથી, પણ હાર્યું કરે છે; પણ તેથી સંસારને ખમવું પડેછે ઘણું. રૂઢીના દાસ ન થતાં સારાસારનો વિચાર કરીને, તથા દેશ કાળ અને સ્થિતિને અનુસરીને લોકો બુરા ચાલ રદ્દ કરવાનો અને સારા ચાલ દાખલ કરનો ઠરાવ કરે, તો તેથી કેટલો ફાયદો થાય ?

---

## પ્રકરણ ૫ મું.

### ઘાટી ( ફેશન ).

ઘાટી–તરાહ ( ફેશન ) એ રૂઢીની સોકય થાયછે. રૂઢી આધેર વયની ને ઠાવકી છે, ત્યારે ઘાટી તરૂણ વયની ને તોછડી છે. રૂઢી જુના વિચારની અને ઘાટી નવા વિચારની છે. રૂઢી જુનાને વળગી રહેછે, અને ઘાટી નવું નવું ઝંખેછે. બંને તેના ધણીને હથેળીમાં નચાવેછે. બંનેનું પ્રબળ સંસાર ઉપર બહુ છે.

એકની એક ચીજ, એકનો એક ઘાટ, કે એકનો એક દેખાવ માણુસને કંટાળો આપેછે. જે કંઇ અવનવું હોય, તે તેને ગમેછે. પોતાના કરતાં પારકું તેને વહાલું લાગેછે, કેમકે તે પોતાના કરતાં નવી તરેહનું હોયછે. માણુસને અનુકરણુ કરવાનું ગમેછે. મોટાનું અનુકરણુ સર્વ કોઇ કરવા ચાહેછે, રાજ્ય કરતી પ્રજાની નકલ કરવા માણુસનું મન લોભાયછે. તેની ચાલ ઢાલ, રહેણીકરણી, રીતભાત, ખાનપાન, પહેરવેશ આદિ દેશમાં પ્રસરેછે. એવી બાબતમાં શાસ્ત્રની, ધર્મની કે રૂઢીની પરવા કોઇ રાખતું નથી.

ફ્રાન્સના ત્રીજા નેપોલિયન પાદશાહે અણીદાર મૂછો રાખી, ત્યારે તેના અધિકારી મંડળે, લશ્કરી સરદારોએ અને બીજાઓએ તેની નકલ કરી, અને અણીદાર મૂછની ખ્યાતિ વધી. ઇંગ્લાંડના જે પાદશાહોએ દાઢી મુંડાવી, તે પાદશાહોના વખતમાં લોકો દાઢી મુંડાવવાનું પસંદ કરવા લાગ્યા; અને જે પાદશાહોએ દાઢી વધારી, તેમના વખતમાં દાઢી વધારવાનું અનુકરણુ થયું. વિલાયતમાં વખતે વિચિત્ર ઘાટી ચાલેછે; એટલે કોઈ દાઢી મુંડાવે છે, કોઇ તેને ખૂબ વધવા દેછે, કોઇ તેને કાતરીને નાની રાખે છે, કોઇ તેનો કાતરીને તરેહવાર આકાર કરેછે, કોઇ દાઢી ને મૂછ બંને મુંડાવે છે, તો કોઇ દાઢી રહેવા દઇ મૂછોજ મુંડાવી નાંખેછે ! કોઇ થોભીઆ રાખેછે, તો કોઇ કાતરા રાખેછે, કોઇ મૂછોને પુષ્કળ વધારે છે, તો કોઇ સળી જેટલી પહોળાઇની બારીક રાખેછે. દાઢી

મૂછની બાબતમાં આપણે અહીં પણ એજ રીતે થાયછે. ફેર માત્ર એટલો કે મદ્રાસી એક જાતના બ્રાહ્મણ શિવાય મૂછ મુંડાવાનું કોઈ પસંદ કરતું નથી, અને દાઢું વધારી મૂછ મુંડાવે એવું તો જોવામાંજ આવતું નથી. મૂછની બાબતમાં આપણા લોકો અંગ્રેજ અને ફ્રાન્સના લોકો કરતાં પણ વધારે ધ્યાન આપેછે. મૂછને મરદાનીની નિશાની ગણવામાં આવેછે, તેથી તે મુંડાવી નાખવી, કે બહુ નાની રાખવી, એ લોકોને-ના પસંદ પડેછે. વાંકડી મૂછને લોકો વધારે પસંદ કરેછે, અને તેને માટે અનેક કૃત્રિમ ઈલાજ લેછે. " એની મૂછ પર લીંબુ ઠરેછે ", એવી ઉપમા શૂરવીરને અપાયછે. મૂછની કીમત બહુ ગણાયછે. કોઈ ઘણું વહાલું હોય, તો કહેશે, કે એ તો મારી મૂછનો વાળ છે. એક રજપૂતને પરદેશમાં રૂપીઆની જરૂર પડી. તેણે એક શાહુકારને ત્યાં જઈ બસેં રૂપીઆની માગણી કરી. શાહુકારે કહ્યું, રૂપીઆ તો આપું પણ તમે સાનમાં શું મૂકોછો. રજપૂતે કહ્યું મારી પાસે કાંઇ દરદાગીનો નથી, પણ હું મારી મૂછનો એક વાળ તને સાનમાં આપું છું. તેણે એક વાળ તોડી શાહુકારના હાથમાં મૂક્યો. શાહુકારે તે નીહાળીને કહ્યું, ઠાકોર ! આ વાળ તો વાંકો છે, માટે તે પાછો લઈ બીજો તોડી આપો. રજપૂત બોલ્યો,'મૂછનો વાળ વાંકો તો વાંકો પણ બાંકો છે! તારી બસેં રૂપરડી માટે આ મૂછનો બીજો વાળ તુટશે નહીં. લાવ મારો વાળ પાછો. શાહુકારે જાણ્યું કે આ માણસ ખરો ને પ્રમાણિક છે. તેણે વાળ રાખીને બસેં રૂપીઆ આપ્યા. શાહુકારે તે વાળને સોનાની ડાબલીમાં રાખી મૂક્યો. કેટલીક મુદતે રજપૂતે આવીને વ્યાજ સુદ્ધાં રૂપીઆ ભર્યા, અને સાનમાં મૂકેલો વાળ છોડાવ્યો. આ વખતે એક બીજો માણસ શાહુકારની પેઢીએ બેઠો હતો. તેણે જાણ્યું કે વાળ ઘરેણે મુકીને રૂપીઆ ઉપાડવાની રીત સારી છે. રજપૂતના ગયા પછી તેણે શાહુકાર પાસે રજપૂતના જેવી માગણી કરી. શાહુકારે વાળ માગ્યો કે તરત પેલાએ એક તોડી આપ્યો. શાહુકારે કહ્યું, આ વાળ તો વાંકો છે. પેલો બોલ્યો, ઠીક, ત્યારે લે બીજો તોડી આપું.'શાહુકારે કહ્યું, જા જા તારી મૂછના વાળથી દમડી પણ મળી

શકશે નહી. મુછની વાત બાજુએ મુકીએ, તો વાળ વિશે આપણે અહીં પુરૂષો બહુ દરકાર રાખતા નહીં. માથું મુડાવી માત્ર શિખા ( અને તે પણ નાની ) રાખવાનો આપણામાં રિવાજ હતો. મુસલમાનો વાળના સૌથી વધારે શોખીન છે. તેઓ માથે વાળ રાખીને પાછળથી વાંકુડા કરેછે. તેમાં હમેશ તેલ ધુપેલ નાખેછે, અને પટીઆં પાડયા કરેછે. કેટલાકને માથે હમેશ કંગાઈ ( કાંશકી ) ખોસેલી જોવામાં આવેછે. દાઢી મૂછની ઠાઠવેઠ તેઓ ઘણી કરેછે. મુસલમાનોની ધાટી હિંદુઓમાં પસરવા લાગી. જૂના વિચારના લોકો જવાનીઆને વાળની ઠાંઠવેઠ કરતાં જોઇ તેમને ટોકતા, ને કહેતા, કે " વરણાગીમાં વાળ " રાખવા એ ખોટું છે. અંગ્રેજોનો સંસર્ગ થયા પછી તેમની ધાટીનું અનુકરણ થવા લાગ્યું. સાહેબ લોકો માથે બાબરાં રાખેછે, માટે તેમનું જોઇ આપણા લોક બાબરાં રાખતા થયા, અને ઘણાકે તો ચોટલીને પણ વિદાયગીરિ આપી, તેથી શુભાશુભ વખતે શિખાબંધન કરવાનું પણ રહ્યું નથી !

માથે ચોટલા રાખવાનો ચાલ સર્વ દેશોની સ્ત્રીઓમાં સામાન્યછે. કોઇ વાળને ગુંથીને તેની વેણી છૂટી રાખેછે. કે તેનો અંબોડો વાળેછે. દક્ષણી સ્ત્રીઓ ગુંથેલા વાળનું ગોળ ગુંછળું વાળે છે, અને મારવાડણો તેને એવું ઉભું રાખેછે, કે જાણે માથા પર નાની ખીલી રાખી તે ઉપર સાલ્લો ઓઢયો હોય, એવું દેખાય છે. કોઇ વાળને ન ગુંથતાં એમનો એમજ અંબોડો વાળેછે, કે ગાંઠ મારી લઇ તેને દોરથી બાંધી લેછે. એ દોરી પહેલાં વાળની કે નાડાની વણવામાં આવતી, પણ હાલ વિલાયતથી આવતા પાંગરા ( જે ફાઇલો બાંધવા માટે કચેરીઓમાં વપરાય છે ) વાપરવાની ધાટી ચાલીછે. યૂરોપના દેશમાં હાલ માથાના આગલા વાળ કાતરી ગુચ્છો રાખવાની ધાટી ચાલી છે, તેનું અનુકરણ પારસી સ્ત્રીઓ વિશેષ, અને હિંદુ સ્ત્રીઓ જવલ્લે કરેછે. ધણી જીવતાં સ્ત્રીઓથી માથાના વાળ કતરાય નહીં, એવી તેમની સમજ છતાં નવી ધાટીથી તેઓ દોરાય છે. અંગ્રેજોની નકલ પારસીઓ ઝપાટાબંધ કરેછે, અને હિંદુઓ ધીમે ધીમે કરેછે.

આપણે અહીં ધાટીનું સૌથી વધારે પ્રબળ દરદાગીના અને કપડાં લત્તાં ઉપર છે. સૌ કારીગરોમાં સોનીઓ સૌથી વધારે ફાવે છે, કેમકે તેમને અવનવા ઘાટ કરી સ્ત્રીઓનાં મન લલચાવતાં સારૂં આવડેછે. કલ્લાંનીજ વાત લઇએ, તો તેના ઘાટ અને ભાતના ફેરફારથી તેની કેટલીક જાતો થઇ ગઇ છે ! સોનીએ ઘાટ બદલ્યો, કે નવા ઘાટનું ગૈરાને મન થાયછે. તેઓ ગમે તો જૂના ઘાટનાં કલ્લાં ભંગાવેછે, કે તે ગમે તેટલી ખોટ ખાઇ વેચી મારે છે. વળી તે તરફ સ્ત્રીઓનું મન દોડેછે, અને પોતાનાં કલ્લાં અકારાં લાગે છે. એજ રીતે કાનના, કોટના ને હાથના દાગીનાનુ થાયછે. જરાતરા ફેરને માટે પણ નવી ધાટીના ગુલામ થઇને લોકો કેટલું નુકશાન ખમેછે, તેનો તેમના મનમાં વિચાર પણ આવતો નથી. અવનવું કાપડ, ઉઠીને આંખે બાઝે એવા રંગ, અને તરેહવાર કાપથી લોકોનું મન મોહ પામેછે. પરદેશી કાપડ ગમે તેવું મોઘું કે તકલદી હોય, તોપણ તે સારૂં લાગેછે. તેના રંગ કાચા કે આપણા લોકોમાં ન વપરાતા એવા હોય, તોપણ તે પરદેશી છે, નવી જાતના છે, કે અગ્રેજો પસંદ કરેછે, માટે તે આપણને પસંદ પડેછે. અમુક જાતના કાપ આપણા પહેરવેશથી જૂદા છે, અથવા આપણા લાજ મલાઝાને છાજે એવા નથી, તોપણ તે નવી ધાટીના છે, માટે તે ગમેછે. જે પહેરવેશ આપણા દેશનો નથી, પણ રાજ્ય કરનારી પ્રજા વાપરેછે, માટે તે પસંદ કરવા જોગ મનાયછે. વિલાયતમા બૈરાંના પોષાકની ધાટી એટલી બદલાયછે, કે તેથી તે પાછળ લોકોને ઘણા ખરચમાં ઉતરવું પડે છે. આપણે અહીં જેમ બૈરાંના દરદાગીના મારી પાડેછે, તેમ વિલાયતમાં સ્ત્રીઓના પોષાક મારી પાડેછે. એક અમીરજાદી મોજીલા પારીસમાં ૪૦ દિવસ સુધી સેલધા સારૂ રહી હતી, તેને એકલા પોષાક પાછળ દોઢ લાખ રૂપીઆ ખરચ થયું હતું ! કેવો શોખ અને ઉડાઉપણું !

ઉચ જાતિના બૈરાંમાં જોડા પહેરવાનો બહુ કરીને રિવાજ નથી, તેથી પગરખા પહેરવામાં તેઓ હલકાશ સમજેછે. કદી તાપમાં

બહાર જવાની જરૂર પડે, તો તેમને પગે ફોલ્લા ઉઠેછે,-અને તેમની આંખોમાંથી આંસુ નીકળી પડેછે. કોઇ વાર સારા ઘરની આબરૂદાર સ્ત્રીઓને પગે ચીથરાં વીંટાળી તાપમાં દોડતી ને શીળામાં ઉભી રહેતી જોવામાં આવેછે. ટાઢમાં તેમના પગ ફાટેછે, અને પગનાં તળીઆં હમેશ મેલાં રહેછે. એમ છતાં મડમોની નકલ કરવા સારૂ પારસણો કે કોઇ કોઇ હિંદવાણીઓ પગે બૂટ મોજાં ચઢાવેછે. એવે સમે રૂઢીને ધાટી દબાવી દેછે, પરંતુ રૂઢી બદલીને પગરખાં પહેરવાનો નવો ચાલ સામાન્ય રીતે પડતો નથી, કેમકે પગરખાં ધાટીના વર્ગમાં આવતાં નથી! એજ રીતે ગમે તેવી લુ વાતી હોય, કે વરસાદની ઝડીઓ પડતી હોય, તોપણ સ્ત્રીઓથી છત્રી ઓઢી શકાતી નથી. સ્ત્રીઓને ભલે લુક લાગે, પણ તેમનાથી રૂઢી વિરૂદ્ધ કંઇ થઇ શકે નહીં. તેઓ ભલે વરસાદથી ભીંજાય, તેમના નવરંગ સાળુ ભલે પાણીથી ખરાબ થાય, તેમનાં ઝીણાં વસ્ત્ર પલળવાથી ભલે તેમની એબ બીજા લોકો જુએ, પણ રૂઢી બાઇની વિરૂદ્ધ થઇ છત્રી ઓઢવાનો નવો ચાલ કેમ પડી શકે? આગળ જતાં કદાચ રૂઢી બાઇની નાની બહેન (સોક્ય) ધાટી મન પર લેશે, તો એ રિવાજ પણ ઝટ દાખલ થઇ જશે!

પહેરવેશની બાબતમાં આપણે ઘણું કહી ગયા છીએ, માટે તેની ધાટી વિષે વધારે બોલીશું નહીં. ગૃહસ્થ (જેન્ટલમેન) પણાની નિશાની બૂટ મોજાં ને કોટ પાટલુન ગણાયછે. વાળની વરણાગી તેમાં ઉમેરો કરેછે, લાકડી રૂમાલ તેની શોભામાં વધારો કરેછે, અને ગળે કોલર (પટ્ટો), અને હાથે કફ (પટ્ટા જેવા) વડે ગૃહસ્થાઇ પૂર્ણપણું પામેછે. લાકડી પણ નાજુક જોઇએ, એટલે જો કૂતરૂં કરડવા આવે, કે ઢોર મારવા ધાય, તો કામમાં પણ ન આવી શકે. અંગ્રેજો જ્યારે વાસની લકડીઓ પસંદ કરે, ત્યારે આપણે પરદેશી પાતળી, નાજુક ને વખતે ગાંઠાગાંઠાવાળી લાકડીને ચાહીએ છીએ. ખભે પિછોડી–દુપટ્ટો નાખવાની અસલ રૂઢીને ધાટી બાઇ ધકેલી મૂકતી જાયછે. દુપટ્ટાની શોભા ને ઉપયોગ

ધાટી ખાઇને રૂચતા નથી. હિંદુ ઓળખવાને પોશાકમાં માત્ર પાઘડી રહીછે, તે ઉપર પણ જુવાનીઆઓને તિરસ્કાર આવવા લાગ્યોછે. પાઘડી કરતાં ટોપી તેમને વધારે પસંદ પડેછે. ( કેમકે સાહેબ લોકો ટોપી પહેરેછે )! પાઘડીનો ભાર તેમનું માથું ખમી શકતું નથી, એવી નાજુક પ્રકૃતિ તેમની થઇ ગઇછે. પાઘડીના કદમાં અને તેને બાંધવાની ધાટીમાં પુષ્કળ ફેર પડતો જાયછે. બાંધવાની પંચાત ન પડે, માટે તેનાં ખોખાં વપરાવા લાગ્યાંછે. ભારના કારણથી કે બાંધવાની કડાકૂટને લીધે પાઘડી નાપસંદ પડે, તો તેને બદલે ફેંટા વપરાય તોપણ સારૂં, કેમકે તે આપણા દેશનો રિવાજ છે. પણ રૂઢી અને ધાટીની લડાઇમાં જ્યાં ને ત્યાં ધાટી વધારે ફાવેછે. ધાટી ખાઇ નામને તથા અડકને પણ સુધારે છે, કે ફેરવી નાખેછે. નરસ્મીદાસને ઠેકાણે નૃસિંહદાસ, મલકારજનને ઠેકાણે મલ્લિકાર્જુન, પંડયાને ઠેકાણે પંડિત, દવેને ઠામે દ્વિવેદી, ત્રવાડીની જગાએ ત્રિવેદી ને જાનીને સ્થળે યાજ્ઞિક લખાયછે. ઇશ્વર, દેવ, તીર્થ, અને સદ્ગુણનાં નામને બદલે ઝવેર, હીરા, મોતી વગેરે જડ પદાર્થનાં નામ પસંદ પડેછે. મુસલમાની વખતમાં અને હવે પણ તખ્તસિંહ, ન્યામતરાય, હકુમતરાય, ઉમેદરામ, દોલતરામ, હિમ્મતલાલ, વખતચંદ, ફકીરચંદ, ફતાભાઇ, દોલતબાઇ, વખતબા, હિમ્મતી એવાં યાવની નામ પડેછે, અને વકીલ, દિવાનજી, સેલત, કાજી, મુનશી, એવી યાવની અડકો પણ પડી ગઇછે. હમણાં હમણાં વળી અંગ્રેજી અડકો જજ, પ્લીડર, દાક્તર, કંટ્રાકટર એવી પડવા લાગી છે. હોગ, બેર, ફોરેસ્ટ, સ્ટોન એવાં અંગ્રેજી નામ દાખલ થતાં નથી, એજ માત્ર નવાઇ છે!

ભાષા વાપરવામાં પણ ધાટી પોતાનો દાવો રાખેછે. કેટલાક ફારસી અરબી જાણનારા તે તે ભાષાના અને સંસ્કૃત જાણનાર સંસ્કૃત ભાષાના ગૂજરાતીમાં અપરિચિત એવા શબ્દોનો અતિ ઉપયોગ કરવામાં રૂડું સમજેછે. કોઇ સંસ્કૃત જાણનારા યાવની શબ્દો ગૂજરાતી થઇ ગએલા હોય, તેમને પણ ટાળેછે, ગૂજરાતી અપભ્રંશને શુદ્ધ કરેછે, અને સંસ્કૃતના અસલ પ્રત્યયો સુદ્ધાં

વાપરવા યત્ન કરેછે. અંગ્રેજી ભણેલા કહેછે, કે અમને તો વિચાર્જ અગ્રેજીમા કરવો પડેછે, અને પછી તેના ભાષાતરના રૂપમા ગૂજરાતી બોલીએ લખીએ છીએ ! ગૂજરાતી ભાષા એટલી નાની છે, કે અમને તેમા જોઇએ તે શબ્દ પણ નથી જડતા, તેથી અમારે અગ્રેજી શબ્દો વાપરવા પડેછે. ગૂજરાતીમા વાતચિત કરતાં પણ વાકયે વાકયે એક કે વધારે અગ્રેજી શબ્દો તેમના બોલવામા આવે છે. એટલુંજ નહીં, પણ અગ્રેજી ન જાણનાર બૈરા છોકરા સાથે વાત કરતા પણ અગ્રેજી શબ્દો વાપરે છે. આને ફેશન કહો, હઠ કહો કે ગૂજરાતી ભાષાનુ અજ્ઞાન કહો.

ઘરબારની બાધણીમા વિલાયતી ફેશન, તેને રગવા ધોળવામા વિલાયતી ધાટી, અને તેને શણગારવામા વિલાયતી તરાહ વધતી જાયછે. ખાવા પીવામા હાથનો ઉપયોગ કરવો કેટલાકને પસદ પડતો નથી. સાહેબ લોકોની પેઠે ચમચા કાટા વાપરવાનું તેમને મન થાયછે. પાટલા ઉપર બેસી જમીન ઉપર ભાણું માડવું, એ તેમને જગલી જેવુ લાગે છે. એના કરતા મેજ ઉપર ખુરશીએ બેશીને ખાવાનુ તેમને રૂચેછે. ધાતુપાત્ર કરતા ચીનાઇ માટીના ને કાચના પાત્ર તેમને રૂચીકર લાગેછે. ચા, કાફી આદિ પીવાની ફેશન વધવા માડીછે. બરફ, સોડા, લેમોનેડ વગેરેની ફેશન પ્રસરતી ચાલીછે. બીડીપીવાની પણ ફેશન ચાલીછે. તેથી દેશી બીડીઓ ને દેશી હુક્કાને બદલે વિલાયતી કાગળની કે નરી તબાકુની મોઘી બીડીઓ વપરાવા લાગીછે જેમ મોઘી બીડીઓ વાપરવામા આવે, તેમ ગૃહસ્થાઇ વધારે જણાય, પછી ભલે તે નુકસાનકારી નીવડે, કે ભલે તેથી પૈસે ટકે ખુઆર થવાય. ગાડીમા, આગગાડીમા ને કામ કરતા બીડીનુ ઠીહુ મોમા હોવુજ જોઇએ પારસીઓમાં ધર્મના કારણથી બીડી પી શકાતી નથી, તોપણ કેટલાક ફેશનની ખાતર તે પીવામા ગૃહસ્થાઇ સમજેછે હિદુઓમા જે નાતોથી બીડી પી શકાતી નહી, તે નાતોવાળા પણ કેટલાક બીડી પીવા લાગ્યાછે આ પ્રમાણે અગ્રેજી ફેશન પૂર્ણ રીતે જામશે તો આપણા આર્યો “ સાબ લોક ” થઇ જશે ! પણ ધ્યાનમા રાખવુ, કે એથી

"આતો બ્રહ્મ તતો ભ્રષ્ટ" થવાયછે. "ધોબીનો કૂતરો નહીં વાટનો ને નહી ઘાટનો", રહેવાનોછે; મોરનાં પીછાં ખોસ્યાથી કાગડો મોર થઇ જવાનો નથી. ઠેઠ–ગૂજરાતી પોષાક શોભા આપી ન શકે. કેવળ વિલાયતી પોષાકથી ગોવાના બટલર (બબરચી) નો દેખાવ દેખાશે. એવો પોષાક પહેરવાથી સાહેબ લોકો ઉલટા હાંસી કરેછે, અને પોષાક બદલવાથી તેઓ તેમને "કાળા લોક" ને બદલે "ગોરા લોક" કહેવાના નથી.

---

## પ્રકરણ ૬ઠું.

## ધર્મોપચાર અને આચાર.

ધર્મનો વિષય સ્વતંત્ર અને નિરાળો ગણેલો છે, માટે તે વિષે આપણે અહીં વધારે બોલીશું નહીં; પણ સંસાર ઉપર તે વડે જે અસર થઇછે, ને થાયછે, તે વિષે કંઇ કહેવું પડશે. છોકરાંને માબાપ તરફથી ધર્મ સંબંધી થોડુંજ જ્ઞાન મળેછે, અને જે કંઇ મળેછે, તે બહુ કરીને આચાર વિચાર પૂરતું, અથવા બાહેરનું ઉપરચોટીઉં હોયછે. ધર્મના જ્ઞાનની આશા આપણે આચાર્યો–ગુરૂઓથી રાખી શકીએ, પણ હાલના આચાર્યો–ગુરૂઓ પોતાનું કર્ત્તવ્ય ક્યાં બજાવે છે ? તેઓ ઉપદેશ આપવાનું કામ ક્વચિતજ કરેછે. ઘણાક, સેવકો પાસેથી પૈસા મેળવવા, અને મોજમઝાહ ભોગવવી, એજ પોતાનું કર્ત્તવ્ય સમજેછે. વિશેષમાં નામ પમાવે, દાન આપે, કાનમાં મંત્ર ફુંકે, અને દર્શન દે એટલે સેવકો પ્રત્યેની પોતાની ફરજ અદા થઇ, એમ માનેછે.

લોકો, ગુરૂએ આપેલો મંત્ર જપવો (તે પણ બહુ થોડા જપે છે), ધર્મમાં કહેલા આચાર પાળવા, બને તેટલી આચાર્યોની સેવા કરવી, દેવદર્શન કરવાં, અને કીર્તન ભજન સાભળવાં કે ગાવાં એટલે ધર્મનાં કાર્ય પૂરાં થયા, એમ સમજેછે. પોતાના પંથનું રહસ્ય શું છે, તે ઘણાજ થોડા જાણેછે, કેમકે તેના ગ્રંથો વાચવા

સમજવાની કાળજી કોઇકજ રાખેછે. માળા ફેરવતી વખતે બીજા સાથે વાતો થતી હોય, કે મન ગમે ત્યાં ભમતું હોય, ને મોઢે મંત્ર બોલાય, અને હાથનાં આંગળાં માળાના મણકા મૂકે, તેથી કલ્યાણ કેમ થાય ? બહારના આચાર પાળવા, એ સારૂં છે, પણ એથી માત્ર શરીરની શુદ્ધિ થાયછેઃ આત્માની થતી નથી, એ જાણવું જોઇએ; અને એટલા માટેજ નૃસિંહ મહેતો, અખો ભક્ત, મીરાંબાઇ વગેરે ભક્તોએ તેની વિરૂદ્ધ ઘણું કહ્યુંછે. બને તેટલી આચાર્યોની સેવા કરવી, એ ખોટું નથી; પરંતુ તેમની પાસેથી સેવાનો બદલો મેળવવાનો યત્ન થતો નથી એ ચૂક છે. જો સેવકો બદલામાં ધર્મના જ્ઞાનની પ્રસાદી માગે, તો આચાર્યોને જરૂર તેમ કરવાની ફરજ પડે. તેઓ પોતે જ્ઞાન મેળવી ઉપદેશ કરે તો તેમને પોતાને અને તેમના પંથના લોકોને લાભ થયા વગર રહે નહીં. એમ ન કરવાથીજ તેમના પંથમાં વધારો (પ્રજા ઉત્પત્તિ શિવાય) થતો નથી, અને લોકોમાં ધીમે ધીમે અનાસ્થા થતી જાયછે. હાલના ઘણાખરા પંથો મૂર્ત્તિપૂજક છે. નિરાકાર એક ઇશ્વરને માનનારા જૂના પંથ બહુ કરીને આપણા દેશમાં હાલ નથી. બૈરાં દાતણ કરી મોં લહોતી વખતે નિરંજન, નિરાકાર, દીનદયાળ, ભક્તવત્સલ ભગવાન એમ બોલેછે, અને પછીથી દેવદર્શને જાયછે! એટલે તેઓ જે બોલેછે, તેનો અર્થ ભાગ્યેજ સમજેછે. વિદ્વાન શાસ્ત્રીઓ ઘણું કરીને બહારથી કોઇપંથ માનેછે, પરંતુ તેમને મળેલા જ્ઞાનવડે તેઓની અંતર્વૃત્તિ જૂદીજ રહેછે. અંગ્રેજી કેળવણી પામેલા સમજુ લોકોની પણ એવીજ વૃત્તિ થાયછે.

પરબ્રહ્મ પરમાત્મા જે સર્વ જગત્નો કર્તા અને નિયંતા છે, તે નિરંજન નિરાકાર અને સચરાચર વ્યાપી છે; તથાપિ ભલે તમે દેવને સાકાર માની મૂર્ત્તિપૂજા કરો. ખરી શ્રદ્ધા રાખી ઇશ્વરને આરાધશો, અને તેની આજ્ઞા પ્રમાણે વર્ત્તશો, તો કલ્યાણ થશે. લોકોને આપણે બહુકરીને ભાવિક-શ્રદ્ધાવાન જોઇએ છીએ; પરંતુ એમનો ભાવ-શ્રદ્ધા-અજ્ઞાનમય અને ખોટે રસ્તે દોરાયેલો હોયછે. લોકો દેવદર્શને કે ગુરૂદર્શને ખરા ભાવથી જાયછે, અને બીજા

આપણું કલ્યાણ થવાનું છે, એમ માનેછે. તેઓ સવારમાં વહેલા ઉઠી દર્શનને માટે દોડમદોડા કરેછે; દર્શન ન થાય તો જમતા નથી, એવા નેમધારી પણ ઘણા હોયછે. પરંતુ આપણે તેમને પૂછીએ, કે ભાઈ શાનાં દર્શન કર્યાં ? ત્યારે તેઓ કહેશે, કે વાગાનાં કે શણગારનાં કે હિંદોળાનાં ! દેવને કેવા વાગા અને શણગાર ચઢાવ્યાછે, તે તેઓ ધ્યાન ધરીને નિર્ખેછે, તેની બારીક વિગત આપી શકેછે, અને માનેછે કે તેમણે પેટ ભરીને દર્શન કર્યાં. જેને તેઓ દેવ માનેછે, તેનાં દર્શન નહીં, પણ તેના આભુષણનાં દર્શન કરવાથી કલ્યાણ કેમ થાય ?. મૂર્ત્તિ જાતે પાષાણ કે ધાતુની હોય, તેને નિહાળવાથી પણ દેવનાં દર્શન થતાં નથી. જે દેવને તેઓ માનતા હોય, તે દેવ જાણે મૂર્ત્તિમાં આવી વસ્યા છે, એમ સમજી જ્યારે તેનુંજ ચિંતવન કરે, અને દર્શન વખતે તેમાંજ તલ્લિન થઇ જાય, ત્યારેજ કંઇ કલ્યાણનો માર્ગ છે. નૃસિંહ મહેતા આદિ ભક્તો જેવી રીતે દેવનાં ખરાં દર્શન કરવામાં તલ્લિન થતા, ભક્તિમાંજ ગરકાવ રહેતા, બાહ્યોપચારની દરકાર રાખતા નહીં, અને આત્મા પરમાત્માને જ્ઞાન માર્ગે સમજતા હતા, તેવી રીતે જ્યારે તમે વર્તશો, ત્યારેજ તમે આત્માની શુદ્ધિ અને મોક્ષ મેળવી શકશો.

સમાના દર્શન કરવાની લાહેમાં દાતણપાણી કર્યા વગર, અને નાહ્યા ધોયા વગર બૈરાંને દોડતાં આપણે જોઇએ છીએ. સામા આવનારને પૂછે, કે કેમ ભાઇ ઝાંખી થશે કે ? તે કહેશે, વહેલાં થાઓ, નહીંતો ટેરો આવી જશે. એ સાંભળતાંજ બિચારી બૈરીઓ જે જે જે જે કરતી વધારે દોડેછે, અને ભોગજોગે ટેરો આવી ગયો હોય, તો બ્રહ્માંડનો નિશાસો નાખેછે. તેઓ વ્રત્તાદિ એટલાં બધાં કરેછે, કે વખતે તેમના શરીરને નુકસાન થાય. શાસ્ત્રી પુરાણીઓ અમુક વ્રતનો મહીમા ઘણો મોટો બતાવેછે, અને તે શ્રદ્ધાળુ લોકો માન્ય કરેછે. એક ઠેકાણે મંદીરનું કામ ચાલતું હતું. એક સાધુએ કહ્યું, કે જે કોઇ ભીંત ચણવા માટે પચીશ ટોપલીઓ માટી લાવી નાખશે, તે સ્વર્ગે જશે ! ભોળા સેવકોએ એ વાત ખરી માની, અને સર્વ કોઇ—મોટા, નાના, પૈસાદાર, ગરીબ, સ્ત્રી પુરૂષ

માટીના ટોપલા વહેવા લાગ્યાં. મંદીરના કામ માટે માટી આણુવાથી સ્વર્ગ મળે, એ માનવું કેટલું હાસ્યજનક છે, અને સ્વર્ગની કીમત કેટલી ઘટાડી દેવામાં આવેછે? આ વાત લોકોએ ખરી માની, તો પછી તેમને રોજ દર્શને આવવાની, અને આચાર્યોને પૈસા આપવાની જરૂરજ નહોતી. કેટલાક લોકો પાપકર્મ કરેછે, અને તેના નિવારણુ માટે દેવને અમુક ચીજ અર્પેછે, અથવા દાનધર્મમાં પૈસા ખરચેછે, તે એવું સમજીને કે એથી પાપ ધોવાઇ જાયછે. વળી પાપ આચરેછે, ને એજ માર્ગ પકડેછે. જાણે દેવાદિ લાંચીઆ હોય, ને પૈસા ખાઇ ગુનાહ માફ કરતા હોય, એવું તેઓ સમજતા હશે. પાપ ખરા પશ્ચાતાપથી અને હવે પછી તે ન કરવાનું પણુ લીધા સિવાય ધોવાતું નથી. દુઃખ નિવારણુ માટે કે અમુક લાભ પ્રાપ્ત થવા સારૂ દેવ દેવીઓની બાધાઆખડી રાખવામાં આવેછે. બાધા આખડીની લાંચ લઇ દેવદેવીઓ ઇચ્છેલું કામ કરી આપે, એ સંભવતું નથી. એક બાઇએ હનુમાનની બાધા રાખી કે જો મને ૨૫) રૂપિયા મળશે, તો હું તમને રૂ. ૧૧ નું તેલ ચઢાવીશ. હનુમાને કહ્યું, તને ૨૫) રૂપીઆ અપાવી ૧૧ રૂપીઆનું તેલ મેળવવા કરતાં હુંજ પચીસ રૂપીઆનું તેલ લાવી તેમાં ડુબકાં નહીં મારૂં ? એક બાઇએ દેવની માનતા માની કે મારા છોકરાને તાવ મટશે, તો હું તમને આકાશ જેવડો રોટલો ધરાવીશ. છોકરો બોલ્યો, મા તું આકાશ જેવડો રોટલો કરવાને કલેડું ક્યાંથી લાવીશ? માએ કહ્યું, છાનો રહે, બેટા એતો હું દેવને ફોસલાવુંછું ! બળીઆ ઓરી વખતે માતાઓ બળીઆ કાકાની ઘણી સખત બાધા—માનતા રાખેછે, પણુ છોકરૂં મરી જાય, તો એજ બળીઆ બાપજીને ગોઝારો, હત્યારો કહી કૂટેછે ! આ ઉપરથી શું સમજવું ?

આપણા શાસ્ત્રોમા સર્વ દેવને નમસ્કાર કરવાનું કહ્યુ છે. અન્ય ધર્મની નિંદા ન કરવાનું ફરમાવ્યું છે. એમ છતા જુદાજુદા પંથના લોકો પોતાનો ધર્મ શ્રેષ્ઠ ગણી, બીજા પંથ કે ધર્મની નિંદા કરેછે, અને તેમના દેવને નમતા નથી. હડહડતા વૈષ્ણુવ શિવના દેવળમાં પણુ ન ??રો, અને કપડાં શીવવામાં શીવ એવું ઉચ્ચારણુ થાયછે,

તે જાણે શીવને પ્રબોધેછે, અને તેથી પોતાનું અકલ્યાણ થશે, એમ માની કપડાં શીવવાં, એમ પણ બોલતા નથી !

ધર્મ પાળવામાં માત્ર આચાર વિચારને પ્રધાનપણું અપાયછે, અને મુખ્ય મુદ્દો વિસરાય છે. જૂદા જૂદા પંથવાળા અમુક આકારનાં ને અમુક રંગનાં ટીલાં ટપકાં કરે, કોઇને લસણ વર્જ્ય તો કોઇને ડુંગળી વર્જ્ય. કોઇ જમતા અગાઉ એક વાર નહાય તો કોઇ જેટલી વાર ખાવાનું તેટલી વાર નહાવાનું રાખે. જાજરૂ જઇ આવ્યા પછી કોઇ સાત વાર માટી લઇ હાથ ધોવાનું પ્રતિપાદન કરે, તો કોઇ ત્રણ વારની હીમાયત કરે. ચાતુર્માસમાં કોઇ મુળા ખાવાનું બંધ કરે, તો કોઇ રીંગણાં ખાવામાં ખોટું સમજે. કોઇ રેશમી કાપડને પવિત્ર ગણી તે ગમે તો કાળનું, ધોયા વગરનું, મેલું ને ગંધાતું છતા પણ હરકત ન લે, તો કોઇ ધોએલું સુતરેલ કપડું જ્યાં સુધી કેડેથી ઉતર્યું નથી, ત્યાં સુધી પવિત્ર છે, એમ માને. કોઇ પાણીથી પાકેલું અન્ન સ્નાન સોળા વગર ન જમાય, એમ ગણે, પણ તેને શેકયા પછી પાણીથી ચઢવવામાં બાધ નથી, એમ ઠરાવી પછી તેની પાણીમાં કરેલી અનેક વાનીઓ નાહ્યા ધોયા વગર સુખેથી જમે, તો કોઇ એમ માને કે પાણીથી પાકેલું, જ્યાં સુધી તેમાં મીઠું ભળતું નથી, ત્યાં સુધી અભડાતું નથી. એવું અન્ન હાથમાં હોય ને કોઇ અડે, તો હરકત નહીં, એમ કોઇ કહેછે, તો કોઇ એમ શાસ્ત્રાર્થ કરેછે, કે એ અન્ન મોંમા ઘાલી ચાવવા માંડયા પછી કોઇ અડે, તો તેથી અભડાવાયછે. ઘરમાં કુતરૂં અડે, તો રસોઇ અભડાય છે, પણ નાતની રસોઇ તેથી અભડાતી નથી; કેમકે નાત ગંગાનો પ્રવાહ ગણાયછે, અને તેને માટે રાંધેલી રસોઇ પવનના સ્પર્શથી માત્ર પવિત્ર થઇ જાયછે. લોકો કહે છે પણ ખરા. કે " બિલાડું પળ્યું, ને કુતરૂં ન પળ્યું ". " દાળભાત અભડાય, પણ લાડુ વગેરે મહત્વનો સામાન ન અભડાય", "પળાય તેટલું પાળીએ, ને ન પળાય તે ઠીક; જે ચામડાના જોડા કીધા, તે ચામડાની ઓખ"! "બાપ તેની છોઇ નહી ", "ગરજને અકલ નહીં, ને અર્થને દોષ નહીં ". કોઇને ગધેડું કે કુતરૂં અડે તો નહાવું પડેછે, તો કોઇને મુસલમાન કે હજામ

અડે તો પણ નહાવું પડેછે. ઢેઢ ભંગીઆને અડેલી ચીજ ધોવી પડે, પણ જે ધોવાથી ચીજ બગડતી હોય, ને નુકસાન થતું હોય, તે ઉપર એક લીલું તરણું નાખવાથી, કે તે મુસલમાનને અરાડવાથી પવિત્ર થઇ જાયછે ! મુસલમાનને અડવાથી નહાવું પડે અને તેને અડાડેલી ચીજ પવિત્ર થાય, એ કયું શાસ્ત્ર, અને કયાંનો ન્યાય ? પણ આ પણા લોકો જરૂરને વખતે તત્વજ્ઞાની કે વેદાંતિ કે સુધરેલા બની જાયછે, અને હમેશની છીટ ને છોજ બાજુએ મૂકેછે. કોઇ ઝાડે ફરી આવ્યા પછી નહાવાનું ફરમાન કરે, તો કોઇ કેડિયું કરવાનું, અને કોઇ એકલા હાથ પગ ધોવાનું કહે; પછી ભલે અતિસાર થયો હોય ને તાવ આવતો હોય, પણ એ ધર્મ છોડી ન શકાય. નહાયા વગર પાણીનું રાંધેલું ખવાય નહીં, તેથી દૂધની દશમી ને કોરૂં તળેલું શાક ખાવાની કોઇ વ્યવસ્થા રાખેછે, અને સસતામાં સસતું જેને દશમીનું દૂધ કહેછે, તે ગવળીને ત્યાંથી લાવેછે. ખાનારા સૌ જાણેછે કે એટલું સસતું દૂધ પાણી ઉમેર્યા વગર મળતું નથી, અને એ પાણી ગવળી ( જે ઘણું કરીને મુસલમાન હોયછે ) પોતાના ઘરનું ઝીકેછે.! નહાવાનો ધર્મ સાચવવા સારૂ વટલાવાની પણ દરકાર રહેતી નથી; એ તે ધર્મ કહેવાય કે અધર્મ ? એક ભિક્ષુક ભટકતા બ્રાહ્મણને બ્રહ્મભોજનમાં ભાગ લેવા ઘર ધણીએ કહ્યું તેથી તેની પાસે પાણી પીવાનો લોટો હતો, તે મારે ત્યાંથી ભરી ગયો. બ્રાહ્મણની કાયા એટલે નહાવું તો જોઇએ, અને સ્નાન કર્યા વગર બ્રાહ્મણો પંગતમાં બેસાડે પણ નહીં. તેથી તેણે ભરેલા લોટામાંથી અરધું પાણી સ્નાન કરવામાં વાપર્યું, અને બાકીનું પીવા સારૂ રહેવા દીધું ! આને તે સ્નાન કહેવું કે રોટલા સ્નાન કહેવું ? એટલા પાણીથી આખું શરીર ચોપડી પણ ભાગ્યે શકાય, તો તેનું પહેરવાનું કપડું કોરૂં રહે અને શરીરનો કોઇ ભાગ પણ કોરો રહે તેમાં નવાઇ શી ? શિયાળામાં કડકડતી ટાઢ પડતી હોયછે, ત્યારે ઉંચી નાતના બ્રાહ્મણો પણ જ્ઞાતિભોજન વખતે નહાવાની ફરજ એકલી જનોઇ પલાળીને બજાવેછે, અને જાણે નહાયા હોય તેથી ટાઢે ઠુંઠવાતા હોય, એવો ડોળ કરીને પવિત્ર પંક્તિને અપવિત્ર કરી નાંખેછે ! એથી

ઉલટું, કોઇ ધર્મમાં નહાવાનો નિષેધ કર્યોછે, એટલે જેમ બને તેમ થોડું નહાવાથી પુણ્ય થાયછે, એમ માનેલું છે. પાણી ઢોળવાથી ને ભેગું કરવાથી જીવ મરેછે, માટે ઘણે દહાડે ન ચાલ્યેજ નહાવું, અને એઠુંજુઠું સૌ રસ્તા ઉપર વેરાતું ઢોળવું; પછી ભલે શરીરની આરોગ્યતા ન જળવાય, કે આંગણે ગંદવાડ થાય. સંધ્યા, ગાયત્રી ને બ્રાહ્મણનાં ખટકર્મ કેટલા થોડા જાણેછે, ને તેમાંથી પણ કેટલા થોડા નિયમિત રીતે ને શ્રદ્ધાપૂર્વક તે કરેછે ? ભાઠેલાઓ ખેડુત જેવા આચાર વિચારમાં થઇ ગયા, ત્યારે હરિવસી નામનો એક તેમની નાતનો સત્તાધીશ થયો, તેણે સર્વેએ સંધ્યા કરવી જોઇએ, એવો હુકમ કર્યો. અજ્ઞાન, ખેતીમાં મશગુલ રહેનાર, ને ખટકર્મ નહીં કરનારને આ હુકમ ભારે પડે, અને તેનો અમલ તેઓ ન કરે, એ બનવા જોગ છે. એક વખત હરિવસીની સ્વારી જતી હતી, અને એક ભાઠેલો દિશાએ જવા નજીકમાં બેઠો હતો; તે સંધ્યા કરવાનું ભુલી ગયો હતો, અને આ રસ્તે જનાર જમદુતો કદાચ હરિવસીના હશે, એમ સમજી તે ત્યાંજ નાક ઝાલી સંધ્યા કરવા મંડી ગયો ! તેને ખબર નહોતી કે હરિવસી પોતે એ લોકોની માંહે છે, તેમ તે તેમને ઓળખતો પણ નહોતો. સ્વારી થોડેક દૂર જઇ ઉભી રહી, અને પેલો ભાઠેલો પરવારીને આવ્યો. તેને હરિવસીએ પુછ્યું, અલ્યા, શું કરતો હતો ? તે કહે, સાહેબ સંધ્યા કરતો હતો ! તેમણે ફરી પુછ્યું, અલ્યા, દિશાએ બેઠા હોઇએ, તે વખતે સંધ્યા થાય ? ભાઠેલાએ જવાબ દીધો, અરે, હા રે, એ તો હરિવહીનો અઘમણીઓ ઝાંહવો તે ઝાંહવો; હવારમાં હહરીની હંધ્યા ભૂલી ગએલો ! હરિવસીએ જાણ્યું, આ રાની લોક આવી સખ્તાઇથી પણ સુધરવાના નથી, તેથી તેમણે પોતાનો આગ્રહ છોડી દીધો. આવી વાતો અલબત અતિશયોક્તિવાળી કે જોડી કાઢેલી હશે, પરંતુ આટલું તો ખરૂં, કે બ્રાહ્મણથી માંડીને સર્વ નાતના લોક પોતાના ધર્મ કર્મથી, નીતિના માર્ગથી, ને આચાર વિચારથી પતિત થયા છે, અને "સાપ ગયા ને લીસોટા રહ્યા", જેવું તેમનું ધર્માચરણ છે.

જેમ સાધારણ લોકોના આચાર વિચાર ને ધર્મ વાંધા ભરેલા છે, તેમ નવી કેળવણી પામેલા પૈકી ઘણાના આચાર વિચાર ને ધર્મ વાંધા ભરેલા છે. પૂર્વે કહ્યું તેમ કોઇ નાસ્તિક, કોઇ સંશયી, કોઇ સ્વધર્મની બાબતમાં અભાવવાળા, તો કોઇ પરકીય ધર્મને ચાહનારા હોયછે. આપણા દેશમાં પૂર્વે ચાર્વાક આદિ સમર્થ નાસ્તિકવાદીઓ હતા, અને હાલના સુધરેલા દેશોમાં પણ નાસ્તિક વિદ્વાનો છે. તેમના વિચાર કોઇ તરૂણો ગ્રહણ કરેછે, પરંતુ તેમની રહેણી કરણીનું અનુકરણ ભાગ્યેજ થાયછે. બ્રેડલો જેવા ભલે નાસ્તિક હોય; પરંતુ તેઓ કેવા સદ્‌ગુણી અને જગતનું ભલું કરનારા હતા ? જૈનધર્મીઓ ઇશ્વરનું અસ્તિત્વ સ્વીકારતા નથી છતાં તેમના ધર્મની ગણના બીજા સારા ધર્મોમાં થાયછે. નાસ્તિકવાદી થઇ સ્વચ્છંદે વર્ત્તવું, પદાર્થના ઉપાસક થવું, મોજમજાહ એજ પરમસુખ સમજવું, પાપ પુણ્ય જેવી કોઇ ચીજ નથી, એમ માનવું, અને મુઆ પછી કંઇ થવાનું નથી, એવું સમજવું એના જેવું ભયંકર અને સંસારને બગાડનાર બીજું કંઇ નથી. જન્મ પર્યંત સંશયી રહેવું, એ માણસની નલાયકી અને પરીક્ષા કરવાની અશક્તિ બતાવેછે. સંશયી રહેવા કરતાં કોઇ પણ એક ધર્મ સ્વીકારવો બહેતર છે. પરધર્મ ઉપર ચાહના રાખવી, અને પોતાના ધર્મ ઉપર અભાવ રાખવો, એ સૌથી વધારે ખરાબ છે. એવા લોકોને દેશદ્રોહી ગણવા જોઇએ. ઘણી વાર તેઓ એમ કહેછે, કે આપણા ધર્મમાં ગપ્પો ઘણી છે, ડંફાણ બહુ ને તત્વ થોડું છે, તેત્રીશ ક્રોડ દેવતાને માનવાનો ધર્મ રૂચેજ કેમ ? આવું કહેનારાઓએ સ્વધર્મ ધ્યાનથી તપાસ્યો નથી, અને બીજા ધર્મ પણ ભાગ્યેજ લક્ષપૂર્વક જોયા હોય, અને તેનો મુકાબલો નિષ્પક્ષપાત મનથી સ્વધર્મ સાથે કર્યો હોય. ગપ્પો ને ડંફાણ કયા ધર્મમાં નથી ? દેવતાઓને માનવાનું કેમ ઉત્પન્ન થયું, તેનો ઇતિહાસ હરબર્ટ સ્પેન્સર જેવા તત્વજ્ઞાનીના પુસ્તકમાંથી તથા આપણા શાસ્ત્રમાંથી જોવો જોઇએ. આપણો ધર્મ એટલો વિશાળ છે, કે તેમાંથી માણસને જે જોઇએ તે મળી શકેછે. નિરાકાર ઇશ્વર માનીને સ્વધર્મ પાળી

શકાયછે, તેમ સાકાર માનીને પણ પાળી શકાયછે. દ્વૈત મત જોઇએ તો તેમાં છે, અને અદ્વૈત મત પણ તેમાં છે. ભકિતમાર્ગે મોક્ષ પમાયછે, અને જ્ઞાનમાર્ગે પણ સદ્ગતિ થાયછે. જે તત્વો બીજા ધર્મોમાં છે, તે સર્વ આપણા ધર્મમાં છે, એટલુંજ નહીં પણ બીજા ધર્મોમાં નથી, એવું આપણા ધર્મમાં ઘણું છે. જ્યારે યૂરોપ અમેરિકાના સુધરેલા લોકોનું વલણ આપણા ધર્મ ને ફિલસુફી તરફ ખેંચાયછે, ત્યારે આપણું વલણ બીજી તરફ થાયછે; જ્યારે ત્યાંના સંસ્કૃત વિદ્વાનો આપણા સનાતન ધર્મને ચાહેછે ને વખાણે છે, ત્યારે આપણે તેના તરફ અભાવ બતાવીએ છીએ; જ્યારે અંગ્રેજી ભણેલા સમજુ વિદ્વાનો બ્રહ્મસમાજ, આર્ય સમાજ, પ્રાર્થના સમાજ વગેરે હાલના કેળવાએલા લોકોને વધારે અનુકૂળ પડે, એવા પંથ સ્થાપેછે, ને તેમાં ભળેછે, ત્યારે આપણે નથી તેમાં દાખલ થતા, નથી આપણા બાપદાદાનો ધર્મ પાળતા, કે નથી કોઇ વિશેષ રૂચે એવો પંથ સ્થાપતા. ઘણાક એમ કહેછે, કે અમે નાસ્તિક નથી; અમે એક ઇશ્વરને માનીએ છીએ. પણ એકલું માનવું અને ન માનવું એમાં ઝાઝો ફેર નથી. એક ઇશ્વર છે, એમ કહેવું અને તેના ઉપર પ્રેમ રાખી, તેની સ્તુતિ પ્રાર્થના ન કરવી, તેનો ભય ન રાખવો, અને તેની આજ્ઞા પ્રમાણે ન વર્ત્તવું એથી ફળ શું ? ઇશ્વરપ્રિત્યર્થે દિવસનો કિંચિત્ ભાગ પણ ન ગાળીએ, તો આત્મશુદ્ધિ કેમ થાય ?

ઘણાનું કહેવું એવું થાયછે કે માણસ સ્વતંત્ર છે. તેને ધર્મની કે બીજાની આડ શા માટે જોઇએ ? તેને જેમ યોગ્ય લાગે, તેમ તે શા માટે ન વર્ત્તે ? તેનામાં અંતઃકરણ રૂપી ભોમિયો ઇશ્વરે મૂકેલોછે, માટે તે જે રસ્તે દોરે, તે રસ્તે દોરાવું. ઋષિમુનિ, ભકતો, આચાર્યો, વિદ્વાનો જે કહી ગયા છે, તે શા માટે માનવું ? તેમના વિચાર ખરાબ છે, એમ કહી શકાય નહીં. આનું તાત્પર્ય એટલું જ કે બધા કરતાં આપણે વધારે ડાહ્યા છીએ, અને આપણુનેજ ખરૂં અને સારૂં સુઝેછે. અંતઃકરણની વાત લઇએ, તો તે મન શક્તિઓની પેઠે વધેછે, તીવ્ર થાયછે, બુઠું થાયછે, કે

બહેર મારી જાયછે. બાળકમાં અંતઃકરણ છતાં તે સારૂં નરસું સારી રીતે સમજી શકતું નથી. દુરાચારીનું અંતઃકરણ તેને દુરાચાર કરતાં અટકાવતું નથી. માટે અંતઃકરણનેજ ખરો ભોમિયો માનવો એ ભૂલ છે. પુર્વના ઋષિ મુનિ આદિ મહાત્માઓએં સઘળું આયુષ્ય ધર્મ ને તત્વજ્ઞાનના વિચારોમાં ગાળ્યું, અને અમુક નિર્ણય પર આવ્યા; તેને એકાએક ખોટા કહેવો, અને અલ્પજ્ઞાની છતાં, આપણોજ કક્કો ખરો કરાવવો, એ વિપરિત લાગેછે.

આચાર વિચારની વાત લઇએ, તો ભણેલાઓની ધર્મ ઉપર અનાસ્થા હોવાથી, તેમાં જણાવેલા કે ઘણા કાળના અનુભવે સિદ્ધ થએલા સર્વ આચાર તેમને ખોટા લાગેછે. તેઓ કહેછે, કે શરીર શુદ્ધિને માટે નહાવાની જરૂર ખરી, પરંતુ જમતા અગાઉ નહાવું જોઇએ, એમ શા માટે ? તેઓ જરા વધારે વિચાર કરશે,અને વૈદ્યકશાસ્ત્રનો આધાર લેશે, તો તેનું કારણ સમજાશે. જો નહાવાની જરૂર છે, તો તેનો કાળ મુકરર કરી રાખવામાં શું ખોટું છે ? નહાવાનો નિયમ ન હોય, તો માણસ ગમે તે વખતે નહાય, અને ના પણ નહાય. માણસને બંધન વસમું લાગે છે, પણ તે જરૂરનું છે. હજામત કરાવીને કે દિશાએ જઇને નહાવાની શી જરૂર ? માથે વાળ ચોટી રહ્યા હોય, તો માથું ધોઇ નાખીએ, તો કેમ ન ચાલે ? દિશાએ જઇ આવ્યા પછી નહાવાની ખાસ જરૂર જણાતી નથી; વળી દિશાએ જઇ આવીને હાથ અને પગ બંને ધોવાની, અને તે માટી લઇને ધોવાની શી જરૂર છે ? પગરખાં પહેરીને સંડાસમાં ગયા હોઇએ, તો પગ ધોવાની કંઇ જરૂર નથી, અને જોડા સાથે મોજા પહેરેલાં હોય, ત્યારે તો પગ ધોવાની બિલકુલ જરૂર નથી. આપણે કહીશું, કે ડાબો હાથ ઉપયોગમાં લીધો, માટે તે ધોવાની જરૂર જણાતી હશે, પણ જમણો હાથ શું કામ ધોવો ? કદાપિ કાગળનો ઉપયોગ કરી કોઇ પણ અંગને પાણી ન અડાડીએ, તો કેમ ન ચાલે ? કાળીપરજના લોકોની માફક કશુંએ ન કરીએ તોપણ શું ? ગંદકીનાં રજકણ ઉડછે, ને તે શરીરના સર્વ અંગોમાં તથા કપડાંમાં પ્રવેશ કરેછે,

એ વાત દાક્તરો કબુલ કરેછે, તેમજ આપણે અનુભવથી પણ જાણીએ છીએ. માત્ર સૂક્ષ્મદર્શક યંત્ર વડેજ દેખાય, એવા રોગ-ઉત્પાદક જંતુઓ ( બેસિલી ) ગંદકીમાંથી નીકળેછે, એવો શોધ હાલમાં નવો થયેછે, એટલાજ માટે આપણા લોકોમાં દિશાએ જઇ આવીને તુરત નહાવાની, કપડાં પલાળવાની કે બદલી નાખવાની, હાથ પગ ધોવાની, અને તેની વધારે સ્વચ્છતા માટે માટીનો ઉપયોગ કરવાની, ઘણા કોગળા કરી નાખવાની, અને ઝાડે ફરતી વખત ન બોલવાની રીત ચાલેછે. આપણો દેશ ગરમ હોવાથી પાણીનો ઉપયોગ રૂચીકર લાગેછે. ઉન્હાળામાં આપણને અનેક વાર નહાવું ગમેછે. પાણીના પૈસા બેસતા નથી, કે તેને માટે કંજુસાઇ કરવાની જરૂર પડે. માટીની કીમત પણ મજુરી જેટલી છે. ત્યારે સ્વચ્છતાની ખાતર ચાલતા આવેલા આચાર તજી દેવા સરખા નથી, એમ વિચાર કરવાથી જણાશે. કદાપિ માટી વાપરવાનું હલકું લાગતું હોય, તો ભલે સાબુ વાપરો.

જમતી વખતે સોળે થવાની શી જરૂર ? જે કપડાં અંગ ઉપર હોય, તે સાથે જમવા કેમ ન બેસાય ? સોળે થવું, એ સ્વચ્છતા માટે છે. સાહેબ લોકો પણ જમતી વખતે જૂદાં ને ધોએલાં કપડાં પહેરેછે. રેશમી કપડું પહેરવાના લાભ વિષે કદાચ હવે પછી કોઇ દાક્તર શોધ કરી કારણ ખોળી કાઢશે. એક ભાણામાં ભેગા ન જમવાનું, એઠો પદાર્થ ન ખાવાનું, એઠેલું પાણી ન પીવાનું, એઠેલા પાત્રને વીછળીને વાપરવાનું, જે પાત્ર વડે ગોળામાંથી પાણી કાઢવામાં આવે, તે મોઢે ન માંડવાનું, જમવાની જગા છાણ઼ધ હોય, તો ઘસીને ધોઇ નાખવાનું, અને લીંપણવાળી હોય, તો અબોટ દઇ દેવાનું કારણ સ્વચ્છતા અને આરોગ્યતા જાળવવાનું છે, એ વાત સ્પષ્ટ સમજાય એવી છે. એજ રીતે શરીરના કોઇ ભાગે દાળ શાક આદિનો સ્પર્શ થાય તો તે ધોઇ નાખવો, એ જરૂરનું છે. એઠા હાથ પાણીથી ન ધોતાં કપડે લૂછી નાખીએ તો હાથ બરાબર સાફ ન થાય, અને કપડે ચીકાશ વગેરે લાગવાથી બગડે, અને હાથને બદલે તે ધોવાની જરૂર પડે.

"જમણુવાર છે, કંઇ જમણુધાડ નથી", એમ કહી ધીમે ધીમે જમવાની રીત આરોગ્યતા મેળવવા માટે છે, જમતી વખતે સ્વચ્છતા, સુઘડતા, ધીમાશ, અને આનંદ એ પાચનને માટે જરૂરનાં છે, એમ દાક્તરી વિદ્યા કહેછે. મોંમાં કોળીઓ હોય, ને ન ઉઠવાની કે ન બોલવાની વાત જરૂરની છે. જે પાત્રમાં રાંધ્યું હોય, તે પાત્ર પંક્તિમાં લાવી તેમાંથી પીરસવાની મના છે, તેનું કારણ સ્પષ્ટ છે. રસોડુ ને જમવાની જગા જૂદાં જોઇએ. તેમ ન હોય, તો ધૂણીથી હેરાન થવું પડે, અને રાંધનારને અડચણ થાય. જમવાની જગા સ્વચ્છ રાખી તેમાં રાંગોળી પૂરવાની, અગરબત્તિઓ સળગાવવાની, અને સારાં સારાં વસ્ત્રાભૂષણ પહેરી સ્ત્રીએ પીરસવાની, અને થોડું થોડું પીરસવાની દક્ષણીઓમાં ચાલતી રીત અનુકરણ કરવા સરખી છે. જમતી વખતે કંઇ ને કંઈ વાત ઉપાડી સ્ત્રીઓ કલેશ ઉભો કરેછે, કે મરદો રસોઇમાંથી અનેક ખાંપણ કાઢી ઉદ્વેગ કરાવેછે, તે રીત સારી નથી.

કારણ ખોળવા બેશીએ, તો ઘણી બાબતનાં મળી શકેછે. કોડિયે કોડિયું અરાડીને દીવો ન સળગાવવો, પણ એક સળી સળગાવી તે વડે બીજો દીવો પ્રકટાવવો જોઇએ. કોડિયે કોડિયું અરાડવા જતાં વખતે ધક્કો લાગવાથી દીવેલ ઢળેછે, કે દીવો બુઝાઇ જાયછે. જે વખતે વિલાયતી દીવાસળીઓ નહોતી, તે વખતે એકનોએક સળગતો દીવો ઓલવાઇ જતાં કેટલી આપત્તિ પડતી, તે તે વખતના લોક કહી શકશે. દીવો પામતો કરવો હોય, તો આંગળી વડે ન કરવો, પણ સળી વડે કરવો, કેમકે આંગળી વખતે દાઝવાનો સંભવ છે, અને આંગળીઓ દીવેલ ખરડાય, તેથી દીવેલના નુકસાન સાથે આંગળી ભીંતે, કે કપડે કે માથાના વાળે ઘસવા જાય, તો તે ખરાબ થાય. કોડિયા માહેલું દીવેલ અજીઠું ગણાયછે, માટે તે બીજા ઉપયોગમાં લેવાની મનાછે. એ દીવેલમાં બળેલી દીવટના ભાગ, ખેર વગેરે ભળેલું હોયછે, અને કોડિયાને છંછેડવા જતાં વખતે દીવો રાજ થઇ જાય. દીવો રાણો કરવો હોય, તો ફુંક મારીને તે રાણો ન કરવો. દીવો બુઝાતી વખતે તેમાંથી નીકળતી ધુણી (ગ્યાસ) સળગી ઉઠેછે, અને

વખતે તે મોંના પ્રાણવાયુ સાથે ભળે, તો જીવનું જોખમ થવાની ધાસ્તી રહેછે.

કેટલીક વાર કારણ આપણને મળતાં નથી, અગર જે કારણ હાલની વિદ્યાને જણાએલાંછે, તે ઉપરાંતનાં કારણ હોય, તો તે આપણને પ્રાપ્ત ન થાય, અને કદાપિ થાય, તો આપણે સ્વિકારીએ પણ ભાગ્યેજ. આપણાં શાસ્ત્ર અને વિદ્યામાં કારણ આપવાની રીત નથી. કેટલીક વાતનાં કારણ યોગવિદ્યા કે તત્વજ્ઞાનને લગતાં હોય, તો તે જણાવનારા કવચિતજ મળી આવેછે. કેટલીક બાબતોમાં ઘણું લક્ષ આપ્યા વગર અને બારીકાઈથી વિચાર કર્યા વગર તેનાં કારણ જડી આવતાં નથી. અમેરિકામાં કેટલાક વિદ્વાન દાકતરોને આપણી અમુક બાબતો સપ્રમાણ જણાઇછે, અને તેની તેઓ જાહેર રીતે હિમાયત કરેછે. તેઓ કહેછે કે ચાહ, કાફી કોકો, ચોકોલેટ વગેરે નુકસાનકારક છે, અને તેને ઠેકાણે સવારમાં ઉઠીને તુરત એક ટંબલર ( મોટો પ્યાલો ) ઠંડુ પાણી પીવું, વધારે હિતકારીછે. રાતે તાંબાના લોટામાં ભરી રાખેલું પાણી ઉઠતાંની વાર સવારમાં શેરેક પી જવાનું આપણું વૈદ્યકશાસ્ત્ર કહેછે, ત્યારે આપણે ચાહ, કાફી વગેરે પીવાના નાદમાં પડીએ છીએ. પ્રાણાયામ કરવાથી ફેફસાના રોગ થતા નથી, એમ કહેવાયછે. ઉધાન વગેરે ફેફસાના દરદથી પીડાતાઓને પ્રાણાયામે આરામ આપ્યાના દાખલા જોવામાં આવેછે. આપણે બરફને ચાહવા લાગ્યા છીએ, ત્યારે અમેરિકાના મોટા દાક્તરો તેની વિરૂદ્ધ ઘણું કહેછે. જેને આપણે વહેમ ને ઢોંગ કહી હસી કાઢીએ છીએ, તે વડે રોગનું નિવારણ થાયછે, એમ એ દાક્તરો જણાવેછે. કહેવાનું તાત્પર્ય એ, કે કોઈ વાતનું કારણ ન જડે, માટે તે ખોટીજ, એમ એકાએક માની લેવાની અને તેને તજી દેવાની રીત સારી નથી.

કોઈ વાર કારણ ન જાણવામાં ઠીક પડેછે. ગ્રહણ આવવાનું થાયછે, ત્યારે ઐરાં નચેણ ધોવેછે, જાળાં બાવાં વગેરે પાડીને ઘર સાફ કરેછે, બળેલાં ખરાબ થએલાં કોડિયાં, કલેઢાં વગેરે ફેંકી દેછે, અને દીવીઓ, ચાડાં વગેરે લોહીને સ્વચ્છ કરેછે. તેઓ જાણે

કે એક આકાશી પદાર્થની છાયાથી કે તેના આડા આવવાથી બીજા પદાર્થનું ગ્રહણ થાયછે, તો આ બધી માથાકૂટ કરવાની તેમને જરૂર ન લાગે. પ્રસંગ વગર આવી રીતે આખા ઘરની સફાઇ વર્ષમાં એક વાર પણ ભાગ્યેજ થાય. યૂરોપના કેટલાક દેશોમાં પણ આવા કોઇ પ્રસંગનો લાભ લઇ વર્ષમાં એકાદ વાર ઘરની સફાઇ કરવાનો રિવાજછે. નાના છોકરાંને આપણે ઇશ્વર છે, એમ કહીએ છીએ, પણ તેના અસ્તિત્વનાં કારણ જણાવતાં નથી, કેમકે તે જણાવીએ, તો તેઓ સમજી ન શકે. વૈદ્ય દાક્તરો દરદીને તેનો રોગ કે રોગનાં કારણ કહેતા નથી, કેમકે તેથી વખતે નુકસાન થવાનો સંભવ છે. કોઇ શરીરે આરોગ્ય છતાં દાક્તર જો તેને કહે, કે તમારો ચહેરો તરેહવાર લાગેછે, અને તમે જલદી કોઇ રોગથી સપડાઇ જશો, એવો ભય છે, તો આથી કહેવાની અસર તે માણસ ઉપર થાયછે, અને તે માંદો પડેછે. એથી ઉલટું, સહજ મંદવાડવાળાને દાક્તર કહે કે તમારા શરીરમાં કંઇ વ્યાધિ નથી, તમે અમસ્તા વહેમાઓ છો, તો તેના મન પર સારી અસર થાયછે. વીંછી, સાપ, વગેરે ઝેરી જાનવર કરડેછે, ત્યારે કેટલાક મંત્ર ભણીને તે ઉતારેછે. આપણે જાણીએ છીએ, કે મંત્રથી કંઇ થાય નહીં, અથવા મંત્રને ઠેકાણે ગમે તે બબડીએ, તોપણ કાર્ય થાયછે. તથાપિ વખત જવાથી, અને બીજી રીતે રોકવાથી, અને મંતરનાર કાબેલ હોય, તો તેના ઉપરની આસ્થાથી કેટલોક લાભ થાયછે. એકલા મંત્ર ઉપર આધાર રાખીને ઓસડ ઉપચાર છોડી દેવાની ઘેલાઇ ન કરવી.

કેટલીક વાર કહેવામાં આવેછે, કે આચાર વિચારને ધર્મ સાથે શા માટે સંબંધ હોવો જોઇએ ? આપણે અહીં તો મનુષ્યનું હરેક કાર્ય ધર્મ સાથે જોડેલુંછે. ધર્મ આત્માના કલ્યાણ માટે છે, તો માણસના આચાર વિચાર અને જગતના કામકાજમાં તેણે શા માટે દરમિયાનગરી કરવી જોઇએ ? ધર્મ આખા માણસના કલ્યાણ માટે છે, એટલે તેમાં દેહ, મન અને આત્મા સૌ આવી જાય. દેહ અને મનની શુદ્ધિ વગર આત્માની શુદ્ધિ થતી

નથી. કામકાજ નીતિ સાથે સંબંધ રાખેછે, અને નીતિ એ ધર્મનો ભાગ સર્વ જગતમાં ગણાએલો છે. આપણે આવો પણ પ્રશ્ન કરી શકીએ, કે માણુસના કામકાજનો ને નીતિરીતિનો રાજ્યબંધારણ સાથે શો સંબંધ છે ? કોઇ ચોરી કે દગો ફટકો કરે, તેમાં રાજ્યને શું ? કોઇ ગંદકી કરે, તો રાજ્ય ( શહેર સુધરાઇ રાજ્યબંધારણનો ભાગ છે તે ) શા માટે દંડે ? પણ આપણે જાણીએ છીએ, કે રાજ્યબંધારણ વચ્ચે ન પડે, તો સંસાર સુખશાંતિમાં ચાલી ન શકે. કોઇ સંસારી ગુનોહ કરે, તેને નાત શા માટે પકડેછે ? વ્યક્તિના કાર્ય પર નાતને શી સત્તા છે ? પણ નાતને કાંઇ સત્તા ન હોય, તો નાતના લોકોની સંસારી સુખ શાન્તિ જળવાય નહીં. જો નાત, જાત ને સરકાર માણુસના કાર્યોમાં હાથ ઘાલેછે, તેને માટે નિયમો—ધારા બાંધેછે, ને તે પાળવાની ફરજ પાડેછે, તો તેમના કરતાં પણ જેની પાયરી વિશેષ છે, એવો જે ધર્મ, તે એવું કામ કેમ ન કરી શકે ? ધર્મનું બંધન એ સૌથી મોટું બંધન છે. માટે તેમાંનાં ફરમાન પળાવાનો વિશેષ સંભવ છે. ધર્મનો અર્થજ ફરજ–કર્ત્તવ્ય થાયછે, એટલે મનુષ્યનાં સર્વ પ્રકારનાં કર્ત્તવ્ય સાથે ધર્મ સંબંધ રાખી શકે. શાસ્ત્રકારો કહેછે, કે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ માણુસનાં કર્ત્તવ્ય છે; માટે એ ચારે બાબતોની સિદ્ધિ જેથી મેળવાય, તે શાસ્ત્ર–ધર્મ. જે ગુનાહ માટે સરકાર દરમિયાનગિરી કરતી નથી, તે ગુનાહ અટકાવવાનું બળ આપણા દેશની પ્રજા–સંસારમાં નથી. નાત જાત કાંઇ કરી શકેછે, પણ તે જોઇએ તેટલું નહીં; માટે એવા ગુનાહને માટે ધર્મનું બંધન જોઇએ.

જોવાનું એટલું બાકી રહેછે, કે બધા આચાર વિચાર ધર્મશાસ્ત્રોમાંથી પેદા થયાછે કે કેમ, અને તે ઉપયોગી ને પાળી શકાય એમ છે કે કેમ ? પહેલી વાતનો વિચાર કરતાં અગાઉ ધર્મશાસ્ત્ર કોને કહેવાં, એ પ્રશ્ન ઉત્પન્ન થશે. ધર્મશાસ્ત્રોમાં*

---

* ધર્મશાસ્ત્ર શબ્દ એકલી સ્મૃતિઓને લગાડવામાં આવે છે, અને ધર્મના શાસ્ત્રોને એકલા શાસ્ત્ર કહે છે.

શ્રુતિસ્મૃતિ, પુરાણ આદિનો સમાવેશ હાલ કરવામાં આવેછે અને પુરાણથી સ્મૃતિ અને સ્મૃતિથી શ્રુતિ બળવત્તર ગણાય છે. શ્રુતિઓમાં ભિન્ન ભિન્ન મત હોયછે, સ્મૃતિઓમાં ભિન્નતાછે, પુરાણોમાં ભિન્નતા છે, અને ઋષિમુનિઓના મતોમાં પણ ભિન્નતા છે; ત્યારે તેમાંથી કયું પ્રમાણ ગણવું, એ સવાલ ઉત્પન્ન થાયછે. આચાર વિચારની બાબતમાં મનુસ્મૃતિ મુખ્ય અને આધારભૂત ગણાયછે. તેમાં આપેલા ઘણા આચાર આપણે પાળતા નથી, અને કેટલાક આચાર તેમાં ન કહેલા પણ આપણે પાળીએ છીએ. મહાત્મા મનુએ માણસની જીંદગીના ચાર આશ્રમ પાડી દરેક આશ્રમમાં કેમ વર્ત્તવું, તે જણાવ્યું છે. પ્રથમ તો દ્વિજ લોકો ચાર આશ્રમજ કયાં પાળે છે, બ્રહ્મચર્ય અને સંન્યસ્ત આશ્રમનો માત્ર વેષ ભજવવામાં આવે છે; અને વાનપ્રસ્થ પણ કવચિતજ પળાય છે. ગૃહસ્થાશ્રમમાં માત્ર આપણે આપણું આયુષ્ય પૂરૂં કરીએ છીએ; પણ મનુએ ફરમાવેલા તે આશ્રમના ધર્મ આપણે થોડાજ પાળીએ છીએ. મનુએ આપેલા કેટલાક ધર્મ જોઇએ.

"અધિક અવયવવાળી, નિત્ય, રોગીષ્ટ, વગર કેશવાળી, અતિ કેશવાળી, ઘણું બોલનારી, નક્ષત્રને નામે નામવાળી, વૃક્ષ, નદી,+ મ્લેચ્છ, પર્વત, પક્ષી, સર્પ, દાસ અને જેનું નામ ભયાનક છે, તેવા નામવાળી કન્યા સાથે વિવાહ ન કરવો". આ મનુનું વચન આપણે પૂર્વે આપેલું છે. આપણે જોઇએ છીએ, કે આવા પ્રકારની કોઇ કન્યા હાલમાં પરણ્યા વગર રહેતી નથી. આપણે તાપી, નર્મદા, રેવા, ગંગા, જમના, એવાં નદીનાં નામ, અને મેના, હંસગૌરી વગેરે પક્ષીનાં નામ, નાપસંદ ન કરતાં ઉલટાં હર્ષથી ઇચ્છીએ છીએ. દોલતબા, વખતબા, વગેરે મ્લેચ્છનાં નામ પાડવામાં આવેછે. નક્ષત્રનાં નામ પણ પડેછે. કન્યા બહુ બોલી છે, કે ઓછા બોલી છે, તેની કોઇ તજવીજ કરતું નથી. મનુએ આઠ પ્રકારના વિવાહ કહ્યા છે, અને તેના વિધિ

+ આનું કારણ એક વિદ્વાનને પૂછતાં તેણે જણાવ્યું કે વૃક્ષાદિનાં નામ પાડવાથી જડ પદાર્થનો સંબંધ થાયછે. એના કરતાં ઇશ્વર, સદ્ગુરૂ વગેરેનાં નામ પાડવા એ વધારે સારૂં છે.

બતાવ્યાંછે, તે સર્વનો ઉપયોગ હાલ થતો નથી, અને તેમાંના જે પ્રચારમાં નથી, તે કોઇ કરવા જાય તો જ્ઞાતિભ્રષ્ટ થાય. કન્યાવિક્રયની મનુ સાફ ના પાડે છે, પરંતુ એ દુષ્ટ રિવાજ સર્વ નાતોમાં થોડો કે ઘણો જોવામાં આવેછે. શ્રાદ્ધમાં મિત્રને ભોજન ન કરાવવું એમ લખ્યું છે, પણ તેને આપણે ગણકારતા નથી. પંક્તિ જમવા બેઠી હોય તે વખતે આંધળો પાસે હોય તો નેવું બ્રાહ્મણ જમાડયાનું ફળ જતું રહેછે, કાણો પાસે હોય તો સાઠ બ્રાહ્મણનું, કોઢવાળો હોય તો ૧૦૦ બ્રાહ્મણનું, અને પિંડરોગી હોય તો ૧૦૦૦ બ્રાહ્મણ જમાડયાનું ફળ ધોવાઇ જાયછે. આ ધર્મ પાળી શકાય તેવો નથી. પગાર ખાઇ ત્રણ વર્ષ સુધી દેવની મૂર્તિની પૂજા કરનાર, વ્યાજખોરીઆ, અને વેપાર વણજ કરનાર બ્રાહ્મણને દાન આપવાથી પુણ્ય થતું નથી. પણ આવા લોકને આપણે ખુશીથી દાન આપીએ છીએ. શ્રાદ્ધમાં ભક્ષ્ય ( ચવાય એવો લાડુ વગેરે ), ભોજ્ય ( દુધપાક વગેરે ) નાના પ્રકારનાં ફળ મૂળ વગેરે અને ભાવે એવાં માંસ, સુગંધી, પીવાની વસ્તુ એ સર્વ જમનાર બ્રાહ્મણોને મૂકવાં. મનુના કાળમાં બ્રાહ્મણો માંસભક્ષક હતા, તેથી તે પીરસવાનું કહેવામાં આવ્યું છે, પણ આ કાળમાં તે વર્જ્ય છે. વળી મનુ કહેછે, માછલાના માંસથી પિત્રીઓ બે માસ સુધી તૃપ્ત રહેછે, બોકડાના માસથી છ માસ સુધી, ચિત્રમૃગના માંસથી સાત માસ સુધી, એણુ નામના હરણના માંસથી આઠ માસ સુધી, રૂરૂ નામના મૃગથી નવ માસ સુધી, રાની ડુક્કર અને ભેંસના માંસથી દશ માસ સુધી, સસલા અને કાચબાના માંસથી અગીઆર માસ સુધી, ગાયના દૂધથી અથવા દૂધપાકથી એક વર્ષ સુધી, લાંબા કાનવાળા ધોળા બકરાના માંસથી બાર વર્ષ સુધી, કાલશાક નામનું શાક, મહાશલક નામનો મત્સ્ય, અથવા ગેંડા, લાલ બકરૂં, એમાંના કોઇ એકનું માંસ આપ્યાથી, મધથી અને સર્વ પ્રકારનાં ઋષિ ધાન્ય અને વનવગડામાં જે થાયછે, તે આપ્યાથી અનંત વર્ષ સુધી તૃપ્ત થાયછે ! જે યુગમાં આ પદાર્થોના નામથી શું શું કરાય, અને ઉલટી પણ થાય, તે યુગમાં મનુની આજ્ઞા બાજુ પરજ રહેવીજ જોઇએ. ચાકરીને

કુતરાની વૃત્તિ કહેછે, માટે બનતા સુધી તે ન કરવી, એમ મનુ કહેછે, અને આપણે પણ નફટ ચાકરી કહીએ છીએ; છતાં તેજ ધંધો ઘણોખરો લઇ બેઠા છીએ. ગાયન અથવા નૃત્ય ઇત્યાદિ જેથી પુરૂષ આસક્ત થાયછે, તેથી પૈસો મેળવવાની ઇચ્છા ન રાખવી, તેમ પતિત આદિ પાસેથી દ્રવ્ય મેળવવાની પણ ઇચ્છા ન રાખવી; પણ ઘણા આથી વિરૂદ્ધ આચરણ કરેછે. આ સંસારમાં બ્રાહ્મણે પોતાના વય, કર્મ, ધન, વેદજ્ઞાન, તથા કુટુંબ એ સર્વને અનુકૂળ આવે, તે પ્રમાણે જોઇ વસ્ત્ર પહેરવાં, અને વાણી તથા બુદ્ધિનો ઉપયોગ કરવો; હાલ એ પ્રમાણે વસ્ત્ર પહેરાયછે ? પાખંડી, નિષિદ્ધ કર્મ કરનાર, બિલાડા ભક્ત, ખંધો, વેદ વિરૂદ્ધ તર્ક કરનાર, અને બગલાભક્ત, એટલા અતિથિ ઘેર આવ્યા હોય તો તેમનો ભાષણથી પણ સત્કાર કરવો નહીં. આપણે એવા લોકો સાથે બોલીએ છીએ, એટલુંજ નહીં, પણ તેમને ઘેર રાખી ભોજન પણ કરાવીએ છીએ. હજામત કરાવવી, નખ ઉતરાવવા, મૂછો કતરાવવી, ઇંદ્રિયદમન કરવું, ઉજળાં વસ્ત્ર પહેરવાં, શરીરે પવિત્રતાથી રહેવું, નિત્ય પોતાના વેદાભ્યાસમાં તત્પર રહેવું અને પોતાનું હિત થતું હોય, તે કામ કરવા મંડયા રહેવું, આ માનવ ધર્મ ઘણા ઉપયોગી છે. એમાંના કેટલાક હાલ પળાય છે, ને કેટલાક બાજુએ રહેછે, ઇંદ્રિયદમન કેટલા થોડા કરતા હશે ? પોતાનું હિત થતું હોય, તે કામ કરવામાં મંડયા રહેવું, એ સોનાના અક્ષરે કોતરી રાખવા જેવું મહાવાક્ય છે. જો દરેક વ્યક્તિ એને અનુસરે, તો સંસાર સુધારો આપોઆપ થઇ જાય, અને દેશની ઉન્નતિ સર્વ બાબતમાં થતાં વાર ન લાગે. ઉષ્ણ દેશોમાં ઉજળાં વસ્ત્રની જરૂર હાલમાં અમેરિકાના દાક્તરો સિદ્ધ કરેછે, તે સિદ્ધતા આપણા પૂર્વજો ત્રણ હજાર વર્ષ પહેલાં જાણતા હતા; એથી આપણને કેટલો ગર્વ થવો જોઇએ ? પણ આપણે ધીમે ધીમે ઉજળાં વસ્ત્ર છોડતા જઇએ છીએ, ને કાળા, ઝીકાળીઆ, રાખોડીઆ રંગ પસંદ કરીએ છીએ ! ઉછરતા જવાનીઆ હજામત કરાવવા કરતાં માથે બાબરાં રાખવાં વધારે પસંદ કરેછે. ઉષ્ણ દેશમાં બેમાંથી

કયી રીત સારી છે, તે જ્યારે પશ્ચિમ તરફની વિદ્યા ભણેલા દાક્તરો કહેશે, ત્યારેજ તેમની ખાત્રી થવાનીછે. મનુ કહેછે, વાંસની લાકડી, જળનું ભરેલું કમંડળ, જનોઇ અને વેદનું પુસ્તક, તથા કાને સુંદર સોનાનાં બે કુંડળ, એટલાં વાનાં ( બ્રાહ્મણ ગૃહસ્થે ) સાથે રાખવાં. હાલના બ્રાહ્મણો આમાંનું કાંઇજ પાળતા નથી. વાંસને બદલે વિલાયતી ગમે તે કાષ્ટની નાજુક સોટી અને જનોઇ માત્ર સાથે રહેછે. ગૃહસ્થને કમંડળ શું ? એતો સંન્યાસીને રાખવાનું. આજ ગૃહસ્થના હાથમાં કમંડળ હોય, તો તે કેવું હાસ્યજનક લાગે ? વાંદરેથી નળનું પાણી પીવાનું મળે, તો લોટા પ્યાલાની પણ જરૂર કયાં રહીછે ? વેદનું પુસ્તક ઘરમાંજ ન હોય, તો પછી સાથે રાખવાની વાત શી ? સંસ્કૃતનો કક્કો પણ આવડતો ન હોય, તો વેદનું પુસ્તક સાથે રાખીને પણ શું કરે ? મનુ કહેછે, વળી એણે ઉદયકાળનો, અથવા અસ્તકાળનો, અથવા ઘેરાયલો, અથવા પાણીમાંનો અને આકાશના મધ્ય ભાગમાં આવેલો સૂર્ય જોવો નહીં, વાછડાનું ગાળિયું ઓળંગવું નહીં. વરસાદમાં ધાઇ ધાઇને દોડવું નહીં, અને જળમાં પોતાનું સ્વરૂપ નિરખીને જોવું નહીં. ચાલતાં ચાલતાં સન્મુખ માટીનો ટેકરો, ગાય, દેવની મૂર્ત્તિ, બ્રાહ્મણ, ઘી, મધની કુંડી અથવા જ્યાં ચાર માર્ગ મળતા હોય, તેવું ચકલું, તથા પ્રસિદ્ધ વૃક્ષ મળે, તો તેની પ્રદક્ષિણા કરી ત્યાંથી જવું. આમાંનું કાંઇ આચરવામાં આવતું નથી. એમાંની કોઇ કોઇ વાત ઠીક અને સકારણ લાગેછે, પણ બાકીની વાતો હસવા સરખી દેખાયછે. એક વસ્ત્ર ધારણ કરીને જમવું નહીં, નાગા નહાવું નહીં, રસ્તામાં મૂતરવા અથવા ઝાડે ફરવા બેસવું નહીં, રાખોડી ભરવાની જગાએ, અથવા ગાયની ગમાણમાં પિશાબ કરવો નહીં. આ શિક્ષા અમૂલ્ય છતાં તેમાંની ઘણીકને લોકો તોડેછે. એ પછી લઘુશંકા ને દીર્ઘશંકા બીજે કયે કયે સ્થાને ન કરવી, કયાં કરવી ને કેવી રીતે કરવી, તેના ઘણા શ્લોક આપ્યાછે, પણ તેમાંની ઘણી વાતો વિચિત્ર કે હસવા સરખી લાગેછે, અને જે સારી જણાય છે, તે પાળવામાં આવતી નથી. મનુ કહેછે, મોઢેથી અગ્નિ

ફુંકવો નહીં, પંખા અથવા ભુંગળીથી પુંકવો, અગ્નિમાં ખરાબ વસ્તુ નાખવી નહીં, અગ્નિ ઉપર પગનાં તળીઆં તપાવવાં નહી, પલંગની તળે અગ્નિ ન રાખવો, તેમ તેને ઓળંગવો નહીં, સુતા સુતાં તેને પગ અડકાડવો નહીં, અને અગ્નિથી પ્રાણુને પીડા કરવી નહીં, સાયંકાળે ભોજન કરવું નહીં, પરગામ જવું નહીં, સુઇ રહેવું નહીં, વળી ભોય પર લીટા કાઢી લખવું નહીં, પોતાના ગળામાં ઘાલેલો ફુલનો હાર પોતાને હાથે ન કાઢવો (બીજા પાસે કઢાવવો). સઘળી વાતો સકારણ ને અગત્યની છતાં તેમને પૂરી રીતે પાળવામાં નથી આવતી. વળી આરોગ્ય શાસ્ત્રને જરૂરી એવી મનુ આજ્ઞા કરેછે, કે મૂત્ર, વિષ્ટા, મોંની ઉલ, ગંદી વસ્તુથી ખરડાએલું વસ્ત્ર અથવા બીજી કોઇ જણુસ, લોહી અથવા ઝેર, એ સર્વ કદાપિ જળમાં નાખવાં નહીં. નદી તળાવે આપણાં બૈરાં આમાંનું કંઇ સાચવેછે ખરાં ? આ ધર્મના ઉલ્લંઘનનું એટલે થોડાંકના પ્રાયશ્ચિતનું ફળ વખતે જનસમુહને ભોગવવું પડેછે, કેમકે એ રીતે વપરાતા ગંદા પાણીમાંથી વખતે ભયંકર રોગ ફાટી નીકળેછે. વળી મહાત્મા મનુ કહેછે, અધર્મી તથા બહુ રોગવાળા ગામમાં ઘણા દિવસ રહેવું નહીં, એકલા માર્ગે પ્રવાસ કરવો નહીં, અને ઘણા કાળ સુધી પર્વત ઉપર રહેવું નહીં, શૂદ્રના રાજ્યમાં રહેવું નહીં, તેમ જે નગરમાં માણસો પોતાનો ધર્મ પાળતાં નથી, જેમાં પાખંડીઓ રહેછે, અથવા જેમાં ચાંડાળ આદિનો ઘણો ઉપદ્રવ છે, તેમાં નિવાસ ન કરવો. આ શિક્ષાઓ ઉપયોગી છે. મનુના સમયમાં શૂદ્રનાં રાજ્ય હશે, પણ તેમણે ભાગ્યેજ ધાર્યું હશે, કે આર્યાવર્તમાં આગળ જતાં મ્લેચ્છનાં રાજ્ય થશે. સઘળા દેશોમાં મ્લેચ્છનું રાજ્ય થયું હોય, તો હિન્દુઓએ જવું કયાં ? માણસો પોતાનો ધર્મ પાળતા હશે, (શાસ્ત્રોમાં કહ્યા પ્રમાણે) એવું નગરજ હાલ જોવામાં નહીં આવે, તો પછી કયાં જઇને રહેવું ? મનુ જણાવે છે, કે જેમાંથી તેલ નિતરીને કાઢી લીધું હોય, તેવું શાક ખાવું નહીં, અકરાંત્યાવેડા કરવા નહીં, પરોઢમાં વહેલા અથવા સાયંકાળે મોડા ભોજન કરવું નહીં, અને

પ્રાતઃકાળે અતિ ભોજન કર્યું હોય, તો સાયંકાળે જમવું નહીં. આ ઉત્તમ શિક્ષાનો અનાદર થાયછે. વળી કહ્યું છે, કે જેમાં આ લોકનું અથવા પરલોકનું હિત નથી, તેવા કામમાં ફોકટ મહેનત કરવી નહીં, ખોબલે પાણી પીવું નહીં, જાંઘ ઉપર અન્ન મૂકીને ખાવું નહીં, અને આ શું છે, એમ પ્રયોજન વિના કોઇને પ્રશ્ન પૂછવાની ઇચ્છા કદાપિ કરવી નહીં; ધર્મકાર્ય શિવાય બીજે અર્થે નાચવું નહીં, ગાવું નહીં, વાજીંત્ર વગાડવું નહીં, કાખલી કૂટવી નહીં, દાંત કરડવા નહીં, અને આનંદમાં હોય તોપણ ખરાડા પાડીને બોલવું નહીં. કાંસાના વાસણમાં કોઇ વખત પણ પગ ધોવો નહીં અને પુટેલા વાસણમાં અથવા જે વાસણને જોઇ મનને ચિતરી ચડતી હોય, તેમાં જમવું નહીં, પારકાના પહેરેલા પગના જોડા, વસ્ત્ર, જનોઇ ઘરેણું, ફુલનો હાર અને કમંડળ એ કોઇએ લેવાં નહીં. આમાં વાંધો લેવા સરખું થોડુંછે, અને ઉપયોગી ઘણું છે; છતાં તે પ્રમાણે વર્તન થોડુંજ થાયછે.ગાવું બજાવવું ધર્મકાર્યને માટેજ હોય, તો પછી ઇશ્કી ગાયન, લાવણીઓ, ઠુમરી, ટપ્પા, પદ, ગરબી અને કવિતાઓની શી વલે થવાની ! ગાવા બજાવવાનો હાલ તો આવાજ કામમાં ઉપયોગ થાયછે. મનુ કહેછે, પલોટાયલા, ઉતાવળે ચાલનારા, સારાં લક્ષણવાળા એટલે પાણીદાર, રંગે રૂપે સુંદર, અને પરોણો ઘોચવો ન પડે, અથવા ચાબુક મારવી ન પડે, એવા બળદ ગાડીએ જોડી નિત્ય ફરવા જવું. જુઓ તે સમયનો શોખ અને ફરવા માટેની જણાએલી અગત્ય. સવારનો તડકો, બળતા શબનો ધુમાડો, અને ભાગી અથવા તુટી ગએલું આસન એ ત્રણ વર્જ્ય કરવાં; તથા વાળ કાતરવા નહીં અને દાંતથી નખ ઉતારવા નહીં. વગર કારણે માટીનું ઢેપું અથવા લોખંડનું ખીલું ભાગી નાખવું નહીં. નખ વતી તંખલાં તોડવાં નહીં, ફોગટ કામ કરવું નહીં, અથવા જેમાં આગળ ઉપર સુખ અથવા લાભ ન થાય, એ કામ કરવું નહીં. વાતચીત કરતી વખતે આગ્રહયુક્ત ભાષણ કદી ન કરવું. માથાની ચોટલી શિવાય બીજે કોઇ ઠેકાણે ફુલનો હાર ન ઘાલવો, ગાય અથવા બળદની પીઠ પર બેસીને ન જવું, સોકટાંબાજી કદાપિ

રમવી નહીં, પોતાના જોડા પોતાના હાથે એક ઠેકાણેથી બીજે ઠેકાણે ન મુકવા, પણ પગમાં પહેરીને લઇ જવા, પથારી ઉપર બેશીને ખાવું નહીં. હાથમાં રાખીને અથવા પાટ ઉપર મૂકીને ભોજન કરવું નહીં, સૂર્ય અસ્ત પામ્યા પછી રાત્રે તેલવાળી વસ્તુ ખાવી નહી, નાગા સુવું નહીં અને અંજીઠે હાથે અથવા મોઢે કહીં જવું નહીં. પગ ધોઇને જમવા બેસવું, પણ સુવું નહીં. ઘણું જીવવાની આશા રાખનાર પુરૂષે કેશ, ભસ્મ, ભાગેલાં માટીનાં વાસણ, રૂ, હાડકાં ઉપર ઉભા ન રહેવું, માથું કોરૂં રાખીને ગળા સુધી સ્નાન કરવું નહીં. આમાંનું કેટલું થોડું પાળવામાં આવેછે ? આ વાતો અગત્યની છે. કેટલીકનાં કારણ વખતે સમજાતાં નથી, કે કેટલીક વાતો આ સમયને અનુંકૂળ નથી આવતી, તે ભલે છોડી દેવી. મનુ કહેછે, જે રાજા ક્ષત્રિયના પેટનો નથી, અથવા જે લોભી અને શાસ્ત્રનો અતિક્રમ કરનાર રાજા છે, તેની પાસેથી જે દાન લેછે, તે એકવીશ પ્રકારના નરકમાં પડેછે. હાલના બ્રાહ્મણો એવા રાજા પાસેથી તો શું પણ એથીએ ઉતરતા લોકો પાસેથી દાન લેવામાં, તેમની નોકરી કરવામાં, અને તેમનું અન્ન ખાવામાં આનાકાની કરતા નથી.

વધારે ઉતારા આપી ગ્રંથ વિસ્તાર કરવો ઉચિત નથી. જીજ્ઞાસુઓએ મનુસ્મૃતિમાંથી વધારે માહીતી મેળવી લેવી. આપણા આચાર વિચારનો મુખ્ય પાયો ધર્મશાસ્ત્ર છે. તેમાં આપેલા આચારમાંના જે વખતો વખત પ્રતિકૂળ જણાતા ગયા, અથવા જે માણસના પ્રમાદને લીધે ન પળાતા ગયા, તે બંધ પડયા, અથવા તેમાં ફેરફાર થયો. દેશ, કાળ ને સ્થિતિ પ્રમાણે ફેરફાર થવોજ જોઇએ, અને એમ કરવાની શાસ્ત્રોમાં આજ્ઞા પણ છે. જે આચાર સારા ને પાળી શકાય એવા છે, તે પાળવા જોઇએ. આપણે અહીં કેટલાક આચાર મુસલમાન આદિના સંસર્ગ વડે પણ દાખલ થયાછે. આપણી સ્ત્રીઓને ઘુમટો તાણવાનું કે પડદેપોશ રહેવાનું શાસ્ત્રો કહેતાં નથી. તેમ પૂર્વે એ રીતે રહેવાનો રિવાજ પણ નહોતો. મુસલમાનોના આવ્યા પછી એ રિવાજ દાખલ થયોછે. અંગ્રેજી

સંજય અને અંગ્રેજી કેળવણી દાખલ થયા પછી કેટલાક રિવાજ દાખલ થયાછે, ને થતા જાયછે. પહેલાં અંગે સાબુ અડકાડવામાં આવતો નહીં, અને હાલના વિલાયતી સાબુ હજામત વખતે, સ્નાન કરતાં, અને હાથ ધોતાં વારેઘડીએ વાપરવાનો ચાલ વધતો જાયછે. સીંગડાં હાડકાં વગેરેથી અભડાવાનો આચાર પુરાણોથી ઉદ્ભવી આપણે અહીં ચાલતો આવ્યો છે, તથાપિ એ પદાર્થવાળા હાથાનાં ચાકુઓ વગેરે રસોડામાં ને દેવમંદીરમાં પણ વપરાયછે. બરફ ખાવામાં કોઇ વાંધો ભાગ્યેજ લેછે, અને સોડા, લેમોનેડ પણ થોડા વપરાતા નથી. માટીનાં વાસણ શૂદ્રાદિના સ્પર્શથી અભડાય, પણ ચીનાઇ માટીના પ્યાલામાં મુસલમાનાદિને ચાહ પીવા આપી હોય, તોપણ તે અભડાતો નથી ! કંઠે પ્રાણ જાય તોપણ યાવની ભાષા ન બોલવી, એવું મત ધરાવનારાના વંશજો ફારસી, અરબી, અંગ્રેજી આદિ ભાષાઓ ભણેછે, અને નહાતાં, જમતાં અને દેવમંદીરે વાતો કરતાં પણ તે બોલેછે. હિંદુઓ ઓલિયાપીરની બાધા રાખેછે, તાજીઆના સરઘસ વખતે પાણીની પખાલો ઢોળાવેછે, અને છોકરાને ફકીરી લેવડાવેછે ! મુસલમાનો પણ મરકીનો રોગ ચાલેછે, ત્યારે હિંદુઓની સાથે માતાની ઉજાણીએ ગામ બહાર જાયછે ! પારસીઓમાં તો હિંદુઓના ઘણા આચાર વિચાર ચાલેછે, માટે તે વિષે કહેવાની અગત્ય નથી.

---

## પ્રકરણ ૭ મું.

### ભ્રાતૃભાવ.

જ્યાં સંપ છે, ત્યાં જંપ છે; જ્યાં પ્રીતિ છે, ત્યાં આનંદ છે; જ્યાં શાન્તિ છે, ત્યાં સુખ છે; માટે દરેક વ્યક્તિએ, સમાજે, અને પ્રજાએ અણબનાવ, અપ્રીતિ અને કલેશ કંકાસને તજવાં જોઇએ. ઘરમાં અને પડોસમાં કોઇનો હાથ અડે, તો કોઇનો પગ અડે, એવા બનાવ વારેવારે બન્યા કરેછે. કોઇ અજાણતાં વાંકમાં આવી .

જાયછે, અને કોઇ નિષ્કાળજી ગુનોહ કરેછે. બે ભોણું ભેગાં થાય, તો તે ખખડેછે. માણુસ ભૂલથી ભરેલું છે. ભેગાં રહેનાર બીજાની ભૂલ ને વાંકજ જોયા કરે કે વારેવારે તેનાં છિદ્ર ખોળવા તૈયાર થાય, તો સંસાર રૂડી રીતે ચાલી શકેજ નહીં. ઘણી વાર આંખ આડા કાન કરવા પડેછે. ઘણી વાર ઘરછોડ કરવાની જરૂર પડેછે. ઘણી વાર ખમી ખાવાની ને માફ કરવાની અગત્ય ઉત્પન્ન થાયછે. મોટું પેટ રાખ્યા વિના સંસાર નભી શકે નહીં. બંને બાજુનો તપાસ કર્યા વગર માણુસો ઘણી વાર વિના કારણુ વઢી મરેછે. એક તરફી વિચાર ઘણી વાર ભૂલભરેલા છેવટે જણાયછે. એક બાજુનું સાંભળવાથી ઘણી વાર પક્ષપાત કે અન્યાય થાય છે.

ઇશ્વરને ત્યાં સ્ત્રી ને પુરૂષ શિવાય બીજી જાત નથી. તેને ત્યાં નાતો, જાતો કે પ્રજાઓ વચ્ચે ભિન્નભાવ નથી. સર્વ મનુષ્ય તેનાં એટલે એક મહાપિતાનાં છોકરાં છે, માટે તેઓ એક બીજા સાથે ભાઇ બહેનનો સંબંધ ધરાવેછે; અને એટલા માટેજ મહા પુરૂષો અને શાસ્ત્રો મનુષ્યમાં ભ્રાતૃભાવ અને ભગિનીભાવ રાખવાનો બોધ કરેછે. પરંતુ મનુષ્ય એવા બોધની પરવા ન કરતાં ઉલટેજ માર્ગે જાયછે, તેથી તેમને પોતાને સોસવું પડેછે, અને તે પોતાના બનાવનાર પરમ કૃપાળુ પિતાને નાખુશ કરેછે. એક પ્રજા બીજી પ્રજા સાથે દુશ્મનાવટ રાખેછે. જોરાવર પ્રજા નબળી પ્રજાને જેર કરવા સારૂ ખુનરેજી ચલાવેછે. ધર્મના કારણુથી પ્રજાઓમાં કતલ ચાલેછે. વેપારની ચડસાચડસી માટે પ્રજાઓમાં ઝેરનાં બીજ વવાયછે. " જર, જોરૂ ને જમીન " માટે કયી પ્રજાઓ લઢી મોઇ નથી ? બીજી પ્રજાનો ઘાણુ જલદી કેમ નીકળે, તેવા ઉપાય યોજવામાં માણુસો પોતની સર્વ અક્કલ ખરચી નાખેછે. જંગલી કે ઓછી જોરાવર પ્રજાને ખસેડી, સુધરેલી ને બળવાન પ્રજા તેના દેશમાં જઇ વસેછે, અને તેને ગુલામગિરીમાં નાખેછે, કિંવા અનેક જાતની આપત્તિથી કે ખુનરેજીથી તેનો વિનાશ થાયછે,

એકજ પ્રજા લઇએ, તો તેમાં પણુ માંહોમાંહે કટાકટી ચાલે-

છે. પાંડવ કૌરવો ભાઇઓ છતાં, તેઓએ સામસામે રણજંગ મચાવ્યો, અને દેશને ખરાબ કર્યો. રજપૂતો માંહોમાંહે લઢવા લાગ્યા, અને તેમના કુસંપથી મુસલમાન લોક ફાવી શકયા. બેની લડાઇમાં ત્રીજાનું હમેશ ફાવેછે. કુસંપનું પરિણામ દુઃખદાયક નીપજવુંજ જોઇએ. હિંદુસ્તાન દેશ એવડો મોટો, ને વસ્તીથી આબાદ છે, કે તેને એક ખંડ કહી શકાય. તેમાં વસનારી પ્રજાઓ અનેક જાતની છે, અને તે પોતાને એક બીજાથી નોખી સમજેછે. હિંદુસ્તાનનો દરેક પ્રાંત એ જાણે સ્વતંત્ર દેશ હોય, અને તેમાં વસનારી પ્રજા જાણે બીજા પ્રાંતોની પ્રજાથી કેવળ જૂદી હોય, એમ લોકો સમજેછે. ગૂજરાતી દક્ષણીને જૂદા ગણેછે, અને દક્ષણી બંગાળીને જૂદા સમજેછે. તેઓ પોતાને કહેવડાવેછે હિંદુ, પણ હિંદુ તરીકે તેમનામાં એકપણું નથી. ધર્મની બાબત લઇએ, તો વળી એકજ પ્રાંતની પ્રજામાં અનેક ભેદ પડેછે, અને દરેક પંથ વાળા ધર્મની બાબતમાં બીજા સાથે લડવા ઉભા થાયછે. નાતો લઇએ, તો સેંકડો હજારો નાતોવાળા એક બીજાને પરાયા સમજે છે. આવી સ્થિતિમાં ભાઇચારોનો સંબંધ કેમ રહી શકે?

એક મારા દક્ષણી મિત્રે કહ્યું, કે તમારામાં નામની પાછળ "ભાઇ" લગાડવાનો, અને સૌને "ભાઇ" કહેવાનો ચાલ છે, તે ઘણો સારો છે; કેમકે એથી ભ્રાતૃભાવ-ભાઇચારાનું ભાન થાયછે. વાત ખરી છે, પરંતુ એથી ભાઇચારાનું ભાન થવા વિષે માત્ર અંદેશો છે. નાતમાં શાક દાળ સારૂ અમારા ભાઇઓ લઢી મરેછે, અને બેતસુ જમીનની તકરારમાં ડાંગો ઉછાળેછે. એક જાતનો અધિકારી હોય, તે પોતાની જાતનાનેજ નોકર રાખે, અને પરનાતવાળાને પેસવા પણ ન દે. કંઇ ભલું કરવાનું હોય, તો પક્ષાપક્ષી કરી પ્રથમ પોતાની નાતનું, અને પછી બીજી નાતવાળાનું કરે. જોઇ લ્યો અમારો ભ્રાતૃભાવ અને જોઇ લ્યો અમારો સંપ!

દક્ષણીઓ લાગ આવે તો ગૂજરાતીઓનો પગ કાપે, અને ગૂજરાતીનો લાગ આવે તો દક્ષણીનો પગ ટાળે. જ્યાં નાગરનું જોર

ત્યાં વાણીઆ રખડે, અને જ્યાં વાણીઆનું જોર ત્યાં નાગર રખડે. જ્યાં ક્ષત્રી બળવાન ત્યાં બીજાઓ ખાંડ ખાય, ને જ્યાં પટેલોનું ચાલે, ત્યાં બ્રાહ્મણ વાણીઆનો પગપેસારો ન થાય. આવી રીતે જ્યાં નાતો ને પ્રજાઓ પક્ષપાતી કે સ્વાર્થી બને, ત્યાં સંપની ને ભ્રાતૃભાવની આશા કેમ રખાય ?

કેળવાએલા ને સુધરેલા મનુષ્યો તરફ નજર કરીશું, તો તેમાં બે જણ ભાગ્યેજ એક મતના જોવામાં આવશે. ધાર્મિક, રાજકીય, કે સાંસારીક બાબતમાં તેઓ ભિન્ન ભિન્ન મત ધરાવી પોતપોતાનો ઝુંડો જુદો રોપેછે, અને એક બીજા સાથે લઢી મરે છે. સમજુ લોકો જ્યાં સંપ કરી શકતા નથી, ત્યાં અણસમજુની શી વાત કરવી ? કહેલું ગમે તેટલું ખરૂં ને સારૂં હોય, પણ અમુક ઈસમે કહ્યું, માટે તેને તોડી પાડવા યત્ન બીજા કરે છે. અમુક વિદ્વાનના મતમાં ભળવાથી આપણને શું માન મળવાનું, એમ સમજી દરેક વિદ્વાન પોતાનો જુદો વાડો વાળવા યત્ન કરેછે. સંપ અથવા ઐક્ય કરવા માટે વિદ્વાનો લાંબાં ભાષણો કરેછે, પણ તેઓ પોતેજ વખતે કુસંપનું બી રોપવા તૈયાર થાયછે.

અંત્યજની ગણના હિંદુઓમાં થાયછે. તેમાંના ઘણાક તો શૂદ્ર પણ નથી, પરંતુ અધમ કર્મે કરીને તેઓ અધમ પદ્વીને પામ્યાછે. હિંદુ તરીકે તેઓ પણ આપણા ભાઈ છે. એમ કોઇ કહે, તો તેને બીજા હશી કાઢશે, ને બેવકુફ બનાવશે. કદાચ ધર્મના કારણે આપણે તેનો સ્પર્શ કરી શકતા નથી, તો તે વાત જુદી છે; પરંતુ તેમને તુચ્છકાર કરવાની અને દાબી દેવાની શી જરૂર છે ? દંતકથા છે, કે સિદ્ધરાજના વખતમાં ઢેઢાઓને કોટે કોડિયાં અને કમ્મરે લટકતાં ઝાંખરાં બાંધવાં પડતાં, તે એટલા માટે કે તેને થૂકવું પડે, તો કોડિયામાં થૂંકે અને જમીન ઉપર તેનાં અપવિત્ર પગલાં પડે, તે ઝાખરા વડે ભુંસાઇ જાય ! ભંગડીનું મોં જોવાથી અશુભ થાયછે, અને તેનો ઓળો પડવાથી અપવિત્ર થાયછે. જમતી વખતે ઓળગાણા વિષે કંઇ કહેવું પડે, તો જાણે તેના નામોચ્ચારથી અભડાવું પડશે, એમ સમજી તેને બહાર–વચ્ચો કે

નનામો કહેવામાં આવેછે ! જો કે તેઓ ધર્મે હિંદુ છે, અને હિંદુ દેવદેવીઓના ઉપાસક છે, તોપણ તેમને દેવદર્શનનો અધિકાર નથી. દેવ પણ કદાચ તેમને જોઇને અભડાતા હશે ! ઢેડ ચમાર પણ સદાચરણથી ને ભક્તિથી સદ્‌ગતિને પામેછે, અને તેને માટે લોકો રોહીદાસ વગેરેનાં દષ્ટાંત પણ આપેછે. તેમ છતાં તેમને મ્લેચ્છ કે પશુ કરતાં પણ અધમ ગણવામાં આવેછે. મરેઠી રાજાઓ ઉદાર દિલથી મહાર આદિને લશ્કરી નોકરીમાં રાખતા હતા, પરંતુ તેની નકલ બીજા રાજાઓ કરતા નહીં. અંત્યજની ઉન્નતિ માટે ગાયકવાડ જેવા કોઇકજ દેશી રાજ્ય તરફથી ઉપાય લેવામાં આવેછે. અંત્યજની વસ્તી એટલી મોટી છે, કે તે કદાચ હિંદુઓની કુલ વસ્તીનો પાંચમો ભાગ થાય. હિંદુ પ્રજાના ચલનવલનમાં આટલી મોટી વસ્તી કંઇ પણ ભાગ ન લઇ શકે, અને નકામી પડી રહે, એ સમગ્ર પ્રજાને ખોટનું કારણ થાયછે. અંત્યજને આપણે અડીએ નહીં, આપણા કુવાનું પાણી કાઢવા ન દઇએ અને ઉંચેથી પણ તેમના પાત્રમાં પાણી સરખું રેડીએ નહીં. પરંતુ જે અંત્યજ વિશ્વાશી થાયછે, તે આપણને અડી શકેછે, અને આપણે કુવેથી પાણી ભરી શકેછે. હિંદુ ધર્મ માનતાં જેઓ અપવિત્ર ગણાય, તે અન્ય ધર્મ માનવાથી પવિત્ર થઇ જાય, એ શું કહેવાય ?

શૂદ્રની વાત લઇએ, તો તેઓ આ દેશના અસલી વતનીઓ કે અનાર્ય છતાં આર્યોએ ચાર વર્ણમાં તેમની ગણના કરીછે. તેમની પાસેથી આર્યો સર્વ હલકાં કામ લેતા. તેમને વેદ શિવાય બીજા અભ્યાસની છૂટ હતી. લઢાઇ વગેરે પ્રસંગે તેઓ કામ લાગતા. તેમાંથી કોઇ દ્વિજ પણ થઇ શકતો. પરંતુ કાળે કરીને તેમની સ્થિતિ હલકી થતી ગઇ. મનુના વખતમાં તેઓ અંત્યજ જેવા ગણાતા હશે, એમ લાગેછે. કેમકે મનુએ કહ્યું છે, કે " બ્રાહ્મણ જે આસન ઉપર બેઠેલો હોય, તે આસન ઉપર શૂદ્ર બેસે તો તેના કુલા ઉપર તપાવેલા લોઢાનો ડામ દઇને તેને હદ પાર કરવો, અથવા તેના કુલા કાપી નાખવા. " હાલ દ્વિજ અને શૂદ્ર ભેળસેળ

થઇ ગયાછે. ખરા શૂદ્ર કદાચ કાળીપરજના અને ડુંગરો, ઉપર દ્વિજોથી અલગ રહેલા એવા લોકો છે. કોળી ભીલ આદિ જેઓ શૂદ્રમાં ગણાયછે, તેનો મોટો ભાગ સંકર જાતિ છે. કાળીપરજના અને બીજા લોકો જેઓ શૂદ્ર ગણાય છે, તેમને અધમ ગણીને ધિક્કારવા નથી જોઇતા. તેમની ઉન્નતિને માટે ઇલાજ લેવાની જરૂર છે. તેમની સંખ્યા હિંદુસ્તાનમાં ઘણી મોટી છે, અને તે સુધરે તો અનેક રીતે ઉપયોગી થઇ પડે એમ છે. આર્યોના સહવાસમાં રહેનારા શૂદ્રો અને અંત્યજ લોકો આર્યો કરતાં બુદ્ધિમાં ઉતરે એમ નથી, એવી મારી ખાત્રી થઇછે. અધમ ધંધાને લીધે અને સારા સંસ્કાર વગર, તેઓ હલકા લાગેછે. જો તેમને વિદ્યાદાન આપવામાં આવે, તો તે ચઢતી જાતોની બરોબરી કરી શકે, એમ છે. કેટલાક બ્રાહ્મણો, વાણીઆ આદિને શૂદ્ર કહે છે (પોતાને બોલતાં ન આવડવાથી તેમને સૌદર કહેછે, એથી તેમનું પોતાનું બ્રહ્મત્વ જણાઇ આવેછે ), અને પીરસતી વખતે તેઓ ઉંચેથી એવી રીતે નાખેછે, કે જમનારનું ભાણું ખરાબ થાય; અને કોઇ વાર તો તેમ પણ ન પીરસતાં બીજાં પતરાળાં પડીઆમાં પીરસેછે. વાણીઆ વગેરેની વૈશ્યમાં ગણના છતાં, કદાચ તેઓ દ્વિજના આચાર આચરતા નથી, કે જનોઇ રાખતા નથી, માટે જો તેમને શૂદ્ર કહી હલકા ગણવામાં આવતા હોય, તો બ્રાહ્મણોજ કયાં પોતાના આચાર આચરે છે ? બ્રાહ્મણને ન છાજે એવા તેઓ ધંધા કરેછે, ને આચરણ આચરેછે. માત્ર તેમની કોટે જનોઇ હોયછે, એ વાત ખરી; પણ જનોઇ તો બીજા ઘણાએ લોકો રાખેછે. જ્ઞાતિ કર્મે કરીને પડીછે, તેથી હાલનાં કર્મ અને આચરણ તપાસીએ, તો બ્રાહ્મણથી માંડીને આર્યોના ત્રણે વર્ગ શૂદ્રમાં ખપે એમ છે. ગમે તેમ હોય, પણ હિંદુઓએ જ્ઞાતિ વગેરેનો અહંકાર ધરી એક બીજાથી અતડા રહેવું, કે એક બીજા સાથે વેર રાખવું નથી જોઇતું.

પોતાના દેશે જેને જન્મ આપ્યો, અથવા જેમણે તે દેશને પોતાનો કરી માન્યો, તે સર્વ આપણા ભાઇઓ છે, એ સમજ તે દેશની પ્રજામાં અવશ્ય હોવી જોઇએ. એ શિવાય તે દેશની પ્રજાનું

એકપણું રહેતું નથી, અને માહોમાંહે ઝગડા બખેડાનું કારણુ ઉત્પન્ન થાયછે. આપણા દેશમાં પરકીય પ્રજાનો મોટો ભાગ મુસલમાન છે. તેઓની સંખ્યા પાંચ કરોડ ઉપર છે. તેઓ સેંકડો વર્ષથી પોતાના દેશ તજી આ દેશના વતની થઇને રહેલા છે. તેમનો મોટો ભાગ વટલેલા હિંદુઓ છે. મુસલમાની રાજ્યની સ્થાપના થઇ તેવામાં, અને જુની બાદશાહો કે સરદારોના વખતમાં, હિંદુ મુસલમાન વચ્ચે ભારે વેર ચાલતું. પરંતુ કાળે કરીને તે વેર નાશ પામ્યું, અને હિંદુ મુસલમાનો હળીમળીને રહેવા લાગ્યા. તેઓ એક બીજાના ધર્મને અને રીતભાતને માન આપવા લાગ્યા. એક બીજાના પાડોશમા રહેતા છતાં પણ કજીયા કકાસ તેમનામાં થતા નહી. મુસલમાને હિંદુઓને કાફર કહેવાનું, અને હિંદુઓ મુસલમાનોને મલેચ્છ કહેવાનું વિસરી ગયા. ઉલટા રામ ને રહેમાન એકજ છે, એમ કહી ધર્મનું સમાધાન કરતા, અને મુસલમાન હિંદુ દેવદેવીઓની, અને હિંદુ મુસલમાન પીર ઓલિયાની બાધા આખડી રાખતા. પરંતુ થોડાક વખતથી તેઓ કોઇ કોઇ ઠેકાણે ટંટા ફિસાદમાં પડવા લાગ્યાછે મસીદ આગળ વાજાં વગાડવાથી હિંદુઓ ઉપર મુસલમાન હુમલો કરેછે, કે હિંદુના કોઇ ધર્માચરણમાં આડે આવવાથી તેઓ મુસલમાન સાથે ઝગડો મચાવે છે. આવા બનાવ બને કોમને હિતકારક નથી. તેમણે માહોમાંહેની તકરારો સમજુતથી પતાવી દેવી ઘટેછે. ઇંગ્લાંડના મહાપ્રતાપી અને ન્યાયી રાજ્યની છાયા તળે બને કોમ એકજ દેશમાં વસનારી છે, તેથી એકજ પ્રજા તરીકે અને એકજ દેશના વાસી તરીકે તેમનામાં ભાઇચારાનો સંબંધ અવશ્ય હોવો જોઇએ. તેમની ફાટફુટ બનેને નુકસાન કરનારી છે.

હિંદુસ્તાનને જન્મભૂમિ માની લઇને તેમાં હમેશને માટે વસનારી બીજી કોમ પારસીઓની છે. તેમના વિષે પાછળ કેટલુંક કહેવામા આવ્યુ છે. તેમની રીતભાત અને ધર્મ હિંદુઓને વધારે મળતાં આવેછે. તેઓ હિંદુઓની સાથે સંપસપીને રહેછે, અને ભાઇચારાનો સંબંધ વિશેષ ધરાવેછે. તેમની અને મુસલમાનોની

વચ્ચે કેટલીક વાર બખેડા ઉત્પન્ન થાયછે, પરંતુ તેથી બંનેએ અલગ રહેવું ઘટેછે. ધર્મ જૂદા છતાં પણ લોકો ધારે તો એક બીજા સાથે સંપીને રહી શકે અને એવા સંપથી પોતાનું કલ્યાણ કરી શકે.

આ દેશમાં યૂરોપના લોક આવ્યા પછી એક જાત ઉત્પન્ન થઇછે, જે યુરેઝીયન અથવા હાફકાસ્ટના નામથી ઓળખાયછે. એ લોક ખ્રિસ્તી ધર્મ પાળેછે; અને સાહેબ લોકનો પોષાક પહેરેછે. એમની સંખ્યા મોટી છે અને તે દિવસે દિવસે વધતી જાયછે. તેમનો ઘણોખરો ભાગ દેશીઓથી અલગ રહેછે, અને જાણે શુદ્ધ યૂરોપી હોય, એવો ડોળ રાખેછે; પરંતુ આ દેશના વતની તરીકે તેમણે દેશીઓ ભેગા ભળવું જોઇએ. દેશના સુખ દુઃખમાં તેમને ભાગ લેવો પડશે, એ વાત તેમણે ધ્યાનમાં રાખવી જોઇએ. તેમ દેશી લોકોએ પણ તેમની સાથે હળીમળીને રહેવું જોઇએ.

ખ્રિસ્તી થએલા હિંદુઓની સંખ્યા ઘણી છે, અને તેમાં દિન પરદિન વધારો થતો જાયછે. એમાંના કેટલાક લોકો હિંદુઓથી અલગ રહેવા માગેછે; વખતે હિંદુઓની સામે થઇ તેમને હરકત કરવા ઉભા થાયછે. એથી ઉલટું, હિંદુએ તેમને હલકા ગણેછે, કે તેમના ઉપર દ્વેષ રાખેછે. પરંતુ એવો કુસંપ બંનેને હાનિકારક છે. વ્યક્તિઓ ધર્મ ગમે તે પાળે, તેની દરકાર બીજાએ રાખવી નથી જોઇતી. જ્યાં સામાન્ય હિતની વાત આવે, ત્યાં ધર્માદિના તફાવત બાજુએ મૂકી એક બીજાને સહાય થવાની જરૂર છે. ઘણાં કાર્ય એવાં કરવાનાં હોયછે, કે જેમાં ધર્મની આડ નડતી નથી. સર્વ દેવને નમસ્કાર કરવાનું મત ધરાવનારા હિંદુએ ધર્મને માટે બીજા લોકો સાથે લઢી મરે, તે સારૂં નથી. જે મહાન રાજ્ય ધર્મની બાબતમાં હાથ ઘાલતું નથી, તે રાજ્યમાં લોકોને મનપસંદ ધર્મ પાળવાની છૂટ મળેછે. જે પ્રતાપી રાજ્ય પ્રજાને સુખી ને આબાદ કરવા ઇચ્છેછે, તે પ્રતાપી રાજ્યમાં જૂદી જૂદી કોમો એક બીજાની સાથે બખેડા ન કરતાં, સુખ અને આબાદીનાં સાધન મેળવવા માટે

એકત્ર થઇ મથન કરે, તે રાજ્યને રૂચીકર અને 'પોતાને સુખકર એવાં કાર્ય કરેછે, એમ સમજવું. જે બળવાન રાજ્ય પ્રજામાં શાન્તિ ચાહેછે, તે બળવાન રાજ્યને જૂદી જૂદી કોમોના ઝગડા નાપસંદ પડે, એ દેખીતું છે. અને જે ન્યાયી રાજ્ય પોતાના તાબાના જૂદા જૂદા દેશોની પ્રજાને સરખી ગણવા, અને ન્યાય આપવા ચાહેછે, તે ન્યાયી રાજ્યમાં જૂદી જૂદી કોમો એક બીજાને અન્યાય આપે, અને એકસંપ થઇ પોતાનાં આચરણ તથા ઉન્નતિ વડે બીજા દેશોની પ્રજાઓ સાથે સરખાપણું બતાવવાને લાયક ન થાય, તે તેવા ન્યાયી રાજ્યને પસંદ ન પડે, એ સ્પષ્ટ છે.

વાંચનાર ! મારૂં કથન અહીં પૂરૂં થાયછે. મેં કદાચ તમને રૂચે નહી, એવું કોઇ સ્થળે લખ્યું હશે, કદાચ કોઇ ઠેકાણે તમને કડવાં વેણ કહ્યાં હશે, કદાચિત કોઇ ઠામે કથેલું તમને વિચિત્ર કે વિપરીત લાગશે, અને કદી કોઇ જગાએ મતભેદ ભરેલું લખાણ પણ કર્યું હશે; પરંતુ જે સારા હેતુથી મેં લખ્યુ છે, તે હેતુ ધ્યાનમાં રાખી સંસારની ઉન્નતિ માટે તમે કંઇ પણ કાર્ય કરવા તત્પર થશો, તો મારી મહેનત સફળ થઇ એમ હું સમજીશ.



# કાંટાવાળાનાં પુસ્તકો.

| | | |
|---|---|---|
| ૧ નાત સુધારો ( મળતી નથી.) | ... ... ... | ૦—૨—૦ |
| ૨ નીતિ અને લૌકિક ધર્મ ( મળતી નથી ) | ... ... | ૦—૨—૦ |
| ૩ નીતિ ધર્મ.... | ... . . ... ... ... | ૦—૩—૩ |
| ૪ પાણીપત અથવા કુરૂક્ષેત્ર | ... ... ... ... | ૦—૪—૦ |
| ૫ દેશી કારીગરીને ઉત્તેજન ભાગ ૧.... | ... ... | ૦—૪—૦ |
| ૬ એજન ભાગ ૨... | ... ... | ૦—૬—૦ |
| ૭ મહીસુરની મુસાફરી ... | ... ... ... ... | ૦—૪—૦ |
| ૮ ભૂતળવિદ્યા ... | ... ... ... ... ... | ૦—૫—૦ |
| ૯ બે બેહેનો ... | ... ... ... ... ... | ૦—૮—૦ |
| ૧૦ અંધેરી નગરીનો ગર્ધવસેન ... | ... ... ... | ૦-૧૨—૦ |
| ૧૧ સંસાર સુધારો ... | ... ... ... ... | ૨—૪—૦ |
| ૧૨ કેળવણીનું શાસ્ત્ર અને તેની કળા ભાગ ૧ | ... ... | ૨—૦—૦ |
| ૧૩ એજન ભાગ ૨ | ... ... | ૧—૦—૦ |

૧૪ લઘુ વ્યાકરણ
૧૫ મોટું વ્યાકરણ
૧૬ અંકગણિત ભાગ ૧
— વડોદરાના કેળવણી ખાતાની માલકી.

૧૭ અંકગણિત ભાગ ૨
૧૮ લેખ પદ્ધતિ
૧૯ નામાની પદ્ધતિ
— એ ત્રણે રાજ્યના કેળવણી ખાતા માટે લા. ઉ. અને હ. દ. મળીને લખેલાં.

૨૦ બાળજ્ઞાન—માળા પુસ્તક ૧
૨૧ „ પુસ્તક ૨
૨૨ „ પુસ્તક ૩
— વડોદરા કેળવણી ખાતાની માલકી.

૨૩ પ્રાચીન કાવ્યના છૂટા અંકો ( ના. પૂ. મુને હ. દ. ટીકા સાથે પ્રસિદ્ધકર્ત્તા.)
૨૪ પ્રાચીન કાવ્ય ત્રિમાસિક ( હાલ બંધ છે ) એજન.
૨૫ થી ૫૯ પ્રાચીન કાવ્ય માળાના ૩૫ અંકો. એજન. માલકી કમીટીની.
૬૦ રાણી રૂપસુંદરી. પ્રસિદ્ધ કર્ત્તા ખુશાલદાસ ગોકળદાસ અમદાવાદ.
૬૧ સ્ત્રી જાતિનાં કર્ત્તવ્ય. વડોદરા કેળવણી ખાતા તરફથી.

૬૨ કન્યા વાચનમાળા ભાગ ૧
૬૩ એજન ભાગ ૨
૬૪ એજન ભાગ ૩
— મુંબાઇના કેળવણી ખાતાની માલકી.

૬૫ બાલમુકુન્દ કેશવકૃત રામાયણ ગુ. વ. સોસાઇટી તરફથી

| | |
|---|---|
| ૬૬ રમુજી સો વાતો ... ... ... ... ... | ૧—૪—૦ |
| ૬૭ ,, બીજી ,, ... ... ... ... ... | ૧—૪—૦ |
| ૬૮ ,, ત્રીજી ,, ... ... ... ... ... | ૧—૪—૦ |
| ૬૯ કેવળપુરીની કવિતા ... ... ... ... ... | ૩—૦—૦ |
| ૭૦ વિશ્વની વિચિત્રતા ... ... ... ... ... | ૦—૫—૦ |

ટીપઃ—પહેલાં ૧૨ અને પાછલાં ૭ પુસ્તકો કર્તા તરફથી અને એન. એમ. ત્રિપાઠીની કંપની કાલબાદેવી રોડ મુંબાઇ તરફથી મળશે. ભૂતળ વિદ્યા વડોદરા તથા અંગ્રેજી રાજ્યની શાળાઓમાં ચાલે છે.

